શ્રી આગમોદય સમિતિ ગ્રન્થોદ્ધારે, ગ્રન્થાંક ૬૧.

મહોપાધ્યાય શ્રીકીર્ત્તિવિજયજી ગણિના શિષ્યરત્ન—
મહોપાધ્યાય શ્રીવિનયવિજય-ગણિ-વિરચિત

# શ્રી લોકપ્રકાશ.

## દ્વિતીય ભાગ.

### ક્ષેત્રલોકઃ—પૂર્વાર્દ્ધઃ

( સર્ગ ૧૨ થી ૨૦ )

ભાષાન્તર કર્ત્તા,
શ્રીયુત્ મોતીચંદ ઓધવજી શાહ—ભાવનગર.
'ભરતેશ્વરબાહુબલીવૃત્તિ,' 'સમ્યકત્વકૌમુદિ,' 'અભય-
કુમારચરિત્ર મહાકાવ્ય' ઇત્યાદિના અનુવાદક.

પ્રકાશક,
શા. જીવણચંદ સાકરચંદ જવેરી.
ઑ૦ સેક્રેટરી.

આવૃત્તિ ૧ લી ] ઇ. સ. ૧૯૩૨ [ પ્રત ૧૨૫૦

વીર સંવત્ ૨૪૫૮. વિક્રમ સંવત્ ૧૯૮૮.

મૂલ્ય રૂા૦ ૩-૮-૦

Shri Âgmodaya Samiti Series. No. 61

# LOKA--PRAKÂSH.

BY

**MAHOPÂDHÂYAYA SHRI VINAYAVIJAYA GANI.**

## PART 2—CANTOS 12-20.

EDITED & TRANSLATED

*by*

MOTICHAND ODHAVJI SHAH

TRANSLATOR OF SAMYAKTVA-KAUMUDI, ETC.

*Published by*

JIVANCHAND SAKERCHAND JAVERI,

One of the Hon Secretaries

*of*

SHRI ÂGAMODAYA SAMITI.

First Edition ] A. D. 1932 [ Copies 1250.

Price Rs. 3-8-0.

ॐ ह्रीँ श्रीँ शांतिम्

# આમુખ.

જૈનદર્શનનું સાંગોપાંગ નિરૂપણ કરનારા એક અપૂર્વ ગ્રન્થનો બીજો ભાગ અનુવાદ સહિત પ્રસિદ્ધ કરવા અમે ભાગ્યશાળી થયા છીએ, એથી અમોને પરમ આહ્લાદ થાય છે. આ દાર્શનિક ગ્રન્થના કર્ત્તા મહામહોપાધ્યાય **શ્રીવિનયવિજયગણિ** છે. ચૌદપૂર્વધારી શ્રુતકેવળી **શ્રીભદ્રબાહુસ્વામીએ** રચેલા **કલ્પસૂત્રની** 'સુબોધિકા' અર્થાત્ 'સુખબોધિકા' વૃત્તિદ્વારા તેઓ જૈન અજૈન સમાજને વિશેષ પરિચિત છે. કેમકે મોટે ભાગે-અલ્કે સર્વ સ્થળે પર્યુષણ-પર્વમાં એ વૃત્તિ વાંચવામાં આવે છે. એમની બીજી લોકપ્રીય કૃતિ **શ્રીપાલરાજાનો રાસ** છે કે જે પ્રતિવર્ષ બેવાર આયબીલની ઓળીમાં વંચાય છે. એ રાસ પૂર્ણ કર્યા પૂર્વે તેમનો સ્વર્ગવાસ થયો હોવાથી તેને પૂર્ણ કરવાનું સૌભાગ્ય તેમના વિશ્વાસ-ભાજન સહાધ્યાયી ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય **શ્રીયશોવિજયગણિને** મળે છે. ગ્રન્થકાર **વિચારરત્નાકરના**[1] કર્ત્તા મહોપાધ્યાય **શ્રીકીર્તિવિજયગણિના** શિષ્ય છે.

વીશ હજાર શ્લોક પ્રમાણ પદ્યબદ્ધ **લોકપ્રકાશના** કર્ત્તાના જીવન તેમજ તેની અન્ય કૃતિઓના સંબંધમાં વિશેષ વકતવ્યની આવશ્યકતા અમે સ્વીકારીએ છીએ. વિશેષમાં અનેક ગ્રન્થોના સાક્ષીભૂત પાઠોનું અને પારિભાષિક શબ્દોનું સૂચિપત્ર પણ આપવાની અમને જરૂર જણાય છે. આ ઉપરાંત સ્થાપનાચિત્ર તથા બીજી જે કાંઇ હકીકત આ મહાનિબન્ધને યોગ્ય સ્વરૂપમાં પ્રકટ કરતી વેળાએ ઉપયોગી ગણાય તેનો પણ આસ્વાદ પાઠક વર્ગને મળે તેવી અમારી ઇચ્છા છે. આ બીજો વિભાગ હોવાથી અત્યારે તો આને ન્યાય આપવા વિશિષ્ટ પ્રયાસ કર્યો નથી, પરંતુ અમે આશા રાખીએ છીએ કે અંતિમ વિભાગની પ્રસ્તાવનામાં આ હકીકતોને અવશ્ય યોગ્ય સ્થાન આપી શકાશે. આ ગ્રંથમાં એકંદર ૭૦૦ ગ્રંથોનો આધાર લેવામાં આવેલ છે તે હકીકત બનતા સુધી ગ્રંથોદિકનાં નામ સાથે પ્રસિદ્ધ કરવાની જરૂર છે તે બાબત પણ અતિમ ભાગ વખતે જોઈ લઇશું એવી ઉમેદ છે.

આ અમૂલ્ય ગ્રન્થનું સંશોધનાદિ કાર્ય **અભયકુમારચરિત્ર** વિગેરેના અનુવાદક ભાવનગર નિવાસી શ્રીયુત્ **મોતીચંદ ઓધવજી** શાહ દ્વારા કરવામાં આવ્યું છે. ભાષાંતર શબ્દસર કે સમાસાદિ અન્વય પ્રમાણે કરવામાં આવ્યું નથી, પણ માત્ર વાંચનારને શ્લોકોનો ભાવાર્થ સમજવામાં આવે તે પદ્ધતિથી કર્યું છે. કેટલાક મૂળ શ્લોકો વિના માત્ર અર્થની જિજ્ઞાસાવાળા વાંચનારાઓને આ અનુકુળ થઇ પડશે તેમ ધારી આવું ભાષાંતર પ્રસિદ્ધ કરવાની જરૂર વિચારી છે.

---

૧ શ્રીવિચારરત્નાકર શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડમાથી અંક ૭૨ તરીકે પ્રગટ થયો છે. અને ઉપર જણાવેલ સુબોધિકાવૃત્તિ પણ એજ ફંડમાંથી પૂર્વે બે વાર અંક ૭ અને ૬૧ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવેલ છે.

**શ્રી આગમોદય સમિતિ** તરફથી અત્યાર સુધીમાં મોટે ભાગે મૂળ ગ્રન્થો બહાર પડતા હતા, પરંતુ સંવત્ ૧૯૭૮ ની **રતલામ**ની સભામાં ભાષાન્તર આદિ છપાવવાનો ઠરાવ થયેલો હોવાથી તદનુસાર અમે પૂર્વધર શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત **શ્રીવિશેષાવશ્યક** ભાષ્યનું ભાષાંતર બે વિભાગમાં પ્રસિદ્ધ કર્યું હતું. તેમજ સ્તુતિ આદિના કેટલાક ગ્રન્થો પણ જેવા કે શોભનસ્તુતિ, બપ્પભટ્ટસ્તુતિ, જિનાનંદસ્તુતિ, ભકતામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહો; ગૂજરાતી અનુવાદ સહિત તથા બની શક્યું ત્યાં પ્રતિકૃતિઓ સહિત પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. આવા તાત્વિક ગ્રન્થોની અભિરૂચિવાળા અભ્યાસકોને આ ગ્રન્થ પણ આદરણીય થઇ પડશે એવી અમારી નમ્ર માન્યતા છે. આ ગ્રન્થનો વિષય ઘણો ગહન હોવાથી ઘણી ઓછી વ્યકિતઓ આવા વિષયનો લાભ લે છે એમ અમારા જાણવામાં હોવાથી આ ગ્રન્થ ભાષાંતર સહિત પ્રસિદ્ધ કરવા પ્રયત્ન સેવવામાં આવ્યો છે.[1]

આ ગ્રન્થ સંબંધે કાંઇ ન્યૂનતા આદિ માલમ પડે, તેમજ બીજી કાંઇ વિશેષ માહિતી દાખલ કરવી રહી ગયેલી જણાય તેમજ અન્ય કોઇ સૂચના કરવી યોગ્ય લાગે તે જો પાઠક વર્ગ તરફથી અમને લખી જણાવવામાં આવશે તો તેનો અમલ કરવા અવશ્ય બનતું કરીશું.

ભાષાંતરને સાંગોપાંગ અને સમ્પૂર્ણ શુદ્ધતાવાળું ઉતારવાને માટે વખતો વખત અનુવાદક મહાશયને પ્રેરણા કરવામાં આવતી, અને અન્ય વિદ્વાનો તરફ ફારમો વગેરે કવચિત્ તપાસવા મોકલવામાં પણ આવતા. અનુવાદક મહાશયે બને એટલી કાળજીપૂર્વક કામ કર્યું હશે તથાપિ, વિષય અતિ ગહન હોઇ એના સંપૂર્ણ અભ્યાસી તેઓ ન હોવાથી, તેમાંયે ઉંડાણમાં ઉતરી મંથનવડે કરાયેલો અભ્યાસ અતિઅલ્પ હોવાથી, ભાષાંતરની શુદ્ધતાની વિશેષ પ્રતીતિ માટે છપાયેલાં ફારમો ફરીથી વિદ્વાનો તરફ મોકલવામાં આવતા માલમ પડ્યું કે અશુદ્ધિઓ રહી છે અને શુદ્ધિપત્ર દાખલ કરવા જેવી સ્થિતિ ઉપસ્થિત થઇ છે.

વિદ્વાનોદ્વારા ફારમોની ફેરવણી, શુદ્ધાશુદ્ધિની તારવણી તેમજ અનુવાદક મહાશય અને વિદ્વાનોની મતફેરીના કારણે આ તૈયાર થઇ ગયેલા ગ્રથને બહાર પાડવામાં વિશેષ સમય વ્યતિત થઇ ગયો છે. આખરે શુદ્ધિપત્ર આપવું એવો અમારો ઇરાદો થવાથી શુદ્ધિપત્ર તૈયાર કરાવીને આની અંદર દાખલ કરવામાં આવ્યું છે.

સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં રચેલા આગમાદિ ગ્રન્થોને સુપરરોયલ સાઇઝમાં ૧૨ પેજી પોથી આકારે બહાર પાડવામા આવે છે, જ્યારે **વિચારસાર પ્રકરણ**ને ડેમી આઠ પેજી પુસ્તક આકારે અને **વિશેષાવશ્યક** ભાષાંતરને બે ભાગમાં સુપરરોયલ સાઇઝમાં આઠ પેજી પુસ્તકાકારે બહાર પાડવામાં આવ્યા છે તેમજ આને પણ સુપરરોયલ ૮ પેજી સાઇઝમાં પુસ્તક આકારે બહાર પાડવામાં આવે છે. અને સ્તુતિ આદિના તથા ભકતામરપાદપૂર્તિના પુસ્તકોને ક્રાઉન ૮ પેજી સાઇઝમાં પ્રસિદ્ધ કર્યા છે.

---

૧ મૂળ ગ્રન્થ પોથી આકારે શેઠ દે. લા. જૈન પુસ્તકોદ્ધાર ફંડમાંથી દ્રવ્ય અને ક્ષેત્રલોકનો બે ભાગમાં અંક ૬૫ અને ૭૪ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. પછીના કાલ અને ભાવલોકને પ્રસિદ્ધ કરવાનું કાર્ય ચાલુ છે.

**આગમોદય સમિતિ** દ્વારા અપૂર્વ ગ્રન્થો બહાર પડે છે તેનો સામાન્ય ઇતિહાસ આપવો અસ્થાને લેખાશે નહિ.

**સ્થાપના—**

આ સસ્થાની સ્થાપના અમદાવાદ જીલ્લાના વીરમગામ તાલુકાના **ભોયણી** ગામમાં સંવત્ ૧૯૭૧ ના મહા શુદિ ૧૦ (ઇ. સ. ૧૯૧૫ની જાન્યુઆરીની ૨૫ મી તારીખ)ને સોમવારે કરવામાં આવી છે. **ભોયણી** ગામની ખ્યાતિ જૈનોના ઇતિહાસમાં ઘણી મશહુર છે, કારણ કે આ ગામ ૧૯ મા તીર્થંકર શ્રી**મલ્લિનાથ**ની યાત્રાનું ધામ છે. પંન્યાસ શ્રી**આનંદસાગર**ગણિ ( આગમોદ્ધારક શ્રી**આનંદસાગરસૂરીશ્વર** ) ના ઉપદેશથી સ્વર્ગસ્થ પંન્યાસ **શ્રી મણિવિજયજી**, પંન્યાસ **શ્રી મેઘવિજયજી**, (આચાર્ય **શ્રી વિજયમેઘસૂરિ**) અને બીજા જૈન સાધુ મહારાજો તેમજ આ સંસ્થાના માનનીય સેક્રેટરી સ્વર્ગસ્થ શેઠ **વેણીચંદ સૂરચંદ** વગેરે ગૃહસ્થોની હાજરીમાં સ્થાપના કરવામાં આવી હતી.

**ઉદ્દેશ—**

( ૧ ) ગીતાર્થ મુનિરાજ પાસેથી અન્ય મુનિવર્યો આગમોની વાચના લઇ તેનો અભ્યાસ કરી યથાર્થ સદ્બોધ મેળવે તથા ( ૨ ) વિદ્વાન્ મુનિરાજોની દૃષ્ટિ હેઠલ શોધાવીને જોઇતી સંખ્યામાં શુદ્ધ પ્રતો છપાવી તેનો પ્રચાર કરી શકાય એ ઉદ્દેશ લક્ષ્યમાં રાખીને આ સંસ્થા સ્થાપવામાં આવી છે.

**કાર્યસિદ્ધિ—**

પહેલા હેતુની પૂર્તિ કરવા માટે પાટણ (ઉત્તર ગૂજરાત), કપડવંજ (ખેડાજીલ્લો,) અમદાવાદ, સુરત, પાલીતાણા, અને રતલામ (માળવા)માં આગમોની વાચનાનો પ્રબંધ યોજવામાં આવ્યો હતો. એનો લાભ ઘણા સાધુ-સાધ્વીઓએ લીધો હતો. બીજા હેતુની પૂર્ણતા માટે આ સંસ્થાએ આગમ વગેરે જૈન ધર્મના પુસ્તકો છપાવી બહાર પાડયાં છે. જેની વિગત જાહેરાતોમાં રજુ કરવામાં આવેલ છે.

**કાર્યવાહક મંડળ—**

આ સંસ્થાના સર્વ સાધારણ મંડળમાં ઘણા સભાસદો છે, તેમાં કાર્યવાહક સેક્રેટરી મંડળ સભાસદો નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| ૧ | શેઠ સૂરચંદભાઇ પુરૂષોત્તમદાસ બદામી | સુરત |
| ૨ | ,, કુંવરજી આણંદજી કાપડિયા | ભાવનગર |
| ૩ | ,, કેશવલાલ પ્રેમચંદ મોદી | અમદાવાદ |
| ૪ | ,, કમળશીભાઇ ગુલાબચંદ | રાધનપુર |

૫ ,, ભોગીલાલ હાલાભાઇ પાટણ
૬ ,, જીવણચંદ સાકરચંદ જવેરી મુંબઇ

સાધારણ રીતે આઠ સેક્રેટરીઓ રાખવાનો નિયમ છે પરંતુ શેઠ **ચુનીલાલ છગનચંદ** શ્રોફ–સુરત અને શેઠ **મણિલાલ સૂરજમલ** ઝવેરી–પાલણપુરવાળા દેવગત થયેલાં હોવાથી હાલ ૭ સેક્રેટરીઓ છે.

બન્ને ગૃહસ્થોના મરણની નોંધ લેતાં અત્યંત દિલગીરી પ્રાપ્ત થાય છે. બેઉ ગૃહસ્થોને પરમાત્મા પરમશાંતિ બક્ષે એવું પ્રાર્થીએ છીએ.

**કાર્યાલય—**

થોડા વખત સુધી આ સંસ્થાની ઓફીસ જ્યાં જ્યાં આગમ વાંચવાનું કાર્ય થતું ત્યાં ત્યાં રાખવામાં આવતી ને જરૂર પ્રમાણે બીજે સ્થળે સગવડ માટે ફેરવવામાં આવતી હતી. હમણા મુખ્ય ઓફીસ તથા ગ્રન્થોના વેચાણ માટેની ઓફીસ સુરત ગોપીપુરા શેઠ દેવચંદ લાલભાઇની ધર્મશાળામાં ( વિદ્યાર્થી ભુવનમાં ) રાખવામાં આવી છે.

આ ગ્રન્થના ૭ મા પાને ટીપમાં જણાવ્યા પ્રમાણે લોકનાળકાનું ચિત્ર આપવામાં આવ્યું છે. લોકનાળિકાના ચિત્રનો બ્લોક અમારા માનવંત સેક્રેટરી **શેઠ કુંવરજી આણંદજી** કાપડિયાના પ્રયાસથી **શ્રી જૈન ધર્મ પ્રસારક** સભા ભાવનગર પાસેથી અમોને મળ્યો છે. એ બદલ અમો સભાનો અંતઃકરણથી આભાર સ્વીકારીયે છિયે.

સુરત, ગોપીપુરા
સં. ૧૯૮૮



જીવણચંદ સાકરચંદ જવેરી,
માનદ્ સેક્રેટરી.
તથા અન્ય માનદ્ મંત્રીઓ.



# अनुक्रमणिका.

—•—

દરેક સર્ગમાં શું શું આવેલ છે તે આ સાથેના બીજક ઉપરથી લીધેલા સાર ઉપરથી જાણી શકાશે. તે સર્ગનો પૃષ્ટવાર અનુક્રમ નીચે પ્રમાણે—



પ્રારંભમાં આપેલ પ્રસ્તાવના, શુદ્ધિપત્ર ને બીજક જરૂર વાંચશો.



## શ્રી લોકપ્રકાશના બીજક તરીકેના સર્ગ ૩૭ મામાં આ વિભાગમાં આવેલા સર્ગ ૧૨ થી ૨૦ સુધીમાં શું શું આવ્યાનું કહેલ છે તે નીચે પ્રમાણે—

ક્ષેત્રલોકમાં બારમા સર્ગમાં સામાન્યથી ક્ષેત્રનું નિરૂપણ, લોકમાં દિશાનું નિરૂપણ, રજ્જુ અને ખંડુનું સ્વરૂપ, સંવર્તિતલોકનું સ્વરૂપ અને તે ઉપર દૃષ્ટાંત, મહત્તા ને આયામપૂર્વક રત્નપ્રભા પૃથ્વીનું નિરૂપણ, વ્યંતરોની નગરાદિ સમૃદ્ધિનું પરિકિર્તન, આ સર્વ સવિશેષપણે નિરૂપિત કરેલ છે.

તેરમા સર્ગમાં ભુવનપતિનું સ્વરૂપ, તેના ઇંદ્રોનું સ્વરૂપ અને તેના સામાનિક દેવો, અગ્રમહિષી વિગેરેનું સ્વરૂપ વિસ્તારથી કહ્યું છે.

ચૌદમા સર્ગમાં સાત નરકનું નિરૂપણ, તેના પ્રસ્તટ, દરેક પ્રસ્તટે શરીરનું પ્રમાણ, લેશ્યા, આયુ અને વેદના વિગેરે યુક્તિપૂર્વક બતાવ્યું છે.

પંદરમા સર્ગમાં તિર્યક્લોકનું સ્વરૂપ, અસંખ્યાત દ્વીપસમુદ્રનું વર્ણન, જંબૂદ્વીપની જગતિનું ને તેના દ્વારનું તેમજ તેના સ્વામીનું વર્ણન છે. આ સર્ગમાં વિજયદેવની ઋદ્ધિનું બહુ વિસ્તારથી વર્ણન છે.

સોળમા સર્ગમાં ભરતક્ષેત્ર, વૈતાઢ્ય પર્વત, તેની ગુફાઓ તથા કૂટો, હિમવંત પર્વત, પદ્મદ્રહ, શ્રીદેવી, ગંગા વિગેરે નદીઓ, લવણ સમુદ્રમાં નીકળેલી બે પર્વતની આઠ દાઢાઓ, તેના પર રહેલા અંતરદ્વીપો, તેમાં રહેલા યુગલિકો, હૈમવંત ક્ષેત્ર, તેમાં રહેલ વૃત્તવૈતાઢ્ય, મહાહિમવંત પર્વત, તેની ઉપરના દ્રહમાંથી નીકળતી નદીઓ અને તેના પર રહેલ દ્રહ ને કૂટો, હરિવર્ષ ક્ષેત્ર, નિષધ પર્વત, શીતા શીતોદા નદી અને પાંચ પાંચ દ્રહોનું વર્ણન છે.

સત્તરમા સર્ગમાં દેવકુરૂ ને ઉત્તરકુરૂ ક્ષેત્ર, પૂર્વ ને પશ્ચિમ મહાવિદેહ, મહાવિદેહનું વર્ણન, તેના મુખ્યતાએ ચાર વિભાગ, તેમાં રહેલી વિજયો, વક્ષસ્કાર પર્વતો, અંતરનદીઓ, વિજયમાં રહેલ વૈતાઢ્ય, તેના છ ખંડ અને મુખ્ય નગરીઓ, ગંધમાદન ને માલ્યવંત ગજદંતાનું વર્ણન, ઉત્તરકુરૂક્ષેત્રનું વિસ્તારથી નિરૂપણ, યમકાદ્રિ દ્રહો, કંચનગિરિઓ, જંબૂવૃક્ષનું તેના કૂટો સહિત વર્ણન, તેના અધિપતિનું વર્ણન, સૌમનસ ને વિદ્યુત્પ્રભ ગંજદતાનું વર્ણન, દેવકુરૂક્ષેત્રનું વર્ણન, તેમાં રહેલા ચિત્ર ને વિચિત્ર પર્વતો, દ્રહો, કંચનગિરિઓ, શાલ્મલીવૃક્ષ વિગેરેનું વર્ણન છે.

અઢારમા સર્ગમાં મેરૂપર્વતનું વર્ણન, તેના ચાર વન, તેમાં આવેલા કૂટો, મેરૂની ત્રણ મેખલા, ઉપર આવેલી ચૂલિકા અને પાંડુકવનમાં આવેલ શિલાઓ ને સિંહાસનોનું વર્ણન છે.

ઓગણીશમા સર્ગમાં નીલવંતપર્વત, તેની ઉપર કૂટો, દ્રહ, તેની અધિષ્ટાયક દેવી, દ્રહમાંથી નીકળતી શીતા ને નારીકાંતા નદીનું નામમાત્ર વર્ણન, રમ્યક્ ક્ષેત્ર, રૂક્મિ પર્વત, હૈરણ્યવત ક્ષેત્ર, શિખરી પર્વત, ઐરવત ક્ષેત્ર, તેના છ ખંડ અને મધ્યની નગરી વિગેરેનું વર્ણન, ક્ષેત્ર ને પર્વતાદિનું ઉત્તર દક્ષિણમાં સામ્યપણું, સર્વ પર્વતોપરના કૂટોની એકંદર સંખ્યા, વિદ્યાધરની શ્રેણિઓ, તે પરના નગરો, તેમજ કુલ નદીઓ, પ્રપાત કુંડો અને દ્રહોની સંખ્યા, ચક્રવર્તીના રત્નો, અરિહંતની સ્થિતિ, જંબૂદ્વીપવર્તિ સૂર્ય, ચંદ્ર, ગ્રહાદિકની સંખ્યા વિગેરે આપેલ છે.

વીશમા સર્ગમાં વિસ્તારવાળા પાંચદ્વારવડે સૂર્ય, ચંદ્રના મંડળાદિનું ને તેના ચારનું વર્ણન તથા તેની સાથે નક્ષત્રના યોગનું, દિનવૃદ્ધિ ને ક્ષયાદિકનું, ધ્રુવરાહુનું ને પર્વરાહુનું, તિથિની ઉત્પત્તિનું અને પંદર દ્વારોવડે નક્ષત્રોનું નિરૂપણ કરેલું છે. કુંવરજી.

## શ્રી ક્ષેત્રલોક પ્રકાશના ભાષાંતરમાં જણાયેલી

# ભૂલોનો સુધારો.

### ( સર્ગ ૧૨ થી ૨૦. વિભાગ ૧ લો. )

આ સુધારો તમામ ભાષાંતર મૂળ સાથે મેળવીને કરવામા આવ્યો નથી, પરંતુ ભાષાતર વાંચતા જ્યાં ભૂલ જેવું જણાયું ત્યાં મૂળમા જોઇને સુધારો લખવામા આવ્યો છે. મૂળ સાથે તમામ મેળવતા વધારે ભૂલો નીકળવાનો સંભવ છે. મૂળની અશુદ્ધિનું પણ શુદ્ધિપત્ર કરવામા આવેલ નથી. વળી ભાષાતરમા રહેલ પ્રુફની સામાન્ય ભૂલો પણ આમા દાખલ કરી નથી.

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૨-૫-૧૧ | કલ્પોજ | કલ્પોજ |
| ૧૬ | ૧ | કલ્પોજ | કલ્પોજ |

૪૫ ૨ 'એઓને' પછી ( ઉત્પન્ન થનારને પૂર્વભવમાં ) આટલું વધારવું.

૪૫ ૮ બીજાઓ—પછી ( ઉત્કૃષ્ટ આયુવાળા ) વધારવું.

૪૭ ૮ અસુર—પછી કુમાર વધારવું.

૫૦ ૨ 'અત્યંત દર્શનીય એવા મેરૂપર્વતથી' એમ લખેલ છે, તેને બદલે 'જંબૂદ્વીપના સુદર્શન નામના મેરૂપર્વતથી' જોઇએ.

૫૫ ૪ 'સભાની બહાર' છે ત્યા 'સુધર્મા સભાની બહાર' જોઇએ

૫૫ ૯ 'એજ' છે ત્યાં સ્પષ્ટતાની ખાતર 'પૂર્વે કહેલા' જોઇએ.

૫૬ ૩ 'એના કુટુંબમાં જાગરણ હતું તે વખતે' એમ લખેલ છે તેને બદલે 'કુટુંબ જાગરિકાએ જાગતા—કુટુંબ સંબંધી વિચાર કરતાં' જોઇએ.

૫૬ છેલ્લી ૫૭ પેલી 'પાદપાદ્યોપગમન કરી' એમ છે તેને બદલે 'પાદપોપગમન અનશન કરી'

૫૮ ૧ 'જેઓના હાથનો માર ખાઇ મરવાનો વખત આવ્યો તો' આમ છે તેને બદલે 'જો એ વજ્રવડે મને હણે—પ્રહાર કરે તો' એમ જોઇએ.

૫૮ ૬-૭ 'અગ્યાર વષની પર્યાયવાળા' છે ત્યાં 'અગ્યાર વર્ષના દીક્ષાપર્યાયવાળા' જોઇએ.

૫૮ ૧૦ 'આવી ઉભો' છે ત્યા 'આવ્યો' એમ જોઇએ.

૫૮ ૧૦ 'નવીન શરીર' છે ત્યા 'ઉત્તર વૈક્રિય શરીર' જોઇએ.

૫૯ ૮ 'જ્યોતિષીઓના ટુકડા કરતો' છે તેને બદલે 'જ્યોતિષીઓના બે વિભાગ કરી-જુદા પાડતો.' એમ જોઇએ.

૬૧ પંક્તિ છેલ્લીમા 'ભાવિક છે' ત્યાં 'ભાવિતાત્મા' જોઇએ.

૬૪ ૧૩ 'આઠ હજાર પરીવાર કહેવાય કેમકે એઓમા આઠ હજાર નવીન' આમ છે તેને બદલે 'આઠ હજાર દેવીઓનો પરીવાર છે અને એઓમા બીજી આઠ હજાર નવીન' એમ જોઇએ.

૬૫ ૭ 'વળી હજાર હજારનો પરીવાર છે કેમકે એઓ હજાર હજાર નવી' આમ છે તેને બદલે 'હજાર હજારનો પરીવાર છે અને એઓ હજાર હજાર નવી' એમ જોઇએ.

૬૭ ૬ ‘ ચુડામણિવાળો ’ છે ત્યા ‘ ચુડામણિના ચિન્હવાળો ’

૬૭ ૮ ‘ દાક્ષિણાત્ય અસુરોનો અને એમની સ્ત્રીઓનો ’ છે તેને બદલે ‘ દાક્ષિણાત્ય સ્ત્રીઓ સહિત અસુરોનો ’

૭૦ ૩ ‘ ચમરેંદ્રના એ દેવોની ’ છે ત્યાં ‘ ચમરેંદ્રના ત્રાયસ્ત્રિંશક દેવોની ’

૭૧ ૧ ‘ ચાળીશ ચાળીશ ’ છે ત્યાં ‘ ચાળીશ ’

૭૪ ૧ ‘ એઓનું ’ ત્યા ‘ એઓ ’ ‘ થઇ શકે છે ’ ત્યાં ‘ કરી શકે છે ’

૭૪ ૧–૨ ‘ અને જઘન્ય પ્રારંભ વખતે ’ ત્યા ‘ તે પ્રારંભ વખતે જઘન્ય ’

૭૪ ૪ ‘ કંઇક અધિક છે ’ ત્યા ‘ સાગરોપમથી કંઇક અધિક છે ’

૭૪ ૬ ‘ ચાડાચાર ’ તે ‘ સાડાચાર ’

૭૪ ૧૨ ‘ વધારે વર્ષે ’ છે ત્યાં ‘ કંઇક વધારે વર્ષે ’

૭૪ ૧૩ ‘ ચાર મુહૂર્તે ’ છે ત્યાં ‘ મુહૂર્ત પૃથકત્વે ’

૭૪ ૧૪ ‘ ચાર દિવસે ’ છે ત્યાં ‘ દિવસપૃથકત્વે ’

૭૫ ૭ ‘ એવા મિત્રોનું ’ છે ત્યાં ‘ પૂર્વભવના મિત્રોનું ’

૭૮ ૯ ‘ કારણ કે ’ છે ત્યા ‘ અને ’

૭૮ ૧૦ ‘ દેવીઓ ’ છે ત્યા ‘ બીજી દેવીઓ ’

૮૦ ૭ ‘ જેટલા ’ છે તે ન જોઇએ.

૮૦ ૭ ‘ ત્રણત્રણતો ’ છે ત્યા ‘ ત્રણ ’

૯૦ ૨ ‘ અસુર ’ છે ત્યાં ‘ અસુરકુમાર ’

૯૦ ૯ ‘ દ્વેષી ’ છે ત્યા ‘ વૈરવડે ક્રૂર ’

૯૧ ૫–૬ ‘ છેલ્લી બે લેશ્યા નથી કેમકે સંસારનો એવો સ્વભાવ છે ’ તેને બદલે ‘ છેલ્લી બે લેશ્યા ભવસ્વભાવેજ તેમને નથી. ’

૯૩ ૧ ‘ પહેલી નરક પૃથ્વીથી ’ ને બદલે ‘ પહેલી નરક પૃથ્વીના ૧૮૦૦૦૦ યોજન પિંડમાંથી ’

૯૩ ૨ ‘ નરકાવાસના (તેર) રસ્તા છે. ’ ત્યા ‘ નરકાવાસની શ્રેણિઓવાળા ૧૩ પ્રસ્તટો (પ્રતરો) છે. ’

૯૩ ૩ ‘ એઓ સમશ્રેણિમાં રહેલા હોવાથી એકેક રસ્તો એ એકેક પ્રસ્તર થયો ’ છે, તેને બદલે ‘ સમશ્રેણિમા રહેલા તે નરકાવાસાઓ વડે એકેક પ્રસ્તટ (પ્રતર) થાય છે ’

૯૩ ૯–૧૦ મા ૧૧૫૮૩ૢ યોજનનું જે પ્રતર પ્રતરનું આંતરૂં કહ્યું છે તે ૧૭૮૦૦૦ યોજનમાથી ૧૩ પ્રતરના ૩૯૦૦૦ યોજન બાદ કરતા બાકી રહેલા ૧૩૯૦૦૦ યોજનને બાર વડે ભાગતાં આવે છે. આતરા ૧૨ છે.

૯૯ ૬–૭ મૂળ શ્લોક ૪૨ માનો અર્થ–‘ બંધન એટલે નારકોનો પ્રત્યેક સમયે થતા આહાર્ય પુદ્દગલો સાથેનો સંબંધ એ જાણે જાજવલ્ય અગ્નિ હોયની એવો ભયંકર છે. ’ આ પ્રમાણે જોઇએ.

૯૯ ૧૦–૧૧–૧૨ શ્લોક ૪૪ માનો અર્થ—‘ એઓનું સંસ્થાન અત્યંત કનિષ્ટ એવું હુંડ છે. પાંખો કાપી નાખી હોય એવા પક્ષીના જેવું વિરૂપ છે વળી ભીંતો વિગેરેમાથી જે પુદ્દગલો છૂટા થઇને પડે છે તે પણ એઓને શસ્ત્રના પ્રહાર જેવા અત્યંત દુઃખદાયક થઇ પડે છે. ’ આમ જોઇએ.

૯૯ ૧૪ ‘ ગાઢ અન્ધકારમય હોય છે ’ તેને બદલે ‘ ગાઢ અન્ધકારમય સ્થાનમાં રહેલા હોય છે. ’

૯૯ ૩ ‘ દશ પ્રકારની પરિણતિ ’ છે ત્યા ‘ દશ પ્રકારના પુદ્દગલ પરિણામ ’

૧૦૨ ૬ ‘ અનન્તગણો ’ છે ત્યા ‘ મનુષ્ય કરતા અનન્તગણો છે. ’

૧૦૨ ૧૦ ‘ અગ્નિ ઉપચરિત ’ લખેલ છે એટલે બાદર અગ્નિ અઢીદ્વીપની બહાર ન હોવાથી અગ્નિ જેવા ઉષ્ણ પુદ્દગલરૂપ કૃત્રિમ જાણવો.

૧૦૪ ૧૪ 'સેવાય' પછી 'તેથી વિપરીત સર્વત્ર અસંજ્ઞી જાણવા.' એટલો અર્થ રહી ગયેલ છે.
૧૦૭ ૧૦ 'ધાણીમાં' ત્યા 'વજાની ઘંટીમાં'
૧૦૭ ૧૧ 'કદર્થના' ત્યા 'પીલાવાની કદર્થના'
૧૧૦ ૧૩–૧૪ શ્લોક ૧૦૯ માનો અર્થ–'એ પરથી એમ સિદ્ધ થાય છે કે બીજે પ્રતરે ૯૦ હજાર વર્ષથી સમયાદિ અધિક અને દશ લાખ વર્ષથી ન્યૂન સ્થિતિ કોઇપણ નારકીની હોયજ નહીં.' આ પ્રમાણે જોઇએ.
૧૧૪ ૩ 'પ્રત્યેક પ્રતરે આઠ આઠ નરકાવાસ નીકળેલી છે.' તેને બદલે 'પ્રત્યેક પ્રતરે આઠ આઠ નરકાવાસાની શ્રેણિઓ નીકળેલી છે.'
૧૨૦ ૫ 'ઉઠ્ઠામા' છે ત્યા 'છઠ્ઠામાં'
૧૩૫ ૧ 'ઘોડાની જેમ ચઢી ચઢીને ખાતા ખાતા' ને બદલે 'ઘોડાની જેમ એક બીજાની ઉપર આરોહણુ કરતા આરોહણુ કરતા'
૧૩૫ ૩ 'એક બીજાને ઘોડો કરીને' આને બદલે 'ઘોડાની જેમ એક બીજાની ઉપર આરો-હણુ કરતા.'
૧૩૯ ૧ 'ગર્ભજ સર્પો' છે ત્યાં 'ગર્ભજ ભુજપરીસર્પો.'
૧૩૯ ૧૦–૧૧ પંક્તિમાં જે લખેલ છે તેને બદલે 'આ કહી તે એ નરકમા જવાના હોય એવા જીવોની ઉત્કૃષ્ટી ગતિ છે અને પહેલી નરકના પહેલા પ્રસ્તરમા ઉપજવું તે નરકે જનારા સર્વ જીવોની જઘન્યગતિ છે.' આ પ્રમાણે જોઇએ.
૧૪૦ ૧ 'જે ચક્રવર્તીઓ થાય છે તે પહેલી નરકમાંથીજ ઉદ્ધરાઇ ને થાય છે.' તેને બદલે 'પહેલી નરકમાંથી ઉદ્ધરેલ જીવ ચક્રવર્તી થઇ શકે છે' એમ જોઉએ.
૧૪૦ ૨–૩ જે છાપેલ છે તેને બદલે–'બળદેવ કે વાસુદેવ પહેલી બે નરકમાંથી ઉદ્ધરીને થઇ શકે છે અને પહેલી ત્રણુ નરકમાંથી ઉદ્ધરીને તીર્થંકર થઇ શકે છે.' એમ જોઇએ.
૧૪૧ ૭ નિષ્પાપી ને બદલે અલ્પપાપી–અહીં અનઘ શબ્દ અલ્પવાચક છે.
૧૪૧ ૭ 'એઓના કર્મો જો લઘુ હોય છે તો' એને બદલે 'એઓના કર્મો લઘુ હોવાથી–અર્થાત્ તેઓ હળુકર્મી હોવાથી' એમ જોઇએ.
૧૪૧ ૧૧ 'પરિગ્રહમા રક્ત હોઇ રૂંધાઇ ગયેલો પ્રાણી' તેને બદલે 'પરિગ્રહમાં રક્ત અને રૌદ્ર-ધ્યાની' એમ જોઇએ.
૧૪૩ ૨ 'અધ્યવસાય' અગાઉ 'શુભ' વિશેષણુની જરૂર છે.
„ ૨ 'જન્માદિ સમયે' પછી '( પાંચ કલ્યાણુકે )' ની જરૂર છે.
„ ૨ 'શાતાકર્મના ઉદયથી' ત્યાં 'શાતાવેદની કર્મના ઉદયથી'
„ ૫ 'ઉપાર્જન કરે છે' તેને બદલે 'ઉપાર્જન કરેલ હોવાથી'
૧૪૫ ૧૧ 'અરૂણાવભાસક' છે ત્યાં 'અરૂણવરાવભાસક'.
„ ૧૧ 'કુંડલાવભાસક' છે ત્યા 'કુંડલવરાવભાસક'
૧૪૬ ૧ 'શંખાવભાસક' છે ત્યા 'શંખવરાવભાસક'
„ ૧ 'રૂચકાવભાસક' છે ત્યા 'રૂચકવરાવભાસક'
„ ૧ 'ભુજગાવભાસક' છે ત્યા 'ભુજગવરાવભાસક'
૧૪૬ ૧૦ પ્રારંભમા 'ઉપર પ્રમાણે' એટલું વધારવું.
૧૪૮ ૬ ત્રણુ લાખ સોળ હજાર પછી ૨૨૭ યોજન જોઇએ.
૧૫૦ ૭ 'પૃથ્વી જળજીવ' છે ત્યા 'પૃથ્વી અને જળના જીવ'.
„ ૭–૮ 'પૃથ્વી જળજીવ' છે ત્યા 'પૃથ્વી અને જળના જીવ'
૧૫૬ ૩ 'એક ગવાક્ષ' છે ત્યા 'એક ગવાક્ષનો વલય'

| | | |
|---|---|---|
| ૧૫૬ | ૩ | ' એ ગવાક્ષ ' છે ત્યાં ' એમાંના સર્વ ગવાક્ષો ' |
| ,, | ૫ | ' આનંદ આપે છે ' ની પછી ' અને દેવોને રમવા લાયક છે. ' |
| ,, | ૬ | ' ગવાક્ષ ' છે ત્યા ' ગવાક્ષવલય ' |
| ,, | ૮ | ' ગવાક્ષ ' છે ત્યાં ' ગવાક્ષકટક ' |
| ૧૫૭ | ૩ | ' ગવાક્ષ ' છે ત્યા ' ગવાક્ષકટક ' |
| ,, | ૫ | ' આ પ્રમાણેનો જગતિનો કોટ હોય છે ' તેને બદલે ' આ પ્રમાણે જગતિ એટલે કોટ હોય છે. ' |
| ૧૬૦ | ૭ | ' દરેકમાં ' છે ત્યા ' દરેક પીઠ ઉપર ' |
| ૧૬૯ | ૩ | ' ચાર દિશાઓમા થઇને ' બદલે ' ચારે દિશાઓમા ચાર ચાર હજાર હોવાથી ' |
| ૧૭૧ | ૭–૮ | ' ચોપાટની ' છે ત્યાં ' અક્ષપાટની ' |
| ૧૭૬ | ૫ | ' એક વખત ' ની પછી ' નવા ઉપજેલા ' |
| ,, | ૫ | ' વિમાનને માટે ' છે ત્યા ' અમુક વિમાન માટે ' |
| ૧૮૦ | ૨ | ' આ જ જંબૂદ્વીપમા ' છે તેને બદલે ' વિજયદેવનો રાજધાનીવાળા બીજા જંબૂદ્વીપમાં ' |
| ,, | ૩ | ' આ જ ' છે ત્યા ' આ બીજા ' |
| ,, | ૭ | ' જંબૂદ્વીપમાં જ ' છે ત્યા ' આ બીજા જંબૂદ્વીપમાં જ ' |
| ,, | ૧૦ | ' નામવાળા ' છે ત્યાં ' નામવાળા અન્ય ' |
| ૧૮૩ | ૬ | ' આચારનિરૂપક ગ્રંથો ' છે ત્યા ' તેનો કલ્પ ( આચાર ) બતાવનાર ગ્રંથો ' |
| ૧૮૬ | ૭ | ' ૫૧૯ યોજન ' છે ત્યા ' ૫૨૬ યોજન ' |
| ૧૮૬ | ૧૧ | ' બેઉ વનો ' છે ત્યા ' બેઉ વનો મળીને ' |
| ૧૮૭ | ૩ | ' મહાવિદેહ આદિકની ' છે ત્યા ' મહાવિદેહની ' |
| ૧૮૭ | ૧૧ | ' લગભગ ' છે ત્યા ' કાંઇક ઉણી ' |
| ૧૮૯ | ૮ | ' પાચ ખંડ છે ' ત્યા ' પાચ ખંડ અનાર્ય છે. ' |
| ૧૯૨ | ૬ | ' મૂકીને ' છે ત્યાર પછી ' ઉપર જઇએ ત્યારે ' એટલું જોઇએ. |
| ,, | ૬ | ' મેખળા છે ' ત્યાં ' મેખળા દશ દશ યોજનની છે. ' |
| ૧૯૪ | ૧ | ' પીસ્તાલીશ ' પછી ' યોજન ' |
| ,, | ૧૦ | ' એકસઠ ' પછી ' યોજન ' |
| ,, | ૧૧ | ' સાત ' પછી ' યોજન ' |
| ૧૯૫ | ૧ | ' ઓગણત્રીશ ' પછી ' યોજન ' |
| ,, | ૬ | ' સિદ્ધાયતન છે ' ત્યા ' સિદ્ધાયતન કૂટ છે. ' |
| ,, | ૧૨ | ' વીશ યોજન ' છે ત્યાં ' કાઇક ઉન વીશ યોજન ' |
| ,, | ૧૩ | ' કંઇક ન્યૂન ' છે ત્યા ' કંઇક વિશેષ ' |
| ૧૯૬ | ૧૨ | ' ચારસો ચાલીશ ' છે ત્યા ' ચૌદસો ચાળીશ. ' |
| ૧૯૭ | ૯ | ' ઋષભ વિગેરે નામ છે ' ત્યા ' ઋષભાનન વિગેરે ચાર નામ છે. ' |
| ,, | ૧૪ | ' સુવર્ણની બનાવેલી છે ' ત્યા ' ત્યા સુવર્ણની છે ' |
| ૧૯૯ | ૧૨ | ' અને પડખે ' છે ત્યા ' અને બે પડખે ' |
| ૧૯૯ | ૧૩ | ' રહેલી છે ' ત્યાં ' પ્રતિમા રહેલી છે ' |
| ૨૦૦ | ૨ | ' સુપ્રતિષ્ટ ( સુપડી ? ) ' છે ત્યાં ' સુપ્રતિષ્ઠ ( ડાબલો ) ' |
| ,, | ૭ | ' વૃત્તમાળ ' છે ત્યા ' નૃત્તમાળ ' |
| ,, | ૯ | ' હવે ૭ રહ્યા એ ' છે ત્યા ' બાકી રહેલા ૭ ' |

૨૦૧ ૩ 'આ અમારો અભિપ્રાય' છે ત્યાં 'આ અભિપ્રાય'
„ ૭ 'પચાસ' છે ત્યા 'પાચસો' મૂળમા પણ પંચશતા છે.
„ ૭ 'પચીશ' છે ત્યાં 'તેથી અર્ધ એટલે અઢીસો'
૨૦૨ ૧૩ 'ટોડલો' છે ત્યાં 'ટોડો' દ્વારની પાછળ નીચે હોય છે. ટોડલો તો દ્વાર ઉપર હોય છે.
૨૦૨-૧૨-૧૪ 'ટોડલા' ત્યાં 'ટોડા'
૨૦૩ ૧૫ 'મંડળ થાય' ત્યા 'એમ કુલ ૪૯ મંડળ થાય'
„ ૧૫ 'બધું થાય' ત્યા '૪૯ મંડળ થાય'
૨૦૮ ૧૩ 'આશરે બાર યોજન' છે ત્યા 'બાર યોજન ઝાઝેરો'
૨૦૯ ૧૨ 'તેથી ત્યા' છે ત્યા 'એમ બે જગ્યાએ લખાણું તેથી'
„ ૧૫ 'નિર્ણય ન થયેલ હોઇ બેઉ મત સ્વીકાર્યા છે' તેને બદલે 'નિર્ણય ન થવાથી બેઉ મત તુલ્યપણે સ્વીકાર્યા છે.'
૨૧૦ ૧૧ 'છપ્પન હજાર નદીઓ' છે ત્યા '૨૮ હજાર ને બે નદીઓ'
૨૧૪ ૬ 'સિદ્ધમંદિર' છે ત્યા 'મંદિર'
૨૨૦ ૨ 'કમોળો' છે ત્યા 'કમળો'
„ ૭ 'પર્વતભણી' છે ત્યા 'પર્વત ઉપર'
„ ૮ 'હેઠલ વળીને' છે ત્યા 'બાજુમા થઇને'
„ ૮ 'સન્મુખ થઇ પર્વત પર જાય છે—ચઢે છે.' તેને બદલે 'સન્મુખ વળી પર્વત પર ચાલે છે.'
૨૨૨ ૫ 'પર્વત પાસે' છે ત્યા 'પર્વત પાસે આવતાં સુધીમા'
૨૨૫ ૨ 'નીકળીને' છે તેની પછી '૫૦૦ યોજન' વધારવું.
૨૨૫ ૨—૩ 'કૂટપરથી ઉતરી' ને બદલે 'કૂટની બાજુથી દક્ષિણ તરફ વળી'
„ ૧૨ 'કલ્પાત સમયે' ની પછી 'પાંચમા આરાને છેડે' જોઇએ
૨૨૬ ૮ 'ક્ષેત્રના વૈતાઢયથી' છે ત્યા 'ક્ષેત્રની મધ્યના વૃત્તવૈતાઢયથી'
„ ૧૦ 'હેમવંત પર્વતના' છે ત્યા 'હેમવંત ક્ષેત્રના'
„ ૧૦ 'અર્ધ ભાગને ભેદી' છે તેની પછી 'તેના મધ્યમાં થઇને' જોઇએ
૨૨૭ ૨ 'એક યોજનની' છે ત્યા 'એક ગાઉની'
„ ૧૨ 'ગંગાના' છે ત્યાં 'ગંગાપ્રપાતકુંડના'
૨૩૦ ૪ 'પૂર્વ જેવા' છે ત્યાં 'પંચાણુઆ'
૨૩૩ ૭ 'આઠ ધનુષ્ય' છે ત્યાં 'આઠસો ધનુષ્ય'
„ ૧૦ 'ઉપવાસ ઉપવાસને આતરે' છે ત્યા 'એકેક દિવસને આતરે'
૨૩૭ ૮ 'એઓ વળી' છે ત્યા 'એઓ પણ યુગલિક હોવાથી'
૨૩૭ ૯ 'કરવો પડતો નથી' 'છે ત્યા 'કરતા નથી'
૨૩૮ ૧ 'કોઇનામા' પછી 'યુગલિકોને' જોઇએ.
૨૩૮ ૪ 'અપવાસ અપવાસને પારણે' છે ત્યા 'એકેક દિવસને આતરે'
„ ૬ 'પૃથ્વીપરના' છે ત્યા 'પૃથ્વી અને'
૨૪૫ ૧૦ વિચક્ષણ મનુષ્યો કહ્યા છે તે યુગલિકો સમજવા.
૨૪૬ ૩ 'છઠ્ઠ છઠ્ઠને પારણે' લખેલ છે તેની મતલબ 'બે બે દિવસને આતરે'
૨૪૮ ૯ 'ચોદિશ' શબ્દ ન જોઇએ.
૨૫૭ ૬ 'સપાટ ભૂમિથી' છે તેની અગાઉ 'મેરૂ પાસેની'
૨૫૭ ૭ 'હજાર હજાર' છે ત્યા 'હજાર'

૨૫૮ ૪ ‘ ચિત્ર ’ પછી ‘ નામનો વક્ષસ્કાર ’

,, ૬ ‘ નામની નદી ’ છે ત્યા ‘ નામની અંતર નદી ’ આ પ્રમાણે બધે પર્વત તે વક્ષસ્કાર ને નદી તે અંતરનદી સમજવી.

૨૬૦ ૩–૪ ‘ સૌમનસ પર્વત ’ તે ‘ સૌમનસ ગજદંતાકૃતિ પર્વત ’

,, ૪–૫ ‘ વિદ્યુત્પ્રભ પર્વત ’ તે વિદ્યુત્પ્રભ ગજદંત પર્વત ’

,, ૫ ‘ અંકાપાતી ’ તે ‘ વક્ષસ્કાર પર્વત ’

,, ૬ ‘ ક્ષીરોદા નામે નદી ’ તે ‘ અંતરનદી ’ સમજવી.

૨૬૫ ૧૦-૧૧ ‘ ભાગમાં ’ ને બદલે ‘ ભાગ તે ’ બંને પંક્તિમાં.

,, ૧૦-૧૧ ‘ દક્ષિણ કચ્છાર્ધ શિખર ને ઉત્તર કચ્છાર્ધ શિખર એમ આવે છે ’ તેને બદલે ‘ દક્ષિણ કચ્છાર્ધ વિજય ને ઉત્તર કચ્છાર્ધ વિજય જાણવો. ’

૨૬૬ ૧ ‘ દરેક અરધીઆની ’ છે ત્યા ‘ દરેક અરધી વિજયની ’

,, ૨–૩ જે છાપેલ છે તેને બદલે ‘ હવે નીલવાન પર્વતની દક્ષિણે અને નિષધ પર્વતની ઉત્તરે દરેક વિજયમા એકેક વૃષભકૂટ નામનો પર્વત છે:’ એમ જોઇએ.

૨૬૭ ૧૧ ‘ પૂર્વોક્ત નદીઓ છે ત્યાં ‘ પૂર્વોક્ત ગંગા–સિંધુ નદીઓ ’

૨૭૧ ૨ ‘ આયુષ્ય એક સરખું ક્રોડપૂર્વ ક્ષુલ્લકભવતું છે. ’ તેને બદલે ‘ આયુષ્ય ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વનું ને જઘન્ય ક્ષુલ્લકભવતું છે. ’ એમ.

૨૭૧ ૩ ‘ વિવિધ છે ’ છે ત્યાં ‘ વિવિધ પ્રકારના હોય છે. ’

,, ૪ ‘ વિવિધ જન્મ ’ છે ત્યાં ‘ વિવિધ પ્રકારની ગતિમાં જન્મ ’

,, ૯–૧૦ ‘ જે અર્થ છાપેલ છે તેને બદલે ‘ શીતા શીતોદાના બેઉ તટપર આવેલા ચિત્ર વિગેરે ચાર ચાર દેવગિરિ–દેવશૈલને જ વક્ષસ્કાર પર્વતો જાણવા ’

૨૭૫ ૬ ‘ બારે નદીઓને ’ છે ત્યાં ‘ બારે નદીઓને નીકળવાનો ’

૨૭૯ ૧ ‘ વળી ફરી ’ની પછી ‘ કળા કરવા માટે ’ એટલું વધારવું.

,, ૨ ‘ ત્રણ લાખ પંદર હજાર બસો પચાસ ’ પછી ‘ ( કે જે વનમુખની લંબાઇની કળા છે ) ’ એટલું વધારવું.

,, ૨ ‘ જે આવે તે ’ છે ત્યાં ‘ જે આવે તેટલી કળાની ’

,, ૫ ‘ કાઢવા માટે ’ છે ત્યા ‘ કરવા માટે ’

૨૮૧ ૩ ‘ શેષ પાંચ શિખરો પર ’ છે ત્યા ‘ શેષ સિદ્ધાયતન વિનાના ચાર શિખરોપર ’

૨૮૫ ૨ ‘ છેક ટોચપર ’ છે ત્યા ‘ છેક છેડે જતાં મેરૂ પાસે ’

૨૮૬ ૨ ‘ રહેલું છે ’ ને બદલે ‘ કેવળજ્ઞાનીઓએ કહેલું છે ’

૨૮૭ ૧ ‘ મેરૂપર્વત સહિત ભદ્રશાળ વનની લંબાઇને દ્વિગુણિત કરો ’ છે તેને બદલે ‘ ભદ્રશાળ વનની લંબાઇને દ્વિગુણિત કરીને મેરૂપર્વતના પ્રમાણયુક્ત કરો ’ ૨૨૦૦૦×૨=૪૪૦૦૦+૧૦૦૦૦=૫૪૦૦૦.

,, ૭ ‘ તે લોકોના ’ છે ત્યાં ‘ તે યુગલિકોના ’

,, ૯ ‘ મનુષ્યો છે ’ ત્યાં ‘ મનુષ્યો વસે છે. ’

૨૮૮ ૩ ‘ અઠ્ઠમને પારણે ’ છે ત્યા ‘ ત્રણ દિવસને આતરે ’

,, ૩ ‘ અને કલ્પવૃક્ષના ’ છે ત્યાં ‘ પૃથ્વી અને કલ્પવૃક્ષના ’

,, ૧૦ ‘ છઠ્ઠ છઠ્ઠને આતરે ’ છે ત્યાં ‘ બે દિવસને આતરે ’

૨૯૦ ૧૦ ‘ અને એમના પહેલા બેઉ કુંડો વચ્ચે છે ’ ત્યા ‘ અને પહેલા દ્રહ વચ્ચે છે. ’

,, ૧૧ ‘ વળી એ બેઉ કુંડોનું ’ છે ત્યાં ‘ વળી બીજા ચાર દ્રહોનું ’

| | | |
|---|---|---|
| ૨૯૦ | ૧૩ | ‘ યમક કુંડોની ’ છે ત્યા ‘ યમકને પાચદ્રહોની ’ |
| ૨૯૧ | ૨ | ‘ એના કુંડો ’ છે ત્યા ‘ એના પેલા દ્રહ ’ |
| ૨૯૩ | ૩ | ‘ વર્ષધર દ્રહો ’ છે ત્યા ‘ વર્ષધર પર્વત ઉપરના દ્રહો ’ |
| ૩૦૨ | ૧૨ | ‘ સાતહજાર ’ છે ત્યા ‘ સાત ’ |
| ૩૦૫ | ૫ | ‘ બીજા વલયમા એટલે ઘેરાવામા ’ છે ત્યા ‘ બીજા ચતુષ્કમાં ’ |
| ૩૧૪ | ૧૧ | ‘ પૂર્વે ઉત્તરકુરૂના વક્ષસ્કારોમા, સિદ્ધહરિસ્સહકૂટ વરજીને ’ છે ત્યા ‘ પૂર્વે ઉત્તરકુરૂની અને વક્ષસ્કારોની તથા સિદ્ધાયતનકૂટ અને હરિસ્સહકૂટ વરજીને ’ જોઇએ. |
| ,, | ૧૩ | ‘ વક્ષસ્કારોમા સિદ્ધહરિકૂટ સિવાયના ’ છે તેને બદલે ‘ વક્ષસ્કારોની તથા સિદ્ધાયતનકૂટ અને હરિકૂટ સિવાયના ’ |
| ૩૧૭ | ૪ | ‘ સર્વસ્વ ’ છે ત્યા ‘ સર્વ ’ |
| ,, | ૫ | ‘ એઓ ’ છે ત્યા ‘ એ પાચ દ્રહો ’ |
| ,, | ૬ | ‘ સુવર્ણ પર્વતો ’ છે ત્યા ‘ કંચનગિરિ ’ (વિશેષ નામ છે માટે ) |
| ,, | ૭ | ‘ સુવર્ણગિરિના દ્રહોના’ છે ત્યા ‘ કંચનગિરિ તથા દ્રહોના ’ |
| ,, | ૯ | ‘ નિષધ પર્વતથી ’ છે ત્યા ‘ નિષધ પર્વતથી દૂર ’ |
| ૩૧૮ | ૭ | ‘ સુવર્ણજાતીય ’ છે ત્યાં ‘ સુવર્ણકુમાર જાતિનો ’ |
| ૩૨૮ | ૫ | ‘ નવ હજાર નવસો નવાણું ’ છે ત્યાં નવ હજાર નેવું ’ |
| ૩૩૧ | ૧૨ | ‘ એક બાજુની ’ છે ત્યા ‘ એક બાજુની એટલે દક્ષિણ કે ઉત્તર તરફ ’ |
| ,, | ૧૩ | ‘ એની ’ છે ત્યા ‘ એની પૂર્વ કે પશ્ચિમ તરફ ’ |
| ૩૩૩ | ૫ | ‘ જંબૂની છે ’ ત્યાં ‘ જબૂવૃક્ષ સંબધી ’ |
| ,, | ૧૦ | ‘ ગજકૂટ ’ છે ત્યા ‘ દિગ્ગજકૂટ ’ |
| ૩૪૫ | ૯ | ‘ કંઇક ભાગ ’ છે ત્યા ‘ કંઇક ભાગ એટ્લે ૫૦ યોજન ’ |
| ૩૪૭ | ૧૧ | ‘ યોજનને અંતરે ’ છે ત્યાં ‘ યોજન ઉપર જઇએ ત્યારે ’ |
| ૩૫૩ | ૩ | ‘ વળી ’ ની અગાઉ ‘ બંને છેડે અંગુલનો અસંખ્યાતમો ભાગ છે ’ એટલું સ્પષ્ટતા માટે લખવાની જરૂર છે. |
| ૩૫૯ | ૫ | ‘ એ બેઉનો પરિવાર ’ છે ત્યા ‘ એ બેઉનું વર્ણન ’ |
| ૩૫૫ | ૬ | ‘ પશ્ચિમ તરફ ’ છે ત્યા ‘ પશ્ચિમ તરફની શિલા ઉપર ’ |
| ૩૬૨ | | શ્લોક ૨૭૭ ની વિશેષ સ્પષ્ટતા—‘ એટલે જ્યારે ૨૮ વિજયમા ૨૮ ચક્રવર્તી હોય ત્યારે બાકીની ૪ વિજયમા વાસુદેવ, બળદેવ હોય. ને જ્યારે ૨૮ વિજયમા વાસુદેવ બળદેવ હોય ત્યારે બાકીની ૪ વિજયમા ચક્રવર્તી હોય. ’ |
| ૩૬૯ | ૯-૧૦-૧૧-૧૨ | છ જગ્યાએ ‘રૂક્મિ’ શુદ્ધ શબ્દ જોઇએ. ને ૫ મી ૯ મી તથા પંક્તિમાં ‘રૂપી’ જોઇએ. |
| ૩૭૧ | ૧ | ‘ એ પર્વતનો ’ છે ત્યા ‘ એ પર્વત ઉપર ’ |
| ૩૭૩ | ૧૩ | ‘ અને એના ’ છે ત્યા ‘ અને એ ક્ષેત્રના ’ |
| ૩૭૭ | ૬ | ‘ નીચે થઇને ’ છે ત્યા ‘ બાજુમા થઇને ’ |
| ૩૭૮ | ૨ | ‘ જગતીના કોટને ’ છે ત્યાં ‘ જગતી એટલે કોટને ’ |
| ૩૭૯ | ૧૫ | ‘ ત્યા જેવા ’ છે ત્યા ‘ ત્યા જ્યારે ’ |
| ૩૮૦ | ૧ | ‘ તેવા ’ છે ત્યા ‘ ત્યારે ’ |
| ૩૮૧ | ૬ | ‘ વચ્ચે ઉભેલા ’ છે ત્યા ‘ વચ્ચે રહેલા ’ |
| ૩૮૩ | ૧૦ | ‘ ઉત્તરદેવકુરૂના ’ છે ત્યા ‘ ઉત્તરકુરૂ ને દેવકુરૂના ’ |
| ,, | ૧૦ | ‘ દ્રહોમા ’ છે ત્યા ‘ દ્રહોની બે બાજુમા ’ |
| ૩૮૮ | ૨ | ‘ હરિ ’ છે ત્યા ‘ હરિસલીલા ’ |

૩૮૯ ૧૦ 'ચોસઠ વિજયોમાં' છે ત્યા '૩૨ વિજયોમા'
૩૯૪ ૨ 'અંતરનદીઓમાં' છે ત્યાં 'અંતરનદીઓના'
૪૦૦ ૫ 'બાહ્ય તેમજ અભ્યંતર આદિક' છે ત્યા 'અભ્યંતરથી માંડીને બાહ્ય–છેલ્લા મંડળ સુધીના સર્વ'
૪૦૭ ૫ 'બે યોજન' છે ત્યાં 'બે યોજનને'
૪૧૧ ૭ 'બે વાર' છે ત્યાં 'બે બે વાર'
૪૨૧ ૧૨ 'હજાર ને' છે ત્યા 'હજાર બશેં ને'
૪૨૧ ની છેલ્લી ને ૪૨૨ ની પેલી ૫ક્તિમાં 'પુષ્કરાર્ધની પરિધ ૧૪૨૩૪૨૪૯ ના દશાંશને ત્રણ ગણા કરતા ૪૨૩૪૦૩૭ આવ્યાનું લખે છે, પણ ૪૨૭૦૨૭૫ આવે છે. અન્યત્ર પરિધિ ૧૪૨૩૦૨૪૯ યોજનની કહી છે.
૪૪૬ ૧૧ 'પરસ્પર વ્યવહાર' છે ત્યા 'પરસ્પર મંડળના ફેરફાર'
૪૭૩ ૧૧ 'અર્ધચંદ્રમાસ' છે ત્યાં 'અર્ધ નક્ષત્ર માસ'
૪૮૩ ૩ 'મું. ૨૯ ના ૫૯' શ્લોકાંક '૫૪૨ ના ૫૩૨'

૧૨ મો ને ૨૦ મો સર્ગ છપાયા અગાઉ મારા વાચવામાં આવેલ હોવાથી તે સર્ગની ભૂલો ઓછી નજરે પડી છે.

કુંવરજી આણંદજી.

---

આ શુદ્ધિપત્ર પ્રમાણે પોતાને મળેલી બુકમા સુધારીને પછીજ બુક વાંચવી કે જેથી વાસ્તવિક અર્થ સમજી શકાય.

## મૂળનું એકાએક જણાયેલ શુદ્ધિપત્ર.

| पृष्ठ | पंक्ति | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| १५ | ८ | कल्पेन | कल्येन |
| ,, | ९ | कल्पोज | कल्योज |
| ,, | १२–१३ | कल्पोजः | कल्योजः |
| ६६ | ५ | किंन्नरः | किन्नरः |
| १३८ | १३ | अच्छेगइया | अत्थेगइया ( બે વાર ) |
| १४८ | ३४ મા શ્લોકના મધ્યમા ૨૨૭ યોજનવાચક શબ્દો જોઇએ. | | |
| २०७ | ७ | पंचाशता | पंचशता |
| ४०० | ९ | अत्र | अष्ट |
| ४२१ | १२ | दिशत्ये | द्विशत्ये |
| ४४६ | १६ | व्यवहारतः | व्यतिहारतः |
| ६२१ | १ | पष्टेश्च | षष्ठेश्च |

આ ક્ષેત્રલોક પ્રકાશ સર્ગ ૧૨ થી ૨૭ સુધી ૧૬ સર્ગમાં આવેલો છે, તેમાથી આ વિભાગમાં સર્ગ ૧૨ થી ૨૦ સુધીના ૯ સર્ગ આપેલા છે, બાકીના ૭ સર્ગ આના બીજા વિભાગમાં આવશે.



શ્રી જૈનધર્મ પ્રસારક સભા ભાવનગર તરફથી મળેલી

# લોકનાળિકા.

| ઉર્ધ્વલોકના વર્ગીત ખંડુઓ. | અધોલોકના વર્ગીત ખંડુઓ. |
|---|---|
| ૧૬ | ૧૬ |
| ૧૬ | ૧૬ |
| ૩૬ | ૧૬ |
| ૩૬ | ૧૬ |
| ૬૪ | ૧૦૦ |
| ૬૪ | ૧૦૦ |
| ૬૪ | ૧૦૦ |
| ૧૦૦ | ૧૦૦ |
| ૧૦૦ | ૨૫૬ |
| ૧૦૦ | ૨૫૬ |
| ૧૪૪ | ૨૫૬ |
| ૧૪૪ | ૨૫૬ |
| ૨૫૬ | ૪૦૦ |
| ૨૫૬ | ૪૦૦ |
| ૪૦૦ | ૪૦૦ |
| ૪૦૦ | ૪૦૦ |
| ૪૦૦ | ૫૭૬ |
| ૪૦૦ | ૫૭૬ |
| ૨૫૬ | ૫૭૬ |
| ૨૫૬ | ૫૭૬ |
| ૧૪૪ | ૬૭૬ |
| ૧૪૪ | ૬૭૬ |
| ૧૦૦ | ૬૭૬ |
| ૬૪ | ૬૭૬ |
| ૩૬ | ૭૮૪ |
| ૩૬ | ૭૮૪ |
| ૧૬ (૫૧૨) | (૧૫૬૮) ૭૮૪ |
| ૧૬ | ૭૮૪ |



| | | |
|---|---|---|
| ૪૦૬૪ ખંડુ | જુઓ પૃષ્ટ ૧ થી ૨૮ | ખંડુ ૧૧૨૩૨ |
| ૧૦૧૬ શુચિરજ્જુ | બંને મળીને કુલ ઘનરજ્જુ ૨૩૯ | શુચિરજ્જુ ૨૮૦૮ |
| ૨૫૪ પ્રતર રજ્જુ | આની પછી ઘનીકૃત લોક કરવાનો ઉદ્યમ કરવો. | પ્રતર રજ્જુ ૭૦૨ |
| ૬૩॥ ઘનરજ્જુ | જુઓ પૃષ્ટ ૨૨-૨૩-૨૪-૨૫ | ઘનરજ્જુ ૧૭૫॥ |

દ્રષ્ટલોકના ખંડુ વિગેરે ઉપયોગી ન હોવાથી તે આપેલ નથી.

આનંદ પ્રેસ-ભાવનગર.



श्रीमद्विनयविजयोपाध्यायविरचितः

# श्रीलोकप्रकाशः

गूर्जरभाषानुवादसमेतः ।



द्रव्यक्षेत्रकालभावलोकचतुष्टयस्यायं द्वितीयः

## क्षेत्रलोकः ।



### अथ द्वादशः सर्गः ।



जयत्यभिनवः कोऽपि शंखेश्वरदिनेश्वरः ।
त्रिविष्टपोद्योतहेतुर्नरक्षेत्रस्थितोऽपि यः ॥ १ ॥

---

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ—એમ ચાર 'લોક' માંનો બીજો

## ક્ષેત્રલોક.



### સર્ગ બારમો.



મનુષ્યક્ષેત્રનેવિષે રહેતાં છતાં પણ ત્રણે જગતમાં ઉદ્યોત ઉદ્યોત કરી મૂકતા હોવાથી જાણે કોઇ અપૂર્વ સૂર્ય હોયની એવા જણાતા શ્રી શંખેશ્વરપાર્શ્વનાથ સર્વત્ર વિજયશાળી વર્ત્તે છે. ૧.

स्वरूपं क्षेत्रलोकस्य यथाश्रुतमथोच्यते ।
गुरुश्रीकीर्तिविजयप्रसादाप्तधिया मया ॥ २ ॥

नरं वैशाखसंस्थानस्थितपादं कटीतटे ।
न्यस्तहस्तद्वयं सर्वदिक्षु लोकोऽनुगच्छति ॥ ३ ॥

चिरमूर्ध्वंदमतया चिरन्तनतयापि च ।
असौ लोकनरः श्रान्त इव कट्यां न्यधात् करौ ॥ ४ ॥

अथवाधोमुखस्थायिमहाशरावपृष्ठगम् ।
एष लोकोऽनुकुरुते शरावसंपुटं लघु ॥ ५ ॥

धृतः कृतो न केनापि स्वयंसिद्धो निराश्रयः ।
निरालम्बः शाश्वतश्च विहायसि परं स्थितः ॥ ६ ॥

उत्पत्तिविलयध्रौव्यगुणषड्द्रव्यपूरितः ।
मौलिस्थसिद्धमुदितो नृत्यायेवाततक्रमः ॥ ७ ॥

अस्य सर्वस्य लोकस्य कल्प्या भागाश्चतुर्दश ।
एकैकश्च विभागोऽयमेकैकरज्जुसम्मितः ॥ ८ ॥

---

શ્રીમાન્ કીર્તિવિજયઉપાધ્યાયની કૃપાને લીધે જેનામા બુદ્ધિ આવી છે એવો હું હવે ક્ષેત્રલોકનું શાસ્ત્રોક્ત સ્વરૂપ કહું છું. ૨.

બેઉ હાથ કટિતટપર રાખીને કોઈ પુરૂષ વૈશાખસંસ્થાનની જેમ ( પગ પહોળા કરીને ) ઉભો રહ્યો હોય એના જેવો, સર્વથા, આ લોક છે. ૩.

ચિરકાળ ઊર્ધ્વ દમ લેવાને લીધે તથા વૃદ્ધાવસ્થાને લીધે બહુ થાકી ગયેલો કોઈ પુરૂષ કેડપર બે હાથ મુકીને ઉભો હોય-એના જેવો આ લોક છે. ૪.

અથવા અધોમુખે રહેલા એક મ્હોટા શરાવના પૃષ્ટ ભાગપર એક ન્હાનું શરાવસંપૂટ મૂક્યું હોય-એ આકારે આ લોક રહેલ છે. ૫.

આ લોક શાશ્વત છે. નથી એને કોઇએ ધરી રાખ્યો કે નથી એને કોઈએ બનાવ્યો. એ સ્વયંસિદ્ધ છે અને વગર આશ્રયે અને વગર આધારે આકાશમાં ( અદ્ધર ) રહેલ છે. ૬.

આ લોક ઉત્પત્તિ, સ્થિતિ અને લય-એ રૂપ, અર્થાત્ ત્રિગુણાત્મક, એવા જે છ દ્રવ્યો કહ્યા છે એનાથી સંપૂર્ણ ભરેલો છે. વળી એ, પોતાને માથે સિદ્ધપુરૂષો રહેલા હોવાથી હર્ષમાં આવી જઇ જાણે નૃત્ય કરવા માટે ચરણ પ્રસારીને ઉભો હોયની એવો ( લાગે ) છે. ૭.

એવા સ્વરૂપવાળા આ અખિલ લોકના ચૌદ વિભાગ ( ઉંચાઇના ) કલ્પેલા છે; અને એવો પ્રત્યેક વિભાગ એક 'રજ્જુ' પ્રમાણ છે. ૮.

सर्वाधस्तनलोकान्तादारभ्योपरिगं तलम् ।
यावत् सप्तममेदिन्या एका रज्जुरियं भवेत् ॥ ९ ॥

प्रत्येकमेवं सप्तानां भुवामुपरिवर्तिषु ।
तलेषु रज्जुरेकैका स्युरेवं सप्त रज्जवः ॥ १० ॥

रत्नप्रभोपरितलादारभ्यादिमताविषे ।
पर्याप्तेषु विमानेषु स्यादेषा रज्जुरष्टमी ॥ ११ ॥

तत आरभ्य नवमी महेन्द्रान्ते प्रकीर्तिता ।
अतः परं तु दशमी लान्तकान्ते समाप्यते ॥ १२ ॥

भवेदेकादशी पूर्णा सहस्रारान्तसीमनि ।
स्यात् द्वादश्यच्युतस्यान्ते क्रमादेवं त्रयोदशी ॥ १३ ॥

भवेत् ग्रैवेयकस्यान्ते लोकान्ते च चतुर्दशी ।
घर्मोर्ध्वभागादूर्ध्वाधः सप्त सप्तेति रज्जवः ॥ १४ ॥युग्मम् ॥

---

એકદમ નીચેના લોકાંતથી તે સાતમી નારકીના ઉપરના તળપર્યન્ત એક 'રજ્જુ' થાય છે. ૯.

એવી રીતે સાતે નારકીના ઉપર ઉપરના દરેક તળસુધી ગણતાં સર્વ મળીને સાત 'રજ્જુ' થાય છે. ૧૦.

રત્નપ્રભા નારકીના ઉપરનાં તળથી તે પહેલા બે દેવલોકના વિમાને આવી રહે ત્યાં સુધીમાં આઠમી 'રજ્જુ' થાય. ૧૧.

ત્યાંથી વળી ( ચોથા ) માહેન્દ્ર દેવલોકને અન્ત આવે ત્યાં સુધી નવમી 'રજ્જુ', અને ત્યાંથી વળી ( છઠ્ઠા ) લાન્તક દેવલોકના અન્તસુધીમાં દશમી રજ્જુ પૂરી થાય છે. ૧૨.

ત્યાંથી આરંભીને તે ( આઠમા ) સહસ્રાર દેવલોકની સીમા પૂરી થાય ત્યાં અગ્યારમી રજ્જુ, અને ત્યાંથી વળી ( બારમા ) અચ્યુત દેવલોકની સીમા પૂરી થાય ત્યાં બારમી રજ્જુ સંપૂર્ણ થાય છે. ૧૩.

એવી રીતે અનુક્રમે ગ્રૈવેયકને છેડે તેરમી અને લોકને અન્તે ચૌદમી રજ્જુ પૂર્ણ થાય છે.

આ પ્રમાણે ઘર્માનારકીના ઉપરના ભાગ પર સાત અને હેઠળના ભાગે સાત—એમ સમગ્ર ચૌદ રજ્જુ થાય છે. ૧૪.

अयं च आवश्यकनिर्युक्तिचूर्णिसंग्रहण्याद्यभिप्रायः ॥ भगवत्यादौ च घर्माया अधोऽसंख्ययोजनैः लोकमध्यमुक्तम् । तदनुसारेण तत्र सप्त रज्जवः समाप्यन्ते । परं तदिह स्वल्पत्वान्न विवक्षितमिति संभाव्यते ॥ योगशास्त्रवृत्तौ तु तत्र धरणीतलात् समभागात् सौधर्मेशानौ यावत् सार्धरज्जुः सनत्कुमारमाहेन्द्रौ यावत् सार्धरज्जुद्वयं ब्रह्मलोके अर्धचतुर्थरज्जवः अच्युतं यावत् पंच रज्जवः ग्रैवेयकं यावत् षट् रज्जवः लोकान्तं यावत् सप्त रज्जवः इति उक्तम् ॥ जीवाभिगमवृत्तौ अपि बहुसमरमणिज्जओ भूमिभागाओ उड्ढं चंदिमसूरियगहगणणक्खत्ततारारूवाणं बहुरओ जोयणकोडिओ यावत् दूरं उड्ढं उप्पइत्ता एत्थणं सोहम्मीसाणेत्यादिसूत्रव्याख्याने । अत्र बह्वीः योजनकोटीः ऊर्ध्वं दूरं उत्प्लुत्य गत्वा । एतच्च सार्धरज्जूपलक्षणम् इति उक्तम् ॥

लोकनालिस्तवेऽपि

सोहम्मंमि दिवड्ढा अड्ढाइज्झायरज्जु माहिंदे ।
चत्तारि सहस्सारे पणच्चुए सत्त लोगन्ते ॥ १ ॥ इत्युक्तम् ॥

रज्ज्वाश्चतुर्थो भागो यस्तत् खंडुकमिति स्मृतम् ।
विष्कम्भायामपिंडैस्तत् समानं घनहस्तवत् ॥ १५ ॥

---

આ અભિપ્રાય આવશ્યકસૂત્રની નિર્યુક્તિ અને ચૂર્ણિ તથા સંગ્રહણી વગેરે ગ્રંથોનો છે. ભગવતીસૂત્ર વગેરેને અભિપ્રાયે તો ઘર્માનારકીની નીચે અસંખ્ય યોજન મૂક્યા પછી 'લોક'નો મધ્યભાગ આવે છે તેથી તે જગ્યાએ સાત રજ્જુ પૂર્ણ થાય છે. પરન્તુ એ બહુ વિશેષ નહિં હોવાથી અહિં નહિં કહ્યું હોય. વળી યોગશાસ્ત્રની વૃત્તિને અભિપ્રાયે તો સમભાગ પૃથ્વીતળથી તે સૌધર્મ અને ઇશાન દેવલોક સુધીમાં દોઢ રજ્જુ, સનતકુમાર અને માહેન્દ્ર દેવલોક સુધીમાં અઢી રજ્જુ, બ્રહ્મ દેવલોક સુધીમાં સાડાત્રણ રજ્જુ, અચ્યુત દેવલોક સુધીમાં પાંચ રજ્જુ, ગ્રૈવેયક સુધીમાં છ રજ્જુ અને લોકાન્ત સુધીમાં સાત રજ્જુ થાય છે. જીવાભિગમસૂત્રને વિષે પણ 'સૌધર્મ-ઇશાન આદિ સૂત્રવ્યાખ્યાન'માં બહુસમભૂભાગથી ઉપર ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર અને તારાઓ મૂકીને ઘણા ક્રોડ (અસંખ્યાત) યોજન જઇએ ત્યારે દોઢ રજ્જુ થાય છે એમ કહ્યું છે.

'લોકનાલિ સ્તવ' માં પણ સૌધર્મદેવલોકસુધીમાં દોઢ, માહેન્દ્રસુધીમાં અઢી, સહસ્રાર સુધીમાં ચાર, અચ્યુત સુધીમાં પાંચ અને લોકાન્તે સાત રજ્જુ થાય છે એમ કહ્યું છે.

હવે 'રજ્જુ'નો ચતુર્થ અંશ તે એક 'ખંડુક' કહેવાય છે. અને એ સમચોરસ હાથની પેઠે લંબાઇ, પહોળાઈ અને જાડાઇમાં એકસરખું છે. ૧૫.

षट्पंचाशत्खंडुकोच्चा सा चतुःखंडुकायता ।
त्रसनाडी भवेदत्र त्रसजीवाश्रयावधिः ॥ १६ ॥

रेखाः पंचोर्ध्वगाः सप्तपंचाशत्तिर्यगायताः ।
आलिख्य क्वापि पट्टादौ भावनीया तदाकृतिः ॥ १७ ॥

सा चतुर्दशरज्जूच्चा तथैकरज्जुविस्तृता ।
सर्वलोकस्याथ मानं वक्ष्ये खंडुकसंख्यया ॥ १८ ॥

रज्ज्वाः सर्वाधःस्थितायाः खंडुकेषु चतुर्ष्वपि ।
स्युरष्टाविंशतिस्तिर्यक्खंडुकानीति तद्विदः॥ १९ ॥

तत्रोह्यं त्रसनाडीस्थं खंडुकानां चतुष्टयम् ।
द्वादश द्वादश ततः परितः पार्श्वयोर्द्वयोः ॥ २० ॥

एवं सर्वत्रापि ॥

षड्विंशतिर्द्वितीयस्या रज्ज्वाः खंडचतुष्टये ।
तृतीयस्याः खंडुकेषु चतुर्षु जिनसंख्यया ॥ २१ ॥

---

અહિં છપ્પન ખંડુક ઉંચી અને ચાર ખંડુક પહોળી ત્રસજીવોના આશ્રયવાળી 'ત્રસનાડી' હોય છે. ૧૬.

પાંચ ઉભી અને સત્તાવન આડી ( પહોળી ) લીટીઓ કોઇ પાટલાપર આળેખીએ એના જેવી ત્રસનાડીની આકૃતિ સમજવી. ૧૭.

સોળમા શ્લોકમાં છપ્પન ખંડુક કહ્યા એ પ્રમાણે ચૌદ રજ્જુ ઉંચી અને પંદરમા શ્લોકમાં ચાર ખંડુક કહ્યા છે એ એક રજ્જુ પહોળી–એ પ્રમાણે ' ત્રસનાડી ' નું માપ થયું. હવે સકળ ' લોક ' નું ક્યાં ક્યાં કેટલા કેટલા ખંડુક ' માન ' છે તે કહું છું. ૧૮.

સૌથી હેઠળની રજ્જુના ચારે ખંડુકો જેટલામાં એ તીર્છો અઠ્યાવીશ ખંડુક જેટલો ( પહોળો ) છે. ૧૯.

એ અઠ્યાવીશમાંના ચાર ત્રસનાડીમાં આવેલા છે; અને ત્રસનાડીને બેઉ પડખે બાર બાર આવેલા છે. ( એમ અઠ્યાવીશ થયાં ). ૨૦.

બીજે પણ સર્વત્ર એમજ સમજવું.

બીજી રજ્જુના ચારે ખંડુકોમાં છવ્વીશ ખંડુક જેટલી અને ત્રીજી રજ્જુના ચારેમાં ચોવીશ ખંડુક જેટલી એની ( લોકની ) પહોળાઇ છે. ૨૧.

नखसंख्यानि तुर्याया रज्ज्वाः तेषु चतुर्ष्वपि ।
पंचम्याः षोडश दश षष्ट्याः खंडचतुष्टये ॥ २२ ॥

सप्तम्या अपि खंडेषु चतुर्षु तच्चतुष्टयम् ।
अष्टम्याः प्राक् खंडुके द्वे चतुःखंडुकविस्तृते ॥ २३ ॥

अपरे द्वे खंडुके च षट्खंडुकसमातते ।
अष्टखंडुकविस्तारं नवम्या आद्यखंडुकम् ॥ २४ ॥

दशखंडुकविस्तारं द्वितीयं द्वे ततः परे ।
द्वादशखंडुकव्यासे स्युरित्थं नवरज्जवः ॥२५॥ त्रिभिर्विशेषकम् ॥

दशम्याः प्राच्यमर्धं च षोडशखंडुकाततम् ।
परमर्धं तथैतस्या नखखंडुकविस्तृतम् ॥ २६ ॥

एकादश्याः पूर्वमर्धमपि तावत्समाततम् ।
द्वितीयमर्धमस्याश्च षोडशखंडुकाततम् ॥ २७ ॥

द्वादश्याः प्राक्तनं त्वर्धं प्रोक्तं द्वादशखंडुकम् ।
दशखंडुकविस्तारमन्त्यमर्धमुदीरितम् ॥ २८ ॥

---

ચોથી રજ્જુમાં ચારે ખંડુકોમાં એની વીશ ખંડુક પહોળાઇ છે, પાંચમીમાં સોળ અને છઠ્ઠીમાં દશ ખંડુક પહોળાઇ છે. ૨૨.

વળી સાતમી રજ્જુના ચાર ખંડુકોમાં એની ચાર ખંડુક પહોળાઇ છે. આઠમી રજ્જુના પહેલા બે ખંડુકોમાં ચાર ખંડુક અને બીજા બેમાં છ ખંડુક પહોળાઇ છે.

નવમી રજ્જુના પહેલા ખંડુકમાં આઠ, બીજામાં દશ અને ત્રીજા ચોથામાં બાર ખંડુક જેટલી એની પહોળાઈ છે. ( આ પ્રમાણે નવ રજ્જુ સુધીની વાત થઇ ). ૨૩-૨૫.

દશમી રજ્જુના પહેલા બે ખંડુકમાં સોળ અને બીજા બે ખંડુકમાં એની વીશ ખંડુક પહોળાઇ છે. ૨૬.

અગ્યારમી રજ્જુના પહેલા બે ખંડુકમાં એની વીશ ખંડુક પહોળાઇ છે અને બીજા બેમાં સોળ ખંડુક પહોળાઇ છે. ૨૭.

બારમી રજ્જુના પ્રથમાર્ધમાં બાર અને દ્વિતીયાર્ધમાં દશ ખંડુક જેટલી એની પહોળાઇ છે. ૨૮.

आद्यं खंडं त्रयोदश्या निर्दिष्टं तावदाततम् ।
अष्टखंडुकविस्तीर्णमग्रिमं खंडुकत्रयम् ॥ २९ ॥

चतुर्दश्याः प्राक्तनेऽर्धे खंडुकानि षडायतिः ।
चत्वारि खंडुकान्यस्या विस्तृतिः पश्चिमेऽर्धके ॥ ३० ॥

प्रत्येकमेषामंकानां स्वस्ववर्गविधानतः ।
भवेद्वर्गितलोकस्य मितिः खंडुकसंख्यया ॥ ३१ ॥

भवेत्स तद्गुणो वर्ग इति वर्गस्य लक्षणम् ।
यथाष्टाविंशतेः सप्तशती चतुरशीतियुक् ॥ ३२ ॥

एवं सर्वत्र स्थापना विलोक्या ॥

खंडुकानां शतान्यष्टावधिकानि च षोडश ।
दृष्टलोके दृष्टलोकैरुक्तानि सर्वसंख्यया ॥ ३३ ॥

प्रोक्तं वर्गितलोके च सर्वाग्रं खंडुकोद्भवम् ।
सहस्राणि पंचदश द्वे शते नवतिश्च षट् ॥ ३४ ॥

लोकस्य वर्गकरणे ज्ञेयमेतत् प्रयोजनम् ।
प्रमाणं सर्वतोऽनेन लोकस्य भवति ध्रुवम् ॥ ३५ ॥

---

તેરમી રજ્જુના પહેલા ખંડુકમાં દશ ખંડુક જેટલી 'લોક' ની પહોળાઈ છે અને શેષ ત્રણમાં આઠ આઠ ખંડુક પહોળાઇ છે. ૨૯.

ચૌદમી રજ્જુના પ્રથમાર્ધમાં છ ખંડુક જેટલી અને દ્વિતીયાર્ધમાં ચાર ખંડુક જેટલી એની પહોળાઇ છે. ૩૦.

આ જે જે આંકડા કહ્યા તેમનો તેમનો વર્ગ કરવાથી વર્ગિત લોકના ખંડુકોની સંખ્યા આવે છે. ૩૧.

હરકોઇ રકમને એ જ રકમે ગુણવાથી જે આવે તે એ રકમનો 'વર્ગ' કહેવાય છે. જેમકે અઠ્યાવીશને અઠ્યાવીશે ગુણતાં સાતસો ચોરાશી આવે—એ અઠ્યાવીશનો 'વર્ગ' કહેવાય. ૩૨.

આ બધું ગ્રંથના પ્રારંભમાં મૂકેલ 'લોકનાલિકા' જોવાથી સમજાશે.

કેવળજ્ઞાનીઓએ દૃષ્ટલોકમાં ખંડુકોની સર્વ સંખ્યા આ પ્રમાણે આઠસોને સોળ છે એમ કહ્યું છે. ૩૩.

વળી 'વર્ગ' કરેલા લોકના સર્વ ખંડુકોનો સરવાળો પંદરહજાર બસોને છનું થાય છે. ૩૪.

વર્ગ કરવાનું પ્રયોજન એ છે કે એથી એનું એટલે કે 'લોક' નું સર્વ બાજુથી ચોક્કસ પ્રમાણ અર્થાત્ ક્ષેત્રફળ નીકળે છે. ૩૫.

दशहस्तपृथोर्यद्वत्तावद्दीर्घस्य वेश्मनः ।
दशानां वर्गकरणे सर्वं क्षेत्रफलं भवेत् ॥ ३६ ॥

षट्पंचाशत्खंडुकोच्चयथोक्तपृथुलस्य च
लोकस्यास्य त्रयो भेदा मध्याधऊर्ध्वभेदतः ॥ ३७ ॥

ऊर्ध्वमध्याधःस्थितत्वाद्व्यपदिश्यन्त इत्यमी ।
यद्वोत्कृष्टमध्यहीनपरिणामात्तथोदिताः ॥ ३८ ॥

यदुक्तं भगवतीवृत्तौ स्थानांगवृत्तौ च ।

अहवा अहपरिणामो खेत्तणुभावेण जेण ओसन्नम् ।
असुहो अहोत्ति भणिओ दव्वाणं तेणहोलोगो ॥ ३९ ॥

उड्ढं उवरिं जं ठिअ सुहखेत्तं खेत्तओ अ दव्वगुणा ।
उप्पज्जंति सुभावा जेण तओ उड्ढलोगोत्ति ॥ ४० ॥

मज्झणुभावं खेत्तं जं तं तिरियं ति वयणपज्जवओ ।
भणइ तिरिय विसालं अओ य तं तिरियलोगोत्ति ॥४१॥

---

જેમકે દશ હાથ પહોળા અને તેટલાજ લાંબા ઘરનું, દશનો 'વર્ગ' કરવાથી (સો હાથ) ક્ષેત્રફળ નીકળે છે. ૩૬.

છપ્પન ખંડુક ઉંચો અને ઉપર કહ્યો તેટલો ( ઓછો-વત્તો ) પહોળો એવો આ લોક અધઃ, મધ્ય અને ઊર્ધ્વ—એમ ત્રણ પ્રકારનો કહેવાય છે. ૩૭.

( સર્વથી ) હેઠળ, મધ્યમાં અને ( સર્વથી ) ઉપર રહેલ હોવાથી ( અર્થાત્ સ્થાનપરત્વે ) એમ કહેવાય છે; અથવા એનાં હીન, મધ્યમ અને ઉત્કૃષ્ટ પરિણામને લઇને એનાં એવાં નામ પડેલાં છે. ૩૮.

ભગવતી તથા સ્થાનાંગ સૂત્રોની વૃત્તિમાં કહ્યું છે કે—આ લોકના અધઃ વગેરે પ્રકાર પરિણામને લઇને અથવા તો ક્ષેત્રના સ્થાનને લઇને કહેલાં છે; જેમકે બહોળતાએ ત્યાં દ્રવ્યોના અશુભ પરિણામોનો સંભવ છે, માટે અશુભ-અધો-લોક; અથવા અધઃ-નીચે રહેલો છે-માટે અધોલોક. ૩૯.

ઊર્ધ્વ ભાગમાં રહેલું છે એટલા માટે, અથવા તો ત્યાં એવા ક્ષેત્રપ્રભાવને લઇને શુભ-પરિણામી દ્રવ્યોનો સંભવ છે માટે, ઊર્ધ્વલોક. ૪૦.

વળી મધ્યમ પરિણામવાળા દ્રવ્યોના સંભવના યોગને લઇને, અથવા મધ્યમાં આવેલું હોઇને તિર્યગ્ લોક નામ પડેલું છે. ૪૧.

रत्नप्रभाया उपरि क्षुल्लकप्रतरद्वये।
मेरोरन्तःकन्दोर्ध्वभागे रुचकोऽष्टप्रदेशकः ॥ ४२ ॥
तत्रोपरिस्थे प्रतरे खप्रदेशचतुष्टयम्।
विद्यते गोस्तनाकारं तथैवाधस्तनेऽपि तत् ॥ ४३ ॥
खप्रदेशाष्टकं तच्चोपर्यधो भावतः स्थितम्।
चतुरैश्चतुरस्रात्म प्रोच्यते रुचकाख्यया ॥ ४४ ॥
तस्मान्नवशतान्यूर्ध्वमधो नवशतानि च।
एतावान् मध्यलोकः स्यादाकृत्या झल्लरीनिभः ॥ ४५ ॥
योजनानां नवशतान्यतीत्य रुचकादितः।
आलोकांतमधोलोकस्तप्राकृतिरुदाहृतः ॥ ४६ ॥
गत्वा नवशतान्येव रुचकाद्योजनान्यथ।
ऊर्ध्वीकृतमृदंगाभ ऊर्ध्वलोकः प्रकीर्तितः ॥ ४७ ॥
सातिरेकसप्तरज्जुमानोऽधोलोक इष्यते।
ऊर्ध्वलोकः किंचिदूनसप्तरज्जुमितः स्मृतः ॥ ४८ ॥

---

રત્નપ્રભા નારકીની ઉપરના બે ક્ષુલ્લક પ્રતરમાં મેરૂની અંદરના કંદના ઊર્ધ્વભાગમાં આઠપ્રદેશોવાળો ‘ રૂચક ’ આવેલો છે. ૪૨.

એમાંથી ઉપલા પ્રતરમાં ગાયના સ્તનોની જેમ ચાર આકાશપ્રદેશ રહેલા છે; તેમ નીચેના પ્રતરમાં પણ ચાર પ્રદેશ રહેલા છે. એવી રીતે હેઠ ઉપર રહેલા એ આઠ આકાશપ્રદેશોને જ્ઞાની પુરૂષો ‘ ચોરસરૂચક ’ એવા નામથી ઓળખે છે. ૪૩–૪૪.

ત્યાંથી નવસો યોજન ઊર્ધ્વ અને નવસો યોજન નીચે–એટલો ‘ મધ્યલોક ’ છે અને તે ઝાલરના આકારે રહેલ છે. ૪૫.

રૂચકથી નીચે નવસો યોજન મૂકયા પછીથી લોકના અન્તસુધીનો ભાગ–તે ‘ અધોલોક ’ છે, અને એ કુંભીને આકારે રહેલ છે. ૪૬.

રૂચકથી ઉપર નવસો યોજન મુકયા પછીનો ભાગ–તે ‘ ઊર્ધ્વલોક. ’ એનો વળી ઉભા કરેલા મૃદંગના જેવો આકાર છે. ૪૭.

અધોલોક પ્રમાણમાં સાત રજ્જુથી કંઇક અધિક છે, ઊર્ધ્વ લોક સાત રજ્જુથી કંઇક ઓછો છે. ૪૮.

घर्माघनोदधिघनतनुवातान् विहायसः ।
असंख्यभागं चातीत्य मध्यं लोकस्य कीर्त्तितम् ॥ ४९ ॥

अस्मादूर्ध्वमधश्चैव संपूर्णा सप्तरज्जवः ।
अथ त्रयाणां लोकानां प्रत्येकं मध्यमुच्यते ॥ ५० ॥

घर्मायां सर्वतः क्षुल्लमत्रास्ति प्रतरद्वयम् ।
मंडकाकारमेकैकं खप्रदेशात्मकं च तत् ॥ ५१ ॥

रुचकेऽत्र प्रदेशानां यच्चतुष्कद्वयं स्थितम् ।
तत्समश्रेणिकं तच्च विज्ञेयं प्रतरद्वयम् ॥ ५२ ॥

लोकवृद्धिरूर्ध्वमुखी तयोरुपरि संस्थितात् ।
अधःस्थितात्पुनः तस्माल्लोकवृद्धिरधोमुखी ॥ ५३ ॥

तस्मिंश्च लोकपुरुषकटीतटपटीयसि ।
मध्यभागे समभूमिज्ञापको रुचकोऽस्ति यः ॥ ५४ ॥

स एव मध्यलोकस्य मध्यमुक्तं महात्मभिः ।
दिग्विदिग्निर्गमश्चास्मान्नाभेरिव शरोद्गमः ॥ ५५ ॥ युग्मम् ॥

तथाहुः ।

---

ઘર્મા, ઘનોદધિ, ઘનવાત, તનુવાત અને આકાશનો અસંખ્યાતો ભાગ મૂક્યા પછી લોકનો મધ્ય ભાગ કહ્યો છે. એથી ઉપરનો ભાગ સંપૂર્ણ સાત રજ્જુ છે અને હેઠળનો ભાગ પણ એટલોજ એટલે કે સંપૂર્ણ સાત રજ્જુ પ્રમાણ છે. ૪૯-૫૦.

હવે ત્રણે લોકના પ્રત્યેકના મધ્યભાગ કહે છે.

ઘર્મા પૃથ્વીના સર્વતઃ ક્ષુલ્લક ( ન્હાનાં )-એવાં બે 'પ્રતર' છે. તે દરેકનો 'માંડા' જેવો આકાર છે અને એ પ્રત્યેક એક આકાશપ્રદેશ પ્રમાણ છે. અહિં રૂચકના આકાશ પ્રદેશોની જે બે ચોકડી સમશ્રેણિએ રહેલી છે એને જ એ બે ક્ષુલ્લક પ્રતર સમજવાં. ૫૧-૫૨.

એ બેઉ પ્રતરની ઉપર લોકવૃદ્ધિ ઊર્ધ્વ મુખે છે. વળી નીચે એની અધોમુખી વૃદ્ધિ પણ છે. ૫૩.

લોકાત્મક પુરૂષના કટીતટરૂપ આ મધ્ય ભાગમાં જે સમભૂતળવાળો રૂચક પ્રદેશ છે તેને જ મહાત્માઓ મધ્ય ( તિર્ચ્છા ) લોકનું મધ્ય કહે છે; અને ત્યાંથીજ દિશાઓ અને વિદિશાઓ નીકળે છે, નાભિપ્રદેશમાંથી નસો નીકળે છે તેમ. ૫૪-૫૫.

अट्ठपएसो रुअगो तिरिअलोगस्स मज्झयारंमि ।
एस पभावो दिसाणं एसेव भवे अणुदिसाणम् ॥ ५६ ॥

पूर्वा पूर्वदक्षिणा च दक्षिणा दक्षिणापरा ।
पश्चिमा पश्चिमोदीची चोत्तरोत्तरपूर्विका ॥ ५७ ॥
ऊर्ध्वा तथाधस्तनी च दशैवं गदिता दिशः ।
दिशः षट् तत्र शुद्धाख्या चतस्रो विदिशोऽपराः ॥ ५८ ॥ युग्मम् ॥
विजयद्वारदिक् प्राची प्रादक्षिण्यात्ततः पराः ।
एतासां देवतायोगान्नामान्यूचुः पराण्यपि ॥ ५९ ॥
ऐन्द्र्याग्नेयी तथा याम्या नैर्ऋती किंच वारुणी ।
वायव्येतः परा सौम्येशानी च विमला तमा ॥ ६० ॥

रुचकानन्तरं दिक्षु द्वौ द्वौ व्योम्नः प्रदेशकौ ।
विदिक्षु पुनरेकैक एषाद्या पंक्तिराहिता ॥ ६१ ॥
द्वितीयस्यां पुनः पंक्तौ चत्वारो दिक्प्रदेशकाः ।
एवं द्वौ द्वौ विवर्धेते प्रतिपंक्तिप्रदेशकौ ॥ ६२ ॥

---

આ સંબંધમાં ગાથા છે કે 'તીર્છાલોકની મધ્યમાં આઠ પ્રદેશોવાળો રૂચક છે, અને એ જ દિશાઓનું તેમજ વિદિશાઓનું ઉત્પત્તિસ્થાન છે. ૫૬.

(૧) પૂર્વ, (૨) દક્ષિણપૂર્વ (અગ્નિ), (૩) દક્ષિણ, (૪) દક્ષિણપશ્ચિમ (નૈઋત્ય), (૫) પશ્ચિમ, (૬) ઉત્તરપશ્ચિમ (વાયવ્ય), (૭) ઉત્તર, (૮) ઉત્તરપૂર્વ (ઇશાન), (૯) ઊર્ધ્વ અને (૧૦) અધઃ—એમ દશ દિશાઓ છે. એમાં છ શુદ્ધ દિશાઓ કહેવાય છે અને શેષ ચાર (અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય અને ઇશાન) વિદિશાઓ (ખુણા) કહેવાય છે. ૫૭–૫૮.

વિજયદ્વારની દિશા તે પૂર્વ દિશા અને એની જમણી બાજુથી ફેરો ફરતાં (પ્રદક્ષિણા દેતાં) અનુક્રમે બાકીની બીજી દિશાવિદિશા આવે છે. ૫૯.

આ દશે દિશાઓનાં વળી દેવોના સંબંધને લઇને બીજાં પણ નામ છે. તે આ પ્રમાણેઃ– (૧) ઐન્દ્રી, (૨) આગ્નેયી, (૩) યામી, (૪) નૈર્ઋતી, (૫) વારૂણી, (૬) વાયવ્યા, (૭) સૌમ્યા, (૮) ઈશાની, (૯) વિમલા અને (૧૦) તમા. ૬૦.

રૂચક પ્રદેશની પછી, પ્રત્યેક દિશામાં બબ્બે અને પ્રત્યેક વિદિશામાં એકેક આકાશપ્રદેશ છે. એને પહેલી 'પંક્તિ' કહી છે. ૬૧.

एवं च—असंख्येयतमा पंक्तिरसंख्येयप्रदेशिका ।
लोकान्तं स्पृशति द्वाभ्यामन्ताभ्यां भृशमायता ॥ ६३ ॥
ततो लोकस्य वृत्तत्वात्प्रतिपंक्तिप्रदेशकौ ।
हीयेते तेन लोकान्ते पंक्तिश्चतुःप्रदेशिका ॥ ६४ ॥
एकतो द्विप्रदेशत्वं चतुःप्रदेशतान्यतः ।
ततो हि मुरजाकारो भवेल्लोकदिशामिह ॥ ६५ ॥
एकतो यस्य संकीर्णं मुखं पृथुलमन्यतः ।
स मृदंगविशेषः स्यान्मुरजेति प्रसिद्धिभाक् ॥ ६६ ॥
यथैकस्मिन् खप्रतरे भाविता मुरजाकृतिः ।
सर्वेष्वपि प्रतरेषु तथा भाव्या दिगाकृतौ ॥ ६७ ॥
शकटोर्ध्वीस्थिताः किंचालोकव्यपेक्षया दिशः ।
तुंडं तु शकटस्यास्य रुचकोपरि भाव्यताम् ॥ ६८ ॥

---

બીજી પંક્તિમાં ચાર દિક્પ્રદેશો છે. અને એવી રીતે દરેક પંક્તિમાં બબ્બે પ્રદેશો વધતા છે. ૬૨.

એમ હોવાથી, અસંખ્ય આકાશ પ્રદેશોને લઇને, પંક્તિઓ પણ અસંખ્ય છે. એમાંથી છેક છેવટની પંક્તિ પોતાના બે છેડાવડે લોકના અન્ત એટલે છેડાને સ્પર્શીને રહેલી છે. ૬૩.

વળી લોક વર્તુળાકાર-ગોળ[1] હોવાથી આગળ જતાં પંક્તિએ પંક્તિએ બબ્બે પ્રદેશો ઘટતા આવે છે અને તેથી લોકને અંતે રહેલી પંક્તિ ચાર પ્રદેશની થઇ રહે છે. ૬૪.

એવી રીતે એક તરફથી દ્વિપ્રદેશતા અને બીજી તરફથી ચતુઃપ્રદેશતા થઇ તેથી લોક-દિશાઓનો ‘ મુરજ ’ જેવો આકાર થાય છે. ૬૫.

જેનું મુખ એક તરફ સાંકડું અને બીજી બાજુએ પહોળું હોય એવા મૃદંગને ‘મુરજ’ કહે છે. ૬૬.

એક આકાશપ્રતરને વિષે જેવી મૃદંગની આકૃતિ કહી તેવીજ સર્વપ્રતરને વિષે દિશાઓની પણ સમજી લેવી. ૬૭.

અલોકની અપેક્ષાએ દિશાઓ, ગાડાની ઉંધની જેમ રહેલી છે; તેમાં ગાડાનું મુખ રૂચકની ઉપર રહેલું ભાવવું-કલ્પવું. ૬૮.

૧ જો લોક વર્તુલાકારે છે તો ખડુકની ગણત્રીમાં દરેક પંક્તિએ તદ્દગુણા કેમ કર્યા ? તદ્દગુણા ખડુક તો ચોરસ લોક હોય તોજ હોઇ શકે ? તત્ત્વ બહુશ્રુતગમ્ય.

रुचकस्योपरितनं यत्प्रदेशचतुष्टयम् ।
विमलाया दिशस्तच्च प्रोक्तमादितया जिनैः ॥ ६९ ॥
तत्समश्रेणिकैस्तावन्मितैर्जाता प्रदेशकैः ।
ऊर्ध्वलोकालोकगता विमला दिगुदीरिता ॥ ७० ॥
रुचकस्याधस्तनं यत्प्रदेशानां चतुष्टयम् ।
तत्तमाया दिशः प्रोक्तं जिनैरादितया श्रुते ॥ ७१ ॥
तन्मूला विमलातुल्या किन्त्वधोगामिनी तमा ।
तदिमे रुचकाकारे चतुःप्रदेशविस्तृते ॥ ७२ ॥
द्वयोर्द्वयोर्दिशोरन्तश्छिन्नमुक्तावलीसमाः ।
एकप्रदेशा विदिशो लोकालोकान्तसीमया ॥ ७३ ॥
दिशः स्युर्द्विप्रदेशाढ्या द्व्युत्तरा रुचकोद्भवाः ।
विदिशोऽनुत्तरा एकप्रदेशा रुचकोद्भवाः ॥ ७४ ॥
दशोऽप्येता असंख्येयप्रदेशा लोकसीमया ।
अलोकापेक्षया सर्वाः स्युरनन्तप्रदेशिकाः ॥ ७५ ॥

---

રૂચકની ઉપરના જે ચાર આકાશપ્રદેશો છે ત્યાંથી વિમળા ( ઊર્ધ્વ ) દિશાની શરૂઆત કહેલી છે. ૬૯.

એ રીતે સમશ્રેણિક ચાર પ્રદેશોવડે ઉત્પન્ન થઇ, વિમળા દિશા ઉંચે લોક અને અલોકમાં પણ વ્યાપી રહેલી છે. ૭૦.

વળી રૂચકની નીચેના જે ચાર આકાશપ્રદેશો છે તેને જિનેશ્વરોએ 'તમા' દિશાની શરૂઆત કહી છે. ૭૧.

વિમળાનુ જે મૂળ તે જ આ તમા દિશાનું પણ મૂળ છે. વિમળા ઊર્ધ્વગામી છે ત્યારે તમા અધોગામિની છે—એટલો ફેર. વળી બેઉનો એકસરખો—રૂચક જેવો જ આકાર છે અને બેઉ સરખી ચાર આકાશપ્રદેશના વિસ્તારવાળી છે. ૭૨.

બબ્બે દિશાઓની વચ્ચે છુટી છુટી રહેલી માળાની સેર જેવી અને એકપ્રદેશી 'વિદિશાઓ' છે અને તે લોક અને અલોકની સીમા પર્યન્ત પહોંચતી છે. ૭૩.

રૂચકથી નીકળેલી દિશાઓ બેપ્રદેશી ને બબ્બે પ્રદેશ વધતી વિસ્તારવાળી છે. વિદિશાઓ તો રૂચકથી ઉત્પન્ન થઈ છે છતાં પણ ફક્ત એક પ્રદેશના વિસ્તારવાળી જ છે. ૭૪.

प्रत्येकमासां सर्वासां दिशां सर्वे प्रदेशकाः ।
कृतयुग्ममिताः सन्ति सिद्धान्तपरिभाषया ॥ ७६ ॥

तदुक्तमाचारांगनिर्युक्तौ । सव्वा य हवंति कडजुम्मेत्ति ॥

कृतयुग्मादिस्वरूपं चैवम् ।

चतुष्केण ह्रियमाणश्चतुःशेषो हि यो भवेत् ।
अभावात् भागशेषस्य स ख्यातः कृतयुग्मकः ॥ १ ॥

तदुक्तं भगवती १८ शतकस्य चतुर्थोद्देशकवृत्तौ ।

कृतं सिद्धं पूर्णं ततः परस्य राशिसंज्ञान्तरस्याभावेन न तु ओजः- प्रभृतिवत् अपूर्णं यत् युग्मं समराशिविशेषः तत् कृतयुग्मम् इति ॥

चतुष्केण ह्रियमाणस्त्रिशेषस्त्र्योज उच्यते ।
द्विशेषो द्वापरयुग्मः कल्पोजश्चैकशेषकः ॥ २ ॥

तथा च भगवतीसूत्रे ।

गोयम ! जेणं रासीचउक्कगेणं अवहारेणं अवहीरमाणे अवहीरमाणे

---

લોકસીમાની અપેક્ષાએ દશે દિશાઓ **અસંખ્યાત** પ્રદેશના વિસ્તારમાં છે, અને અલો- કની અપેક્ષાએ **અનન્ત** પ્રદેશોના વિસ્તારમાં છે.

આ સર્વ દિશાઓના પ્રત્યેકના સર્વ પ્રદેશો સિદ્ધાન્તની પરિભાષામાં ‘ કૃતયુ- ગ્મે ’ છે. ૭૬

શ્રીઆચારાંગસૂત્રની નિર્યુક્તિ પણ એ વાતની સાક્ષી પૂરે છે.

‘ કૃતયુગ્મ ’ વગેરેનુ સ્વરૂપ આ પ્રમાણે છે:—

કોઈપણ રકમને ચારે ભાંગતાં ચાર વધે તે રકમ ભાગશેષના અભાવથી ‘ કૃતયુગ્મ ’ કહેવાય. ( દૃષ્ટાન્ત તરીકે ‘ સોળ ’ ).

આના સંબંધમાં ભગવતીસૂત્રનાં અઢારમા શતકના ચોથા ઉદ્દેશમાં કહ્યું છે કે—

‘ **કૃત** ’ એટલે સિદ્ધ અથવા પૂર્ણ,-(કેમકે તે પછી અન્ય રાશિસંજ્ઞાનો અભાવ છે ) પરન્તુ ‘ ઓજ ’ આદિની પેઠે અપૂર્ણ નહિં-એવું જે ‘ **યુગ્મ** ’ ( એટલે તુલ્યરા- શિવિશેષ ) તે ‘ કૃતયુગ્મ ’ કહેવાય.

જો ચારે ભાંગતાં ત્રણ શેષ રહે તો તે ‘ ત્ર્યોજ ’ કહેવાય ( જેમકે ‘ પંદર ’ ). વળી

चउ पज्झवसिए सेणं कडजुम्मे । एवं ति पज्झवसिए तेउए । दु पज्झवसिए दावरजुम्मे । एग पज्झवसिए कलिओगे । इति ॥

यो मुलतोऽपि राशिः स्याच्चतुस्त्रिद्व्येकरूपकः ।
सोऽपि ज्ञेयः कृतयुग्मत्र्योजादिनामधेयभाक् ॥ २ ॥

तदुक्तं भगवतीवृत्तौ ।

त्रिभिरादित एव कृतयुग्माद्वोपरिवर्तिभिरोजो विषमराशिविशेषस्त्र्योज इति । द्वाभ्यामादित एव कृतयुग्माद्वोपरिवर्तिभ्यां यदपरं युग्मादन्यन्नामनिपातनविधिर्द्वापरयुग्मम् । कल्पेन एकेन आदितः एव कृतयुग्माद्वोपरिवर्तिना ओजः विषमराशिविशेषः कल्पोज इति ॥

कर्मप्रकृतिवृत्तौ तु एतेषां निरुक्तिः एवं दृश्यते ॥ इह कश्चिद्विवक्षितः राशिः स्थाप्यते । तस्य कलिद्वापरत्रेताकृतयुगसंज्ञैः चतुर्भिः भागः ह्रियते । भागे च हृते सति यदि एकः शेषो भवति तर्हि स राशिः कल्पोजः उच्यते यथा त्रयोदश । अथ द्वौ शेषौ तर्हि द्वापरयुग्मः यथा

---

જો ચારે ભાંગતાં બે શેષ રહે તો તે ' દ્વાપરયુગ્મ ' કહેવાય, ( જેમકે ' ચૌદ ' ); અને જો ચારે ભાંગતાં એક શેષ રહે તો તે ' કલ્પોજ ' કહેવાય ( જેમકે ' તેર ' ).

ભગવતી સૂત્રમાં પણ શ્રી ગૌતમના પ્રશ્નના ઉત્તરમાં પ્રભુએ એમ જ કહ્યું છે.

વળી જે રકમ મૂળથી જ ચાર, ત્રણ, બે કે એક હોય તે પણ અનુક્રમે ' કૃતયુગ્મ ', ' ત્ર્યોજ ', ' દ્વાપરયુગ્મ ' કે ' કલ્પોજ ' કહેવાય છે.

એ વાત શ્રી ભગવતીની ટીકામાં પણ દ્રઢ કરી છે. જુઓ:—

મૂળથી જ ત્રણની રકમ હોય કે કૃતયુગ્મે ભાંગતાં ત્રણની રકમ વધે એવા રાશિરૂપ ઓજ હોય તે ' ત્ર્યોજ ' કહેવાય. મૂળથી જ ' બે ' ની રકમ હોય અથવા કૃતયુગ્મે ભાંગતાં શેષ ' બે ' રહેતા હોય તે ' યુગ્મ ' કે ' દ્વાપરયુગ્મ ' કહેવાય. વળી મૂળથીજ ' એક ' ની રકમ હોય અથવા ' કૃતયુગ્મે ' ભાંગતાં ઉપર ' એક ' ની રકમ વધે એવો વિષમરાશિવાળો ઓજ હોય તે ' કલ્પોજ ' કહેવાય.

'કર્મપ્રકૃતિ' ની વૃત્તિમાં તો એ બાબતની આ પ્રમાણે નિરૂક્તિ (હકીકત) જણાય છે:—

કોઇ અમુક રકમ ધારવી–કલ્પવી. અને તેને ' કલિ, ' ' દ્વાપર, ' ' ત્રેતા, ' અને ' કૃતયુગ ' નામની રાશિ લાવવા માટે ચારે સંખ્યાથી ભાગવી. ભાગ ચાલી રહ્યા પછી જો

चतुर्दश । अथ त्रयः शेषाः ततः त्रेतौजः यथा पंचदश । यदा तु न किंचिदवतिष्ठते किन्तु सर्वात्मना निर्लेपः एव भवति तदा स कृतयुगः यथा षोडशेत्यादि ॥

लोकमाश्रित्य साद्यन्ता एताः सर्वा अपि स्फुटम् ।
साद्यनन्ता विनिर्दिष्टा अलोकापेक्षया पुनः ॥ ७७ ॥

दिशामन्येऽपि भेदाः स्युः नामदिक् स्थापनाख्यदिक् ।
द्रव्यक्षेत्रतापभावप्रज्ञापकाभिधा दिशः ॥ ७८ ॥

यद् द्रव्यस्य सचित्तादेः दिगित्येवं कृताभिधा ।
सा नामदिग् विनिर्दिष्टा शिष्टैर्दृष्टजगत्त्रयैः ॥ ७९ ॥

पट्टादौ चित्रितस्याथ जम्बूद्वीपादिकस्य यत् ।
दिग्विदिक्स्थापनं सोक्ता स्थापनाशा विशारदैः ॥ ८० ॥

स्यात् द्रव्यदिगागमतो नोआगमत इत्यपि ।
दिक्पदार्थबुधस्तत्रानुपयुक्तः किलादिमा ॥ ८१ ॥

---

એક શેષ રહે તો તે ' કલ્પોજ ' કહેવાય, જેમકે ' તેર; ' જો ' બે ' શેષ રહે તો તે ' દ્વાપરયુગ્મ ' કહેવાય; જેમકે 'ચૌદ; ' જો ત્રણ શેષ રહે તો તે ' ત્રેતૌજ ' કહેવાય. જેમકે ' પંદર '; પરન્તુ જો શેષ કંઇ ન રહે તો તે ' કૃતયુગ ' કહેવાય, જેમકે ' સોળ '. ઇત્યાદિ.

આ સર્વ દિશાઓ ' લોક ' ની અપેક્ષાએ ' સાદ્યન્ત ' છે; પરન્તુ ' અલોક ' ની અપેક્ષાએ ' સાદિ અનન્ત ' છે. ૭૭

વળી એક બીજી રીતે દિશાઓના સાત પ્રકાર પણ થાય છે; જેમકે (૧) નામદિશા, (૨) સ્થાપનાદિશા, (૩) દ્રવ્યદિશા (૪) ક્ષેત્રદિશા (૫) તાપદિશા, (૬) ભાવદિશા અને (૭) પ્રજ્ઞાપકદિશા. ૭૮

' સચિત્ત, વગેરે કોઇ પણ દ્રવ્યનું અમુક દિશા એવું નામ આપવું તેને જિનેશ્વર ભગવાને ' નામદિશા ' કહી છે. ૭૯.

પટ્ટ વગેરેમાં આળેખીને જમ્બુદ્વીપ આદિકને દિશાવિદિશામાં સ્થાપન કરવા એને ' સ્થાપનાદિશા '–એવું નામ આપ્યું છે. ૮૦.

ત્રીજી જે દ્રવ્યદિશા છે એ ' આગમથી ' અને ' નોઆગમથી ' એમ બે ભેદે છેઃ દિક્પદના અર્થનો બોધ હોય પણ એમાં ( ચિત્તની ) ઉપયુક્તતા–ઉપયોગ વર્તતો ન હોય એ

त्रिधा च नोआगमतः प्रज्ञप्ता द्रव्यतो दिशः ।
तत्राद्या दिक्पदार्थज्ञशरीरं जीववर्जितम् ॥ ८२ ॥
द्वितीया च दिक्पदार्थं ज्ञास्यन् बालादिरुच्यते ।
ज्ञशरीरभव्यदेहव्यतिरिक्ताप्यथोच्यते ॥ ८३ ॥
या प्रवृत्ता समाश्रित्य द्रव्यं त्रयोदशाणुकम् ।
तावद्व्योमांशावगाढं द्रव्यदिक् सा निवेदिता ॥ ८४ ॥
इतो न्यूनाणुजाते तु दिग्विदिक्परिकल्पनम् ।
न स्यात् द्रव्ये ततश्चैतज्जघन्यं दिगपेक्षया ॥ ८५ ॥
त्रिबाहुकं नवप्रादेशिकं समभिलिख्य च ।
कार्यैकैकगृहवृद्धिः ध्रुवं दिक्षु चतसृषु ॥ ८६ ॥
क्षेत्राशास्त्वधुनैवोक्तास्तापाशाः पुनराहिताः ।
सूर्योदयापेक्षयैव पूर्वाद्याः ता यथाक्रमम् ॥ ८७ ॥

---

' આગમથી દ્રવ્યદિશા ' જાણવી. વળી ' નોઆગમથી દ્રવ્યદિશા ' ત્રણ પ્રકારની છેઃ દિક્‌પદના અર્થનો જેને બોધ હતો એ બોધવાળાના શરીરમાં જીવ ન હોય એ 'જ્ઞશરીર'રૂપ પહેલો પ્રકાર. દિક્‌પદના અર્થનો બોધ જેને થશે એવો જીવ બાળક કે એવો કોઇ હોય એ બીજો પ્રકાર ' ભવ્ય શરીર '. હવે ' જ્ઞશરીર ' ને ' ભવ્ય શરીર ' થી વ્યતિરિક્ત એવો ત્રીજો પ્રકાર કહે છેઃ તેર પરમાણુવાળા અને એટલા જ આકાશપ્રદેશને અવગાહીને રહેલા દ્રવ્યને આશ્રયીને પ્રવર્તેલી દિશા–એ ત્રીજો પ્રકાર છે. તેર કરતાં ઓછા પરમાણુવાળા દ્રવ્યથી દિશાવિદિશાની કલ્પના થઇ શકે નહિં, તેથી દિશાની અપેક્ષાએ એ ' તેર પરમાણુ ' જઘન્ય પ્રમાણ છે. આ ત્રીજા પ્રકારમાં નવપ્રદેશી ત્રણ બાહુને આળેખીને ચારે દિશાઓમાં એકેક ઘરની વૃદ્ધિ કરવી. ૮૧-૮૬.

તે આ પ્રમાણે—



ચોથી ક્ષેત્રદિશાનું વર્ણન ઉપર આવી ગયું છે.

હવે પાંચમી તાપદિશા વિષે કહે છે.

આ તાપદિશા સૂર્યની અપેક્ષાએ જ કહી છે, અને એ અનુક્રમે ' પૂર્વ ' વગેરે છે. ૮૭.

तत्र यत्रोदेति भानुः सा पूर्वानुक्रमात् पराः ।
विसंवदन्त एताश्च क्षेत्रदिग्भिः यथायथम् ॥ ८८ ॥

तथा हि । रुचकापेक्षया या स्याद्दक्षिणा क्षेत्रलक्षणा ।
तापाशापेक्षया सा स्यादस्माकं ध्रुवमुत्तरा ॥ ८९ ॥

अष्टादशविधा भावदिशस्तु जगदीश्वरैः ।
प्रोक्ता मनुष्यादिभेदभिन्ना इत्थं भवन्ति ताः ॥ ९० ॥

कर्माकर्मभूमिजान्तर्द्वीपसंमूर्छजा नराः ।
तथा द्वित्रिचतुःपंचेन्द्रियास्तिर्यंच आहिताः ॥ ९१ ॥

कायाश्चतुर्द्धा पृथिवीजलतेजोऽनिला इति ।
स्युः वनस्पतयो मूलस्कन्धाग्रपर्वसम्भवाः ॥ ९२ ॥

षोडशैता दिशो देवनारकांगिसमन्विताः ।
भवन्त्यष्टादश भावदिशस्तीर्थंकरोदिताः ॥९३॥त्रिभिर्विशेषकम्॥

यत्र क्वचिदपि स्थित्वा प्रज्ञापको दिशां बलात् ।
निमित्तं वक्ति धर्मं वा गुरुः प्रज्ञापकाख्यदिक् ॥ ९४ ॥

---

જે દિશામાં સૂર્ય ઉગે તે પૂર્વદિશા. અને તેથી અનુક્રમે બીજી દિશાઓ જાણવી. ૮૮.

આ દિશાઓ ક્ષેત્રદિશાસાથે મળતી આવતી નથી. કેમકે રૂચકની અપેક્ષાએ જે ક્ષેત્રદિશા દક્ષિણ કહેવાય છે તે તાપદિશાની અપેક્ષાએ આપણી ઉત્તર દિશા છે. ૮૮-૮૯.

છઠ્ઠી ભાવદિશા છે. એના જિનેશ્વરભગવાનોએ મનુષ્ય વગેરેના ભેદને લઇને અઢાર પ્રકાર કહ્યા છે. ૯૦

તે આ પ્રમાણે:—

(૧) કર્મભૂમિના મનુષ્યો, (૨) અકર્મભૂમિના મનુષ્યો, (૩) અન્તર્દ્વીપના મનુષ્યો, (૪) સંમૂર્છિમ મનુષ્યો, (૫) બેઇન્દ્રિયતિર્યંચ, (૬) તેઇન્દ્રિયતિર્યંચ, (૭) ચતુરિન્દ્રિય તિર્યંચ, (૮) પંચેન્દ્રિય તિર્યંચ, (૯) પૃથ્વીકાય, (૧૦) અપ્કાય, (૧૧) તેજસ્કાય, (૧૨) વાયુકાય, (૧૩) વનસ્પતિના મૂળ, (૧૪) એના સ્કંધ, (૧૫) એની ટોચ, (૧૬) એના પર્વ, (૧૭) દેવ અને (૧૮) નારકી. ૯૧-૯૩.

આ પ્રમાણે અઢાર ભાવદિશા તીર્થંકરોએ કહેલી છે.

દિશાનો સાતમો પ્રકાર પ્રજ્ઞાપક દિશા છે: કોઇ પણ સ્થળે બેસીને, નિમિત્તિઓ નિમિત્ત જ્ઞાનના બળથી નિમિત્ત ભાખે અથવા ગુરૂ ધર્મનો ઉપદેશ કરે એ પ્રજ્ઞાપક દિશા જાણવી. ૯૪.

यस्या दिशः संमुखस्थः प्रज्ञापकः प्ररूपयेत् ।
धर्मं निमित्तादिकं वा सा पूर्वानुक्रमात्परा: ॥ ९५ ॥

एताश्चाष्टादशविधाः स्युस्तिर्यक् तत्र षोडश ।
तिस्रस्तिस्रः प्रतिविदिक् दिक्ष्वेकैकेति कल्पनात् ॥ ९६ ॥

शकटोद्धास्थिताः प्रज्ञापकोपान्तेऽतिसंकटाः ।
विस्तीर्णा बहिरूर्ध्वाधोयुक्ताश्चाष्टादश स्मृता ॥ ९७ ॥ युग्मम् ।

अथ प्रकृतम् ।

पृथिव्योस्तुर्यपंचम्योर्मध्ये यद्वियदन्तरम् ।
तदर्धेऽधस्तने न्यूनेऽधोलोकमध्यमीरितम् ॥ ९८ ॥

अधस्तात् ब्रह्मलोकस्य रिष्टाख्यप्रस्तटे स्फुटम् ।
मध्यं तत्रोर्ध्वलोकस्य लोकनाथैर्विलोकितम् ॥ ९९ ॥

तथा पूर्णैकरज्जुपृथुलात् क्षुल्लकप्रतरादितः ।
ऊर्ध्वं गतेऽङ्गुलासंख्यभागे तिर्यग्विवर्द्धते ॥ १०० ॥

अंगुलस्यासंख्यभागः परमत्रेति भाव्यताम् ।
ऊर्ध्वगादङ्गुलस्यांशादंशस्तिर्यग्गतो लघुः ॥ १०१ ॥

---

જે દિશાની સન્મુખ રહીને ઉપદેશક ધર્મનો બોધ દે અથવા નિમિત્ત વગેરે કહે તે પૂર્વદિશા, અને એથી અનુક્રમે બીજી દિશાઓ જાણવી. ૯૫.

એના પણ અઢારપ્રકાર થાય છે. દરેક વિદિશાના ત્રણ ત્રણ કલ્પવાથી બાર પ્રકાર[1]; પ્રત્યેક દિશાનો એકેક કલ્પતાં **ચાર** પ્રકાર; અને **એક** ઊર્ધ્વ અને **એક** અધો. એમાં પહેલા સોળ તિર્છા છે અને એ શકટ એટલે ગાડાની ઉધની જેમ રહેલા, પ્રજ્ઞાપકની નજીકમાં અત્યન્ત સાંકડા અને આગળ બહુ વિસ્તીર્ણ—એવા સમજવા. ૯૬–૯૭.

હવે પ્રસ્તુત વાતપર આવીએ.

ચોથી અને પાંચમી નરકની વચ્ચે જે આકાશનું અન્તર છે એના લગભગ અરધા—એવા નીચલા ભાગમાં અધોલોકનું મધ્ય કહ્યું છે. ૯૮.

બ્રહ્મલોકની નીચે રિષ્ટ નામના પ્રતરમાં ઊર્ધ્વલોકનું મધ્ય છે એમ જિનેશ્વરભગવાનોએ ભાખેલું છે. ૯૯.

વળી, બરાબર એક રજ્જુ પહોળા એવા ક્ષુલ્લક પ્રતરથી આંગળનો અસંખ્યાતમો

૧ જેમકે પૂર્વ ઇશાન, ઇશાન, અને ઉત્તર ઇશાન. એમ ચારે વિદિશા માટે સમજવું.

एवमधोऽपि ॥

एवं चोर्ध्वलोकमध्यं पृथुलं पंचरज्जवः ।
हीयतेऽतस्तथैवोर्ध्वं रज्जुरेकावशिष्यते ॥ १०२ ॥

किंच रज्जुमानात् द्वितीयस्मात् क्षुल्लकप्रतराच्चितिः ।
अधोमुखी च तिर्यक् चांगुलासंख्यांशभात्रिका ॥ १०३ ॥

एवं चाधोलोकमूले पृथुत्वं सप्तरज्जवः ।
अथात्र सूचीरज्ज्वादिमानं किंचिन्निगद्यते ॥ १०४ ॥

इदं च संग्रहणीवृत्त्यनुसारेण ॥ लोकनाडीस्तवे तु प्रदेशवृद्धिहानी दश्येते लोकतिर्यग्वृद्धौ ॥

चतुर्भिः खंडुकैः सूचीरज्जुः श्रेण्या व्यवस्थितैः ।
ताभिश्चतुर्भिः प्रतररज्जुः षोडशखंडुका ॥ १०५ ॥

चतसृभिश्च प्रतररज्जुभिर्जायते किल ।
घनरज्जुश्चतुःषष्टिः खंडुकाः सर्वतः समाः ॥ १०६ ॥

---

ભાગ ઉર્ધ્વ-ઉંચે જઈએ ત્યારે તિર્યક્ અંગુલનો અસંખ્યાતમો ભાગ વધે છે. પણ આ તિર્છો વધેલો અંગુળનો અસંખ્યાતમો ભાગ ઉર્ધ્વગત આંગળના અસંખ્યાતમા ભાગથી નાનો સમજવો. ૧૦૦-૧૦૧.

નીચે પણ એવી રીતે વૃદ્ધિ સમજવી.

એમ વૃદ્ધિ પામતા ઊર્ધ્વલોકના મધ્યમાં જઈએ ત્યારે પહોળાઇ પાંચ રજ્જુ થાય છે; અને ત્યાંથી ઉંચે જતાં એજ પ્રમાણે ઘટતી જઈને પ્રાંતે એક રજ્જુ રહે છે. ૧૦૨.

વળી રજ્જુપ્રમાણ એવા બીજા ક્ષુલ્લક પ્રતરથી અધોમુખી તીર્છી વૃદ્ધિ આંગળના અસં-ખ્યમા ભાગ જેટલી થાય છે. ૧૦૩.

એ પ્રમાણે વધતાં વધતાં અધોલોકના મૂળ પાસે પહોળાઇ સાત રજ્જુ થાય છે.

અહિ 'સૂચીરજ્જુ' વગેરેના માન વિષે કંઇ કહીએ. ૧૦૪.

આ 'સંગ્રહણી' ની ટીકાને અનુસારે કહેશું. 'લોકનાડીસ્તવ' માં તો લોકની તીર્છી વૃદ્ધિ-માંજ પ્રદેશની વૃદ્ધિહાનિ કહી છે.

શ્રેણિબદ્ધ રહેલા ચાર 'ખંડુક'નું એક 'સૂચીરજ્જુ' થાય છે. અને ચાર સૂચીરજ્જુનું સોળખંડુકપ્રમાણ એક 'પ્રતરરજ્જુ' થાય છે. ચાર પ્રતરરજ્જુનું એક 'ઘનરજ્જુ' થાય છે. એટલે એક ઘન રજ્જુમાં સર્વબાજુથી સરખા ( ચોખંડા )-એવા ચોસઠ ખંડુક થાય છે. ૧૦૫-૧૦૬.

अष्टाविंशं शतमध ऊर्ध्वं षट्सप्ततिर्मता ।
सर्वाश्चतुर्भिरधिके द्वे शते सूचिरज्जवः ॥ १०७ ॥

दन्तैर्मिता अधोलोके ऊर्ध्वमेकोनविंशतिः ।
एकपंचाशदाख्याताः सर्वाः प्रतररज्जवः ॥ १०८ ॥

अधोऽष्टावूर्ध्वलोके च निर्दिष्टा घनरज्जवः ।
पादोना पंच सर्वाग्रे स्युः पादोनास्त्रयोदश ॥ १०९ ॥

इदं दृष्टलोकमानम् ॥

वर्गितस्य च लोकस्याधोलोके घनरज्जवः ।
सार्धया पंचसप्तत्याधिकमेकं शतं मतम् ॥ ११० ॥

ऊर्ध्वलोके भवेत्सार्धा त्रिषष्टिः सर्वसंख्यया ।
ध्रुवमेकोनया चत्वारिंशताढ्यं शतद्वयम् ॥ १११ ॥

आसां चतुर्गुणत्वे च सर्वाः प्रतररज्जवः ।
शतानि नव षट्पंचाशता युक्तानि तत्र च ॥ ११२ ॥

शतानि सप्त द्व्यधिकान्यधोलोके प्रकीर्तिताः ।
ऊर्ध्वलोके द्वे शते च चतुःपंचाशताधिके ॥ ११३ ॥

---

નીચે-અધોલોકમાં એકસો અઠ્યાવીશ અને ઉપર-ઊર્ધ્વલોકમાં છોંતેર-એમ બને મળીને 'સૂચીરજ્જુ'ની સર્વસંખ્યા બસોને ચાર છે. ૧૦૭.

વળી 'પ્રતરરજ્જુ' અધોલોકમાં બત્રીશ અને ઊર્ધ્વલોકમાં ઓગણીશ-એમ બને મળીને એકાવન છે. ૧૦૮.

અને 'ઘનરજ્જુ' અધોલોકમાં આઠ અને ઊર્ધ્વલોકમાં પોણાપાંચ મળીને એકંદર પોણાતેર છે. ૧૦૯.

એ પ્રમાણે દૃષ્ટ લોકમાન કહ્યું.

હવે વર્ગિત લોકમાન વિષે:—

આ લોકમાનનો 'વર્ગ' અધોલોકમાં એકસો સાડીપંચોતેર અને ઊર્ધ્વલોકમાં સાડીત્રેસઠ મળીને એકંદર બસો ઓગણચાળીશ 'ઘનરજ્જુ' કહ્યો છે. ૧૧૦-૧૧૧.

चतुर्गुणत्वे चैतासां भवन्ति सूचिरज्जवः ।
चतुर्विंशत्युपेतानि त्वष्टात्रिंशच्छतानि वै ॥ ११४ ॥

तत्रापि अधोलोके शतान्यष्टाविंशतिः स्फुटमष्ट च ।
ऊर्ध्वलोके पुनस्तासां सहस्रं षोडशाधिकम् ॥ ११५ ॥

इति वर्गितलोकमानम् ॥

घनीकृतो भवेल्लोकः सप्तरज्जुमितोऽभितः ।
विष्कम्भायामबाहल्यैः सद्बुद्ध्यैवं विधीयते ॥ ११६ ॥

एकरज्जुविस्तृतायास्त्रसनाड्यास्तु दक्षिणम् ।
अधोलोकवर्तिखंडमूनरज्जुत्रयाततम् ॥ ११७ ॥

सर्वाधस्तात् हीयमानविस्तारत्वादुपर्यथ ।
रज्ज्वसंख्येयभागोरुसप्तरज्जूच्छ्रयं च तत् ॥ ११८ ॥

---

એને ચારગણા કરીએ એટલે 'પ્રતરરજ્જુ' નવસોને છપ્પન થાય છે. અધોલોકમાં ૭૦૨, અને ઊર્ધ્વલોકમાં ૨૫૪. ) ૧૧૨-૧૧૩.

વળી એ 'નવસો ને છપ્પન' ને ચાર ગણા કરતાં ત્રણ હજાર આઠસો ને ચોવીશ આવ્યા-એટલા સૂચીરજ્જુ થયા. એમાં ૨૮૦૮ અધોલોકમાં, અને ૧૦૧૬ ઊર્ધ્વલોકમાં. ૧૧૪-૧૧૫.

એ પ્રમાણે વર્ગીત લોકમાન સમજવું.

( સૂચીરજ્જુને ચાર ગુણા કરતાં ૧૫૨૯૬ ખંડુક બંને લોકના મળીને થાય છે-એમાં ૧૧૨૩૨ અધોલોકના અને ૪૦૬૪ ઊર્ધ્વલોકના છે. )

હવે ઘન લોકમાન વિષે કહે છે-

વિષ્કંભ, આયામ અને બાહલ્ય, એટલે લંબાઇ, પહોળાઇ તથા જાડાઇ એમ સર્વતઃ આ લોકનું સાત રજ્જુ જેટલું પ્રમાણ છે. એ 'ઘન' બુદ્ધિમાનોએ નીચે પ્રમાણે સમજીને કાઢવું. ૧૧૬.

એક રજ્જુ પહોળી એવી ત્રસનાડીની દક્ષિણે **અધોલોકને વિષે** રહેલો ખંડ લગભગ ત્રણ રજ્જુ પહોળો થાય છે; કેમકે સર્વથી નીચેથી ઉપર જતાં પહોળાઇ બંને બાજુ વધતા ગઇ છે. એની ઉંચાઇ 'સાત રજ્જુ અને ઉપર રજ્જુનો અસંખ્યાતમો ભાગ'-એટલી છે. આ ખંડને લઇને ત્રસનાડીના ઉત્તર દિગ્ભાગમાં જોડી દેવો. એમાં નીચલા ભાગને ઉપર અને

गृहीत्वोत्तरदिग्भागे त्रसनाड्याः प्रकल्प्यते ।
विरचय्याधस्तनांशमुपर्युपरिगं त्वधः ॥ ११९ ॥
ततोऽधस्तनलोकार्धं किंचिदूनचतुष्टयम् ।
रज्जूनामाततं सातिरेकं सप्तकमुच्छ्रितम् ॥ १२० ॥
क्वचित्किंचिदूनसप्तरज्जुबाहल्यमप्यधः ।
अपरत्र त्वनियतं बाहल्यमिदमास्थितम् ॥ १२१ ॥

किंच ऊर्ध्वलोके त्रसनाड्या दक्षिणभागवर्तिनी ।
द्वे खंडे ये कटीन्यस्तहस्तकूर्परसंस्थिते ॥ १२२ ॥
ब्रह्मलोकमध्यदेशादधस्तनं तथोर्ध्वगम् ।
ते प्रत्येकं ब्रह्मलोके मध्ये द्विरज्जुविस्तृते ॥ १२३ ॥
किंचिदूनार्धार्धरज्जुत्रयोच्छ्रिते च ते उभे ।
त्रसनाड्या वामपार्श्वे वैपरीत्येन कल्पयेत् ॥ १२४ ॥
ततश्च रज्ज्वाततया त्रसनाड्या समन्वितम् ।
यादृक्षमूर्ध्वलोकार्धं जातं तदभिधीयते ॥ १२५ ॥
अंगुलसहस्रांशाभ्यां द्वाभ्यां रज्जुत्रयं युतम् ।
विष्कम्भतः किंचिदूना रज्जवः सप्त चोच्छ्रयात् ॥ १२६ ॥
बाहल्यतो ब्रह्मलोकमध्ये तत् पंचरज्जुकम् ।
अन्यस्थले त्वनियतबाहल्यमिदमास्थितम् ॥ १२७ ॥

---

ઉપરના ભાગને નીચે કલ્પવો. એમ કરવાથી લોકના નીચલા અરધા ભાગનો વિસ્તાર લગભગ ચાર રજ્જુ અને ઉંચાઇ 'સાતરજ્જુથી સહે જ વધારે' થશે. જો કે નીચે વિસ્તાર ક્યાંક લગભગ સાત રજ્જુ જેટલો પણ છે પરંતુ અન્યત્ર તો તે અનિયમિત છે. ૧૧૭–૧૨૧.

વળી, ઊર્ધ્વ લોકને વિષે ત્રસનાડીના દક્ષિણભાગમાં, કટિન્યસ્તહસ્તની કોણીપર બે ખંડ રહેલા છે: એક બ્રહ્મલોકના મધ્યદેશથી ઉપર અને બીજો એથી હેઠળ. આ બેઉ પ્રત્યેક, બ્રહ્મલોકના મધ્યમાં બે રજ્જુ પહોળા છે અને સાડાત્રણ રજ્જુ ઉંચા છે. આ બેઉને વિપરીતપણે ત્રસનાડીની વામબાજુએ કલ્પવા. એટલે રજ્જુપ્રમાણ ત્રસનાડીથી સમન્વિત એવા ઊર્ધ્વ લોકાર્ધની પહોળાઇ ત્રણ રજ્જુ અને બે સહસ્રાંશ અંગુળ, ઉંચાઇ લગભગ સાત રજ્જુ, તથા જાડાઇ બ્રહ્મલોકના મધ્યમાં પાંચ રજ્જુ અને અન્ય જગ્યાએ ઓછીવત્તી–અનિયમિત,–એ પ્રમાણે આવે છે. ૧૨૨–૧૨૭.

तदेतदुपरितनं गृहीत्वार्धं निवेशयेत् ।
अधस्तनं संवर्तितलोकार्धस्योत्तरांतिके ॥ १२८ ॥

एवं संयोजने चाधोलोकखंडोच्छ्रयेऽस्ति यत् ।
अतिरिक्तमुपरितनात्तत्खंडित्वाभिगृह्य च ॥ १२९ ॥

ऊर्ध्वलोकार्धबाहल्यपूर्त्यै चोर्ध्वायतं न्यसेत् ।
एवमस्य सातिरेका बाहल्यं पंच रज्जवः ॥ १३० ॥

तथास्त्यधोलोकखंडं देशोनसप्तरज्जुकम् ।
बाहल्येनोपरितनं त्वधिकपंचरज्जुकम् ॥ १३१ ॥

ततश्चाधस्तने खंडे न्यूनं रज्जुद्वयं किल ।
अतिरिक्तमतोऽस्यार्धे द्वितीयस्मिन्निवेशयेत् ॥ १३२ ॥

सर्वस्यास्य चतुरस्त्रीकृतस्य भवति क्वचित् ।
रज्ज्वसंख्येयभागाढ्या बाहल्यं रज्जवो हि षट् ॥ १३३ ॥

तथापि व्यवहारेण बाहल्यं सप्त रज्जवः ।
मन्यते व्यवहारो हि वस्तुन्यूनेऽपि पूर्णताम् ॥ १३४ ॥

विष्कम्भायामतोऽप्येवं देशोनाः सप्त रज्जवः ।
व्यवहारेण विज्ञेयाः संपूर्णाः सप्त रज्जवः ॥ १३५ ॥

---

હવે આ ઊર્ધ્વલોકાર્ધને લઇને ઉલટાવેલા નીચલા લોકાર્ધના ઉત્તરભાગની પાસે સ્થાપવો. ૧૨૮.

એમ સંયોજન કરતાં અધોલોકખંડની ઉંચાઇ સાત રજ્જુથી જેટલી અતિરિક્ત એટલે વધારે છે તેને ઉપરથી ભાંગીને–ત્યાંથી લઇને, ઊર્ધ્વ લોકાર્ધની જાડાઇ પૂરવા માટે સ્થાપવી. એમ કરવાથી એની જાડાઇ 'પાંચ રજ્જુથી કંઇક વિશેષ' જેટલી થશે. હવે અધોલોકખંડની જાડાઇ લગભગ સાત રજ્જુ છે અને આની જાડાઇ લગભગ પાંચ રજ્જુ આવી, એટલે અધોલોકની, લગભગ બે રજ્જુ વધારે થઇ. આ વધારો એના બીજા અર્ધમાં નાખી એ સર્વને ચોખંડા કરવા. એટલે ક્યાંક એની જાડાઇ 'છ રજ્જુ ઉપર રજ્જુને અસંખ્યેય ભાગ' એટલી આવશે. (એટલે કે સાત રજ્જુથી તો ઓછી રહેશે). તોપણ વ્યવહારથી એ સાત રજ્જુ ગણવી, કેમકે વ્યવહારનયે, કંઇક ન્યૂન વસ્તુ પણ પૂર્ણ મનાય છે. ૧૨૯–૧૩૪

એ જ પ્રમાણે પહોળાઇ અને લંબાઇ પણ સાત રજ્જુથી કંઇક ન્યૂન હોવા છતાં વ્યવહારનયે પૂરી સાત રજ્જુ ગણવી. ૧૩૫.

एवमेष सप्तरज्जुमानो लोको घनीकृतः ।
यत्र क्वाप्यागमेऽभ्रांशश्रेणिरुक्तास्य सा ध्रुवम् ॥ १३६ ॥
अस्मिन् घनीकृते लोके प्रज्ञप्ता घनरज्जवः ।
त्रिचत्वारिंशताढ्यानि शतानि त्रीणि तात्विकैः ॥ १३७ ॥
तच्चैवम् । आयामरज्जवः सप्त सप्तभिर्व्यासरज्जुभिः ।
हता एकोनपंचाशत् भवन्ति घनरज्जवः ॥ १३८ ॥
सप्तभिर्गुणिता एता बाहल्यसप्तरज्जुभिः ।
यथोक्तमानाः पूर्वोक्ता भवन्ति घनरज्जवः ॥ १३९ ॥
चतुर्गुणत्वे चासां स्युः सर्वाः प्रतररज्जवः ।
अधिकानि द्विसप्तत्या शतान्येव त्रयोदश ॥ १४० ॥
आसामपि चतुर्घ्नत्वे भवन्ति सूचिरज्जवः ।
चतुःपंचाशच्छतानि ह्यष्टाशीत्यधिकानि च ॥ १४१ ॥
चतुर्भिर्गुणने त्वासां खंडुकान्येकविंशतिः ।
सहस्राणि नवशती द्विपंचाशत्समन्विता ॥ १४२ ॥

इति घनीकृतलोकमानम् ॥

---

આ મુજબ આ લોકનુ 'ઘન' કરવા માટે, ત્રણ બાજુ સરખી જોઇએ એ ત્રણેનું માન સાતસાત રજ્જુ નક્કી થયું. આગમમાં કોક કોક સ્થળે આકાશપ્રદેશની શ્રેણિ કહી છે એ નિશ્ચયે ઘનીકૃત લોકની ( સાતરાજની ) જ સમજવી. ૧૩૬.

આ પ્રમાણે આ લોકનુ 'ઘન' ૭×૭×૭ એટલે ત્રણુસો તે તાળીશ ઘન રજ્જુ થયું. કારણુકે હરકોઇ વસ્તુની લંબાઈ, પહોળાઇ અને જાડાઇનો ગુણાકાર—એ એનું 'ઘન' કહેવાય. ૧૩૭-૧૩૯.

એ ત્રણુસો તેંતાલીશ ઘન રજ્જુને ચારે ગુણવાથી તેરસો ને બ્હોંતેર પ્રતરરજ્જુ થાય. એ પ્રતર રજ્જુને વળી ચારે ગુણવાથી પાંચ હજાર ચારસો અઠયાશી આવ્યા એ એના સૂચીરજ્જુ થયા. એના પણ ચારગણા કરવાથી એકવીશ હજાર નવસો બાવન આવ્યા—એ એના ખંડુક થયા. ૧૪૦-૧૪૨.

એ પ્રમાણે 'લોક'નું 'ઘન' સમજવું.

असंख्याभिर्योजनानां कोटाकोटीभिरुन्मितः।
नायं लोको गणनया वक्तुं केनापि शक्यते ॥ १४३ ॥
ततो दृष्टान्ततः स्पष्टं निर्दिष्टो ज्ञानदृष्टिभिः।
स चायमुदितः पंचमांगस्यैकादशे शते ॥ १४४ ॥
तथाहि। जम्बूद्वीपाभिधे द्वीपे परितो मेरुचूलिकाम्।
षट् निर्जराः स्थिताः किंच चतस्रो दिक्कुमारिकाः ॥ १४५ ॥
बलिपिंडान् समादाय बाह्याभिमुखतः स्थिताः।
जम्बूद्वीपस्य पर्यन्तदेशे दिक्षु चतसृषु ॥ १४६ ॥ युग्मम् ॥
क्षिपन्ति बलिपिंडांस्ताः स्वस्वदिक्षु बहिर्मुखान्।
तेषामथैककः कश्चित् षण्णां मध्यात् सुधाभुजाम् ॥ १४७ ॥
पृथ्वीपीठमसंप्राप्तान् सर्वानप्याददीत तान्।
जम्बूद्वीपस्य परितो भ्राम्यन् गत्या यया द्रुतम् ॥ १४८ ॥
तया गत्याथ ते देवा लोकान्तस्य दिदृक्षया।
आशासु षट्सु युगपत् प्रस्थिताः पथिका इव ॥१४९॥ विशेषकम् ॥
इतश्च तस्मिन् समये कस्यचिद्व्यवहारिणः।
पुत्रो वर्षसहस्रायुर्जातोऽसौ वर्धते क्रमात् ॥ १५० ॥

---

આ 'લોક' અસંખ્ય કોટાકોટિ યોજન પ્રમાણ છે. એની ગણના કોઈથી પણ કરી શકાય એમ નથી. માટે જ્ઞાનીઓએ એના સ્પષ્ટ નિર્દેશ માટે એક દૃષ્ટાન્ત આપ્યું છે. તે દૃષ્ટાન્ત પાંચમા અંગ ( ભગવતી ) ના અગ્યારમા શતકમાં છે. તે આ પ્રમાણે છેઃ— ૧૪૩–૧૪૪.

જંબૂદ્વીપમાં મેરૂપર્વતની ચૂલિકા ઉપર ફરતા છ દેવો ઉભેલા છે. અને જંબૂદ્વીપને છેડે જગતીની ઉપર ચારે દિશાઓમાં ચાર દિક્કુમારિકા બલિના પિંડ લઇને લવણ સમુદ્રતરફ ચારે દિશાઓની સન્મુખ ઉભેલી છે. એ કુમારિકાઓ એ પિંડોને પોતપોતાની દિશામાં બહિ-ર્મુખ ફેંકે છે. એ વખતે એ છમાંનો કોઇ પણ એક દેવ પોતાની જે ઉતાવળામાં ઉતાવળી ગતિથી જંબૂદ્વીપની આસપાસ ભ્રમણ કરતાં, એ પિંડોને પૃથ્વીપર પડતાં પહેલાં ગ્રહણકરે તેવીજ ઉતાવળી ગતિથી એ છએ દેવો લોકાંત જોવાને ઇચ્છાતુર હોઇને એકી સાથે છ દિશામાં વટેમાર્ગુની જેમ ચાલવા લાગ્યા. ૧૪૫–૧૪૯.

હવે તે સમયે કોઇક ગૃહસ્થને ત્યાં એક પુત્રનો જન્મ થયો. તે પુત્રનું આયુષ્ય એક સહસ્ર વર્ષનું હતું. તે (પુત્ર) અનુક્રમે વયમાં વધવા લાગ્યો. ૧૫૦.

क्रमादथास्य पितरौ विपन्नावायुषः क्षयात् ।
स्वायुः समापयामास तत एषोऽप्यनुक्रमात् ॥ १५१ ॥
कालेन कियता चास्य अस्थिमज्जाः क्षयं गताः ।
लोकान्तं न च ते देवाः प्रापुः श्रान्ता इवाश्रयम् ॥ १५२ ॥
अस्य वंशः सप्तमोऽपि क्रमेणैवं क्षयं गतः ।
कालेन तस्य नामादि समस्तमस्तमीयिवत् ॥ १५३ ॥
अथास्मिन् समये कश्चित् सर्वज्ञं यदि पृच्छति ।
क्षेत्रं तेषां किमगतं गतं वा बहुलं प्रभो ॥ १५४ ॥
तदादिशेज्जिनः तेषां गतं बह्वगतं मितम् ।
गतादन्यदसंख्यांशं संख्यघ्नमगताच्च तत् ॥ १५५ ॥
संवर्त्तितचतुरस्त्रीकृतस्य लोकस्य मानमेतदिति ।
सम्भवति यथावस्थितलोके तु तस्य वैषम्यात् ॥ १५६ ॥
इति भगवतीशतक ११ उद्देशे १० ॥
वसन्ति तत्राधोलोके भवनाधिपनारकाः ।
तिर्यक् च व्यन्तरनराब्धिद्वीपज्योतिषादयः ॥ १५७ ॥

---

એવામાં એના માતપિતા આયુષ્ય પૂર્ણ થવાથી મૃત્યુ પામ્યાં. અનુક્રમે એ પુત્રનું આયુષ્ય પૂર્ણ થયું, અને એ પણ મૃત્યુ પામ્યો. પછી કેટલેક કાળે એનાં અસ્થિમજ્જા પણ નષ્ટ થયા. આટલું થયું ત્યાં સુધીમાં પણ પેલા દેવો લોકને છેડે પહોંચી શક્યા નહિં. એ પુરૂષની અનુક્રમે સાત સાત પેઢી થઈ ગઇ અને કાળે કરીને એમનાં નામ આદિક પણ નષ્ટ થયાં તોયે એ દેવો લોકનો પાર પામ્યા નહીં. ૧૫૧-૧૫૩.

આ સમયે કોઇ માણસ કેવળી મહારાજને પ્રશ્ન કરે કે-હે પ્રભુ, પેલા દેવોએ કેટલો રસ્તો કાપ્યો ? હવે એમને કાપવાનો માર્ગ થોડો રહ્યો છે કે હજુ ઝાઝો રહ્યો છે ? ત્યારે ભગવાન ઉત્તર આપે છે કે—એઓએ બહુ માર્ગ કાપ્યો છે. હજુ થોડો કાપવાનો છે. અણકાપેલો માર્ગ કાપેલા માર્ગથી અસંખ્યાતા ભાગનો છે અને કાપેલો માર્ગ અણકાપેલા માર્ગથી સંખ્યાતગણો છે. ૧૫૪-૧૫૫.

'લોક'નું આ માન સંવર્તિત કરેલા અને ચોખંડા ઘનરૂપ કરેલા લોકનુંજ સંભવે છે. લોક જેવી રીતે સ્થિત રહેલો છે એમાં તો એ અસંભવિત છે.—આ પ્રમાણે ભગવતીસૂત્રના અગ્યારમા શતકના દશમા ઉદ્દેશામાં કહ્યું છે. ૧૫૬.

એમાંના અધોલોકમાં ભવનપતિ દેવો અને નારકો વસે છે; તિર્યકૂલોકમાં વ્યન્તર, મનુ-

वैमानिकाः सुराः सिद्धा ऊर्ध्वलोके वसन्ति च ।
इति सामान्यतो लोकस्वरूपमिह वर्णितम् ॥ १५८ ॥

अथ त्रयाणां लोकानां प्रत्येकं तन्निरूप्यते ।
तत्रादौ कथ्यते किंचिदधोलोको विशेषतः ॥ १५९ ॥

पृथिव्यस्तत्र निर्दिष्टा सप्त सप्तभयापहैः ।
गोत्रतो नामतश्चैवं गोत्रभित्प्रणतक्रमैः ॥ १६० ॥

आद्या रत्नप्रभा पृथ्वी द्वितीया शर्कराप्रभा ।
ततः परा च पृथिवी तृतीया वालुकाप्रभा ॥ १६१ ॥

पंकप्रभा चतुर्थी स्यात् धूमप्रभा च पंचमी ।
षष्टी तमःप्रभा सप्तमी स्यात्तमस्तमःप्रभा ॥ १६२ ॥

अन्वर्थजानि सप्तानां गोत्राण्याहुरमूनि वै ।
रत्नादीनां प्रभायोगात्प्रथितानि तथा तथा ॥ १६३ ॥

घर्मा वंशा तथा शैलांजना रिष्टा मघा तथा ।
माघवतीति नामानि निरन्वर्थान्यमूनि यत् ॥ १६४ ॥

---

ષ્ય, સમુદ્રો, દ્વીપો અને જ્યોતિષ્ક દેવો વગેરે રહેલા છે; તથા ઊર્ધ્વલોકમાં વૈમાનિક દેવો અને સિદ્ધિપદ પામેલાઓનો નિવાસ છે. ૧૫૭-૧૫૮.

એવી રીતે સામાન્યતઃ લોકનું સ્વરૂપ કહ્યું.

હવે ત્રણે લોકનું પૃથક્પૃથક્ સ્વરૂપ કહું છું. એમાં પ્રથમ અધોલોકનું કંઇક વિશેષ સ્વરૂપ કહીશ. ૧૫૯.

અધોલોકમાં સાત પૃથ્વી કહી છે અને એનાં, સાત પ્રકારના ભયનો નાશ કરનારા અને સુરેન્દ્રવંદિતચરણકમળવાળા શ્રીજિનેશ્વરભગવાનોએ ગોત્ર અને નામ–એમ બે વાનાં કહ્યાં છે. ૧૬૦.

પહેલી રત્નપ્રભા, બીજી શર્કરાપ્રભા, ત્રીજી વાલુકાપ્રભા, ચોથી પંકપ્રભા, પાંચમી ધૂમપ્રભા, છઠ્ઠી તમઃપ્રભા અને સાતમી તમઃતમપ્રભાઃ—આમ સાતે પૃથ્વીનાં સાર્થક ગોત્રો કહ્યાં છે. કેમકે રત્ન, શર્કરા, વાલુકા, ધૂમ અને તમ વગેરેની પ્રભાના યોગથી તે તે રીતે એ પ્રસિદ્ધ છે. ૧૬૧-૧૬૩.

વળી ઘર્મા, વંશા, શૈલા, અંજના, રિષ્ટા, મઘા અને માઘવતી–આવાં એઓના નિરન્વર્થક નામ છે. ૧૬૪.

अधो महत्तमं छत्रं तस्योपरि ततो लघु ।
छत्राणामिति सप्तानां स्थापितानां समा इमाः ॥ १६५ ॥

स्यातामायामविष्कम्भौ सप्तम्याः सप्त रज्जवः ।
षष्ठ्याः षट् पंच पंचम्यास्ताश्चतस्रोंजनाभुवः ॥ १६६ ॥

रज्जुत्रयं तृतीयाया द्वितीयायास्तु तद् द्वयम् ।
स्यातामायामविष्कम्भौ रज्जुरेकादिमक्षितेः ॥ १६७ ॥ युग्मम् ॥

रत्नप्रभाया बाहल्यं योजनानां प्रकीर्तितम् ।
एकं लक्षं सहस्राणामशीत्या साधिकं किल ॥ १६८ ॥

तच्चैवम् । सहस्राणि षोडशाद्यं खरकांडं द्वितीयकम् ।
सहस्राः पंकबहुलं चतुरशीतिरीरितम् ॥ १६९ ॥

तृतीयं जलबहुलं स्यादशीतिसहस्रकम् ।
ततोऽशीतिसहस्राढ्यं लक्षं पिंडोऽग्रिमक्षितेः ॥ १७० ॥

खरकांडे च कांडानि षोडशोक्तानि तात्त्विकैः ।
प्रत्येकमेषां बाहल्यं योजनानां सहस्रकम् ॥ १७१ ॥

---

નીચે એક મ્હોટું છત્ર, એથી ઉપર એથી ન્હાનું, એથી ઉપર વળી એ કરતાં પણ ન્હાનું—એમ સાત છત્રો એક બીજા પર રહ્યાં હોય એ પ્રમાણે સાતે નરકભૂમિ રહેલી છે. ૧૬૫.

સાતમી નરકભૂમિની લંબાઇ પ્હોળાઇ સાત 'રજ્જુ' છે, છઠ્ઠીની છ રજ્જુ છે, પાંચમીની પાંચ, ચોથીની ચાર, ત્રીજીની ત્રણ, બીજીની બે અને પહેલીની એક રજ્જુ છે.[1] ૧૬૬–૧૬૭.

રત્નપ્રભાની જાડાઇ (કે જે એની ઉંચાઇ પણ ગણાય તે) એક લાખ એંશી હજાર યોજનથી કંઇક અધિક છે. ૧૬૮.

તે આ રીતે:—એનાં ત્રણ 'કાંડ' છે: પહેલો 'ખરકાંડ' સોળ હજાર યોજનનો, બીજો 'પંકબહુલકાંડ' ચોરશી હજાર યોજનનો અને ત્રીજો 'જલબહુલકાંડ' એંશી હજાર યોજનનો છે. એટલે સમગ્ર એકલાખ એંશી હજાર યોજન પહેલો રત્નપ્રભા પૃથ્વીનો પિંડ છે. ૧૬૯–૧૭૦

ખરકાંડમાં હજાર હજાર યોજનની જાડાઇના સોળ કાંડ છે એમ તત્વવેત્તાઓ કહી

---

૧ આ લંબાઇ પહોળાઇ સામાન્ય કહી છે. બાકી વચ્ચે ઓછીવત્તી છે. સાતમીની સાત ને પહેલીની એક—એ બરાબર છે. જુઓ લોકનાલિકાસ્તવ અને આ ક્ષેત્રલોકનો આરંભનો ભાગ.

तत्रादिमं रत्नकांडं वज्रकांडं द्वितीयकम् ।
वैडूर्यं लोहिताख्यं च मसारगल्लसंज्ञकम् ॥ १७२ ॥

हंसगर्भं च पुलकं सौगन्धिकाभिधं परम् ।
ज्योतीरसमंजनं चांजनपुलकसंज्ञकम् ॥ १७३ ॥

रजतं जातरूपं च अंकं स्फटिकसंज्ञकम् ।
रिष्टकांडं चेत्यमूनि यथार्थाख्यान्यनुक्रमात् ॥ १७४ ॥ विशेषकम् ॥

एतेषु तत्तज्जातीयरत्नबाहुल्ययोगतः ।
रत्नप्रभेति गोत्रेण पृथ्वीयं परिकीर्त्यते ॥ १७५ ॥

तिर्यग्लोके भवन्त्यस्या योजनानां शता नव ।
ऊर्ध्वगाः शेषपिंडस्तु स्यादधोलोकसंस्थितः ॥ १७६ ॥

चतुर्भिश्च किलाधारैर्भूमिरेषा प्रतिष्ठिता ।
घनोदधिघनवाततनुवातमरुत्पथैः ॥ १७७ ॥

त्रिभिश्च वलयैरेषा परितः परिवेष्टिता ।
घनोदधिघनवाततनुवातात्मकैः क्रमात् ॥ १७८ ॥

---

ગયા છે. તે આ પ્રમાણે:(૧) રત્નકાંડ, (૨) વજ્રકાંડ, (૩) વૈડૂર્યકાંડ, (૪) લોહિતકાંડ, (૫) મસારગલ્લકાંડ, (૬) હંસગર્ભકાંડ, (૭) પુલકકાંડ, (૮) સૌગન્ધિકકાંડ, (૯) જ્યોતિરસકાંડ, (૧૦) અંજનકાંડ, (૧૧) અંજનપુલકકાંડ, (૧૨) રજતકાંડ, (૧૩) સુવર્ણકાંડ, (૧૪) સ્ફટિકકાંડ, (૧૫) અંકકાંડ અને (૧૬) રિષ્ટકાંડ. આ પ્રમાણે સોળકાંડ યથાર્થનામવાળા છે. ૧૭૧-૧૭૪.

સોળે કાંડમાં તે તે જાતિનાં પુષ્કળ રત્નો હોવાથી, એ પૃથ્વીનું 'રત્નપ્રભા' એવું ગોત્રનામ પડેલું છે. ૧૭૫.

એ ( રત્નપ્રભા પૃથ્વી ) નો ઉપરનો નવસોયોજનપ્રમાણ ભાગ તિર્યગ્લોકમાં છે અને શેષ પિંડ અધોલોકમાં રહેલો છે. ૧૭૬.

એ ભૂમિ ઘનોદધિ, ઘનવાત, તનુવાત, અને આકાશ—એ ચાર વાનાંને આધારે રહેલી છે. ૧૭૭.

વળી એ ભૂમિ અનુક્રમે ઘનોદધિ, ઘનવાત અને તનુવાત—એ ત્રણ પ્રકારના ત્રણ વલયોથી વીંટાયલી છે. ૧૭૮.

**तत्र प्रतिष्ठिता भूमिराधारेण घनोदधेः ।**
**महाकटाहविन्यस्तस्त्यानाज्यघनपिंडवत् ॥ १७९ ॥**

**योजनानां सहस्राणि विंशतिः परिकीर्तितम् ।**
**घनोदधेर्मध्यभागे बाहल्यं क्रमतस्ततः ॥ १८० ॥**

**प्रदेशहान्यासौ हीयमानोऽत्यन्ततनूभवन् ।**
**पृथ्वीं वलयाकारेण स्वयमावृत्य तिष्ठति ॥ १८१ ॥ युग्मम् ॥**

**वलयस्यास्य विष्कम्भः प्रज्ञप्तो योजनानि षट् ।**
**उच्चत्वं तु वसुमतीबाहल्यस्यानुसारतः ॥ १८२ ॥**

**असौ घनोदधिरपि घनवाते प्रतिष्ठितः ।**
**असंख्यानि योजनानि मध्ये तस्यापि पुष्टता ॥ १८३ ॥**

**प्रदेशहान्या तनुतां भजमानो घनोदधेः ।**
**आवृत्य वलयं तस्थौ वलयाकृतिनात्मना ॥ १८४ ॥**

**अस्यापि वलयस्यैवं मानमाद्यैरुदीरितम् ।**
**चतुष्टयी योजनानां सार्धोच्चत्वं तु पूर्ववत् ॥ १८५ ॥**

---

મ્હોટા કડાયામાં રહેલા થીજી ગયેલા ઘીનો ઘટ્ટ પિંડ હોય એવો ઘનોદધિ છે. એને આધારે એ પૃથ્વી રહેલી છે. ૧૭૯.

ઘનોદધિ મધ્યભાગમાં વીશ હજાર યોજન જાડો છે, અને પછી ક્રમે ક્રમે પ્રદેશના ઘટવાથી એ ( ઘનોદધિ ) પાતળો થતો થતો છેવટે અત્યન્ત સૂક્ષ્મ થઈને, પૃથ્વીને વલયાકારે વીંટીને રહેલો છે. ૧૮૦-૧૮૧.

છેવટે આ વલયની પહોળાઇ છ યોજન છે, અને એની ઉંચાઇ પૃથ્વીની જાડાઇ પ્રમાણે ( ૧૮૦૦૦૦ યોજન ) છે. ૧૮૨.

આ ઘનોદધિ પણ ઘનવાયુ ઉપર રહેલો છે. એ ( ઘનવાયુ ) મધ્યભાગમાં અસંખ્ય યોજનની જાડાઈમાં છે; પણ પછી પ્રદેશના ઘટવાથી સૂક્ષ્મ થતો થતો, ઘનોદધિના વલયને વલયાકારે વીંટીને રહેલો છે. ૧૮૩-૧૮૪.

આદ્ય પુરૂષોએ આ વલયનું પ્રમાણ આંતે સાડાચાર યોજનનું કહ્યું છે; ઉંચાઇ તો પૂર્વવત્ સમજી લેવી. ૧૮૫.

घनवातोऽपि सततं तनुवाते प्रतिष्ठितः ।
अस्यापि मध्ये बाहल्यमसंख्यघ्नं घनानिलात् ॥ १८६ ॥

ततस्तनूभवन्नेष घनवातस्य सर्वतः ।
आवृत्य वलयं तस्थौ वलयाकृतिनात्मना ॥ १८७ ॥

तनुवातस्य वलये विष्कम्भः परिकीर्त्तितः ।
एकं योजनमध्यर्द्धमुच्चत्वं पुनरुक्तवत् ॥ १८८ ॥

तनुवातोऽप्यसौ तस्थावाधारेण विहायसः ।
तच्च प्रतिष्ठितं स्वस्मिन्नसंख्ययोजनोन्मितम् ॥ १८९ ॥

सप्तस्वपि महीष्वेवं घनोदध्यादयो मताः ।
वलयानां तु विष्कम्भो यथास्थानं प्रवक्ष्यते ॥ १९० ॥

भाति भूः स्वसमश्रेणिस्थायिभिर्वलयैस्त्रिभिः ।
पूर्णेन्दुवत्परिधिभिः सुधाकुंडमिवोरगैः ॥ १९१ ॥

भवत्येवमलोकश्च घर्मापर्यन्तभागतः ।
योजनैर्दशभिर्द्वाभ्यामतिरिक्तैः समन्ततः ॥ १९२ ॥

---

હવે ત્રીજું વલય તનુવાતનું છે. તનુવાત ઘનવાતની નીચે સતત રહેલા જ છે. એ તનુવાતની, મધ્યમાં ઘનવાતથી અસંખ્યગણી જાડાઈ છે. પછી પ્રદેશો ઘટતા જવાથી, હીન થતો જતો, ઘનવાતરૂપ વલયને વલયાકારે વીંટીને રહેલો છે. ૧૮૬–૧૮૭.

તનુવાતના વલયની પહોળાઇ અંતે દોઢ યોજન છે અને ઉંચાઇ પૂર્વવત્ છે. એ તનુવાત આકાશને આધારે રહેલો છે, અને આકાશ અસંખ્ય યોજન પ્રમાણ રહેલું છે. ૧૮૮–૧૮૯.

જેમ આ રત્નપ્રભા પૃથ્વી ફરતા ઘનોદધિ વગેરે ત્રણ વલયો રહેલા છે તે પ્રમાણે બીજી છએ પૃથ્વીમાં પણ રહેલા છે. એના વલયોનું પ્રમાણ યોગ્યસ્થાને કહેશું. ૧૯૦.

સ્વસમાન શ્રેણિમાં રહેલા ત્રણ વલયોને લીધે એ રત્નપ્રભા પૃથ્વી, ચોતરફ રહેલા પરિધિને લીધે જેવો પૂર્ણચંદ્રમા શોભે છે અને વીંટાઈ રહેલા ભુજંગોને લીધે જેવો અમૃતકુંડ શોભે છે એવી શોભી રહી છે. ૧૯૧.

એ પ્રમાણે 'ઘર્મા' ના પર્યન્ત ભાગથી ફરતા ત્રણ પ્રકારના વલયોના ૬ + ૪।। + ૧।। એમ કુલ થઇને ૧૨ યોજન થયા એ બાર યોજન પછી 'અલોક' આવે છે. ૧૯૨.

अथैतस्यां रत्नकांडस्याधस्तनं तथोर्ध्वगम्।
विमुच्य शतमेकैकं मध्येऽष्टशतयोजने ॥ १९३ ॥

असंख्येयानि भौमेयनगराण्यासते सदा।
वहिर्विभागे वृत्तानि चतुरस्राणि चान्तरे ॥ १९४ ॥

अधोभागेऽनुकुर्वन्ति चारुपुष्करकर्णिकाम्।
गम्भीरखातपरिखाप्राकारालंकृतानि च ॥ १९५ ॥

शतघ्न्यादिमहायंत्रजटिलानि समन्ततः।
दुःप्रवेश्यान्ययोध्यानि गुप्तानि श्रीभृतानि च ॥ १९६ ॥

उल्लासिपूर्णकलशतोरणद्वारवन्ति च।
अनारतं रक्षितानि दण्डिभिः किंकरामरैः ॥ १९७ ॥

परिष्कृतानि कुसुमैः पंचवर्णैः सुगन्धिभिः।
काकतुंडतुरुष्कादिधूपसौरभ्यवन्ति च ॥ १९८ ॥ षड्भिः कुलकम् ॥

जम्बूद्वीपोपमानानि विष्कंभायाममानतः।
उत्कृष्टानि विदेहानुकारीणि मध्यमान्यपि ॥ १९९ ॥

---

હવે, હજાર યોજનના પહેલા રત્નકાંડમાં ઉપર અને હેઠળ સો સો યોજન મૂકીને વચલા આઠસો યોજનમાં અસંખ્ય ભૂમિનગરો છે. તે બહારથી ગોળ, અંદરથી ચોખુણ અને નીચેના ભાગમાં કમળની કર્ણિકા જેવાં છે. ૧૯૩–૧૯૫.

એની આસપાસ ઉંડી ખાઈ અને સુંદર કોટ શોભી રહ્યા છે. વળી એઓ શતધ્ની એટલે તોપ આદિ મહા યંત્રોથી યુક્ત છે, દુષ્પ્રવેશ્ય છે, અયોધ્ય છે, ગુપ્ત છે અને સમૃદ્ધિપૂર્ણ છે. ૧૯૬.

એ નગરોને ચળકાટ મારતા પૂર્ણ કળશ અને તોરણોવાળા દરવાજા આવી રહ્યા છે; અને દંડધારી દેવકિંકરો નિશદિન એનું રક્ષણ કર્યા કરે છે. ૧૯૭.

ત્યાં વળી પંચરંગી પુષ્પોનો સુગંધ, અને અગુરૂ તથા કિંદરૂ આદિના ધૂપનો સુવાસ સતત ફેલાયલો રહે છે. ૧૯૮.

अपि यान्यल्पमानानि निरूपितानि तान्यपि ।
भरतक्षेत्रसदृशान्येतेषु च वसन्त्यमी ॥ २०० ॥

अष्टधा व्यन्तरा देवा महासमृद्धिशालिनः ।
पिशाचा भूतयक्षाख्या राक्षसाः किन्नरा अपि ॥ २०१ ॥
किंपुरुषा महोरगा गन्धर्वाश्च तथा परे ।
सर्वेऽप्येते दाक्षिणात्योदीच्यभेदात् स्मृता द्विधा ॥२०२॥युग्मम्॥
सर्वेऽप्येतेऽतिसुभगाः सुरूपाः सौम्यदर्शनाः ।
हस्तग्रीवादिषु रत्नमयभूषणभूषिताः ॥ २०३ ॥
गान्धर्वगीतरतयः कौतुकाञ्चितचेतसः ।
प्रियक्रीडाहास्यलास्या अनवस्थितचेतसः ॥ २०४ ॥
विकुर्वितस्फारवनमालामुकुटकुंडलाः ।
स्वैरोल्लापाः स्वैररूपधारिणः स्वैरचारिणः ॥ २०५ ॥
नानावर्णवस्त्रनानादेशनेपथ्यधारिणः ।
मुद्गरासिकुन्तशक्तिचापादिव्यग्रपाणयः ॥ २०६ ॥

---

આ નગરોમાં જે ઉત્કૃષ્ટ ( મોટા ) છે તે જમ્બૂદ્વીપ જેવડાં છે, મધ્યમ છે એ મહાવિદેહ જેવડાં છે અને ન્હાનાં છે એ પણ ભરતક્ષેત્ર જેવડાં છે. ૧૯૯–૨૦૦.

આ નગરોમાં પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરૂષ, મહોરગ અને ગન્ધર્વ—આ આઠ પ્રકારના અત્યન્ત સમૃદ્ધિવાન વ્યન્તરદેવો રહે છે; જેમના વળી ( ૧ ) દક્ષિણ તરફના અને ( ૨ ) ઉત્તર તરફના—એમ બે ભેદ છે. ૨૦૧–૨૦૨.

એઓ અતિ સુભગ છે, સ્વરૂપવાન છે, દેખાવમાં સૌમ્ય છે, હસ્ત–કંઠ–આદિને વિષે રત્નમય અલંકારોથી વિભૂષિત છે અને ગાન્ધર્વગીતને વિષે પ્રીતિવાળા છે. એમને કૌતુક જોવાં બહુ ગમે છે તેથી અને ક્રીડા--હાસ્ય–નૃત્ય વગેરે પર આસક્તિવાળા છે તેથી એમનાં ચિત્ત અનવસ્થિત ( અસ્થિર ) હોઇ ભટકતાં ફરે છે. ૨૦૩–૨૦૪.

એઓ સુંદર વનમાળાઓ, મુકુટો, કુંડળો આદિ ઉત્પન્ન કરીને ધારણ કરનારા, યથેષ્ટ આલાપ–સંલાપ કરનારા, ઇચ્છા મુઝબ રૂપ કરનારા અને સ્વેચ્છાચારી છે. ૨૦૫.

વળી એઓ વિવિધરંગી વસ્ત્રોના શોખીન, અવનવા દેશોનો પોશાક પહેરનારા તથા મુદ્ગર, ખડ્ગ, કુન્ત, શક્તિ અને બાણ વગેરે શસ્ત્રોના ધારણહાર છે. ૨૦૬.

तत्र यक्षाः पिशाचाश्च गन्धर्वाश्च महोरगाः ।
किंचित् कृष्णाः किंपुरुषा राक्षसाश्च सितत्विषः ॥ २०७ ॥
किन्नराः श्यामभासोऽपि किंचिन्नीलत्विषो मताः ।
भूताः पुनः कालवर्णाः कज्जलैर्घटिता इव ॥ २०८ ॥
कदम्बः सुलसश्चैव वटः खट्वांगमेव च ।
अशोकश्चम्पको नागः तुम्बरुश्च यथाक्रमम् ॥ २०९ ॥
भवन्ति चिह्नान्यष्टानां पिशाचादिसुधाभुजाम् ।
ध्वजेषु तत्र खट्वांगं विना सर्वेऽपि पादपाः ॥ २१० ॥ युग्मम् ॥
खट्वांगं तूपकरणं तापसानामुदीरितम् ।
प्रायः क्रीडाविनोदार्थं नरलोके चरन्त्यमी ॥ २११ ॥
चैत्यवृक्षास्तथैवैषामष्टानां क्रमतो मताः ।
कदम्बाद्यास्तथा चोक्तं तृतीयांगे गणाधिपैः ॥ २१२ ॥

एएसिणं अट्ठविहाणं वाणमंतरदेवाणं अट्ठ चइत्तरुक्खा पण्णत्ता । तं जहा ।

कलंबो उ पिसायाणं वडो जक्खाण चेति तं ।
तुलसी भूयाण भवे रक्खसाणं च कंडओ ॥ २१३ ॥
असोओ किन्नराणं च किंपुरिसाण चंपओ ।
णागरुक्खो भुअंगाणं गंधव्वाण य तेंदुओ ॥ २१४ ॥

---

એમનામાં જે યક્ષ, પિશાચ, ગંધર્વ અને મહોરગ જાતિના છે એઓનો વર્ણ કંઇક શ્યામ છે, કિંપુરૂષ તથા રાક્ષસોનો વર્ણ શ્વેત છે, કિન્નરોનો આભાસ શ્યામ છતાં કંઇ નીલવર્ણો છે અને ભૂતજાતિનો તો જાણે કાજળમય હોયની એટલો બધો શ્યામ છે. ૨૦૭-૨૦૮

એ આઠે જાતિના વ્યન્તરોની ધ્વજાઓમાં, અનુક્રમે (૧) કદમ્બ, (૨) સુલસ, (૨) વડ, (૪) ખટ્વાંગ, (૫) અશોક, (૬) ચંપક, (૭) નાગ અને (૮) તુંબરૂ—આવાં ચિન્હો છે. ખટ્વાંગ એ એક જાતનું તાપસલોકોનું ઉપકરણ છે. શેષ સાત પ્રસિદ્ધ વૃક્ષો છે. ૨૦૯-૨૧૧.

એ વ્યન્તરદેવો મનુષ્યલોકમાં પ્રાયઃ ક્રીડા વિનોદાર્થે વિચર્યા કરે છે.

વળી એ આઠેને કદમ્બ આદિ ચૈત્યવૃક્ષો પણ છે એમ કહ્યું છે. ૨૧૨.

એ સંબંધમાં ત્રીજા 'અંગ' માં ગણધરભાષિત વચન છે કેઃ—

"એ આઠ પ્રકારનાં (વાણ) વ્યન્તર દેવોનાં આઠ ચૈત્યવૃક્ષો કહેલા છેઃ—પિશાચોનું કદ-

चैत्यवृक्षा मणिपीठिकानामुपरिवर्त्तिनः सर्वरत्नमया उपरि छत्रध्वजादिभिः अलंकृताः सुधर्मादिसभानामग्रतो ये श्रूयन्ते ते एते इति संभाव्यन्ते ॥ ये तु चिंधाइं कलंबझए इत्यादि ते चिह्नभूता एतेभ्यः अन्य एव इति । स्थानांग ८ सूत्रवृत्त्योः ॥

प्रायः शैलकन्दरादौ यच्चरन्ति वनान्तरे ।
ततः पृषोदरादित्वात् एते स्युः वानमन्तराः ॥ २१५ ॥
भृत्यवच्चक्रवर्त्याद्याराधनादिकृतस्ततः ।
व्यन्तरा वाभिधीयन्ते नरेभ्यो विगतान्तराः ॥ २१६ ॥
एकैकस्मिन्निकायेऽथ द्वौ द्वाविन्द्रावुदाहृतौ ।
दक्षिणोत्तरभेदेन कालाद्यास्ते च षोडश ॥ २१७ ॥
कालश्चैव महाकालः पिशाचचक्रवर्तिनौ ।
सुरूपः प्रतिरूपश्च भूतेन्द्रौ दक्षिणोत्तरौ ॥ २१८ ॥

---

મ્બવૃક્ષ, યક્ષોનું વડ, ભૂતજાતિનું તુળસી, રાક્ષસોનું કંડક, કિન્નરોનું અશોક, કિંપુરુષોનું ચંપક, ઉરગજાતિનું નાગવૃક્ષ, અને ગન્ધર્વોનું તેન્દુકવૃક્ષ છે. ૨૧૩-૨૧૪.

'સુધર્મા' વગેરે સભાની આગળ, મણિપીઠિકાની ઉપર, સર્વરત્નમય અને છત્રધ્વજાદિથી શોભતાં ચૈત્યવૃક્ષો કહ્યાં છે તે જ આ હોય એમ સંભવે છે. અને કદંબ આદિ ચિહ્નોરૂપ બીજાં વૃક્ષો કહ્યાં છે તે આથી જૂદાં છે." આ પ્રમાણે સ્થાનાંગસૂત્રમાં આઠમા સૂત્ર (ઠાણા) માં અને તેની વૃત્તિમાં પણ કહ્યું છે.

આ વ્યન્તરો પ્રાયઃ 'વનાન્તરમાં,' પર્વતની ગુફા આદિમાં 'વિચરનારા' હોઇને 'વાનમન્તર' કહેવાય છે. ( સંસ્કૃત વ્યાકરણમાં 'પૃષોદરાદિ' નામથી ઓળખાતા સમાસના નિયમને આધારે वनान्तरे चरन्तीति वानमन्तराः એમ 'સમાસ' થાય છે). ૨૧૫.

અથવા સેવકની જેમ ચક્રવર્તી આદિકની આરાધના વગેરે કરવાવાળા હોવાથી ( नरेभ्यो ) विगतान्तराः ( એટલે મનુષ્યથી બહુ અન્તરવાળા નહિં )-એમ સમાસ કરવાથી પણ 'व्यन्तर' કહેવાય છે. ૨૧૬.

હવે, એ આઠે જાતિના વ્યન્તર દેવોમાં, પ્રત્યેક જાતિના બબ્બે ઇન્દ્રો કહ્યા છે: (૧) દક્ષિણ દિશાનો અને (૨) ઉત્તર દિશાનો. એટલે સમગ્ર સોળ ઇન્દ્રો છે. ૨૧૭.

એમનાં નામ: પિશાચોના ઇન્દ્ર 'કાળ' અને 'મહાકાળ' છે; ભૂતજાતિનાઓના ઇન્દ્ર 'સુરૂપ' અને 'પ્રતિરૂપ' છે; યક્ષોના ઇન્દ્ર 'પૂર્ણભદ્ર' અને 'મણિભદ્ર' છે; રાક્ષસોના ઇન્દ્ર

पूर्णभद्रमाणिभद्रौ यक्षाणामधिपावुभौ ।
भीमश्चैव महाभीमो राक्षसानामधीश्वरौ ॥ २१९ ॥

किन्नरश्च किंपुरुषः किन्नराणां महीक्षितौ ।
इन्द्रौ किंपुरुषाणां च सन्महापुरुषौ स्मृतौ ॥ २२० ॥

अतिकायमहाकायौ महोरगधराधिपौ ।
गन्धर्वाधिपती गीतरतिर्गीतयशा इति ॥ २२१ ॥

सुरेन्द्राः षोडशाप्येते महाबला महाश्रियः ।
महासौख्या महोत्साहाः स्युरनुत्तरशक्तयः ॥ २२२ ॥

कमला चैव कमलप्रभोत्पला सुदर्शना ।
प्रत्येकमेतन्नाम्न्यः स्युः प्रियाः पिशाचराजयोः ॥ २२३ ॥

रूपवती बहुरूपा सुरूपा सुभगापि च ।
भूताधिराजयोरग्रमहिष्यः कथिता जिनैः ॥ २२४ ॥

पूर्णा बहुपुत्रिका चोत्तमा तथा च तारका ।
पूर्णभद्रमाणिभद्रदेवयोर्दयिता इमाः ॥ २२५ ॥

वसन्तिका केतुमती रतिसेना रतिप्रिया ।
गदिता दयिता एताः किन्नराणामधीशयोः ॥ २२६ ॥

---

'ભીમ' અને 'મહાભીમ' છે; કિન્નરોના ઇન્દ્ર 'કિન્નર' અને 'કિંપુરૂષ' નામના છે; કિંપુરૂષોના ઇન્દ્ર 'સત્પુરૂષ' અને 'મહાપુરૂષ' નામે છે; મહોરગજાતિના ઇન્દ્ર 'અતિકાય' અને 'મહાકાય' નામના છે; અને ગન્ધર્વોના ઇન્દ્ર 'ગીતરતિ' અને 'ગીતયશા' નામના છે. ૨૧૮–૨૨૧.

એ સોળે ઇન્દ્રો મહા બળવાન્, બહુ સમૃદ્ધિશાલી, અત્યન્ત સુખી, પૂરા ઉત્સાહી, અને અપૂર્વ સામર્થ્યવાળા છે. ૨૨૨.

એ સોળમાંના પ્રત્યેક ઇન્દ્રને વળી ચચ્ચાર પટ્ટરાણીઓ (ઇંદ્રાણીઓ) છે—એમાં પ્રત્યેક પિશાચેન્દ્રને કમળા, કમળપ્રભા, ઉત્પલા અને સુદર્શના—એ નામની ચાર છે. પ્રત્યેક ભૂતેન્દ્રને રૂપવતી, બહુરૂપા, સુરૂપા અને સુભગા—એવા નામવાળી ચાર છે. પ્રત્યેક યક્ષેન્દ્રને પૂર્ણા. બહુપુત્રિકા, ઉત્તમા અને તારકા—એવા નામવાળી ચાર છે. પ્રત્યેક કિન્નરેન્દ્રને વસન્તિકા, કેતુમતી, રતિસેના અને રતિપ્રિયા—એ નામની ચાર છે. ૨૨૩–૨૨૬.

रोहिणी च नवमिका ह्रीनाम्नी पुष्पवत्यपि ।
प्राणप्रिया इमाः प्रोक्ता जिनैः किंपुरुषेन्द्रयोः ॥ २२७ ॥

भुजगा भुजगवती महाकच्छा स्फुटाभिधा ।
चतस्रो जीवितेश्वर्यो महोरगाधिराजयोः ॥ २२८ ॥

सुघोषा विमला चैव सुस्वरा च सरस्वती ।
चतस्रः प्राणदयिता गन्धर्वाणामधीशयोः ॥ २२९ ॥

साम्प्रतीनास्तु कालादीनां दाक्षिणात्येन्द्राणां याः कमलादयः ।
ता नागपुरवास्तव्या द्वात्रिंशत्पूर्वजन्मनि ॥ २३० ॥

महाकालाद्योत्तरात्येन्द्राणां याः कमलादयः ।
साकेतपुरवास्तव्यास्ता द्वात्रिंशदपि स्मृताः ॥ २३१ ॥

एवं चतुःषष्टिरपि महेभ्यवृद्धकन्यकाः ।
स्वस्वनामप्रतिरूपजननीजनकाभिधाः ॥ २३२ ॥

पुष्पचूलार्यिकाशिष्याः श्रीपार्श्वार्पितसंयमाः ।
शबलीकृतचारित्रा मासार्धानशनस्पृशः ॥ २३३ ॥

---

વળી પ્રત્યેક કિંપુરૂષેન્દ્રને રોહિણી, નવમિકા, હ્રી અને પુષ્પવતી–એવા નામની ચાર પટ્ટરાણી છે. પ્રત્યેક ઉરગેન્દ્રને ભુજગા, ભુજગવતી, મહાકચ્છા અને સ્ફુટા નામની ચાર છે. પ્રત્યેક ગન્ધર્વેન્દ્રને સુઘોષા, વિમળા, સુસ્વરા અને સરસ્વતી–એમ ચાર પટ્ટરાણીઓ છે. ૨૨૭–૨૨૯.

( અહિં ગ્રંથકર્તાએ રાક્ષસેન્દ્રોની પટ્ટરાણીઓના નામ કેમ નહિં આપ્યાં હોય ? )

સોળ ઇન્દ્રોમાંથી, દક્ષિણભાગના જે કાલ વગેરે આઠ ઇન્દ્રો છે એમની કમળા વગેરે બત્રીશે ઇંદ્રાણીઓ પૂર્વજન્મમાં નાગપુરવાસી વૃદ્ધ કન્યાઓ[1] હતી. અને ઉત્તરદિશાના મહાકાળ આદિક ઇન્દ્રોની કમળા વગેરે ઇન્દ્રાણીઓ છે એઓ સાકેતપુરવાસી વૃદ્ધ કન્યાઓ હતી. સમગ્ર થઇને ચોસઠે મ્હોટા શ્રેષ્ઠીઓની ઉમર લાયક કન્યાઓ હતી. એમનાં માતાપિતાનાં નામ પણ એમનાં પોતાનાં નામને અનુસરતાં જ હતાં. એઓ સર્વે પુષ્પચૂલા નામની આર્યાની શિષ્યાઓ થઇ હતી. એમણે શ્રી પાર્શ્વનાથ ભગવાન પાસે દીક્ષા લીધી હતી. એઓનું ચારિત્ર અતિચારવાળું હોઇ, અર્દ્ધમાસનું અનશન કરી એઓ જ્યારે મૃત્યુ પામી,

૧ મોટી ઉમ્મર થયા છતાં કન્યાપણે રહેલી.

अतिचारानानालोच्याप्रतिक्रम्य मृतास्ततः ।
कालादिव्यन्तरेंद्राणां बभूवुः प्राणवल्लभाः ॥२३४॥ पंचभिः कुलकम्।

प्रत्येकमासां साहस्रः परिवारो भवेदथ ।
एकैकेयं च देवीनां सहस्रं रचितुं क्षमाः ॥ २३५ ॥

प्रत्येकमेषामिन्द्राणां चतुःसहस्रसंमिताः ।
अवरोधे भवन्त्येवं देव्यो लावण्यबन्धुराः ॥ २३६ ॥

प्रत्येकमेषां सर्वेषां तिस्रो भवन्ति पर्षदः ।
ईषा तथा च त्रुटिता सभा दृढरथाभिधा ॥ २३७ ॥

सहस्राण्यष्ट देवानां तत्राभ्यन्तरपर्षदि ।
मध्यायां दश बाह्यायां द्वादशेति यथाक्रमम् ॥ २३८ ॥

देवीनां शतमेकैकं पर्षत्सु स्यात्त्रिसृष्वपि ।
देवदेवीनामथात्र स्थितिः क्रमान्निरूप्यते ॥ २३९ ॥

पूर्णं पल्योपमस्यार्धं तद्देशोनं तथाधिकम् ।
पल्योपमस्य तुर्यांशो देवानां क्रमशः स्थितिः ॥ २४० ॥

---

त्यारे ए अतिचार अणुआलोच्या अने अणुप्रतिक्रम्या रही जवाथी, एओ अहिं काळ आदिक व्यन्तरेन्द्रोनी ईंद्राणीओ थई छे. २३०–२३४.

आ चोसठेमांथी प्रत्येकने हजारहजारदेवीओनो परीवार छे; अने एमनामां हजार हजार देवीओ विकुर्ववानुं ( नवी उपजावी काढवानुं ) सामर्थ्य छे. २३५.

ए गणत्रीए प्रत्येक ईन्द्रना अन्तःपुरमा चारचार हजार लावण्यवती देवीओ होय छे. २३६.

वळी ए प्रत्येक ईन्द्रने ईषा, त्रुटिता अने दृढरथा–एवा नामनी त्रण सभाओ होय छे. २३७.

एमां अंदरनी सभामां आठ हजार देवो होय छे, मध्यनी सभामां दश हजार अने बहारनी सभामां बार हजार देवो होय छे. २३८.

वळी दरेक सभामां देवीओ पण सो सो होय छे. २३९.

हवे ए त्रणे सभाओना देवदेवीओना आयुष्यनी स्थिति क्रमवार नीचे प्रमाणे छेः— पहेली सभावाळा देवोनी अर्द्ध पल्योपम, बीजी सभावाळा देवोनी अरधा पल्योपमथी कंईक न्यून; अने त्रीजी सभावाळाओनी एक चतुर्थांश पल्योपमथी कंईक अधिक. पहेली सभानी

साधिकः पल्यतुर्यांशः पूर्णः स एव च स्थितिः।
स एव देशेन न्यूनो देवीनां क्रमतः स्मृता ॥ २४१ ॥

एवं च—सामानिकानामेतेषां तथाग्रयोषितामपि।
पर्षदस्तिस्र ईषा त्रुटिता दढरथाभिधा ॥ २४२ ॥

चतुर्भिरेवं सर्वेऽमी सामानिकसहस्रकैः।
प्रेयसीभिश्चतसृभिः स्वपरिच्छद-चारुभिः ॥ २४३ ॥

पार्षदैस्त्रिविधैर्देवैः सप्तभिः सैन्यनायकैः।
गन्धर्वनटहस्त्यश्वरथपादात्यकासरैः ॥ २४४ ॥

अमीभिः सप्तभिः सैन्यैश्चतुर्भिश्चात्मरक्षिणां।
स्थितैः प्रत्याशं सहस्रैरन्वहं सेवितांह्रयः ॥ २४५ ॥

स्वस्वभौमेयनगरलक्षाणां चक्रवर्त्तिताम्।
असंख्येयानामजस्रं प्रत्येकं बिभ्रतोऽद्भुताम् ॥ २४६ ॥

व्यन्तराणां व्यन्तरीणां स्वस्वनिकायजन्मनाम्।
स्वस्वदिग्वर्त्तिनां स्वैरं साम्राज्यमुपभुंजते ॥२४७॥ पंचभिः कुलकम् ॥

दिव्यस्त्रीसंप्रयुक्तेषु नाटयेषु व्यापृतेन्द्रियाः।
न जानते गतमपि कालं पल्योपमायुषः ॥ २४८ ॥

---

દેવીઓની આયુષ્યસ્થિતિ એક ચતુર્થાંશ પલ્યોપમથી સહેજ વધારે, બીજી સભાની દેવીઓની બરાબર એક ચતુર્થાંશ પલ્યોપમ, અને ત્રીજી સભાની દેવીઓની એક ચતુર્થાંશ પલ્યોપમથી ન્યૂન છે. ૨૪૦–૨૪૧.

(સોળે ઇન્દ્રોને જેમ ત્રણ ત્રણ સભા કહી તેમ) એમના સામાનિક દેવો અને અગ્રમહિષીઓને પણ ઇષા, ત્રુટિતા અને દઢરથા નામની ત્રણ ત્રણ સભાઓ છે. ૨૪૨.

આ પ્રમાણે ચાર ચાર હજાર સામાનિક દેવો, હજાર હજારના પરીવારવાળી ચચ્ચાર ઇન્દ્રાણીઓ, ત્રણ પ્રકારના પર્ષદાના દેવો, સાત સાત સેનાપતિઓ, ગંધર્વ નટ હસ્તી અશ્વ રથ પાયદળ તથા મહિષોરૂપ સાત પ્રકારનાં સૈન્યો, ચોદિશે રહેલા ચચ્ચાર હજાર આત્મરક્ષકો—આટલા બધા પરિવારવાળા અને પોતપોતાના લાખો નગરોમાં અદ્ભુત ચક્રિત્વ ધારણ કરવાવાળા એ સર્વ ઇન્દ્રો, પોતપોતાની નિકાયમાં ઉત્પન્ન થયેલા અને પોતપોતાની દિશાઓમાં રહેલા અસંખ્યાત વ્યન્તરવ્યન્તરીઓનું રાજ્ય ભોગવે છે. ૨૪૩–૨૪૭.

વળી દેવાંગનાઓએ પ્રયોજેલા નાટકોમાં એઓ એટલા બધા રોકાયલા રહે છે કે એમનો પલ્યોપમ જેટલો આયુષ્યકાળ ક્યાં વહ્યો જાય છે એની પણ એમને ખબર રહેતી નથી. ૨૪૮.

तथोक्तम्। तहिं देवा वंतरिया वरतरुणीगीयवाइयरवेणम्।
निच्चं सुहिया पमुइया गयंपि कालं न याणंति ॥ १ ॥

व्यन्तराणाममी अष्टौ मूलभेदाः प्रकीर्त्तिताः।
अष्टावान्तरभेदाः स्युः अणपर्णीमुखाः परे ॥ २४९ ॥

तथा हि। अणपन्नी पणपन्नी इसीवाई भूयवाईए चेव।
कंदी य महाकंदी कोहंडे चेव पयए अ ॥ २५० ॥

प्राग्वत् प्रतिनिकायेऽत्र द्वौ द्वाविन्द्रावुदीरितौ।
क्षेत्रयोः रुचकाद्याम्यौत्तराहयोरधीश्वरौ ॥ २५१ ॥

इन्द्रौ सन्निहितः सामानिकश्चाद्यनिकाययोः।
धाता विधातेत्यधिपौ निकाये च द्वितीयके ॥ २५२ ॥

तार्तीयिकनिकायेन्द्रौ ऋषिश्च ऋषिपालितः।
चतुर्थस्य निकायस्य तावीश्वरमहेश्वरौ ॥ २५३ ॥

सुवत्सश्च विशालश्च निकाये पंचमेऽधिपौ।
षष्ठे निकाये नेतारौ हास्यहास्यरती इति ॥ २५४ ॥

---

અન્યત્ર પણ કહ્યું છે કે—મનહર તરૂણીઓના ગીતવાદ્યના નાદને લીધે, વ્યન્તરદેવો નિત્ય એટલા સુખ અને પ્રમોદમાં રહે છે કે કાળ કેટલો વહ્યો જાય છે એ એઓ જાણતાજ નથી.

અહિં જે વ્યન્તરદેવોના આઠ ભેદ કહ્યા તે 'મૂળ ભેદ' છે. એમના બીજા આઠ, અણુપન્ની આદિક અવાન્તર ભેદો પણ છે. તે આ પ્રમાણે—(૧) અણુપન્ની, (૨) પણુપન્ની, (૩) ઋષિવાદી, (૪) ભૂતવાદી, (૫) કંદીત, (૬) મહાકંદીત, (૭) કોહંડ અને (૮) પતગ. ૨૪૯–૨૫૦.

પૂર્વવત્ અહિં પણ આઠે નિકાયોમાં પ્રત્યેક નિકાયના બબે ઇન્દ્રો છે; અને એઓ રૂચકથી દક્ષિણે અને ઉત્તરે આવેલા ક્ષેત્રોના જુદા જુદા અધીશ્વર છે. ૨૫૧.

પહેલી એટલે 'અણુપન્ની' નિકાયના વ્યન્તરોના, સન્નિહિત અને સામાનિક નામના બે ઇન્દ્રો છે; અને બીજી એટલે 'પણુપન્ની' નિકાયના વ્યન્તરોના, ધાતા અને વિધાતા નામના ઇન્દ્રો છે. ૨૫૨.

ત્રીજીના ઋષિ અને ઋષિપાલિત અને ચોથીના ઇશ્વર અને મહેશ્વર ઇન્દ્રો છે. ૨૫૩.

પાંચમી નિકાયના સુવત્સ અને વિશાળ નામના, અને છઠ્ઠીના હાસ્ય અને હાસ્યરતિ નામના ઇન્દ્રો છે. ૨૫૪.

श्रेयोमहाश्रेयांसौ च निकाये सप्तमेऽधिपौ ।
पदगः पदगपतिः निकायस्याष्टमस्य तौ ॥ २५५ ॥

तथाहुः स्थानांगे। दो अणपन्निंदा पन्नत्ता इत्यादि ॥

एतेऽपि रत्नकांडस्य शतं शतमुपर्यधः ।
परित्यज्य वसन्त्यष्टशतयोजनमध्यतः ॥ २५६ ॥

तथाहुः प्रज्ञापनायाम् ।

कहिणं भंते वाणमंतराणं देवाणं भोमेज्जा नगरा पण्णत्ता । कहिंणं भंते वाणमंतरा देवा परिवसन्ति ॥ गोयमा से रयणप्पभाए पुढवीए रयणामयस्स कंडस्स जोअणसहस्स बाहल्लस्स उवरि एगं जोअणसयं ओगाहेत्ता हेठावि एगं जोअणसयं वज्जेत्ता मज्झे अट्ठसु जोअणसएसु एत्थणं वाणमंतराणं तिरियमसंखेज्जा भोमेज्जा नगरावाससयसहस्सा भवन्ति इति मक्खाया । तेणं इत्यादि । तत्थणं बहवे वाणमंतरा देवा परिवसन्ति । तं जहा। पिसाया भूया जक्खा यावत् अणपन्निय पणपन्निय इत्यादि ॥

संग्रहण्यां तु

---

સાતમીના શ્રેયાંસ અને મહાશ્રેયાંસ, તેમજ આઠમીના પદગ અને પદગપતિ નામના ઈન્દ્રો કહ્યા છે. ૨૫૫.

સ્થાનાંગસૂત્રમાં પણ ‘ અણપન્નીના બે ઇન્દ્રો છે’, ઇત્યાદિ કહ્યું છે.

વળી એઓ પણ રત્નકાંડના, સો ઉપલા અને સો નીચલા યોજન પડતાં મુકીને શેષ આઠસો યોજન રહ્યા એમાં વસે છે. ૨૫૬.

આના સંબંધમાં પ્રજ્ઞાપનાસૂત્રમાં પણ કહ્યું છે કે—

શ્રી ગૌતમગણધર પૂછે છે કે—હે ભગવાન, વાણુમંતર દેવોના ભૂમિનગરો કયાં આવ્યાં? અને એ વાણુમંતર દેવો કયાં રહે છે? એના ઉત્તરમાં પ્રભુ કહે છે કે—હે ગૌતમ, રત્નપ્રભા પૃથ્વીના એક હજાર યોજન જાડાં રત્નકાંડમાં, સો યોજન ઉપર અને સો યોજન નીચે એમ બસો યોજન બાદ કરી, મધ્યના આઠસો યોજનમાં વાણુમંતર દેવોના અસંખ્યાતલક્ષ વાસનગરો છે; અને ત્યાંજ ઘણા વાણુમંતર દેવો રહે છે. જેવા કે, પિશાચ, ભૂત અને યક્ષ વગેરે આઠ અને અણુપન્ની, પણુપન્ની વિગેરે આઠ મળી સોળ.

‘સંગ્રહણી’ માં વળી એમ કહ્યું છે કે—રત્નપ્રભાપૃથ્વીના પહેલા એકસો યોજનમાં અવર

इय पढमजोअणसए रयणाए अट्ठवंतरा अवरे ।
तेसिं इह सोलसिंदा रुअगहो दाहिणुत्तरओ ॥ १ ॥

योगशास्त्रचतुर्थप्रकाशवृत्तौ तु एवम् । रत्नप्रभायामेव प्रथमस्य शतस्य अध उपरि च दशदश योजनानि मुक्त्वा मध्ये अशीतियोजनेषु अणपन्नियप्रभृतय इति ॥

एषां वक्तव्यता सर्वा विज्ञेया प्राक्तनेन्द्रवत् ।
जाता द्वात्रिंशदित्येवं व्यन्तरामरनायकाः ॥ २५७ ॥

भौमेयनगरेष्वेषु व्यन्तराः प्रायशः खलु ।
उत्पद्यन्ते प्राच्यभवानुष्ठिताज्ञानकष्टतः ॥ २५८ ॥

मृताः पाशविषाहारजलाग्निक्षुत्तृडादिभिः ।
भृगुपातादिभिश्च स्युः व्यन्तराः शुभभावतः ॥ २५९ ॥

स्थितिरुत्कर्षतोऽमीषां पल्यमर्धं च योषिताम् ।
सहस्राणि दशाब्दानां उभयेषां जघन्यतः ॥ २६० ॥

---

આઠ જાતિના વ્યન્તરો રહે છે. એઓના વળી, રૂચકથી દક્ષિણમાં આઠ અને ઉત્તરમાં આઠ મળીને સોળ ઇન્દ્રો છે.

યોગશાસ્ત્રના ચોથા ' પ્રકાશ ' ની ટીકામાં વળી જૂદું જ કહ્યું છેઃ રત્નપ્રભાપૃથ્વીમાં જ, પહેલા સો યોજનમાના ઉપરના દશ અને નીચેના દશ એમ વીશ યોજન મૂકીને શેષ મધ્યના એંશી યોજનમાં ' અણપન્ની ' આદિ દેવો વસે છે.

આ વ્યન્તરેન્દ્રોનું સ્વરૂપ પણ પૂર્વોક્ત વ્યન્તરો જેવું જ સમજવું. આ હિસાબે સર્વ મળી બત્રીશ વ્યન્તરેન્દ્રો થયા. ૨૫૭.

પૂર્વ ભવમા અજ્ઞાનપૂર્વક કષ્ટદાયક તપશ્ચર્યા કરવાથી પ્રાણીઓ આ ભૂમિનગરોમાં વ્યન્તર તરીકે ઉત્પન્ન થાય છે. ૨૫૮.

પાશ ( ગળાફાંસો ), વિષપાન, અગ્નિપ્રવેશ, ઝંપાપાત તથા ક્ષુધા અને તૃષા વેઠીને પણ, ( મૃત્યુ અંગીકાર કરી ) માણસો, શુભભાવ હોય તો અહિં વ્યન્તરો થાય છે. ૨૫૯.

વ્યન્તરદેવોની ઉત્કૃષ્ટ આયુષ્યસ્થિતિ એક પલ્યોપમની છે અને તેની દેવીઓની અર્ધ પલ્યોપમની છે. જઘન્ય આયુષ્ય તે બંનેનું દસ હજાર વર્ષ જેટલું છે. ૨૬૦.

स्वाभाविकं सप्तहस्तमानं उत्कर्षतो वपुः ।
अंगुलासंख्यांशमानं जघन्यं प्रथमक्षणे ॥ २६१ ॥
लक्षयोजनमानं चोत्कृष्टमुत्तरवैक्रियम् ।
प्रक्रमेऽङ्गुलसंख्येयभागमानं जघन्यतः ॥ २६२ ॥
एषां लेश्याश्चतस्रः स्युः पद्मां शुक्लां विना पराः ।
उच्छ्वसन्ति सप्तभिस्ते स्तोकैर्जघन्यजीविनः ॥ २६३ ॥
बुभुक्षवश्चैकदिनान्तरेऽथोत्कृष्टजीविनः ।
समुच्छ्वसन्त्याहरन्ति मुहूर्त्ताहःपृथक्त्वकैः ॥ २६४ ॥
आहारे चित्तसंकल्पोपस्थिताः सारपुद्गलाः ।
सर्वांगेषु परिणमन्त्येषां कावलिकस्तु न ॥ २६५ ॥
ये तु हिंस्राः सुरा वीरचंडिकाकालिकादयः ।
मद्यमांसाद्याहुतिभिस्तुष्यन्ति तर्पिता इव ॥ २६६ ॥
तेऽपि पूर्वभवाभ्यासात् पापा मिथ्यात्वमोहिताः ।
मद्यमांसादि वीक्ष्यैव तुष्यन्ति न तु भुंजते ॥२६७॥ युग्मम् ॥

---

એમનું સ્વાભાવિક શરીરમાન ઉત્કર્ષતઃ સાત હાથનું હોય છે અને જઘન્યતઃ, પ્રથમ ક્ષણે, એક આંગળના અસંખ્યમા અંશ જેટલું હોય છે. ૨૬૧.

એઓ ઉત્તરવૈક્રિય શરીર ઉત્કર્ષતઃ લાખયોજનનું કરી શકે છે; જ્યારે જઘન્યતઃ, શરૂઆતમાં આંગળના સંખ્યાત ભાગ જેટલું હોય છે. ૨૬૨.

એઓને પદ્મલેશ્યા અને શુક્લલેશ્યા શિવાયની ચાર લેશ્યાઓ હોય છે. એમનામાં જઘન્ય આયુષ્યવાળા હોય છે એઓ સાત સ્તોકે શ્વાસ લે છે, અને એકાંતરે ક્ષુધાતુર થાય છે. ૨૬૩.

વળી જેઓ ઉત્કૃષ્ટ આયુષ્યવાળા હોય છે તેઓ ચાર મુહૂર્તે શ્વાસોશ્વાસ લે છે અને ચાર દિવસે ક્ષુધાતુર થાય છે. ૨૬૪.

આહારની ઇચ્છા થતાં સંકલ્પમાત્રથી જ સારસાર પુદ્ગળો એમના સર્વ અંગોમાં પરિણમે છે. એમને કવળઆહાર હોતો નથી. ૨૬૫.

વળી જે વીર, ચંડિકા, કાલિકા આદિ હિંસક દેવો તર્પિત થયા હોય તેમ માંસ, મદ્ય આદિકની આહુતિથી તુષ્ટમાન થાય છે તે પાપી મિથ્યાત્વમોહિત દેવો પૂર્વભવની ટેવ હોવાથી એ વસ્તુઓ જોઇનેજ સન્તોષ પામે છે, એનો આહાર કરતા નથી. ૨૬૬–૨૬૭.

संमूर्छिमा गर्भजाश्च तिर्यंचो गर्भजा नराः ।
उत्पद्यन्ते षड्भिरपि युताः संहननैरिह ॥ २६८ ॥
च्युत्वोत्पद्यन्त एते नृतिरश्चोर्गर्भजन्मनोः ।
पर्याप्तबादरक्ष्माम्भःप्रत्येकभूरुहेषु च ॥ २६९ ॥
एकेन समयेनैकादयोऽसंख्यावसानकाः ।
उत्पद्यन्ते च्यवन्तेऽमी उत्कृष्टमेषु चान्तरम् ॥ २७० ॥
ज्ञेयं मुहूर्त्तानि चतुर्विंशतिस्तज्जघन्यतः ।
एकसामयिकं नूनं च्यवनोत्पत्तिगोचरम् ॥ २७१ ॥ युग्मम् ॥
पश्यन्त्यवधिना पंचविंशतियोजनान्यमी ।
जघन्यजीविनोऽन्ये च संख्येययोजनावधि ॥ २७२ ॥
तिर्यग्लोकवासिनोऽपि व्यन्तरा यदिहोदिताः ।
तद्वै रत्नप्रभापृथ्वीवक्तव्यताप्रसंगतः ॥ २७३ ॥
इति व्यन्तराणां सुराणां पुराणाम्
पुराणोपदिष्टा व्यवस्था न्यरूपि ।
तृतीयाच्चतुर्थादुपांगाच्च शेषम्
विशेषं विदन्तु प्रबुद्धाः समेधाः ॥ २७४ ॥

---

સંમૂર્છિમ તથા ગર્ભજ તિર્યંચો, અને ગર્ભજ મનુષ્યો ( મૃત્યુબાદ ) અહિં ( વ્યન્તર જાતિમાં ) ઉત્પન્ન થાય છે.વળી એઓને સંઘયણ છ એ હોય છે. ૨૬૮.

અહિંથી ચ્યવીને એઓ ગર્ભજ તિર્યંચ તથા ગર્ભજ મનુષ્યમાં, તેમજ પર્યાપ્ત બાદર પૃથ્વીકાય, અપ્કાય અને પ્રત્યેક વનસ્પતિકાયમાં ઉત્પન્ન થાય છે. ૨૬૯.

એઓ એક સમયે એકથી તે અસંખ્યાતસુધી ઉત્પન્ન થાય છે અને ચ્યવે છે. ૨૭૦

એમનામાં ચ્યવન અને ઉત્પત્તિ વચ્ચેનું ઉત્કૃષ્ટ અન્તર ચોવીશ મુહૂર્ત્તનું અને જઘન્ય અન્તર એક સમયનું છે. ૨૭૧.

એમનામાંના જઘન્ય આયુષ્યવાળા અવધિજ્ઞાનથી પચવિશ યોજન સુધી અને બીજાઓ સંખ્યાત યોજનસુધી જોઇ શકે છે. ૨૭૨.

આ પ્રમાણે અહિં તીર્છાલોકમાં વસનારા વ્યન્તરોનું વર્ણન કર્યું છે તે ફક્ત રત્નપ્રભા પૃથ્વીના વર્ણનના પ્રસંગને લઇને કર્યું છે. ૨૭૩.

એ પ્રમાણે, વ્યન્તરદેવોના નગરોની શાસ્ત્રમાં કહી છે એ પ્રમાણેની હકીકત મેં અહિં

विश्वाश्चर्यदकीर्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगः पूर्णः सुखं द्वादशः ॥ २७५ ॥

इति द्वादशः सर्गः ।



---

वर्णुवी छे. विशेष वृत्तान्तना जिज्ञासु बुद्धिमान पंडितोએ એ માટે ત્રીજું અને ચોથું ઉપાંગ જોવું. ૨૭૪.

સકળ વિશ્વને આશ્ચર્યમાં લીન કરી નાખે એવી જેમની કીર્તિ છે એવા શ્રીકીર્તિવિજયવાચકેન્દ્રના અન્તેવાસિ, તેમજ માતા રાજશ્રી અને પિતા તેજપાળના સુપુત્ર વિનયવિજયજીએ રચેલા, જગતના તત્વોને દીપકની જેમ પ્રકાશમાં લાવનારા આ કાવ્યનો, અંદરથી નીકળતા અર્થસમૂહથી સુભગ એવો બારમો સર્ગ નિર્વિઘ્ને સમાપ્ત થયો. ૨૭૫.

## બારમો સર્ગ સમાપ્ત.



## अथ त्रयोदशः सर्गः

योजनानां सहस्रं च मुक्त्वैकैकमुपर्यधः ।
मध्येऽष्टसप्ततिसहस्राढ्ये लक्षे क्षिताविह ॥ १ ॥

वसन्ति भवनाधीशनिकाया असुरादयः ।
दशैतेऽपि द्विधा प्राग्वद्दक्षिणोत्तरभेदतः ॥ २ ॥ युग्मम् ॥

तेषु प्रत्येकमिन्द्रौ द्वौ भवतो दक्षिणोत्तरौ ।
भवनेन्द्रा विंशतिः स्युरित्येवं चमरादयः ॥ ३ ॥

तथोक्तम् ।

असुरा नागसुवण्णा विज्जु अग्गी य दीव उदही य ।
दिसिपवणथणि य दसविह भवणवइ तेसु दुदु इंदा ॥ ४ ॥

अन्ये तु आहुः । नवतियोजनसहस्राणामधस्तात् भवनानि ॥ अन्यत्र च उपरितनमधस्तनं च योजनसहस्रं मुक्त्वा सर्वत्रापि यथासंभ-

---

## સર્ગ તેરમો.

(એક લાખ એંશી હજાર યોજનના પ્રમાણવાળી) રત્નપ્રભા પૃથ્વીમાં, એક હજાર યોજન ઉપર અને એક હજાર યોજન નીચે એમ કુલ બે હજાર યોજન શિવાયના બાકીના મધ્યના એક લાખ અઠ્યોતેર હજાર યોજનમાં 'અસુર' વગેરે દશ પ્રકારના 'ભવનપતિ' દેવો વસે છે. અને એમના યે (૧) દક્ષિણ દિશાના અને (૨) ઉત્તર દિશાના—એમ બે ભેદ છે. ૧–૨.

દશે પ્રકારના ભવનપતિઓમાં, દક્ષિણનો એક અને ઉત્તરનો એક—એમ બે ઇન્દ્રો હોય છે. એવી રીતે ૧૦×૨ એમ વીશ ભવનેન્દ્રો છે. જેવાકે ચમરેન્દ્ર વગેરે. ૩.

કહ્યું છે કે:—(૧) અસુર, (૨) નાગકુમાર, (૩) સુવર્ણકુમાર, (૪) વિદ્યુતકુમાર (૫) અગ્નિકુમાર, (૬) દ્વીપકુમાર, (૭) સમુદ્રકુમાર, (૮) દિક્કુમાર, (૯) વાયુકુમાર અને (૧૦) સ્તનિતકુમાર—એમ દશ પ્રકારના ભવનપતિ દેવો છે; અને એઓ પ્રત્યેકમાં બે બે ઇન્દ્રો છે. ૪.

કેટલાક આચાર્યો નેવું હજાર યોજનની નીચે ભવનો અર્થાત્ ભવનપતિ દેવો છે એમ

वमावासा इति ॥ आवासा नाम कायमानसन्निभा महामंडपा इति लघुसंग्रहणीवृत्तौ तत्त्वार्थभाष्येऽपि । तत्र भवनानि रत्नप्रभायां बाहल्यार्धमवगाह्य मध्ये भवन्ति इति उक्तम् । इति ज्ञेयम् ॥

चतुस्त्रिंशत्क्रमात्रिंशल्लक्षाः स्युर्दक्षिणोत्तराः ।
भवना असुराणां ते चतुःषष्टिश्च मीलिताः ॥ ५ ॥
लक्षाश्चतुश्चत्वारिंशच्चत्वारिंशद्द्वयोर्दिशोः ।
नागालयानां चतुरशीतिर्लक्षाश्च मीलिताः॥ ६ ॥
अष्टात्रिंशच्चतुस्त्रिंशल्लक्षाः क्रमात् द्वयोर्दिशोः ।
सर्वाग्रेण सुपर्णानां गृहलक्षा द्विसप्ततिः ॥ ७ ॥
चत्वारिंशच्च षट्त्रिंशद्दक्षिणोत्तरयोः क्रमात् ।
वैद्युतावासलक्षाः स्युः षट्सप्ततिश्च मीलिताः ॥ ८ ॥
एवमग्निकुमाराणां द्वीपवार्धिदिशां तथा ।
विद्युत्कुमारवत् संख्या भवनानां प्रकीर्त्तिता ॥ ९ ॥

---

કહે છે. અન્યત્ર વળી એમ કહ્યું છે કે " ઉપરનાં અને હેઠળનાં હજાર હજાર યોજન શિવાયના શેષ ભાગમાં સર્વત્ર યથાસંભવ આવાસો છે. ' આવાસ ' ના અર્થ લઘુસંગ્રહણીની ટીકામાં તથા ' તત્વાર્થભાષ્ય ' માં ' કાયાના પ્રમાણ જેવડા મહામંડપ ' એવો કહ્યો છે. વળી ત્યાં એમ કહ્યું છે કે આ ' ભવનો ' છે તે રત્નપ્રભાપૃથ્વીમાં એની અર્દ્ધ જાડાઇ અવગાહીને મધ્યમાં રહેલાં છે.

અસુરોનાં ભવનો ચોસઠ લાખ છે: ચોત્રીશલાખ દક્ષિણદિશામાં અને ત્રીશ લાખ ઉત્તરદિશામાં. ૫.

નાગકુમારોનાં ચોર્યાશી લાખ ભવનો છે: દક્ષિણમાં ચુમાળીશ લાખ અને ઉત્તરમાં ચાળીશ લાખ. ૬.

સુવર્ણકુમારોનાં બેઉ દિશાઓમાં અનુક્રમે આડત્રીશ લાખ અને ચોત્રીશલાખ મળીને બ્હોંતેર લાખ ભવનો છે. ૭.

વિદ્યુતકુમારોનાં બન્ને દિશાઓમાં અનુક્રમે ચાળીશ લાખ અને છત્રીશ લાખ મળીને છોંતેર લાખ ભવનો છે. ૮.

અગ્નિકુમાર, દ્વીપકુમાર, સમુદ્રકુમાર અને દિક્કુમારોના ભવનોની સંખ્યા વિદ્યુતકુમાર પ્રમાણે કહી છે. ૯.

पंचाशदथ षट्चत्वारिंशद्दिशोर्द्वयोः क्रमात् ।
लक्षा वायुसुरावासाः सर्वे षण्णवतिश्च ते ॥ १० ॥
चत्वारिंशत्तथा षट्त्रिंशदुक्ता दिग्द्वये क्रमात् ।
स्तनितानां गृहाः सर्वे लक्षाः षट्सप्ततिः किल ॥ ११ ॥
चतस्रः कोटयो लक्षाः षट् गृहा दक्षिणाश्रिताः ।
उत्तराहास्तु षट्षष्टिः लक्षास्तिस्रश्च कोटयः ॥ १२ ॥
द्वयोर्दिशोश्च सर्वाग्रं भवनानामुदाहृतम् ।
कोटयः सप्त लक्षाणां द्वासप्तत्या समन्विताः ॥ १३ ॥
आकारेण सुषमया प्राकारपरिखादिभिः ।
व्यन्तराणां नगरवत् प्रायो ज्ञेयान्यमून्यपि ॥ १४ ॥
गुरूणि तान्यसंख्येयैर्मितानि खलु योजनैः ।
मध्यानि संख्येयैर्जम्बूद्वीपाभानि लघून्यपि ॥ १५ ॥
तत्रासुरनिकायस्य दक्षिणस्यां दिशि प्रभुः ।
चमरेन्द्रः शरच्चन्द्रचन्द्रिकाविलसद्यशः ॥ १६ ॥

---

વાયુકુમારોનાં ભવનો દક્ષિણ અને ઉત્તર બેઉ દિશામાં અનુક્રમે પચાસ લાખ અને છેતાળીશ લાખ મળીને છન્નું લાખ છે. ૧૦.

સ્તનિત કુમારોનાં ભવનો બેઉ દિશાઓમાં અનુક્રમે ચાળીશ લાખ અને છત્રીશ લાખ મળીને એકંદર છોંતેર લાખ છે. ૧૧.

એ ગણત્રીએ દક્ષિણ દિશામાં કુલ ચાર ક્રોડ ને છ લાખ ભવનો છે; અને ઉત્તર દિશામાં ત્રણ ક્રોડ ને છાસઠ લાખ છે. ૧૨.

એટલે બેઉ દિશાઓના સમગ્ર મળીને સાત ક્રોડ ને બ્હોંતેર લાખ ભવનો થયાં. ૧૩.

આ ભવનો આકારમાં, શોભામાં તથા કોટ અને ખાઈ વગેરે પરત્વે પ્રાયઃ પૂર્વોક્ત વ્યન્તરના નગરો જેવાં છે. ૧૪.

એમાં પણ એકદમ મ્હોટા આવાસો છે તે અસંખ્ય યોજન પ્રમાણ છે, મધ્યમ આવાસો છે તે સંખ્યાત યોજન પ્રમાણ છે અને ન્હાનાં છે તે ( પણ ) જમ્બૂદ્વીપ જેવડાં છે. ૧૫.

ત્યાં, દક્ષિણ દિશામાં અસુરકુમારોનો સ્વામી 'ચમરેન્દ્ર' છે, જેનો શરદ્ઋતુના ચંદ્રમાની ચંદ્રિકા જેવો સ્વચ્છ નિર્મળ યશ ચોદિશ વિસ્તરી રહ્યો છે. ૧૬.

तथाहि। विद्यते दक्षिणदिशि तिर्यग्मेरोः सुदर्शनात्।
असंख्यद्वीपाब्धिपरो द्वीपोऽरुणवराभिधः ॥ १७ ॥

तस्य बाह्यवेदिकान्तात् मध्येऽरुणवराम्बुधेः।
योजनानां द्विचत्वारिंशत्सहस्राण्यतीत्य वै ॥ १८ ॥

चमरस्यासुरेन्द्रस्य महानुत्पातपर्वतः।
तिगिंछिकूटनामास्ति प्रशस्तश्रीभरोध्धुरः ॥ १९ ॥

योजनानां सप्तदश शतान्यथैकविंशतिः।
उच्छ्रितस्तस्य तुर्यांशो निमग्नो वसुधान्तरे ॥ २० ॥ विशेषकम् ॥

मूले सहस्रं द्वाविंशं योजनानां स विस्तृतः।
मध्ये शतानि चत्वारि चतुर्विंशानि विस्तृतः ॥ २१ ॥

शतानि सप्त विस्तीर्णस्त्रयोविंशानि चोपरि।
ऊर्ध्वाधो विस्तृतो मध्ये क्षामो महामुकुन्दवत् ॥ २२ ॥

मुकुन्दः वाद्यविशेष इति ॥

सर्वरत्नमयस्यास्य वेदिकावनशालिनः।
शिरस्तले मध्यदेशे स्यात्प्रासादावतसंकः ॥ २३ ॥

---

એની હકીકત આ પ્રમાણે છે:—

અત્યન્ત દર્શનીય એવા મેરૂપર્વતથી તીર્છો દક્ષિણ દિશામાં, અસંખ્ય દ્વીપસમુદ્રો મૂકયા પછી, અરૂણવર નામનો દ્વીપ આવે છે. ૧૭.

એની બાહ્ય વેદિકાના પ્રાન્ત ભાગથી બેંતાલીશ હજાર યોજન મૂકીને, અરૂણવર સમુદ્રના મધ્ય ભાગમાં 'ચમર' નામના અસુરેન્દ્રનો 'તિગિંછિકૂટ' નામનો મનહરલક્ષ્મીથી શોભી રહેલો મહાન 'ઉત્પાતપર્વત' આવેલો છે. ૧૮–૧૯.

એ એક હજાર સાતસો ને એકવીશ યોજન ઉંચો છે અને ઉંચાઇને ચોથે હિસ્સે પૃથ્વીમાં ખુંચેલો છે. ૨૦.

એનો વિસ્તાર મૂળ આગળ એક હજાર ને બાવીશ યોજન છે, મધ્યમાં ચારસો ચોવીશ યોજન છે અને ટોચ આગળ સાતસો ત્રેવીશ યોજન છે. એટલે એક મ્હોટું મુકુંદ હોય એવો હેઠળ ઉપર વિસ્તીર્ણ છે અને મધ્યમાં ક્ષામ એટલે પાતળો છે. ('મુકુન્દ' એક જાતનું વાજિંત્ર છે). ૨૧–૨૨.

પદ્મવેદિકા અને વનખંડને લીધે શોભી રહેલા એવા આ સર્વરત્નમય પર્વતની ટોચ પર મધ્યમાં એક સુંદર પ્રાસાદ છે. ૨૩.

सार्द्धे द्वे योजनशते तुंगः सपंचविंशतिः ।
ततः शतं योजनानि रम्योल्लोचमहीतलः ॥ २४ ॥

अष्टयोजनमानाथ तत्रास्ति मणिपीठिका ।
चमरेन्द्रस्यात्र सिंहासनं सहपरिच्छदम् ॥ २५ ॥

तिर्यग्लोकं जिगमिषुः जिनजन्मोत्सवादिषु ।
प्रथमं चमरेन्द्रोऽस्मिन्नुपैति स्वाश्रयात् गिरौ ॥ २६ ॥

ततो यथेप्सितं स्थानमुत्पतत्यविलम्बतः ।
तेनायं चमरेन्द्रस्य ख्यात उत्पातपर्वतः ॥ २७ ॥

षट् शतान्यथ कोटीनां पंचपंचाशदेव च ।
कोट्यो लक्षाण्यथ पंचत्रिंशल्लक्षार्धमेव च ॥ २८ ॥

योजनानि तिर्यगस्मात्तिगिंछिकूटपर्वतात् ।
अतिक्रम्य दक्षिणस्यां मध्येऽरुणवरोदधेः ॥ २९ ॥

यो देशस्तदधोभागे मध्ये रत्नप्रभाक्षितेः ।
चत्वारिंशद्योजनानां सहस्राण्यवगाह्य च ॥ ३० ॥

राजधान्यस्ति चमरचंचा चंचन्मणिमयी ।
व्यासायामपरिक्षेपैर्जम्बूद्वीपसधर्मिणी ॥ ३१ ॥ कलापकम् ॥

---

એ પ્રાસાદ ઉંચાઇમા અઢીસો યોજન અને વિસ્તારમાં સવાસો યોજન છે. વળી એની ફરસબંધી તેમજ સીલીંગ અત્યંત રમણીય છે. ૨૪.

એની અંદર એક આઠ યોજન પ્રમાણુ મણિપીઠ છે, અને એ મણિપીઠપર ચમરેન્દ્રનું પરિવારયુકત સિંહાસન છે. ૨૫.

જિન ભગવાનના જન્મમહોત્સવ વગેરે પ્રસંગે ચમરેન્દ્ર તીર્છાલોકમાં આવવાનો હોય છે ત્યારે પોતાના આવાસથી નીકળી પહેલો આ જ પર્વતપર આવે છે; અને પછી જ જ્યાં જવું હોય ત્યાં ' ઉત્પતનપૂર્વક ' એટલે ' ઉડીને ' જાય છે અને એટલા પરથી જ એ ચમરેન્દ્રનો ' ઉત્પાતપર્વત ' કહેવાય છે. ૨૬–૨૭.

એ તિગિંછિકૂટપર્વતથી તીર્છા દક્ષિણ દિશામાં છસોપંચાવન ક્રોડ સાડીપાંત્રીસ લાખ યોજન મૂકયા પછી, અરૂણવર સમુદ્રના મધ્ય ભાગમાં જે દેશ છે તેના અધોભાગમાં રત્નપ્રભાપૃથ્વીના મધ્યમાં, ચાલીશ હજાર યોજન અવગાહીને, ચમરેન્દ્રની, પુષ્કળ મણિરત્નોને લીધે

वप्रश्चास्या योजनानामध्यर्धं शतमुन्नतः ।
पंचाशद्विस्तृतो मूले मौलौ द्वादश सार्द्धकाः ॥ ३२ ॥
आयतैर्योजनस्यार्धं न्यूनार्धयोजनोच्छ्रितैः ।
क्रोशं विस्तीर्णैश्च रम्यो रत्नजैः कपिशीर्षकैः ॥ ३३ ॥
एकैकस्यां स बाहायां पंचद्वारशतांचितः ।
सार्धे द्वे योजनशते द्वारं चैकैकमुच्छ्रितम् ॥ ३४ ॥
सपादशतविस्तीर्णतोरणाद्युपशोभितम् ।
मध्येऽथ वप्रस्यैतस्य पीठबन्धो विराजते ॥ ३५ ॥ युग्मम् ॥
योजनानां षोडशैष सहस्रान्विस्तृतायतः ।
पद्मवरवेदिकया परीतः काननेन च ॥ ३६ ॥
तस्य मध्ये रम्यभूमावस्ति प्रासादशेखरः ।
सार्धे द्वे योजनशते तुंगस्तदर्धविस्तृतः ॥ ३७ ॥
चतुर्भिरेष प्रासादैश्चतुर्दिशमलंकृतः ।
शतं सपादमुत्तुंगैः सार्धद्विषष्टिविस्तृतैः ॥ ३८ ॥

---

પ્રકાશી રહેલી, લંબાઇ પહોળાઇ અને પરિધમાં જમ્બૂદ્વીપ જેવડી, ચમરચંચા નામની રાજધાની છે. ૨૮–૩૧.

એને એકસો પચાસ યોજન ઉંચો કોટ છે. એ કોટ પાયા આગળ પચાસ યોજન અને માથે સાડાબાર યોજન પહોળો છે. ૩૨.

એ કોટને મનહર મણિમય કાંગરા છે; જે લંબાઇમાં અરધો યોજન છે, ઉંચાઇમાં અરધા યોજનથી સહેજ ઓછા છે અને પહોળાઇમાં એક કોસ પ્રમાણ છે. ૩૩.

વળી એને દરેક બાજુએ પાંચસો પાંચસો સુંદર દરવાજા આવેલા છે. પ્રત્યેક દરવાજો અઢીસો યોજન ઉંચો છે, સવાસો યોજન પહોળો છે અને તોરણ આદિકથી અલંકૃત છે. ૩૪–૩૫.

એ કોટના મધ્યભાગમાં એક પીઠબંધ શોભી રહ્યું છે. તે સોળ હજાર યોજન વિસ્તારમાં છે અને ચોદિશ સુંદર પદ્મવેદિકા અને બગીચાથી વિંટાયલું છે. ૩૫–૩૬.

એની રમણીય ભૂમિપર એક ઉત્તમ પ્રાસાદ છે, જે અઢીસો યોજન ઉંચો અને સવાસો યોજન પહોળો છે. ૩૭.

એ પ્રાસાદની ચારે બાજુએ વળી સવાસો યોજન ઉંચા અને સાડીબાસઠ યોજન પહોળા એવા બીજા ચાર પ્રાસાદો આવી રહ્યા છે. ૩૮.

प्रत्येकमेतेऽपि चतुर्दिशं चतुर्भिराश्रिताः ।
सार्धं द्विषष्टिमुत्तुंगैस्तदर्धविस्तृतैस्तथा ॥ ३९ ॥

सपादैकत्रिंशदुच्चैस्तदर्धविस्तृतैर्वृताः ।
प्रासादास्तेऽपि प्रत्येकं पुनस्तेऽपि चतुर्दिशम् ॥ ४० ॥

ससार्धद्विक्रोशपंचदशयोजनतुंगकैः ।
तदर्धविस्तृतैरेवं चतुर्दिशमलंकृताः ॥ ४१ ॥ युग्मम् ॥

एवं समूलप्रासादाः प्रासादाः सर्वसंख्यया ।
चमरस्य भवन्त्येकचत्वारिंशं शतत्रयम् ॥ ४२ ॥

प्रासादास्ते रत्नमया मरुच्चंचलकेतवः ।
मृदुस्पर्शाश्चारुगन्धा दृश्याः सुवर्णवालुकाः ॥ ४३ ॥

अथ प्रासादेभ्य एभ्य ऐशान्यां स्युर्यथाक्रमम् ।
सभा सुधर्मा सिद्धायतनं सभोपपातकृत् ॥ ४४ ॥

ह्रदोऽभिषेकालंकारव्यवसायसभाः क्रमात् ।
सर्वेऽप्यमी सुधर्माद्या षट्त्रिंशद्योजनोच्छ्रिताः ॥ ४५ ॥

---

એમાંના પ્રત્યેકની ચોદિશ વળી સાડીબાસઠ યોજન ઉંચા અને સવાએકત્રીશ યોજન પહોળા એવા ચચ્ચાર પ્રાસાદો છે. ૩૯.

એમાંના પણ પ્રત્યેકની ચોદિશ સવાએકત્રીશ યોજન ઉંચા અને એથી અરધા પહોળા એવા ચાર ચાર પ્રાસાદો છે. ૪૦.

એ પ્રત્યેકની ચોદિશ પણ પંદર યોજન અઢી કોસ ઉંચા અને એથી અરધા પહોળા એવા ચાર ચાર પ્રાસાદો છે. ૪૧.

એ પ્રમાણે એક મૂળ પ્રાસાદ અને બીજા એની ફરતા આવેલા-મળીને એકંદર ત્રણુસો એકતાળીશ પ્રાસાદ ચમરેન્દ્રને છે. ૪૨.

વાયુપ્રેરિત ધ્વજાઓ જેમનાપર ફરકી રહી છે એવા એ સર્વ પ્રાસાદો રત્નમય, સુગંધી, સુવર્ણની રેતીવાળા, અને કોમળ સ્પર્શવાળા હોઇ ખરેખર જોવા લાયક છે. ૪૩.

હવે, આ પ્રાસાદોથી ઇશાનકોણુમાં અનુક્રમે ( ૧ ) સુધર્માસભા, ( ૨ ) સિદ્ધાયતન, ( ૩ ) ઉપપાત સભા, ( ૪ ) દ્રહ, ( ૫ ) અભિષેક સભા, ( ૬ ) અલંકારસભા અને ( ૭ )

दीर्घा पंचाशतं पंचविंशतिविस्तृता इह ।
वैमानिकसभादिभ्यो मानतोऽर्धमिता इति ॥ ४६ ॥ विशेषकम् ॥

इत्यर्थतो भगवतीद्वितीयशताष्टमोद्देशके ॥

अत्रायं विशेषः ॥ चमरस्स णं सभा सुहम्मा एकावन्नखंभसयसन्निविठायं । एवं बलीयस्सवि । इति तुर्यांगे ॥

अथैतस्यामुपपातसभायां सुकृती जनः ।
देवदूष्यच्छन्नशय्योत्संग उत्पद्यते क्षणात् ॥ ४७ ॥
चमरेन्द्रतयाथासावुत्थाय शयनीयतः ।
गत्वा ह्रदे कृतस्नानस्ततोऽभिषेकपर्षदि ॥ ४८ ॥
कृताभिषेकसोत्साहैरसुरैः समहोत्सवम् ।
अलंकारसभायां च गत्वालंकृतभूघनः ॥ ४९ ॥
व्यवसायसभां गत्वा पुस्तकावसितस्थितिः ।
स्नात्वा नन्दापुष्करिण्यां भक्त्या कृतजिनार्चनः ॥ ५० ॥
समागत्य सुधर्मायां सभायां सपरिच्छदः ।
दिव्यान् सिंहासनासीनो भोगान् भुंक्ते यथारुचि ॥ ५१ ॥
पंचभिः कुलकम् ॥

---

વ્યવસાય સભા આવેલાં છે. એ બધાંય છત્રીશ યોજન ઉંચાં, પચાસ યોજન લાંબાં અને પચવીશ યોજન પહોળાં હોઇ વૈમાનિક દેવોની સભા વગેરેથી પ્રમાણમાં અરધાં છે. ૪૪-૪૬.

એ ભાવાર્થનું ભગવતીસૂત્રના બીજા શતકના આઠમા ઉદ્દેશમાં કહેલું છે. અહિં વિશેષ એટલું છે કે-ચમરેન્દ્રની સુધર્માસભા એકાવન સ્તંભપર રહેલી કહી છે. બલીન્દ્રની પણ એવી કહી છે. એ પ્રમાણે ચોથા ' અંગ ' માં છે.

જે કોઇ પુણ્યશાળી જીવ અહિં ચમરેન્દ્ર તરીકે ઉત્પન્ન થાય છે તે ઉક્ત ઉપપાત સભામાં દેવદૂષ્ય વસ્ત્રોથી આચ્છાદિત એવી શય્યામાં એક ક્ષણવારમાં ઉત્પન્ન થાય છે. ૪૭.

શય્યામાંથી બેઠો થઇ પછી એ ચમરેન્દ્ર ' દ્રહ ' માં જઇ સ્નાન કરી ' અભિષેક સભા ' માં આવે છે. ત્યાં ઉત્સાહી એવા અસુરોએ અભિષેક કરાવ્યા બાદ મહાઉત્સવપૂર્વક ' અલંકાર સભા ' માં જઈ શરીરપર આભૂષણો ધારણ કરી ' વ્યવસાય સભા ' માં જાય છે. ત્યાં પુસ્તક જોઈ પરંપરાગત રિવાજથી માહિતગાર થઈ નન્દાવાવડીમાં જઈ સ્નાન કરી પવિત્ર થઇ ભક્તિ

कामकेलिलालसस्तु जिनस्याशातनाभयात् ।
गत्वा बहिः सुधर्माया रमते रुचितास्पदे ॥ ५२ ॥

कदाचिच्चैष चमरचंचावासे मनोरमे ।
सकांतः क्रीडितुं याति क्रीडोद्याने नृपादिवत् ॥ ५३ ॥

स चैवम्— अस्याश्चमरचंचाया नैऋत्यां ककुभि ध्रुवम् ।
षट्कोटीनां शतान् पंचपंचाशत्कोटीसंयुतान् ॥ ५४ ॥

पंचत्रिंशच्च लक्षाणि पंचाशच्च सहस्रकान् ।
योजनानामतिक्रम्य तस्मिन्नेवारुणोदधौ ॥ ५५ ॥

आवासो भाति चमरचंचश्चंचच्छ्रियां निधिः ।
कम्रः क्रीडारतिस्थानं चमरस्यासुरेशितुः ॥ ५६ ॥ विशेषकम् ॥

सहस्राण्येष चतुरशीतिमायतविस्तृतः ।
समंततः परिक्षिप्तः प्राकारेण महीयसा ॥ ५७ ॥

सर्वं चमरचंचावत् प्रासादादि भवेदिह ।
न विद्यन्ते परं पंच सुधर्माद्याः सभाः शुभाः ॥ ५८ ॥

---

પૂર્વક જિનપૂજા કરી ત્યાથી સપરીવાર 'સુધર્માસભા' માં આવી સિંહાસનપર આરૂઢ થઇ યથેચ્છપણે દિવ્ય ભોગો ભોગવે છે. ૪૮-૫૧.

ત્યાં એને કામભોગની ઈચ્છા થાય છે તો જિનેશ્વરના અવશેષ-અસ્થિની આશાતનાને ભયે, સભાની મ્હાર મનગમતે સ્થાને જઇ ત્યાં વિષયોપભોગ કરે છે. ૫૨.

તે કોઇ કોઇવાર વળી પોતાની દેવીઓને લઇને પોતાના રમણિક 'ચમરચંચ' આવાસમાં ક્રીડાર્થે જાય છે, પૃથ્વીપતિ રાજા પોતાની રાણીઓને લઇને ક્રીડોદ્યાનમાં જાય છે એમ. ૫૩.

એ આવાસની હકીકત નીચે પ્રમાણે છેઃ—

એ આવાસ ચમરચંચા નગરીથી નૈઋત્યકોણમાં છસો પંચાવનક્રોડ પાંત્રીશ લાખ અને પચાસ હજાર યોજન મૂક્યા બાદ એજ અરૂણોદધિસમુદ્રમાં આવેલો છે. શોભાયમાન લક્ષ્મીના નિધાનરૂપ હોઇ એ ચમરેન્દ્રને રતિક્રીડા કરવા લાયકનું મનહર સ્થાન છે. એ લંબાઇપ્હોળાઇમાં ચોરાશી હજાર યોજન છે અને એને ચારે બાજુ મ્હોટો કોટ છે. અહિં પ્રાસાદ વગેરે સઘળાં વાનાં ચમરચંચા પ્રમાણે છે. ફેર એટલો કે અહિં સુધર્માદિક પાંચ મનહર સભાઓ નથી. ૫૪-૫૮.

स एष साम्प्रतीनस्तु जम्बूद्वीपेऽत्र भारते ।
वेभेलाख्ये सन्निवेशे विन्ध्याचलसमीपगे ॥ ५९ ॥

आसीत् गृहपतिश्रेष्ठः पूरणाख्यो महर्द्धिकः ।
जाग्रत्कुटुम्बजागर्यां निशि संवेगमाप सः ॥ ६० ॥ युग्मम् ॥

प्रातर्निमन्त्र्य स्वजनान् भोज्यवस्त्रादिभिः भृशम् ।
सन्तोष्य ज्येष्टपुत्राय कुटुम्बभारमार्पयत् ॥ ६१ ॥

पतद्ग्रहं दारुमयं कारयित्वा चतुःपुटं ।
दीक्षां लात्वा दानमयीं चक्रे सातापनं तपः ॥ ६२ ॥

षष्टस्यैव पारणायामुत्तीर्यातापनास्थलात् ।
भिक्षार्थमाटीत् बेभेले करे धृत्वा पतद्ग्रहम् ॥ ६३ ॥

भिक्षां ददानः पान्थेभ्यः पतितां प्रथमे पुटे ।
काकशालावृकादीनां द्वितीयपुटसंगताम् ॥ ६४ ॥

तां मत्स्यकच्छपादीनां तृतीयपुटगां ददत् ।
पतितां च पुटे तुर्ये भिक्षामादत्स्वयं मिताम् ॥६५॥ युग्मम् ॥

एवं द्वादशवर्षाणि तपः कृत्वातिदुष्करम् ।
स पादपोपगमनमङ्गीकृत्यैकमासिकम् ॥ ६६ ॥

---

વર્તમાન સમયનો ચમરેન્દ્ર આ જ જમ્બૂદ્વીપના ભરતક્ષેત્રમાં વિન્ધ્યાપર્વતની સમીપમાં આવેલા 'બેભેલ' નામના ગામડામાં 'પૂરણ' નામે મહાસમૃદ્ધિવાન ગૃહસ્થ હતો. એક રાત્રીએ એના કુટુંબમાં જાગરણ હતું તે વખતે એને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી પ્રભાત થયે સ્વજનોને બોલાવી એમને ભોજનવસ્ત્રાદિથી સન્તોષી જ્યેષ્ટ પુત્રને કુટુમ્બનો ભાર સોંપી, ચાર ખાનાવાળું કાષ્ટપાત્ર કરાવી એણે પોતાનાથી હરકોઇને 'દાન' દઈ શકાય એવી દીક્ષા લીધી હતી. દીક્ષિત અવસ્થામાં આતાપનાપૂર્વક તપશ્ચર્યા શરૂ કરી છઠ્ઠ છઠ્ઠને પારણે હાથમાં પાત્ર લઇ એ એજ 'બેભેલ' માં ભિક્ષાર્થે ફરવા જતો. પાત્રના પહેલા ખાનામાં પડેલી ભિક્ષા વટેમાર્ગુને, બીજા ખાનામાં પડેલી ભિક્ષા કાક સેચનક અને વરૂ આદિને તથા ત્રીજામાં પડેલી ભિક્ષા મત્સ્ય કાચબા આદિકને આપતો; અને ચોથા ખાનામાં પડેલી મિત ભિક્ષા પોતે વાપરતો. ૫૯–૬૫.

એ પ્રમાણે બાર બાર વર્ષ પર્યન્ત અતિદુષ્કર તપશ્ચર્યા કરી પ્રાન્તે એક માસનું પાદ-

मृत्वामुष्यां राजधान्यां चमरेन्द्रतयाभवत् ।
सर्वपर्याप्तिपर्याप्तः तत्कालोत्पन्न एव सः ॥ ६७ ॥

ऊर्ध्वमालोकयमास स्वभावात् ज्ञानचक्षुषा ।
आसौधर्मदेवलोकं तत्र दृष्ट्वा सुरेश्वरम् ॥ ६८ ॥

शक्रसिंहासनासीनं पीनतेजःसुखश्रियम् ।
अचिन्तयत् मुमुर्षुः कः क्रीडत्येष ममोपरि ॥ ६९ ॥ कलापकम् ॥

ततः सामानिकान् देवान् स आहूयेति पृष्टवान् ।
भो भोः क एष योऽस्माकमपि मूर्द्धनि तिष्ठति ॥ ७० ॥

तेऽपि व्यजिज्ञपत् नत्वा स्वामिन्नेष सुधर्मराट् ।
नित्यास्थानव्यवस्थेयं सौधर्मेन्द्रासुरेन्द्रयोः ॥ ७१ ॥

हन्त तेऽन्ये येऽसुरेन्द्रा एनमित्थं शिरःस्थितम् ।
सेहिरे न सहेऽहं तु पातयिष्याम्यधः क्षणात् ॥ ७२ ॥

निश्चित्येति पुनश्चित्ते व्यमृशत् सोऽपि वज्रभृत् ।
यद्यनेनाभिहन्येऽहं शरणं मम कस्तदा ॥ ७३ ॥

---

પાદપોપગમન કરી ( પાદપ એટલે વૃક્ષ વગેરે પડયું ત્યાં પડયું રહે છે એમ પડયા રહી ) મૃત્યુ પામી એ હાલની રાજધાનીમાં ચમરેન્દ્રપણે ઉત્પન્ન થયો છે. ૬૬-૬૭.

વળી સર્વપર્યાપ્તિએ પર્યાપ્ત એવા એણે ઉત્પન્ન થતાંની સાથે જ સ્વાભાવિકપણે જ્ઞાન-ચક્ષુવડે છેક સૌધર્મ દેવલોક સુધી નજર ફેરવતાં શક્રના સિંહાસનપર બેઠેલો અત્યન્ત તેજસ્વી અને સુખસંપત્તિવાળો સૌધર્મ-ઇન્દ્ર એની દૃષ્ટિએ પડયો. એને જોઈ એ વિચારવા લાગ્યો-મારે માથે આ કોણ મોજ કરી રહ્યો છે ? એ તે શું મોત માગે છે ? ૬૮-૬૯.

એમ વિચારી એણે પોતાના સામાનિક દેવોને બોલાવીને પૂછયું—અરે ! આપણે માથે વળી આ કોણ છે ? ૭૦.

એ વખતે એમણે પણ નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો—હે સ્વામિન્, એ તો સૌધર્મેન્દ્ર છે. સૌધર્મેન્દ્ર અને અસુરેન્દ્રને એજ પ્રમાણે રહેવાનો પરાપૂર્વથી ચાલતો આવેલો રિવાજછે. ૭૧.

એ સાંભળી એણે કહ્યું—આવાને આમ માથાપર રહેવા દે એ બીજા. હું એ સહન કર-નારો નહિં. હું તો એને ક્ષણમાં હેઠો પાડી દેવાનો. ૭૨.

આમ એણે નિશ્ચય કર્યો. પણ એ સાથે એને વિચાર આવ્યો કે—એ પણ વજ્રધારી-

विचिन्त्येत्यवधिज्ञानोपयोगाच्चमराधिपः।
सुसुमारपुरोद्यानेऽपश्यत् वीरजिनेश्वरम् ॥ ७४ ॥

दध्यौ चायं जिनो वीरः प्रतिमामेकरात्रिकीम्।
प्रतिपद्याष्टमतपा एकपुद्गलदत्तदृक् ॥ ७५ ॥
निर्निमेषो निष्प्रकम्पः कायोत्सर्गेऽस्त्यवस्थितः।
एकादशाब्दपर्याये शरणयोऽस्तु स एव मे ॥ ७६ ॥ युग्मम् ॥

इति ध्यात्वावश्यकार्यं त्यक्त्वार्हदर्चनादिकम्।
उत्थायोत्पादशय्यायाः तद्देवदूष्यसंवृतः ॥ ७७ ॥
उपादाय प्रहरणरत्नं परिघमुद्धतः।
तिगिंछिकूटमुत्पातगिरिमागत्य सत्वरम् ॥ ७८ ॥
नव्यं वपुर्विधायैत्य सुसुमारपुरात् बहिः।
अशोककाननेऽशोकतरोर्मूले शिलोपरि ॥ ७९ ॥
नमस्कृत्य जिनं युष्मन्निश्रया याम्यहं युधे।
यूयं मे त्राणमित्युक्त्वा भूयोऽप्युत्तरवैक्रियम् ॥ ८० ॥
वपुर्भीष्मं माषराशिकुहूरात्रिसहोदरम्।
कृत्वा योजनलक्षोच्चमुत्पपात नभस्तलम् ॥८१॥ पंचभिः कुलकम् ॥

---

ઈન્દ્ર છે. તેથી કદાચિત જો એના હાથનો માર ખાઈ મરવાનો વખત આવ્યો તો મારૂં શરણ કોણ? ૭૩.

એમ વિચારી એણે અવધિજ્ઞાનથી ઉપયોગ દીધો તો સુસુમારનગરના ઉદ્યાનમાં રહેલા શ્રી વીરજિનેશ્વરને એણે ભાળ્યા. ૭૪.

એમને ભાળીને તરતજ એણે વિચાર કર્યો કે—આજે વીરપ્રભુ અઠ્ઠમનો તપ કરી, એક જ વસ્તુપર અનિમેષ દૃષ્ટિ રાખી, એક રાત્રીની 'પડિમા' અંગીકાર કરી નિશ્ચળપણે અગ્યાર વર્ષની પર્યાયવાળા કાયોત્સર્ગમાં રહ્યા છે, એમનું જ મને શરણ હો. ૭૫-૭૬.

એવો નિશ્ચય કરી, ઉત્પાદશય્યામાંથી ઉઠી જિનપૂજા જેવાં અવશ્યનાં કાર્ય પણ પડતાં મેલી, શય્યામાંના જ દેવદૂષ્ય વસ્ત્રો પરિધાન કરી, પોતાનું પરિઘ નામનું પ્રહરણરત્ન એટલે શસ્ત્ર લઇ સત્વર ઉદ્ધતપણે તિગિંછિકૂટ નામના ઉત્પાતપર્વતપર આવી ઉભો. ત્યાં નવીન શરીર કરી ત્યાંથી પછી સુસુમાર નગરની બહાર આવેલા અશોકવનમાં જઇ અશોકવૃક્ષની હેઠળ શિલાપર

कुर्वन्क्वचित् सिंहनादं क्वचिच्च गजगर्जितम् ।
हयहेषारवं क्वापि क्वचित्कलकलध्वनिम् ॥ ८२ ॥
क्षोभयन्निव पातालं कम्पयन्निव मेदिनीम् ।
तिर्यग्लोकं व्याकुलयन् स्फोटयिष्यन्निवाम्बरम् ॥ ८३ ॥
विद्युद्वृष्टिगर्जितानि रजस्तमांसि चोत्किरन् ।
त्रासयन् व्यन्तरान् देवान् कुर्वन् ज्योतिषिकान् द्विधा ॥ ८४ ॥
विमानस्याथ सौधर्मावतंसकस्य वेदिकाम्
आक्रम्यैकेनापरेण सुधर्मासंसदं पदा ॥ ८५ ॥
जघान परिघेणेन्द्रकीलकं त्रिस्ततोऽवदत् ।
क्व रे शक्रः क्व रे सामानिकाः क्व रे सुराः परे ॥८६॥ कुलकम्॥
पातयामि घातयामि शातयाम्यधुनाखिलान् ।
करोम्यप्सरसः सर्वाः स्वायत्ताः सह वैभवैः ॥ ८७ ॥
फलं मदाशातनायाः शक्रोऽनुभवतादिति ।
गिरः श्रुत्वाश्रुतपूर्वाः भ्रुकुटीभीषणो हरिः ॥ ८८ ॥

---

કાયોત્સર્ગે રહેલા ભગવાનને નમસ્કાર કરી, ' આપને આશ્રયે હું યુદ્ધમાં જાઉં છું, મને આપનું શરણુ છે ' એમ કહી પુનઃ અંજનના રાશિ અને અમાવાસ્યાની રાત્રી સમાન ભીષણુ, લક્ષયોજન પ્રમાણુ ઉત્તરવૈક્રિય શરીર કરી એ આકાશ માર્ગે ઉડયો. ૭૭–૮૧.

કવચિત્ સિંહનાદ કરતો; કવચિત્ હસ્તી સમાન ગર્જારવ અને કવચિત્ અશ્વ સમાન હેષારવ તો કવચિત્ કલકલાટ કરી મૂકતો; વળી જાણે પાતાળને ક્ષોભ પમાડતો હોયની, પૃથ્વીને ધ્રુજાવતો હોયની અને આકાશને ફાડી નાખતો હોયની એમ તીર્છાલોકને આકુળ વ્યાકુળ કરી નાખતો; ચોદિશ વીજળી, વરસાદ, ગર્જના, રજ તથા અંધકાર વિસ્તારતો; વ્યન્તર દેવોને ત્રાસ પમાડતો અને જ્યોતિષીઓના ટુકડા કરી નાંખતો; એક પગથી સૌધર્મેન્દ્રના વિમાનની વેદિકાપર તથા બીજે પગે સુધર્માસભાપર આક્રમણુ કરીને, એણે પોતાના પરિઘવડે ઇન્દ્રકીલકપર ત્રણુ પ્રહાર કર્યા. પછી વળી બોલ્યો " અરે ! સૌધર્મ, એના સામાનિક દેવો ને બીજા બધા ક્યાં છે ? હમણુાંજ એઓને સર્વને પાડી દઇ મારી દઇ, હેરાન હેરાન કરી મૂકું છું; આ અપ્સરાઓને અને એઓના પરીવારને પણુ હમણુાં જ કબ્જ કરૂં છું. મારા જેવાની આશાતનાનું ફળ શું આવે છે એની ઇન્દ્રને ખબર પડશે. ૮૨–૮૮.

सक्रोधहासमित्याह किं रे चमर दुर्दश ।
नवोत्पन्नोऽसि रे मूढ मुमुर्षस्यधुनैव किम् ॥ ८९ ॥

यद्वा तवेयानुत्साहोऽनर्थायैव न संशयः ।
पक्षौ पिपीलिकानां हि जायेते मृत्युहेतवे ॥ ९० ॥

इमां गृहाणातिथेयीं मदवज्ञाफलं मनाक् ।
मुमोच वज्रमित्युक्त्वा ज्वलज्ज्वालाकरालितम् ॥ ९१ ॥

तद् दृष्ट्वा चकितोऽत्यन्तं नश्यन् संकोच्य भूघनम् ।
प्रविष्टो रक्ष रक्षेति वदन् वीरक्रमान्तरे ॥ ९२ ॥

ततः शक्रोऽपि विज्ञाय वीरं तच्छरणीकृतम् ।
चतुरंगुलमप्राप्तमादाय पविमित्यवक् ॥ ९३ ॥

कम्पसे किमिदानीं भोः पशुः सिंहेक्षणादिव ।
वीरप्रासादात् मुक्तोऽसि न ते मत्तोऽधुना भयम् ॥ ९४ ॥

इत्युक्त्वा वामपादेन त्रिः प्रहृत्य वसुन्धराम् ।
क्षमयित्वा जिनेन्द्रं च सुरेन्द्रः स्वास्पदं ययौ ॥ ९५ ॥

---

આ પ્રમાણેનાં ચમરેન્દ્રનાં અશ્રુતપૂર્વ વચનો સાંભળીને સૌધર્મેન્દ્ર પણ ભ્રુકુટી ચઢાવી ક્રોધ અને હાસ્યપૂર્વક કહેવા લાગ્યો—" અરે કૃષ્ણમુખા મૂઢ ચમર ! હજુ હમણાજ ઉત્પન્ન થયો છે ને તરતમાં જ કેમ મોત માગે છે ? અથવા તારો આ બધો ઉત્સાહ નિશ્ચયે અનર્થને માટે જ છે: કીડીને પાંખ આવે એ એના મૃત્યુનુંજ કારણ થઇ પડે છે. હવે ત્યારે તું પણ મારૂં આતિથ્ય-મારી અવજ્ઞાનું ફળ ચાખ. " ૮૮-૯૦.

એમ કહીને સૌધર્મેન્દ્રે પોતાનું જાજ્વલ્યમાન ભીષણ વજ્ર છોડયું. એ જોઇ ડર ખાઈ જઇ ચમરેન્દ્ર તો નાસવા લાગ્યો. અને જ્યાં શ્રી વીરજીનેશ્વર રહેલા હતા ત્યાં જઇ ' ત્રાહિ મામ્ ત્રાહિ મામ્ ' કહી શરીર સંકોચી એમના બે પગ વચ્ચે પેસી ગયો. ૯૧-૯૨.

એટલે શક્રેન્દ્ર પણ એને શ્રી વીરને શરણે ગયેલો જોઇ, એનાથી ચારજ આંગળ છેટે રહેલું વજ્ર લઇ લઇ બોલ્યો-અરે, સિંહને જોઇને પશુ ધ્રુજે એમ હવે ક્યાંથી ધ્રુજવા લાગ્યો ? જા, હવે હું તને શ્રીવીરપ્રભુની કૃપાને લીધે જવા દઉં છું; હવે તારે મારા તરફનો ભય ન રાખવો. ૯૩-૯૪.

એમ કહીને વામચરણ વડે પૃથ્વીપર ત્રણ પ્રહાર કરી, પ્રભુની ક્ષમા માગી, સૌધર્મેન્દ્ર પોતાને સ્થાનકે ગયો. ૯૫.

ततो वज्रभयात् मुक्तश्चमरेन्द्रो निजाश्रयम् ।
गत्वासामानिकादीनामुवाचोदन्तमादितः ॥ ९६ ॥
भद्रं स्तात् त्रैशलेयाय तस्मै त्रैलोक्यबन्धवे ।
येन त्रातोऽस्मि मरणात् हंत वज्राग्निदुस्सहात् ॥ ९७ ॥
उपकारमिति प्राज्ञः तं स्मरन् सपरिच्छदः ।
गत्वा पुनर्महावीरमभ्यर्च्य ताण्डवादिभिः ॥ ९८ ॥
आगत्य स्वास्पदं प्रीतो विस्मृतेन्द्रपराभवः ।
धर्मकर्मस्थितिं सर्वामाराध्य सुखभागभूत् ॥ ९९ ॥ विशेषकम् ॥
अयं च चमरोऽयासीद्यत्सौधर्मावतंसकम् ।
आश्चर्यमेतद्विज्ञेयमनन्तकालसम्भवि ॥ १०० ॥
चतुःषष्टिसहस्राणि सामानिकसुधाभुजः ।
अस्य त्रयस्त्रिंशकाश्च त्रयस्त्रिंशत्सुधाशिनः ॥ १०१ ॥
एते च जम्बूद्वीपेऽत्र क्षेत्रे भारतनामनि ।
काकन्द्यां पुर्यवर्त्तन्त त्रयस्त्रिंशत् महर्द्धिकाः ॥ १०२ ॥

---

પછી ચમરેન્દ્ર પણ વજ્રનો ભય ગયો એટલે નિર્વિઘ્ન પોતાને સ્થાનકે પહોંચી ગયો. ત્યાં એણે સર્વ વીતક પોતાના સામાનિક દેવોને માંડીને કહી. ૯૬.

ત્રણ લોકના બન્ધુ જેવા શ્રીવીરપ્રભુનું કલ્યાણ થજો કે જેણે વિનાશકારી દુઃસહ વજ્રાગ્નિથી મને બચાવ્યો. આમ એમના ઉપકારનું સ્મરણ કરતો ડાહ્યો થયેલો એ ચમરેન્દ્ર પોતાના સર્વ પરિવારને લઇને પુનઃ પ્રભુ પાસે આવ્યો. ત્યાં એમની આગળ નૃત્ય વગેરે કરી એ રીતે એમને સન્માની રાજી થઇ પાછો પોતાને સ્થાનકે ગયો. ત્યાં, ઇન્દ્રકૃત પરાભવ વિસરી જઇ સર્વ પ્રકારનાં ધર્મ કાર્યો કરતો અત્યારે સુખમાં રહે છે. ૯૭-૯૯.

આ ચમરેન્દ્ર સૌધર્મદેવલોકમાં ( લડવા ) ગયો તે અનન્તે કાળે થયેલું એક આશ્ચર્ય સમજવું. ૧૦૦.

આ ચમરેન્દ્રના ચોસઠ હજાર ‘ સામાનિક ’ દેવો છે અને તેત્રીશ ‘ ત્રાયસ્ત્રિંશક ’ દેવો છે. ૧૦૧.

એ તેત્રીશ દેવો ( પૂર્વભવમાં ) આ જમ્બૂદ્વીપમાં ભરતક્ષેત્રમાં કાકંદી નગરીમાં (તેત્રીશ) અતિ સમૃદ્ધ શેઠીયા હતા. એઓ શ્રદ્ધાળુ, તત્વના જાણકાર, પરસ્પર સહાયક, ભાવિક અને

श्रद्धालवो ज्ञाततत्त्वा सहायाश्च परस्परम् ।
पूर्वं ते भावितात्मानोऽभूवन्नुग्रक्रियाश्रयाः ॥ १०३ ॥
पश्चाच्च कर्मवशतो जाता धर्मे श्लथाशयाः ।
पार्श्वस्था अवसन्नाश्च कुशीलाः स्वैरचारिणः ॥ १०४ ॥
एवं च भूरिवर्षाणि श्रमणोपासकक्रियाम् ।
आराध्यार्द्धमासिकीं ते कृत्वा संलेखनामपि ॥ १०५ ॥
अनालोच्याप्रतिक्रम्यातिचारांस्तान् पुराकृतान् ।
मृत्वा त्रयस्त्रिंशकत्वं लेभिरे चमरेशितुः ॥ १०६ ॥ युग्मम् ॥
त्रायस्त्रिंशकरूढिस्तु नैतेभ्य एव किन्तु ते ।
उत्पद्यन्ते च्यवन्ते च स्वस्वस्थित्या परापराः ॥ १०७ ॥
तिस्रोऽस्य पर्षदस्तत्राभ्यन्तरा समिताभिधा ।
मध्या चंडाभिधा ज्ञेयाबाह्या जाताह्वया पुनः ॥ १०८ ॥
स्युश्चतुर्विंशतिः देवसहस्राण्याद्यपर्षदि ।
सार्धपल्योपमद्वंद्वस्थितीन्यथाल पर्षदि ॥ १०९ ॥
शतान्यर्द्धतृतीयानि सार्द्धपल्योपमायुषाम् ।
देवीनां मध्यमायां चाष्टाविंशतिः सहस्रकाः ॥ ११० ॥

---

ઉગ્ર ક્રિયાવાન્ હતા. પરંતુ પાછળથી કર્મવશાત્ એમનો ધર્મપરનો આદર શિથિલ થઇ જવાથી એઓ પાસથ્થા, અવસન્ન, કુશીલ અને સ્વેચ્છાચારી થયા. એમણે બહુ વર્ષ પર્યન્ત શ્રાવકની ક્રિયાઓ પાળી અને છેવટે અરધા માસની સંલેખના કરી. પણ પૂર્વે એમનાથી થઇ ગયેલા અતિચાર આલોચ્યા વિના ને પ્રતિક્રમ્યા વિના મૃત્યુ પામ્યા એટલે આ ચમરેન્દ્રના 'ત્રાયસ્ત્રિંશક' થયા. ૧૦૨-૧૦૬.

આ 'ત્રાયસ્ત્રિંશક'ની પ્રથા કંઇ એમનાથીજ પહેલી પડી નથી. પરન્તુ એઓ એમની સ્થિતિને વશે અન્ય અન્ય ઉત્પન્ન થાય છે ને ચ્યવે છે. ૧૦૭.

હવે, એ ચમરેન્દ્રને ત્રણ પર્ષદા છેઃ (૧) અભ્યન્તર આવેલી છે એનું નામ 'સમિતા' (૨) મધ્યમાં આવેલીનું નામ 'ચંડા' અને (૩) બહારનીનું નામ 'જાતા' છે. ૧૦૮.

પહેલીમાં અઢી પલ્યોપમની સ્થિતિવાળા ચોવીશ હજાર દેવો અને દોઢ પલ્યોપમની સ્થિતિવાળી અઢીસો દેવીઓ છે. બીજી-મધ્યમ સભામાં બે પલ્યોપમના આયુષ્યવાળા અઠ્યા-

द्विपल्यायुर्निर्जराणां देवीनां द्विहपर्षदि ।
शतानि त्रीण्येकपल्यायुषामथान्त्यपर्षदि ॥ १११ ॥

स्युः द्वात्रिंशत्सहस्त्राणि सार्द्धपल्यायुषः सुराः ।
शतान्यर्द्धचतुर्थानि देव्योर्द्धपल्यजीविताः ॥ ११२ ॥

यथैव पर्षदः तिस्रो वर्णिताश्चमरेशितुः ।
एवं सामानिकत्रायस्त्रिंशकानां तदाह्वयाः ॥ ११३ ॥

पर्षदो लोकपालानां पुनस्तिस्रो भवन्ति ताः ।
तपाथ त्रुटिता पर्वा इत्येतैर्नामभिर्युताः ॥ ११४ ॥

इदमर्थतः स्थानांगसूत्रे ॥

काली राजी च रन्ती च विद्युत् मेघाभिधा परा ।
पंचास्याग्रमहिष्यः स्युः रूपलावण्यबन्धुराः ॥ ११५ ॥

कालीयं प्राग्भवे जम्बूद्वीपे दक्षिणभारते ।
पुर्यामामलकल्पायां कालाख्यस्य गृहेशितुः ॥ ११६

कालश्रीतनुसंभूता कालीनामाभवत् सुता ।
बृहत्कुमारी श्रीपार्श्वपुष्पचूलार्पितव्रता ॥ ११७ ॥

---

વીશ હજાર દેવો અને એક પલ્યોપમના આયુષ્યવાળી ત્રણસો દેવીઓ છે. ત્રીજી-છેલ્લી પર્ષદામાં દોઢ પલ્યોપમના આયુષ્યવાળા બત્રીસ હજાર દેવો અને અરધા પલ્યોપમના આયુષ્યવાળી સાડા ત્રણસો દેવીઓ છે. ૧૦૯-૧૧૨.

ચમરેન્દ્રની આમ ત્રણ સભાઓ વર્ણવી તેવીજ એજ નામની સામાનિક તથા ત્રાયસ્ત્રિંશક દેવોની પણ સભાઓ છે. વળી ' લોકપાલ ' દેવોની પણ (૧) તપા, (૨) ત્રુટિતા અને (૩) પર્વા નામની ત્રણ સભાઓ છે. ૧૧૩-૧૧૪.

એ વૃત્તાન્ત સ્થાનાંગસૂત્રમાં છે.

આ ચમરેન્દ્રને, (૧) કાલી, (૨) રાજી, (૩) રંતી, (૪) વિદ્યુત્ અને (૫) મેઘા—એવા નામવાળી પાંચ મનહર રૂપલાવણ્ય યુકત અગ્રમહિષી એટલે પટ્ટરાણીઓ છે. ૧૧૫.

એમનામાં ' કાલી ' નામની જે પહેલી પટ્ટરાણી છે તે પૂર્વભવમાં આ જ જમ્બુદ્વીપમાં દક્ષિણ ભરતમાં આમલકલ્પાનગરીમા કાલનામના ગૃહસ્થની કાલશ્રી નામની સ્ત્રીની કુક્ષિએ જન્મેલી કાલીનામની પુત્રી હતી. એણે કુમારિકાવસ્થામાં જ યોગ્યવયે પહોંચ્યા પછી શ્રી

यथाच्छन्दीभूय दोषानप्रतिक्रम्य पाक्षिकीम् ॥
कृत्वा संलेखनां मृत्वा चमरेन्द्रप्रियाभवत् ॥११८॥ विशेषकम् ॥

कालावतंसं भवनं कालं सिंहासनं भवेत् ।
काल्या देव्याः परासामप्येवं स्वाख्यानुरूपतः ॥ ११९ ॥

स्वस्वनामसदृक्नामजननीजनका इति ।
ज्ञेयाः शेषाश्चतस्रोऽपि तथैव मलिनव्रताः ॥ १२० ॥

स्वाख्यावतंसे भवने स्वाख्ये सिंहासनेऽभवन् ।
चमरेन्द्रप्रिया एताः सार्द्धपल्यद्वयायुषः ॥ १२१ ॥

बलीन्द्रदयितानामप्यैतिह्यमनया दिशा ।
श्रावस्त्यासां पुरी सार्द्धमायुः पल्यत्रयं पुनः ॥ १२२ ॥

एकैकाग्रमहिष्यष्टसहस्रपरिवारयुक् ।
सहस्राण्यष्ट देवीनां नव्यानां रचितुं क्षमा ॥ १२३ ॥

---

પાર્શ્વભગવાનની પુષ્પચૂલાનામની સાધ્વી પાસે દીક્ષા લીધી હતી. પણ પછી તે સ્વચ્છંદપણે વર્તતી હોઇ ( મૃત્યુસમયે ) દોષોને આલોચ્યા વિના કે પડિક્કમ્યા વિના એકપક્ષની સંલેખના કર્યા પૂર્વક મૃત્યુ પામી ચમરેન્દ્રની સ્ત્રી થઈ છે. ૧૧૬-૧૧૮.

એ કાલી દેવીને કાલાવતંસ નામનું ભવન અને કાલ નામનું સિંહાસન છે. બીજી ચારે દેવીઓનાં પણ એમના એમના નામને અનુસારે એ બેઉ વાનાં જાણવાં. ૧૧૯.

વળી આ ચારેનાં માતપિતાનાં નામ એમના પોતાના નામ સરખાં જાણવાં. અને એમનાં વ્રત પણ પહેલીની જેમ અતિચારદૂષિત સમજવાં. ૧૨૦.

એ પ્રમાણે પોતપોતાના નામનાં ભવન તેમજ પોતપોતાના નામના સિંહાસન જેમને છે એવી એ પાંચે પટ્ટરાણીઓનું અઢી પલ્યોપમનું આયુષ્ય છે. ૧૨૧.

બલિ-ઇંદ્રની પટ્ટરાણીઓનો વૃત્તાન્ત પણ આ ચમર-ઇન્દ્રની પટ્ટરાણીઓ સરખો સમજવો. ફેર એટલો કે એમની નગરી 'શ્રાવસ્તી' છે અને એમનું આયુષ્ય સાડાત્રણ પલ્યોપમનું છે. ૧૨૨.

ચમરેન્દ્રની પ્રત્યેક પટ્ટરાણીનો આઠ હજાર પરીવાર કહેવાય; કેમકે એઓમાં આઠ હજાર નવીન દેવીઓ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે. ૧૨૩.

चत्वारिंशत् सहस्राणि स्युर्देव्यः सर्वसंख्यया ।
भुंक्तेऽसुरेन्द्रश्चैताभिः कृतैतावत्तनुः सुखम् ॥ १२४ ॥

सोमो यमश्च वरुणस्तथा वैश्रमणाभिधः ।
चत्वारोऽस्य लोकपालाश्चतुर्दिगधिकारिणः ॥ १२५ ॥

चतुर्णामप्यथैतेषां चतस्रः प्राणवल्लभाः ।
कनका कनकलता चित्रगुप्ता वसुन्धरा ॥ १२६ ॥

एकैकेयं च साहस्रपरिवारविराजिता ।
देवी सहस्रमेकैकं नव्यं विकुर्वितुं क्षमा ॥ १२७ ॥

स्वस्वनामराजधान्यां स्वस्वसिंहासने स्थिताः ।
चत्वारोऽमी लोकपाला भुंजते दिव्यसम्पदम् ॥ १२८ ॥

तथास्य चमरेन्द्रस्य सप्त सैन्यानि तत्र च ।
पादात्याश्वेभमहिषरथसंज्ञानि पंच वै ॥ १२९ ॥

एते सुरा अपि स्वामिशासनात् कार्यहेतवे ।
ताद्रूप्यं प्रतिपद्यन्ते नायकोक्तेः नटा इव ॥ १३० ॥

---

એ ગણત્રીએ ચમરેન્દ્રને ચાળીશ હજાર દેવીઓ કહેવાય, જેમની સાથે એ એટલાં જ શરીર કરીને સુખ ભોગવે છે. ૧૨૪.

ચમરેન્દ્રને વળી સોમ, યમ, વરૂણ અને કુબેર નામના 'લોકપાળ' ચાર દિશાઓના ચાર અધિકારીઓ છે. ૧૨૫.

એ ચારેમાંના પ્રત્યેકને કનકા, કનકલતા, ચિત્રગુપ્તા અને વસુંધરા નામની ચચ્ચાર વલ્લભા એટલે સ્ત્રીઓ છે. ૧૨૬.

એ પ્રત્યેકને વળી હજાર હજારનો પરીવાર છે કેમકે એઓ હજાર હજાર નવી દેવીઓ વિકુર્વી શકે છે. ૧૨૭.

ચારે લોકપાળોને પોતપોતાના નામાનુસાર નામવાળી રાજધાનીઓ છે. ત્યાં એઓ પોતપોતાના સિંહાસને રહી દિવ્ય સુખ ભોગવે છે. ૧૨૮.

ચમરેન્દ્રને વળી સાત સૈન્યો હોય છે. એમાં પાંચનાં, (૧) પાયદળ, (૨) અશ્વ, (૩) હસ્તી (૪) મહિષ અને (૫) રથ—એ પ્રમાણે નામ છે. ૧૨૯.

એઓ પણ દેવરૂપ છે, પરન્તુ કામ પડે છે ત્યારે સ્વામીના આદેશથી એવું રૂપ ધારણ કરે છે, નાયકના કહેવા પ્રમાણે જેમ નટો ( નવનવા ) વેષ ભજવે છે તેમ. ૧૩૦.

एतानि पंच सैन्यानि युद्धसज्जान्यहर्निशम् ।
गन्धर्वनटसैन्ये ये ते भोगायेति सप्तकम् ॥ १३१ ॥

सप्त सेनान्योऽप्यमीषां सर्वदा वशवर्तिनः ।
सेवन्ते सुरनेतारं चमरं विनयानताः ॥ १३२ ॥

द्रुमः सौदामश्च कुंथुः लोहिताक्षश्च किन्नरः ।
रिष्टो गीतरतिश्चेति सेनान्यामभिधाः क्रमात् ॥ १३३ ॥

द्रुमस्य तत्र पादात्याधिपस्य चमरेशितुः ।
स्युः सप्त कच्छाः कच्छा च स्ववशो नाकिनां गणः ॥ १३४ ॥

आद्यकच्छायां सुराणां चतुःषष्टिः सहस्रकाः ।
ततो यथोत्तरं कच्छाः षडपि द्विगुणाः क्रमात् ॥ १३५ ॥

इन्द्राणामपरेषामप्येवं पत्तिचमूपतेः ।
वाच्याः सप्त सप्त कच्छाः स्थानद्विगुणिता मिथः ॥१३६ ॥

चतुःषष्टिः सहस्राणि प्रत्याशमात्मरक्षकाः ।
लक्षद्वयं षट्पंचाशत्सहस्राणीति तेऽखिलाः ॥१३७ ॥

---

એ પાંચે સૈન્યો યુદ્ધ માટે સતત સજ્જ રહે છે.
બીજાં બે સૈન્યોમાં, એક ગન્ધર્વોનું અને એક નટનું છે.
એમ સર્વ મળી સાત સૈન્ય થયાં. ૧૩૧.

એ સાત સેનાઓના વળી સાત સેનાધિપતિ છે. તેઓ નિરન્તર ચમરેન્દ્રને વશ રહી વિનયપૂર્વક સેવા કરે છે. ૧૩૨.

એ સેનાધિપતિઓનાં (૧) દ્રુમ, (૨) સૌદામ, (૩) કુન્થુ, (૪) લોહિતાક્ષ, (૫) કિન્નર, (૬) રિષ્ટ અને (૭) ગીતરતિ–એવાં નામ છે. ૧૩૩.

એ સાતમાં પાયદળ સેનાનો અધિપતિ દ્રુમ છે એના હાથ નીચે સાત ‘ કચ્છા ’ છે. કચ્છા એટલે ‘ હાથ નીચેના દેવોનો સમૂહ. ’ ૧૩૪.

પહેલી કચ્છામાં ચોસઠ હજાર દેવો છે. પછીની છએ કચ્છામાં અનુક્રમે ઉત્તરોત્તર બમણા બમણા દેવો છે. ૧૩૫.

એવી રીતે બીજા ઇન્દ્રોના પાયદળ સૈન્યના સેનાપતિના હાથ નીચે સાત સાત ‘ કચ્છા ’ છે અને એમાં પણ ઉત્તરોત્તર એક બીજાથી બમણા દેવો છે. ૧૩૬.

ચમરેન્દ્રને વળી દરેક દિશાના ચોસઠ ચોસઠ હજાર મળીને સમગ્ર બે લાખ છપ્પન હજાર ‘ આત્મરક્ષક ’ દેવો છે. ૧૩૭.

एवमुक्तपरीवारसुरैराराधितक्रमः ।
घनश्यामस्निग्धवर्णः किंचिदारक्तलोचनः ॥ १३८ ॥

विद्रुमोष्ठः श्वेतदन्तः शरभोत्तुंगनासिकः ।
दीप्ररक्ताम्बरो मेघ इव सन्ध्याभ्रसंभृतः ॥ १३९ ॥

मुकुटेनांकितो मौलौ सच्चुडामणिलक्ष्मणा ।
पूर्वाद्रिरिव तिग्मांशुबिम्बेनोदित्वरश्रिया ॥ १४० ॥

चतुस्त्रिंशल्लक्षमानभवनानामधीश्वरः ।
सर्वेषां दाक्षिणात्यानामसुराणां सयोषिताम् ॥ १४१ ॥

साम्राज्यं शास्ति दिव्यस्त्रीनाटकादिषु दत्तदृक् ।
एकार्णवायुश्च्युत्वेतो भवे भाविनि सेत्स्यति ॥ १४२ ॥ कुलकम् ॥

च्युते चास्मिन्नस्य पदे पुनरुत्पत्स्यतेऽपरः ।
एवमव्युच्छित्तिनयान्नित्य एवैष उच्यते ॥ १४३ ॥

पूर्णं जम्बूद्वीपमेकमेष पूरयितुं क्षमः ।
असुरैरसुरीभिश्च निजशक्त्या विकुर्वितैः ॥ १४४ ॥

---

આવા આવા દેવો અને એમના પરીવારો જેની સતત સેવા કરી રહ્યા છે એવા આ ચમરેન્દ્રનો, અતિ શ્યામ અને સ્નિગ્ધ વર્ણ છે, રતાશ પડતા ચક્ષુ છે, પ્રવાળા જેવા ઓષ્ટ છે, ઉજ્વળ દંતપંક્તિ છે અને શરભસમાન ઉત્તુંગ નાસિકા છે. વળી એ દેદીપ્યમાન અને રક્તવર્ણી અમ્બર ( વસ્ત્ર, આકાશ ) ને લીધે, સંધ્યાકાળના વાદળનો ભ્રમ કરાવનારો મેઘ હોયની એવો જણાય છે. ૧૩૮–૧૩૯.

વળી એના મસ્તક પર ઉત્તમ ચૂડામણિવાળો મુકુટ ઝળકી રહેલો હોઇ, એ જાણે ઉદય-પામતા સૂર્યબિમ્બ યુક્ત પૂર્વાચળ હોયની એવો જણાય છે. ૧૪૦.

વળી એ ચોત્રીશ લાખ ભવનોનો તથા સર્વ દાક્ષિણાત્ય અસુરોનો અને એમની સ્ત્રીઓનો સ્વામી છે. ૧૪૧.

નિરન્તર દેવાંગનાઓના નાટકો આદિ જોવામાં તલ્લીન રહી સામ્રાજ્ય ભોગવતો એ ચમરે-ન્દ્ર એક સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરી ત્યાંથી ચ્યવી આગામી ભવમાં સિદ્ધિપદ પામશે. ૧૪૨.

એ અહિંથી ચ્યવશે ત્યારે એની જગ્યાએ બીજો ચમરેન્દ્ર ઉત્પન્ન થશે. એવી રીતે ‘ અવિચ્છેદ ’ રહેતો હોવાથી, ચમરેન્દ્ર નિત્ય જ કહેવાય છે. ૧૪૩.

આ ચમરેન્દ્રમાં વળી એટલું બધું સામર્થ્ય છે કે જો એ ધારે તો એટલા બધા દેવ અને દેવીઓ વિકુર્વી શકે કે એમનાથી આખો જમ્બૂદ્વીપ સંપૂર્ણ ભરાઇ જાય. ૧૪૪.

तिर्यक् पुनरसंख्येयान् द्वीपपाथोनिधींस्तथा ।
एवं सामानिकाः त्रायस्त्रिंशाः चास्य प्रभूष्णवः ॥ १४५ ॥

अस्यैवं लोकपालाग्रमहिष्योऽप्यथ किन्तु ते ।
शक्ताः पूरयितुं तिर्यक्संख्येयद्वीपवारिधीन् ॥ १४६ ॥

इत्यर्थतो भगवत्याम् ॥

देवेन्द्रस्तवे तु

जावय जम्बूद्दीवो जावय चमरस्स चमरचंचाओ ।
असुरेहिं असुरकन्नाहिं अत्थि विसओ भरेओ से ॥ १४७ ॥

अथान्योऽसुरदेवेन्द्रो बली नामा निरूप्यते ।
उत्तरस्यां दिशि विभुः योऽसौ सौभाग्यसेवधिः ॥ १४८ ॥

तथाहि दिशि कौबेर्यां जम्बूद्वीपस्थमेरुतः ।
असंख्यद्वीपाब्धिपरो द्वीपोऽरुणवराभिधः ॥ १४९ ॥

तस्य बाह्यवेदिकान्तात् तस्मिन्नेव पयोनिधौ ।
द्विचत्वारिंशत्सहस्रयोजनानां व्यतिक्रमे ॥ १५० ॥

रुचकेन्द्राभिधोऽस्त्यत्र बलेरुत्पातपर्वतः ।
तिर्यग्लोके जिगमिषोः बलेरुत्पतनास्पदम् ॥ १५१ ॥युग्मम् ॥

---

તીર્છા તો એ રીતે અસંખ્ય દ્વીપસમુદ્ર ભરીદેવાનું એનામાં સામર્થ્ય છે. આવું સામર્થ્ય એના સામાનિક તથા ત્રાયસ્ત્રિંશક દેવોમાં પણ છે. ૧૪૫.

વળી એના લોકપાલ દેવો તથા પટ્ટરાણીઓ પણ એવી રીતે ( તીર્છા ) સંખ્યાત દ્વીપસમુદ્રો ભરી દેવાનું સામર્થ્ય ધરાવેછે. ૧૪૬.

એવા ભાવાર્થનું ભગવતીસૂત્રમાં કહ્યું છે.

'દેવેન્દ્રસ્તવ' માં તો એમ કહ્યું છે કે—ચમરેન્દ્ર પોતાની ચમરચંચાથી માંડીને જ્યાંસુધી જમ્બૂદ્વીપ છે ત્યાં સુધીનો તમામ ભાગ દેવો અને દેવીઓથી ભરવા સમર્થ છે. ૧૪૭.

હવે બલીન્દ્ર નામના બીજા અસુરેન્દ્ર વિષે.

સૌભાગ્યનિધિ એવો આ બલીન્દ્ર ઉત્તર દિશાનો સ્વામી છે. ૧૪૮.

જમ્બૂદ્વીપમાં રહેલા મેરૂથી ઉત્તરદિશામાં અસંખ્ય દ્વીપસમુદ્રો મૂકીને અરૂણવર નામનો દ્વીપ આવે છે. એની બહારની વેદિકાના છેડાથી એ જ સમુદ્રમાં બેંતાળીશ હજાર

तिगिंछिकूटतुल्योसौ प्रमाणादिस्वरूपतः ।
बलेः प्रासादोऽस्ति तत्र प्राग्वत् सिंहासनांचितः ॥ १५२ ॥

कोट्यः पंचपंचाशत् षट् कोटीनां शतानि च ।
पंचत्रिंशच्च लक्षाणि पंचाशच्च सहस्रकाः ॥ १५३ ॥

योजनानि व्यतिक्रम्याम्भोधावुत्पातपर्वतात् ।
गर्भे रत्नप्रभापृथ्व्या गत्वाधो योजनानि च ॥ १५४ ॥

चत्वारिंशत्सहस्राणि वर्त्तते तत्र मंजुला ।
बलिचंचा राजधानी स्त्यानीभूताः इव त्विषः ॥ १५५ ॥

॥ विशेषकम् ॥

अस्याः चमरचंचावत् स्वरूपमखिलं भवेत् ।
वप्रप्रासादादि तेषां प्रमाणानुक्रमादि च ॥ १५६ ॥

अत्रोपपादसदसि देवदूष्यपरिष्कृते ।
इन्द्रत्वेनोत्पद्यतेऽङ्गी शय्योत्संगे महातपाः ॥ १५७ ॥

अस्य षष्टिः सहस्राणि सामानिकसुधाभुजाम् ।
त्रायस्त्रिंशकदेवाश्च त्रयस्त्रिंशदुदीरिताः ॥ १५८ ॥

---

યોજન મૂકીને બલીન્દ્રનો ' રૂચકેન્દ્ર ' નામનો ઉત્પાત પર્વત આવે છે. તીર્છા લોકમાં જવાનું મન થાય છે ત્યારે બલીન્દ્ર પહેલવહેલો ત્યાં આવીને પછી ત્યાંથી ઉડે છે. ૧૪૮–૧૫૧.

( આ રૂચકેન્દ્રનું પ્રમાણ આદિક તિગિંછિકૂટ સદૃશ છે ). ત્યાં આગળ પૂર્વોક્તવત્ સિંહાસનાદિથી યુક્ત બલીન્દ્રનો પ્રાસાદ છે. ૧૫૨.

એ ઉત્પાતપર્વતથી સમુદ્રમાં છસો પંચાવન ક્રોડ અને સાડી પાંત્રીશ લાખ યોજન ગયા પછી, નીચે રત્નપ્રભા પૃથ્વીના ગર્ભમાં ચાળીશ હજાર યોજન મૂકીને, કાન્તિ સમસ્ત પિંડીભૂત થઇને રહી હોયની એવી મનહર, બલીન્દ્રની બલિચંચા નગરી આવે છે. ૧૫૩–૧૫૫.

આ બલિચંચા નગરીનું સમસ્ત સ્વરૂપ અર્થાત્ એનો કોટ, એના પ્રાસાદ, એઓનું પ્રમાણ, એમનો અનુક્રમ આદિ, ચમરચંચાવત્ સમજવું. ૧૫૬.

કોઇ મહા તપસ્વી મનુષ્ય હોય છે એ અહિં ઉપપાદ સભામાં, દેવદૂષ્યથી આચ્છાદિત એવી શય્યામાં ઇન્દ્ર તરીકે ઉત્પન્ન થાય છે. ૧૫૭.

આ બલીન્દ્રને સાઠ હજાર સામાનિક દેવો અને તેત્રીશ ' ત્રાયસ્ત્રિંશક ' દેવો છે. ૧૫૮.

साम्प्रतीनास्त्वमी बेभेलकग्रामनिवासिनः ।
श्रद्धालवस्त्रयस्त्रिंशत् सुहृदश्च परस्परम् ॥ १५९ ॥
प्रागेते दृढधर्माणः पश्चाद्विश्लथचेतसः ।
उत्पन्ना अत्र चमरत्रायस्त्रिंशकदेववत् ॥ १६० ॥

प्राग्वत्तिस्रः पर्षदोऽस्य तिसृष्वपि सुराः क्रमात् ।
सहस्राणां विंशतिः स्युः चतुरष्टाधिका च सा ॥ १६१ ॥

सार्द्धे द्वे च शते द्वे च सार्द्धं शतमनुक्रमात् ।
देव्यः पर्षत्सु तिसृषु देवानां क्रमतः स्थितिः ॥ १६२ ॥

पल्यानां त्रितयं सार्धं त्रयं सार्धं द्वयं क्रमात् ।
देवीनां तु स्थितिः सार्धे द्वे ते द्वे सार्धमेव च ॥१६३॥ युग्मम्॥

तिस्रस्तिस्रः पर्षदोऽस्य भवन्ति प्राग्वदेव च ।
सामानिकत्रायस्त्रिंशलोकपालाग्रयोषिताम् ॥ १६४ ॥

शुभा निशुभा रम्भा च निरम्भा मदनेति च ।
स्युः पंचाग्रमहिष्योऽस्य प्राग्वदासां परिच्छदः ॥ १६५ ॥

---

અત્યારે વર્તમાનમાં જે ત્રાયસ્ત્રિંશક દેવો ત્યાં છે તેઓ પૂર્વભવમાં બેભેલક ગામના રહેવાસી, શ્રદ્ધાળુ અને પરસ્પર પ્રીતિ દાખવતા તેત્રીશ મિત્રો હતા. પહેલાં તો એઓ ધર્મને વિષે દૃઢ હતા; પરન્તુ પાછળથી શિથિલ થઈ જવાથી, ચમરેન્દ્રના એ દેવોની પેઠે, અહિં ઉત્પન્ન થયા છે. ૧૫૯–૧૬૦.

પૂર્વવત્ આની પણ ત્રણ સભાઓ છે, જેમાં અનુક્રમે વીશ હજાર, ચોવીશ હજાર અને અઠ્યાવીશ હજાર દેવો છે. ૧૬૧.

તે ત્રણે સભાઓમાં વળી અનુક્રમે અઢીસો, બસો અને દોઢસો દેવીઓ છે. ૧૬૨.

દેવોની આયુષ્યસ્થિતિ અનુક્રમે સાડાત્રણ, ત્રણ અને અઢી પલ્યોપમની છે; અને દેવીઓની અનુક્રમે અઢી, બે તથા દોઢ પલ્યોપમની છે. ૧૬૩.

વળી એ બલીન્દ્રના સામાનિક, ત્રાયસ્ત્રિશક અને લોકપાલ દેવો તથા પટ્ટરાણીઓની પણ ત્રણ ત્રણ પર્ષદા એટલે સભા છે. ૧૬૪.

એને વળી શુભા, નિશુભા, રંભા, નિરંભા અને મદના—એવા નામની પાંચ અગ્રમહિષીઓ છે; જેમનો પરિવાર પૂર્વ પ્રમાણે છે. ૧૬૫.

एवं सहस्रैः चत्वारिंशतान्तःपुरिकाजनैः ।
सुधर्मायाः बहिः भुंक्ते कृतैतावद्वपुः सुखम् ॥ १६६ ॥

चत्वारोऽस्य लोकपालाश्चतुर्दिगधिकारिणः ।
सोमो यमश्च वरुणस्तुर्यो वैश्रमणाभिधः ॥ १६७ ॥

एषां चतस्रः प्रत्येकं दयिताः नामतस्तु ताः ।
मीनका च सुभद्रा च विद्युदाख्या तथाशनिः ॥ १६८ ॥

स्वस्वनामराजधान्यां सिंहासने स्वनामनि ।
उपविष्टाः सुखं दिव्यं मुदा तेऽप्युपभुंजते ॥ १६९ ॥

महाद्रुमो महासौदासाह्वयः परिकीर्त्तितः ।
मालंकारोऽपि च महालोहिताक्षाभिधः सुरः ॥ १७० ॥

किंपुरुषो महारिष्टस्तथा गीतयशा इति ।
बलिनाम्नोः सुरपतेः क्रमात् सप्तेति सैन्यपाः ॥१७१॥ युग्मम् ॥

पत्तीशस्याद्यकच्छायां षष्टिर्देवसहस्रकाः ।
कच्छाः षडन्याश्च ततः स्युरस्य द्विगुणाः क्रमात् ॥ १७२ ॥

एवं सामानिकैस्त्रायस्त्रिंशकैर्लोकपालकैः ।
सेव्योऽग्रमहिषीभिश्च सप्तभिः सैन्यसैन्यपैः ॥ १७३ ॥

---

એ પ્રમાણે બલીન્દ્ર પણ ચાલીશ ચાલીશ હજાર દેવીઓ સાથે, એટલાંજ શરીર કરીને, સુધર્માસભાની બહાર ભોગ ભોગવે છે. ૧૬૬.

એને પણ સોમ, યમ, વરૂણ અને કુબેર નામના, ચાર દિશાના ચાર લોકપાલ દેવો છે. ૧૬૭.

એ પ્રત્યેકને વળી મેનકા, સુભદ્રા, વિદ્યુત્ અને અશનિ નામની ચચ્ચાર સ્ત્રીઓ છે.— એમની સાથે એઓ પોતપોતાના નામ સરખા નામવાળી રાજધાનીમાં પોતાના નામવાળા સિંહાસનો પર હર્ષપૂર્વક દિવ્ય સુખ ભોગવે છે. ૧૬૮-૧૬૯.

બલીન્દ્રને પણ (૧) મહાદ્રુમ, (૨) મહાસૌદાસ, (૩) માલંકાર, (૪) મહાલોહિતાક્ષ, (૫) કિંપુરૂષ, (૬) મહારિષ્ટ અને (૭) ગીતયશા—એવા નામના સાત સેનાધિપતિઓ છે. ૧૭૦-૧૭૧.

પાયદળ સેનાના અધિપતિના હાથ નીચેની પહેલી 'કચ્છા' માં સાઠ હજાર દેવો છે. એ પછીની છ કચ્છામાં અનુક્રમે ઉત્તરોત્તર બમણા બમણા છે. ૧૭૨.

એ પ્રમાણે સામાનિક દેવો, ત્રાયસ્ત્રિંશક દેવો, લોકપાલ દેવો, પટ્ટરાણીઓ, સૈન્યો, 'સેના-

षष्ट्या सहस्रैः प्रत्याशं सेव्यमानोऽङ्गरक्षकैः ।
चत्वारिंशत्सहस्राढ्यलक्षद्वयमितैः समैः ॥ १७४ ॥

श्यामवर्णो रक्तवासाश्चूडामण्यंकमौलिभृत् ।
सुरूपः सातिरेकैकसागरोपमजीवितः ॥ १७५ ॥

भवनावासलक्षाणां त्रिंशतोऽनुभवत्यसौ ।
असुरीणां चासुराणामुदीच्यानामधीशताम् ॥१७६॥कलापकम् ॥

परिवारयुतस्यास्य शक्तिर्विकुर्वणाश्रिता ।
चमरेन्द्रस्येव किन्तु सर्वत्र सातिरेकता ॥ १७७ ॥

इत्येवमस्मिन्नसुरनिकाये प्रभवो दश ।
चमरेन्द्रो बलीन्द्रश्च लोकपालास्तथाष्ट च ॥ १७८ ॥

लक्षेष्वेवं चतुःषष्टौ भवनेष्वपरेऽपि हि ।
उत्पद्यन्तेऽसुरवराः स्वस्वपुण्यानुसारतः ॥ १७९ ॥

उत्पत्तिकाले शय्यायां भूषणाम्बरवर्जिताः ।
ततश्चालंकृतास्तेन वपुषा नूतनेन वा ॥ १८० ॥

---

પતિઓ અને પ્રત્યેક દિશાના સાઠ સાઠ હજાર મળીને કુલ બે લાખ ચાળીશ હજાર અંગરક્ષકો—આટલા આટલા પરિવારવાળો તથા શ્યામવર્ણ, લાલવસ્ત્ર, ચૂડામણિથી અંકિત મુકુટ, મનહરરૂપ અને એક સાગરોપમથી અધિક આયુષ્યવાળો એ બલીન્દ્ર ત્રીશલાખ ભવનોપર તથા ઉત્તર દિશાના દેવદેવીઓ પર સામ્રાજ્ય ભોગવે છે. ૧૭૩–૧૭૬.

આ બલીન્દ્રની તેમજ એના પરીવારની વૈક્રિયશક્તિ ચમરેન્દ્ર સરખી છતાં સર્વત્ર કંઇક અધિક છે.

એવી રીતે આ અસુરનિકાયમાં દશ અધિકારીઓ છેઃ ચમરેન્દ્ર, બલીન્દ્ર અને આઠ લોકપાલ. ૧૭૮.

એવી રીતે, ચોસઠલાખ ભવનોમાં પોત પોતાના પુણ્યને અનુસારે બીજા પણ અસુરવરો ઉત્પન્ન થાય છે. ૧૭૯.

શય્યામાં ઉત્પન્ન થાય છે ત્યારે તેઓ વસ્ત્રાભૂષણ રહિત હોય છે; પરન્તુ પછી એઓ એજ અથવા નૂતન શરીર પર વસ્ત્રાલંકાર ધારણ કરે છે. ૧૮૦.

सर्वेऽप्यमी श्यामवर्णा बिम्बोष्ठाः कृष्णमूर्द्धजाः।
शुभ्रदन्ता वामकर्णावसक्तदीप्रकुंडलाः ॥ १८१ ॥

दन्ताः केशाश्च अमीषां वैक्रिया दृष्टव्या न स्वाभाविकाः। वैक्रियशरीरत्वात्। इति जीवाभिगमवृत्तौ ॥

आर्द्रचन्दनलिप्तांगा अरुणाम्बरधारिणः।
चिह्नेन चूडामणिना सदालंकृतमौलयः ॥ १८२ ॥

कुमारत्वमतिक्रान्ता असंप्राप्ताश्च यौवनम्।
ततोऽतिमुग्धमधुरमृदुयौवनशालिनः ॥ १८३ ॥

केयूरांगदहाराद्यैर्भूषिता विलसन्ति ते।
दीप्रा दशस्वंगुलीषु मणिरत्नांगुलीयकैः ॥ १८४ ॥ विशेषकम् ॥

देव्योऽप्येवंविधाः कामक्रीडाविधिविचक्षणाः।
घनस्तना युवजनोन्मादिलावण्ययौवनाः ॥ १८५ ॥

सप्त हस्ताः देहमानमेषामुत्कर्षतो भवेत्।
अंगुलासंख्यांशमानमुत्पत्तौ तज्जघन्यतः ॥ १८६ ॥

---

સર્વેના વર્ણ શ્યામ, હોઠ લાલ, કેશ કાળા અને દાંત શ્વેત હોય છે. વળી એમના ડાબા કાનમાં ઝળહળતા કુંડળ હોય છે. ૧૮૧.

અહિં એમને દાંત અને કેશ કહ્યા એ સ્વાભાવિક ન સમજવા, વૈક્રિય સમજવા; કારણ કે એઓનું શરીર વૈક્રિય શરીર છે:—આમ 'જીવાભિગમ' ની ટીકામાં કહ્યું છે.

વળી એઓ શરીરે નિરન્તર આર્દ્ર ચન્દનનું વિલેપન કરે છે, લાલ વસ્ત્ર પરિધાન કરે છે. અને ચૂડામણિથી અંકિત એવા મુકુટ ધારણ કરે છે. ૧૮૨.

કૌમારાવસ્થા ઉલ્લંઘી ગયા છતાં યૌવનાવસ્થા પ્રાપ્ત ન થયેલી હોવાથી, એઓનું યૌવન અતિ મુગ્ધ, મધુર અને મૃદુ હોઇ એઓ બહુ શોભી રહ્યા છે. ૧૮૩.

શરીરે કેયૂર, અંગદ, મુક્તાહાર આદિ આભૂષણો પરિધાન કરી અને દશે આંગળીએ મણિ અને રત્નની અંગુઠીઓ ધારણ કરી એ ઓ ત્યાં કાયમ વિલાસ કરી રહ્યા છે. ૧૮૪.

એવીજ રીતે એમની દેવીઓ પણ કામક્રીડાવિધિમાં ચતુર, કઠિન સ્તન યુગલથી શોભતી અને યુવાનોને ઉન્માદ પમાડનારા લાવણ્યમય યૌવને કરીને યુક્ત હોય છે. ૧૮૫.

એ દેવોનું દેહપ્રમાણ ઉત્કૃષ્ટ સાત હાથનું હોય છે; અને જઘન્ય, ઉત્પત્તિસમયનું—અંગુલના અસંખ્યમા અંશ જેટલું હોય છે. ૧૮૬.

लक्षयोजनमानं चोत्कर्षादुत्तरवैक्रियम् ।
प्रारम्भेऽङ्गुलसंख्येयभागमानं जघन्यतः ॥ १८७ ॥

एषां च दाक्षिणात्यानां स्थितिरुत्कर्षतो भवेत् ।
सागरोपममेकं तदुदीच्यानां च साधिकम् ॥ १८८ ॥

देवीनां दाक्षिणात्यानां सार्धं पल्यत्रयं स्थितिः ।
ज्येष्ठोत्तराहदेवीनां सार्धं पल्यचतुष्टयम् ॥ १८९ ॥

जघन्या तु वत्सराणां सहस्राणि दश स्थितिः ।
सर्वेषां मध्यमा ज्येष्ठाकनिष्ठान्तरनेकधा ॥ १९० ॥

ज्येष्ठायुषो दाक्षिणात्या मासार्धेनोच्छ्वसन्त्यथ ।
आहारकांक्षिणो वर्षसहस्रेण भवन्ति च ॥ १९१ ॥

उदीच्या सातिरेकेण मासार्धेनोच्छ्वसन्ति वै ।
साधिकाब्दसहस्रेण भवन्त्याहारकांक्षिणः ॥ १९२ ॥

मध्यमस्थितयस्त्वेते स्वस्वस्थित्यनुसारतः ।
मुहूर्त्ताहःपृथक्त्वैः स्युरुच्छ्वासाहारकांक्षिणः ॥ १९३ ॥

---

એઓનું ઉત્તર વૈક્રિય શરીર ઉત્કૃષ્ટ લાખ યોજનનું થઈ શકે છે અને જઘન્ય પ્રારંભ વખતે અંગુલના સંખ્યાત ભાગ પ્રમાણ થાય છે. ૧૮૭.

એઓમાં જે દક્ષિણ દિશાના છે એમની ઉત્કૃષ્ટ આયુસ્થિતિ એક સાગરોપમની છે; અને જેઓ ઉત્તર દિશાના છે એઓની કંઇક અધિક છે. ૧૮૮

દક્ષિણ દિશાની દેવીઓની આયુષ્યસ્થિતિ ઉત્કૃષ્ટ સાડાત્રણ પલ્યોપમની છે; અને ઉત્તર દિશાવાળી દેવીઓની ચાડાચાર પલ્યોપમની છે. ૧૮૯.

વળી એ બધાઓની જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષની છે; અને મધ્યમ સ્થિતિ તો, ઉત્કૃષ્ટ અને જઘન્યની વચ્ચે અનેક પ્રકારની છે. ૧૯૦.

ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દક્ષિણ દિશાના દેવો અર્ધમાસે શ્વાસોચ્છ્વાસ લે છે અને એમને એક હજાર વર્ષે આહારની ઇચ્છા થાય છે. ૧૯૧.

એવાજ ઉત્તર દિશાના દેવો પંદર ઉપરાંત દિવસ થાય ત્યારે શ્વાસોચ્છ્વાસ લે છે અને એમને એક હજાર કરતાં વધારે વર્ષે આહારની ઇચ્છા થાય છે. ૧૯૨.

મધ્યમ આયુષ્યસ્થિતિવાળા એ દેવો પોતપોતાની સ્થિતિને અનુસારે ચાર મુહૂર્તે શ્વાસોચ્છ્વાસ લે છે. એમને આહારની અભિલાષા પણ ચાર દિવસે થાય છે. ૧૯૩.

जघन्यजीविनः स्तोकैः सप्तभिः प्रोच्छ्वसन्त्यमी ।
एकाहान्तरमाहारं समीहंते च चेतसा ॥ १९४ ॥

ततः संकल्पमात्रेणोपस्थितैः सारपुद्गलैः ।
ते तृप्येयुः कावलिकाहारानपेक्षिणः सदा ॥ १९५ ॥
विषयः स्यात् गतेरेषामधस्तमस्तमावधि ।
तृतीयां पुनरवनीं गता यास्यन्ति च स्वयम् ॥ १९६ ॥
प्रयोजनं तत्र पूर्वरिपोः पीडाप्रवर्धनम् ।
प्राग्जन्मसुहृदस्तावत्कालं पीडानिवर्त्तनम् ॥ १९७ ॥
तिर्यक् चैषामसंख्याब्धिद्वीपाः स्युर्विषयो गतेः ।
नन्दीश्वरं पुनर्द्वीपं गता यास्यन्ति च स्वयम् ॥ १९८ ॥
तत्र प्रयोजनं त्वर्हत्कल्याणकेषु पंचसु ।
संवत्सरचतुर्मासादिषु चाष्टाहिकोत्सवः ॥ १९९ ॥
तथैषां गतिविषय ऊर्ध्वमप्यच्युतावधि ।
स्वर्गं सौधर्मं च यावत् गता यास्यन्ति च स्वयम् ॥ २०० ॥

---

જઘન્ય આયુષ્યવાળા એ દેવો સાત સ્તોકે શ્વાસોચ્છ્વાસ લે છે. અને એમને એકાંતરે આહારની ઇચ્છા થાય છે. ૧૯૪.

પછી એઓ ઇચ્છા થતાંની સાથે જ પ્રાપ્ત થયેલા ઉત્તમ પુદ્ગળોવડે તૃપ્ત થાય છે. એઓને કદિ કવલાહારની અપેક્ષા નથી. ૧૯૫.

એઓની ગતિ **નીચે** છેક તમસ્તમા નરક સુધી છે. ત્રીજી નરક સુધી તો તેઓ સ્વયમેવ ગયેલા છે અને જશે. ત્યાં જવાનું પ્રયોજન એવું છે કે ત્યાં જઇને પૂર્વભવના શત્રુને એટલો વખત વધારે દુ:ખ દેવું, અને એવા મિત્રોનું દુ:ખ એટલો વખત દૂર કરવું. ૧૯૬–૧૯૭.

**તીર્છી** એઓની ગતિ અસંખ્ય દ્વીપસમુદ્રો સુધીની છે. નંદીશ્વર દ્વીપે તો એઓ સ્વયમેવ ગયેલા છે અને જવાના પણ. ત્યાં જવાનું એમને એ પ્રયોજન છે કે ત્યાં જઇને એઓ ભગવાનના પાંચે કલ્યાણકોને પ્રસંગે, સંવત્સરીના રોજ અને ચતુર્માસાદિકમાં અઠ્ઠાઈ મહોત્સવ કરે છે. ૧૯૮–૧૯૯.

એઓ વળી **ઉંચે** અચ્યુતદેવલોક સુધી જઇ શકે છે. સૌધર્મદેવલોક સુધી તો તેઓ સ્વયં ગયેલા છે, અને જવાના. ત્યાં એઓ એટલા માટે જાય છે કે એમને વૈમાનિક દેવોની

प्रयोजनं तत्र भवप्रत्ययं वैरमूर्जितम् ।
मातंगपंचाननवदेषां वैमानिकैः सह ॥ २०१ ॥

ततो वैरादमी मत्ता गत्वा वैमानिकाश्रयान् ।
कुर्वन्ति व्याकुलं स्वर्गं त्रासयन्त्यात्मरत्तकान् ॥ २०२ ॥

शक्रमप्याक्रोशयन्ति प्रागुक्तचमरेन्द्रवत् ।
वैरप्रसिद्धिर्लोकेऽपि देवदानवयोरिति ॥ २०३ ॥

रत्नान्यप्सरसस्तेषां प्रसह्यापहरन्ति च ।
गत्वैकान्ते स्वानुरक्तास्ताः स्वैरं रमयन्त्यपि ॥ २०४ ॥

अथ नागनिकायस्य दाक्षिणात्यः सुरेश्वरः ।
धरणेन्द्रो वरिवर्त्ति साम्प्रतीनस्त्वसौ पुरा ॥ २०५ ॥

आसीदहिर्बहिः काशीपुरतः काननान्तरे ।
शुष्ककाष्टकोटरान्तः सोऽर्कतापार्दितोऽविशत् ॥ २०६ ॥ युग्मम् ॥

कमठेन परिप्लुष्टः पंचाग्निकष्टकारिणा ।
तापार्त्तः कर्षितः काष्टात् श्रीपार्श्वेन कृपालुना ॥ २०७ ॥

---

સાથે હાથીને સિંહની જેવું વેર છે. એ વેરને લીધે એઓ વૈમાનિકોના આવાસમાં જાય છે અને ત્યાં સ્વર્ગલોકને આકુળ વ્યાકુળ કરી ત્યાંના રક્ષકોને ત્રાસ પમાડે છે. વળી પૂર્વે ચમરેન્દ્રના વૃત્તાન્તમાં કહ્યું છે એમ એઓ શક્ર-ઇન્દ્ર પર પણ આક્રોશ કરે છે. લોકોમાં પણ દેવદાનવના વેરની વાત પ્રસિદ્ધ છે. એઓનાં સ્ત્રીરત્નોનું એઓ બળાત્કારે હરણ કરી જાય છે અને એકાંતમાં જઇ એમને પોતાને વિષે અનુરક્ત કરી એમની સાથે યથેચ્છ વિલાસ કરે છે. ૨૦૦-૨૦૪.

( આ પ્રમાણે લગભગ બસો શ્લોકમાં 'અસુરકુમાર' જાતિના દેવોનું વિસ્તારપૂર્વક વર્ણન આવ્યું. ).

હવે બીજા 'નાગકુમાર' જાતિના દેવો વિષે.

નાગકુમાર જાતિના દેવોનો દક્ષિણ દિશાનો ઇન્દ્ર 'ધરણેન્દ્ર' છે. ૨૦૫.

સામ્પ્રતીન ( હાલનો-વર્તમાન ) ધરણેન્દ્ર પૂર્વભવમાં કાશીનગરીની બહાર કોઇ એક વનમાં એક સર્પ હતો. તે એકદા સૂર્યના તાપથી અકળાઇને શુષ્ક કાષ્ટના કોટરમાં પેઠો. એ વખતે ત્યાં એક કમઠ નામે તાપસ પંચાગ્નિતપ તપતો હતો. તેણે એજ શુષ્ક કાષ્ટ લાવી એની ધૂણી સળગાવી એટલે એમાં રહેલો પેલો સર્પ દાઝવા-બળવા લાગ્યો. પણ એટલામાં દયાળુ એવા પાર્શ્વકુમારે આવી એ બળતા સર્પને કાષ્ટમાંથી બહાર કઢાવ્યો. તે, એ પાર્શ્વ-

स चार्हद्दर्शनान्नष्टपाप्मा श्रुतनमस्कृतिः ।
उपार्जितोर्जितश्रेया धरणेन्द्रतयाभवत् ॥ २०८ ॥

ततो मेघसूरीभूतकमठेनाकालिकाम्बुदैः ।
एष पार्श्वमुपद्रूयमानमाच्छादयत्फणैः ॥ २०९ ॥

श्रीपार्श्वस्तोत्रमंत्राख्यास्मरणात्तुष्टमानसः ।
अद्यापि शमयन् कष्टमिष्टानि वितरत्यसौ ॥ २१० ॥

षष्टिश्च सप्ततिश्चैवाशीतिः क्रमात् सहस्रकाः ।
पर्षत्त्रये स्युर्देवानां स्थितिश्चैषां यथाक्रमम् ॥ २११ ॥

पल्यस्यार्धं सातिरेकमर्धं देशोनितं च तत् ।
सपंचसप्तति शतं पंचाशं पंचविंशकम् ॥ २१२ ॥

देव्यः पर्षत्सु देशोनं पल्यस्यार्धमिह स्थितिः ।
साधिकः पल्यतुर्यांशः तुर्यांश एव च क्रमात् ॥२१३॥ विशेषकम् ॥

---

કુમાર જે ભાવિ તીર્થંકર હતા એના દર્શનથી પાપમાત્ર વામી તથા નવકારમંત્ર સાંભળી ઉત્તમ પુણ્ય ઉપાર્જન કરી (મૃત્યુ પામ્યા બાદ) ત્યાં (નાગકુમારનિકાયમાં) ઇન્દ્ર તરીકે ઉત્પન્ન થયો. ૨૦૫-૨૦૮.

હવે પેલો કમઠ તાપસ કાળધર્મ પામી મેઘકુમાર જાતિના દેવોમાં ઉત્પન્ન થયો. એણે (પૂર્વના વેરને લીધે) પાર્શ્વપ્રભુને, અકાળે વરસાદ વરસાવી ઉપદ્રવ કરવા માંડયો, ત્યારે ધરણેન્દ્રે (પૂર્વનો ઉપકાર સંભારી) પ્રભુ ઉપર પોતાની ફણાઓ ધરી રાખી હતી. ૨૦૯.

અદ્યાપિ પણ જો આપણે પાર્શ્વનાથનું સ્તોત્ર કે મંત્ર કે નામમાત્રનું પણ સ્મરણ કરીએ તો એ ધરણેન્દ્ર સંતુષ્ટ થઇને આપણાં કષ્ટ શમાવી દે છે અને આપણું ઇચ્છિત પૂર્ણ કરે છે. ૨૧૦.

હવે, એ ધરણેન્દ્રને ત્રણ પર્ષદા છે. એમાં અનુક્રમે સાઠ હજાર, શીત્તેર હજાર અને એંશી હજાર દેવો છે. ૨૧૧.

ત્રણે પર્ષદાના દેવોની આયુષ્યસ્થિતિ અનુક્રમે (૧) અર્ધ પલ્યોપમથી કંઇક વધારે, (૨) બરાબર અર્ધ પલ્યોપમ અને (૩) અર્ધ પલ્યોપમથી કંઇક ઓછી—એ પ્રમાણે છે. ૨૧૨.

ત્રણે પર્ષદામાં દેવીઓ અનુક્રમે પોણાબસો, દોઢસો અને સવાસો છે. એમની આયુષ્યસ્થિતિ અનુક્રમે (૧) અર્ધપલ્યોપમથી ઓછી, (૨) એક ચતુર્થાંશ પલ્યોપમથી સહેજ વધારે અને (૩) એક ચતુર્થાંશ પલ્યોપમ છે. ૨૧૩.

समिताचंडाजयाख्याः स्युः सभाः धरणेशितुः ।
अपि सामानिकत्रायस्त्रिंशानामेतदाह्वयाः ॥ २१४ ॥
लोकपालानां तथाग्रमहिषीणां भवन्ति ताः ।
ईषा तथान्या त्रुटिता ततो दृढरथाभिधा ॥ २१५ ॥
शेषाणां भवनेन्द्राणां पर्षदामभिधाः किल ।
तृतीयमंगमालोक्य विज्ञेया धरणेन्द्रवत् ॥ २१६ ॥
स्युः षडग्रमहिष्योऽस्य अला मक्का शतेरिका ।
सोदामिनीन्द्रा च घनविद्युतेति च नामतः ॥ २१७ ॥
षड्भिः सहस्रैः देवीनां प्रत्येकं परिवारिताः ।
षट् सहस्राणि देवीनां विकुर्वितुमपि क्षमाः ॥ २१८ ॥
शेषाणामप्यथेन्द्राणामष्टानां याम्यदिग्भुवाम् ।
षड् षडग्रमहिष्यः स्युरेतैरेव च नामभिः ॥ २१९ ॥
काशीनगरवास्तव्याश्चतुष्पंचाशदप्यमूः ।
बृहत्कन्याः स्वाभिधानुरुपाख्यपितरोऽभवन् ॥ २२० ॥

---

ઉપર એ ધરણેન્દ્રની જે ત્રણ પર્ષદા કહી—એઓનાં સમિતા, ચંડા અને જયા એવાં નામ છે. વળી એના સામાનિક દેવોની અને ત્રાયસ્ત્રિંશક દેવોની પણ એજ નામની ત્રણ ત્રણ પર્ષદા છે. ૨૧૪.

એના 'લોકપાલ' દેવોની તેમજ એની અગ્રમહિષીઓની પણ ઈષા, ત્રુટિતા અને દઢરથા નામની ત્રણ ત્રણ પર્ષદાઓ છે. ૨૧૫.

બાકીના ભવનેન્દ્રોની પર્ષદાઓનાં નામ ધરણેન્દ્રવત્ છે—એમ ત્રીજા 'અંગ' માં કહ્યું છે. ૨૧૬.

એ ધરણેન્દ્રને વળી છ અગ્રમહિષી કે પટ્ટરાણીઓ છે. એઓનાં (૧) અલા, (૨) મક્કા, (૩) શતેરિકા, (૪) સૌદામિની, (૫) ઈન્દ્રા અને (૬) ઘનવિદ્યુતા—એવાં એવાં નામ છે. ૨૧૭.

દરેક પટ્ટરાણીને છ છ હજાર દેવીઓનો પરીવાર છે. કારણ કે એઓ પ્રત્યેક એટલી દેવીઓ વિકુર્વી શકે છે. ૨૧૮.

બાકીનાં આઠ દાક્ષિણાત્ય ઈન્દ્રોને પણ એજ નામની છ છ પટ્ટરાણીઓ છે. ૨૧૯.

એટલે એ પ્રમાણે નવ ઇન્દ્રોની ઇન્દ્રાણીઓ કુલ થઇને ૯×૬ અર્થાત્ ચોપન થઈ.

એ સઘળી પૂર્વભવમાં કાશીનગરીમાં પોતાનાં નામ સરખા નામવાળા માતપિતાઓની

पार्श्वपार्श्वादत्तदीक्षाः शिक्षिताः पुष्पचूलया ।
विराद्धसंयमाः पक्षं संलिख्य च मृतास्ततः ॥ २२१ ॥

स्वाख्यावतंसभवने स्वाख्यसिंहासनस्पृशि ।
देवीत्वेन समुत्पन्नाः सार्धपल्यमितायुषः ॥ २२२ ॥ युग्मम् ॥

भूतानन्दाद्योत्तराहेन्द्राणामपि मनःप्रियाः ।
सन्ति षड् षड् वक्ष्यमाणै रूपाद्यैः षड्भिराह्वयैः ॥ २२३ ॥

चतुष्पंचाशतोऽप्यूनपल्योपमयुगायुषाम् ।
प्रागासां नगरी चम्पा वाच्या शेषमिहोक्तवत् ॥ २२४ ॥

कालपालः कोलपालः शैलपालोऽस्य च क्रमात् ।
शंखपालश्च चत्वारो लोकपालाः सुरेशितुः ॥ २२५ ॥

अशोका विमला चैव सुप्रभा च सुदर्शना ।
एषां चतस्रो दयिताः प्रत्येकमेतदाह्वयाः ॥ २२६ ॥

भद्रसेनोऽस्य च यशोधरः सुदर्शनः क्रमात् ।
नीलकंठस्तथानन्दो नन्दनस्तेतलीति च ॥ २२७ ॥

---

म्होटी वयनी कुमारिकाओ हती. एओ श्रीपार्श्वप्रभु आगळ व्रत उच्चरी पुष्पचूला आर्या पासे अभ्यास करी, संयम विराधी, अर्धमासनी संलेखनापूर्वक मृत्यु पामी, त्यांथी पोतपोताना नाम सरखा नाम युक्त सिंहासनवाळा अवतंसभवनमां दोढ पल्योपमना आयुष्यवाळी देवीओ थइ छे. २२०–२२२.

भूतानन्दादिक उत्तरदिशाना इन्द्रोनी पण छ छ पट्टराणीओ छे. एमनां 'रूपा' आदिक नामो छे जे आगळ उपर कहेवामां आवशे. २२३.

ते चोपननुं आयुष्य बे पल्योपमथी सहेज ओछुं छे अने एओ पूर्वभवमां चंपा-नगरीमां रहेती हती. शेष वृत्तान्त पूर्वोक्तवत्. २२४.

ए इन्द्रने, (१) कालपाल, (२) कोलपाल, (३) शैलपाल अने (४) शंखपाल—ए नामना चार लोकपाल छे. ए प्रत्येकने अशोका, विमला, सुप्रभा अने सुदर्शना नामनी चच्चार पट्टराणी छे. २२५–२२६.

वळी एने (धरणेन्द्रने) (१) पायदळ, (२) अश्व, (३) हस्ती, (४) महिष, (५) रथ, (६)

पत्तिवाजीभमहिषरथाख्यानां यथाक्रमम् ।
नटगन्धर्वयोश्चापि सैन्यानामधिपाः स्मृताः ॥ २२८ ॥ युग्मम् ॥

अस्याद्यकच्छायां पत्तिनेतुर्देवसहस्रकाः ।
स्युरष्टाविंशतिः कच्छाः षडन्या द्विगुणाः क्रमात् ॥ २२९ ॥

एतदेव च सप्तानां कच्छानां मानमूह्यताम् ।
उक्तान्यभवनेशेन्द्रपत्तिसैन्याधिकारिणाम् ॥ २३० ॥

षड्भिः सहस्रैरिन्द्रोऽयं सामानिकैरुपासितः ।
पर्षत्त्रायस्त्रिंशलोकपालसैन्यतदधीश्वरैः ॥ २३१ ॥

प्रत्याशं सेवितः षड्भिः सहस्रैरात्मरक्षिणाम् ।
सर्वाग्रेण चतुर्विंशत्या सहस्रैर्महाबलैः ॥ २३२ ॥

भवनानां चतुश्चत्वारिंशल्लक्षाणि पालयन् ।
समृद्धः शास्ति साम्राज्यं सार्धपल्योपमस्थितिः ॥ २३३ ॥
विशेषकम् ॥

दधिपाण्डुरवर्णांगो नीलाम्बरमनोरमः ।
सर्पस्फटाचिह्नशालिभूषणो गतदूषणः ॥ २३४ ॥

---

નટઅને (૭) ગંધર્વ—એમ સાત સૈન્યો છે અને એના અનુક્રમે ભદ્રસેન, યશોધર, સુદર્શન, નીલકંઠ, આનંદ, નંદન અને તેતલી—એ નામના સાત સૈન્યાધિપતિ છે. ૨૨૭–૨૨૮.

પાયદળસેનાના અધિપતિના હાથ નીચેની પહેલી 'કચ્છા' માં અઠયાવીસ હજાર દેવો છે. બાકીની છ 'કચ્છા' માં અનુક્રમે ઉત્તરોત્તર બમણા બમણા છે. ૨૨૯.

એ શિવાયના બીજા ભવનપતિઓની પાયદળસેનાના અધિપતિઓના હાથ નીચેની સાતે કચ્છાઓમાં પણ એજ પ્રમાણે દેવસંખ્યા જાણવી. ૨૩૦.

છ હજાર જેટલા સામાનિકદેવો, ત્રણત્રણ તો પર્ષદા, વળી (તેત્રીશ) ત્રાયસ્ત્રિંશક દેવો, (ચાર) લોકપાલ, સાત સૈન્યો અને એટલા જ સૈન્યાધિપતિઓ ધરણેન્દ્રની સેવામાં હાજરાહજુર રહે છે. ૨૩૧.

વળી પ્રત્યેક દિશાએ છ છ હજાર મળીને ચોવીશહજાર મહા બળવાન દેવો એના અંગરક્ષકો તરીકે બેઠા રહે છે. ૨૩૨.

એવી એવી સમૃદ્ધિવાળો અને દોઢપલ્યોપપના આયુષ્યવાળો એ ઇન્દ્ર ચુમાળીશ લાખ ભવનોનું અનુપાલન કરતો છતો સામ્રાજ્ય ભોગવે છે. ૨૩૩

કોઇ પ્રકારના દૂષણ વિનાના એ ધરણેન્દ્રનો દેહ દહિં જેવો પાંડુરવર્ણો છે. એ નિત્ય મનહર

भूषणमत्र मुकुटो द्रष्टव्य इति जीवाभिगमवृत्तौ । एवमग्रेऽपि ॥

एकया स्फटया जम्बूद्वीपं छादयितुं क्षमः ।
धरणेन्द्रः साधिकं तं वक्ष्यमाणो भुजंगराट् ॥ २३५ ॥

इन्द्रो नागनिकायस्योदीच्योऽथ परिकीर्त्यते ।
भूतानन्दोऽस्य पर्षत्सु तिसृष्वपि सुराः क्रमात् ॥ २३६ ॥
पंचाशदथ षष्टिश्च सप्ततिश्च सहस्रकाः ।
पल्यं देशोनमर्धं च पल्यस्य साधिकं तथा ॥ २३७ ॥
अर्धं पल्योपमं चैषां स्थितिः क्रमात् शतद्वयम् ।
पंचविंशं द्वे शते च शतं देव्यः क्रमादिह ॥ २३८ ॥ विशेषकम् ॥
आसां पल्योपमस्यार्धं देशोनमर्धमेव च ।
सातिरेकश्च तुर्यांशः स्थितिर्ज्ञेया यथाक्रमम् ॥ २३९ ॥
रूपा रूपांशा सुरूपा प्रेयस्यो रूपकावती ।
रूपकान्ता तथा रूपप्रभास्य नागचक्रिणः ॥ २४० ॥

---

એવાં લીલાં વસ્ત્રો પરિધાન કરે છે. અને સર્પની ફણાથી અંકિત એવો સુંદર મુકુટ એના મસ્તક પર સર્વદા વિરાજી રહે છે. ૨૩૪.

પોતાની એક જ ફણાથી અખિલ જમ્બૂદ્વીપને આચ્છાદિત કરી શકે એટલું એ ધરણેન્દ્રમાં સામર્થ્ય છે. વળી, જેના વિષે હવે કહેવાનો છું એ નાગેન્દ્રમાં તો એથી યે અધિક સામર્થ્ય છે. ૨૩૫.

( એ પ્રમાણે દક્ષિણદિશાના નાગકુમારોના ઇન્દ્રની હકીકત થઈ ).

હવે ઉત્તર દિશાના નાગકુમારોના ઇન્દ્ર ' ભૂતાનંદ ' વિષે.

એ ' ભૂતાનંદ ' ને પણ ત્રણ પર્ષદા છે. પ્રત્યેક પર્ષદામાં અનુક્રમે પચાસ હજાર, સાઠ હજાર અને શિત્તેર હજાર દેવો છે, જેઓની આયુષ્યસ્થિતિ વળી ક્રમતઃ ' એક પલ્યોપમથી કંઇક ન્યૂન, ' ' અરધા પલ્યોપમથી કંઈક અધિક ' તથા ' બરાબર અરધું પલ્યોપમ ' છે. ૨૩૬–૨૩૭.

ત્રણે પર્ષદાઓમાં બસો પચવીશ, બસો અને એકસો દેવીઓ છે, જેમની આયુષ્યસ્થિતિ અનુક્રમે અરધું પલ્યોપમ, અરધા પલ્યોપમથી સહેજ ઓછી તથા એક ચતુર્થાંશ પલ્યોપમથી કંઇક અધિક છે. ૨૩૮–૨૩૯.

आसां परिच्छेदः प्राग्वल्लोकपालास्तथास्य च ।
कालकौलशंखशैलाः स्युः पालोपपदा अमी ॥ २४१ ॥

सुनन्दा च सुभद्रा च सुजाता सुमना इति ।
एषां चतुर्णां प्रत्येकं चतस्रो दयिताः स्मृताः ॥ २४२ ॥

सप्त सेनान्योऽस्य दक्षः सुग्रीवश्च सुविक्रमः ।
श्वेतकंठः क्रमान्नंदोत्तरो रतिश्च मानसः ॥ २४३ ॥

सैन्यक्रमस्तु प्रागुक्त एव ॥

षड्भिः सहस्रैरिन्द्रोऽयं सामानिकैरुपासितः ।
त्रायस्त्रिंशैः लोकपालैः पार्षदैः सैन्यसैन्यपैः ॥ २४४ ॥

सहस्रैः षड्भिरेकैकदिश्यात्मरक्षकैः श्रितः ।
चतुर्विंशत्या सहस्रैरित्येवं सर्वसंख्यया ॥ २४५ ॥

चत्वारिंशच्च भवनलक्षाणि परिपालयन् ।
साम्राज्यं शास्ति नागानां न्यूनद्विपल्यजीवितः ॥ २४६ ॥

त्रिभिर्विशेषकम् ॥

---

એને વળી ( ૧ ) રૂપા, ( ૨ ) રૂપાંશા, ( ૩ ) સુરૂપા, ( ૪ ) રૂપકાવતી, ( ૫ ) રૂપકાન્તા અને ( ૬ ) રૂપપ્રભા—એ નામની છ પટ્ટરાણીઓ છે, જેમનો પૂર્વોક્તવત્ પરીવાર છે. ૨૪૦.

વળી એને કાલપાલ, કૌલપાલ, શંખપાલ અને શૈલપાલ નામના ચાર લોકપાળો છે; જેમને પ્રત્યેકને સુનન્દા, સુભદ્રા, સુજાતા અને સુમના એમ ચચ્ચાર પ્રાણવલ્લભા છે. ૨૪૧–૨૪૨.

એને વળી પૂર્વોક્તવત્ સાત સૈન્યો છે. એમના અનુક્રમે ( ૧ ) દક્ષ, ( ૨ ) સુગ્રીવ, (૩) સુવિક્રમ, ( ૪ ) શ્વેતકંઠ, ( ૫ ) નન્દોત્તર, ( ૬ ) રતિ અને ( ૭ ) માનસ—એ નામના સાત અધિપતિઓ છે. ૨૪૩.

એ સુજબ છ હજાર સામાનિકદેવો તથા લોકપાળ અને ત્રાયસ્ત્રિંશક દેવો, સભાસદો, સૈન્યો અને સેનાધિપતિઓ એની સતત સેવા કર્યા કરે છે. વળી પ્રત્યેક દિશાએ છ હજાર એમ ચારે દિશાએ થઇને કુલ ચોવીશ હજાર દેવો એના અંગરક્ષક તરીકે રહેલા છે. ૨૪૪–૨૪૫.

આવી આવી સાહ્યબીવાળો, લગભગ બે પલ્યોપમના આયુષ્યવાળો એ નાગેન્દ્ર ચાલીશ લાખ ભવનોનું પરિપાલન કરતો છતો નાગનિકાય પર સામ્રાજ્ય ભોગવે છે. ૨૪૬.

देहवर्णवस्त्रचिन्होत्कृष्टस्थित्यादिकं भवेत् ।
सर्वेषां भवनेशानां स्वजातीयसुरेन्द्रवत् ॥ २४७ ॥

इन्द्राणां वक्ष्यमाणेषु निकायेष्वष्टसु स्थितिः ।
तिसृणां पर्षदां देवदेवीसंख्याथ तत्स्थितिः ॥ २४८ ॥
लोकपालप्रियाभिख्याः सामानिकात्मरक्षिणाम् ।
संख्याग्रमहिषीणां च संख्यानामपरिच्छदाः ॥ २४९ ॥
अष्टानां दाक्षिणात्यानां विज्ञेया धरणेन्द्रवत् ।
अष्टानामौत्तराहाणां भूतानन्दसुरेन्द्रवत् ॥ २५० ॥ विशेषकम् ॥

केवलं लोकपालानां सुरेन्द्राणां च नामसु ।
विशेषोऽस्ति स एवाथ लाघवाय प्रतन्यते ॥ २५१ ॥
दक्षिणोत्तरयोर्लोकपालानां किन्तु नामसु ।
सर्वत्रापि व्यतीहारः स्यात्तृतीयतुरीययोः ॥ २५२ ॥
दक्षिणस्यां तृतीयो यः तुरीयः स भवत्युदक् ।
दाक्षिणात्यतुरीयस्तु स्यादुदीच्यां तृतीयकः ॥ २५३ ॥

---

સર્વ ભવનપતિદેવોનાં શરીર, વર્ણ, વસ્ત્ર, ચિન્હ તથા ઉત્કૃષ્ટ આયુષ્યસ્થિતિ વગેરે પોતપોતાની જાતિના ઇન્દ્ર સમાન છે. ૨૪૭.

જેમનું વર્ણન હજુ હવે કરવાના છીએ એ આઠે નિકાયોના દક્ષિણ દિશાના ઇન્દ્રોની સ્થિતિ, પર્ષદા, દેવદેવીઓની સંખ્યા અને સ્થિતિ, લોકપાળોનાં અને એમની સ્ત્રીઓનાં નામ, સામાનિક તથા આત્મરક્ષકોની સંખ્યા, પટ્ટરાણીઓની સંખ્યા, એમનાં નામ અને પરીવાર—એ સર્વ ધરણેન્દ્રવત્ જાણવું. અને એવાજ ઉત્તર દિશાના આઠ ઇન્દ્રોનાં એ સર્વ વાનાં 'ભૂતાનંદ' નામના ઇન્દ્રતુલ્ય સમજવાં. ૨૪૮–૨૫૦.

ફક્ત લોકપાળ અને ઇન્દ્રોના નામમાં તફાવત છે. તે સંક્ષેપમાં કહું છું:—

દક્ષિણ અને ઉત્તરદિશાના લોકપાળના નામમાં સર્વત્ર ત્રીજા અને ચોથામાં ફારફેર છે: દક્ષિણ દિશાનો જે ત્રીજો છે તે ઉત્તર દિશાનો ચોથો છે, અને દક્ષિણનો જે ચોથો છે તે ઉત્તરનો ત્રીજો છે. ૨૫૧–૨૫૩.

वेणुदेवो वेणुदारी स्वर्णाभौ श्वेतवाससौ ।
द्वौ सुपर्णकुमारेन्द्रौ गरुडांकितभूषणौ ॥ २५४ ॥
चित्रो विचित्रश्च चित्रपक्षो विचित्रपक्षकः ।
एतयोरिन्द्रयोर्लोकपालाः स्युरिति नामतः ॥ २५५ ॥
जम्बूद्वीपं वेणुदेवः पक्षेणावरितुं क्षमः ।
एनमेव सातिरेकं वेणुदारी सुपर्णराट् ॥ २५६ ॥
इन्द्रौ विद्युत्कुमारेषु हरिकान्तहरिस्सहौ ।
तप्तस्वर्णारुणौ नीलाम्बरौ वज्रांकभूषणौ ॥ २५७ ॥
प्रभस्तथा सुप्रभश्च प्रभाकान्तस्तथापरः ।
सुप्रभाकान्त इत्येते लोकपालाः स्युरेतयोः ॥ २५८ ॥
एकया विद्युता जम्बूद्वीपं हरिः प्रकाशयेत् ।
विद्युत्कुमाराधिपतिः साधिकं तं हरिस्सहः ॥ २५९ ॥
स्यातामग्निकुमारेन्द्रावग्निशिखाग्निमाणवौ ।
तप्तस्वर्णतनू नीलवस्त्रौ कुम्भांकभूषणौ ॥ २६० ॥
तेजस्तेजःशिखस्तेजःकान्तस्तेजःप्रभोऽपि च ।
एतयोः स्युर्लोकपाला विशिष्टोत्कृष्टबुद्धयः ॥ २६१ ॥

---

'સુપર્ણકુમાર' જાતિના દેવોના બેઉ દિશાના 'વેણુદેવ' અને 'વેણુદારી' નામના (બે) ઇન્દ્રો છે. એઓ પીતવર્ણા, શ્વેતવસ્ત્રધારી અને ગરૂડના ચિન્હથી અંકિત એવા મુકુટને ધારણ કરનારા છે. એમના ચિત્ર, વિચિત્ર, ચિત્રપક્ષ અને વિચિત્રપક્ષ નામના ચાર લોકપાળો છે. વેણુદેવમાં, પોતાની એક પાંખવડે આખા જમ્બૂદ્વીપને આચ્છાદિત કરી દેવાનું સામર્થ્ય છે; અને 'વેણુદારી' માં એથીયે અધિક સામર્થ્ય છે. ૨૫૪–૨૫૬.

'વિદ્યુત્ કુમાર' જાતિના દેવોના, (બેઉ દિશાના) 'હરિકાંત' અને 'હરિસ્સહ' નામના ઈન્દ્રો છે. એમનો તપાવેલા સુવર્ણસદૃશ લાલ વર્ણ છે, લીલાં વસ્ત્રો છે અને વજ્રના ચિન્હથી અંકિત મુકુટ છે. એમને પ્રભ, સુપ્રભ, પ્રભાકાંત અને સુપ્રભાકાંત–એ નામના ચાર લોકપાળ છે. બેઉ વિદ્યુતકુમારેન્દ્રોમાં જે 'હરિકાંત' છે તે વિદ્યુતના એક ચમકારા વડે આખા જમ્બુદ્વીપમાં પ્રકાશ પ્રકાશ કરી શકે છે; અને 'હરિસ્સહ' વળી એ કરતાં વિશેષ ભાગમાં અજવાળું કરી શકે છે. ૨૫૭–૨૫૯.

'અગ્નિકુમાર' જાતિના દેવોના બેઉ દિશાના (બે) ઇન્દ્રોનાં 'અગ્નિશિખ' અને 'અગ્નિ

एकाग्निज्वालया जम्बूद्वीपं प्लोषयितुं क्षमः ।
सुरेन्द्रोऽग्निशिखस्तं सातिरेकमग्निमाणवः ॥ २६२ ॥

इन्द्रौ द्वीपकुमाराणां पूर्णो वसिष्ट इत्युभौ ।
तप्तस्वर्णप्रभौ नीलक्षौमौ सिंहांकभूषणौ ॥ २६३ ॥

रूपो रूपांशश्च रूपकान्तो रूपप्रभोऽपि च ।
लोकपाला अमी द्वीपकुमारचक्रवर्त्तिनोः ॥ २६४ ॥

जम्बूद्वीपं हस्ततलेनैकं स्थगयितुं क्षमः ।
पूर्णो द्वीपकुमारेन्द्रो वसिष्ठस्तं च साधिकम् ॥ २६५ ॥

अथोदधिकुमारेन्द्रौ जलकान्तजलप्रभौ ।
शुक्लद्युती नीलवस्त्रावश्वरूपांकभूषणौ ॥ २६६ ॥

जलश्च जलरूपश्च जलकान्तो जलप्रभः ।
लोकपालाः स्युरुदधिकुमारसुरराजयोः ॥ २६७ ॥

एकेनाम्बुतरंगेण जम्बूद्वीपं प्रपूरयेत् ।
जलकान्तः सुराधीशः साधिकं तं जलप्रभः ॥ २६८ ॥

---

માણુવ' એવાં નામ છે. એમનો તપ્તસુવર્ણ સરખો વર્ણ છે, એમનાં નીલાં વસ્ત્ર છે, અને કુમ્ભના ચિહ્નથી અંકિત મુકુટ છે. એમના તેજ, તેજ:શીખ, તેજ:કાંત અને તેજ:પ્રભ–એ નામના ચાર મહા બુદ્ધિશાલી લોકપાળ છે. ' અગ્નિશિખ ' માં એક જ જ્વાળાવડે સમસ્ત જંબુદ્વીપને બાળી નાખવાનું સામર્થ્ય છે; જ્યારે ' અગ્નિમાણુવ ' માં એ કરતાં પણ વિશેષ સામર્થ્ય છે. ૨૬૦–૨૬૨.

' દ્વીપકુમાર ' જાતિના દેવોના ( બેઉ દિશાના ) ' પૂર્ણ ' અને 'વસિષ્ટ' નામના ( બે ) ઇન્દ્રો છે. એમની તપ્તસ્વર્ણસમાન કાન્તિ છે, એમનાં નીલાં વસ્ત્ર છે, અને એઓ સિંહના ચિહ્નથી અંકિત એવો મુકુટ ધારણ કરે છે. એ બેઉ ઇન્દ્રોને રૂપ, રૂપાંશ, રૂપકાન્ત અને રૂપપ્રભ–એવા નામના ચચ્ચાર લોકપાળ છે. ' પૂર્ણ ' ઇન્દ્રમાં આખા જમ્બૂદ્વીપને હથેળીમાં સંતાડી દેવાનું સામર્થ્ય છે; જ્યારે વસિષ્ઠેન્દ્રમાં જમ્બૂદ્વીપ કરતાં પણ અધિકને સંતાડી દેવાનું સામર્થ્ય છે. ૨૬૩–૨૬૫.

'ઉદધિકુમાર' જાતિના દેવોના ( ઉભય દિશાના ) 'જળકાંત' અને 'જળપ્રભ' નામના ઇન્દ્રો છે. એઓ શ્વેતવર્ણા, નીલ વસ્ત્ર પહેરવાવાળા, અને અશ્વના ચિન્હથી અંકિત–એવા મુકુટને ધારણ કરવાવાળા છે. એમના જલ, જલરૂપ, જલકાંત અને જલપ્રભ–એ નામના

दिक्कुमारेशावमितगतिश्चामितवाहनः ।
स्वर्णगौरौ शुभ्रवस्त्रौ गजरूपांकभूषणौ ॥ २६९ ॥
एतयोस्त्वरितः क्षिप्रः सिंहश्च सिंहविक्रमः ।
चत्वारो गत्युपपदा लोकपालाः प्रकीर्त्तिताः ॥ २७० ॥
एकपार्ष्णिप्रहारेण जम्बूद्वीपं प्रकम्पयेत् ।
इन्द्रोऽमितगतिः सातिरेकं त्वमितवाहनः ॥ २७१ ॥
इन्द्रौ वायुकुमारेषु वेलंबाख्यप्रभंजनौ ।
श्यामौ सन्ध्यारागवस्त्रौ मकरांकितभूषणौ ॥ २७२ ॥
कालश्चाथ महाकालोंजनश्च रिष्ट एव च ।
स्युर्लोकपाला वेलंबप्रभंजनसुरेन्द्रयोः ॥ २७३ ॥
मरुत्तरंगेणैकेन जम्बूद्वीपं प्रपूरयेत् ।
वेलंबेन्द्रः सातिरेकं तं पूरयेत् प्रभंजनः ॥ २७४ ॥
इन्द्रौ घोषमहाघोषौ स्तनिताख्यकुमारयोः ।
स्वर्णवर्णौ शुक्लवस्त्रौ वर्द्धमानांकभूषणौ ॥ २७५ ॥

---

ચચ્ચાર લોકપાળ છે. 'જળકાંત' ઇન્દ્ર જળના એકજ તરંગથી સમસ્ત જમ્બૂદ્વીપને પૂરી નાખવાને સમર્થ છે, જ્યારે 'જળપ્રભ' છે તે એ કરતાં અધિક પૂરી નાખવાને સમર્થ છે. ૨૬૬–૨૬૮.

'દિક્ કુમાર' જાતિના દેવોના (ઉભયદિશાના) 'અમિતગતિ' અને 'અમિતવાહન' નામના (બે) ઇન્દ્રો છે. એઓનો વર્ણ પીત, વસ્ત્રો શ્વેત અને મસ્તકનો મુકુટ હસ્તીના ચિન્હથી અંકિત–એવો છે. બેઊ ઇન્દ્રોના વળી ત્વરિતગતિ, ક્ષિપ્રગતિ, સિંહગતિ અને સિંહવિક્રમગતિ–એવા નામના ચચ્ચાર લોકપાળ છે. 'અમિતગતિ' ઇન્દ્ર છે તે ચરણના એકજ પ્રહારવડે જમ્બૂદ્વીપને કમ્પાવવાને સમર્થ છે, જ્યારે બીજો 'અમિતવાહન' છે તે એ કરતાં વિશેષ પ્રદેશને કમ્પાવવા સમર્થ છે. ૨૬૯–૨૭૧.

'વાયુકુમાર' જાતિના દેવોના ઉભયદિશાના 'વેલંબ' અને 'પ્રભંજન' નામના ઇન્દ્રો છે. એઓની કાન્તિ શ્યામ છે, અને સંધ્યાના વર્ણ જેવાં વસ્ત્રો છે. વળી એઓ મકરના ચિન્હથી અંકિત એવો મુકુટ ધારણ કરે છે. બેઊને કાલ, મહાકાલ, અંજન અને રિષ્ટ–એવા નામના ચચ્ચાર લોકપાળો છે. 'વેલંબ' ઇન્દ્રમાં પવનના એકજ ઝપાટાથી જંબૂદ્વીપને પૂરી નાખવાનું સામર્થ્ય છે, જ્યારે પ્રભંજન ઇન્દ્રમાં એ કરતાં પણ વિશેષ પ્રદેશને પૂરી નાખવાનું સામર્થ્ય છે. ૨૭૨–૨૭૪.

आवर्त्तो व्यावर्त्तनामा नन्द्यावर्त्तस्तथापरः ।
महानन्द्यावर्त्त एते लोकपालाः स्युरेतयोः ॥ २७६ ॥

स्तनितध्वनिनैकेन बधिरीकर्त्तुमीश्वरः ।
घोषो जम्बूद्वीपमेनं महाघोषस्तु साधिकम् ॥ २७७ ॥

एवं सर्वनिकायेषु देवा दश दशाधिपाः ।
दाक्षिणात्योत्तराहेन्द्रौ लोकपालास्तथाष्ट च ॥ २७८ ॥

एवं च धरणेन्द्राद्या इन्द्रा अष्टादशाप्यमी ।
स्वैः स्वैः सामानिकैस्त्रायस्त्रिंशकैर्लोकपालकैः ॥ २७९ ॥

पार्षदैः त्रिविधैरग्रमहिषीभिरुपासिताः ।
सेनानीभिस्तथा सैन्यैः समन्तादात्मरक्षकैः ॥ २८० ॥

दाक्षिणात्योदीच्यनिजनिकायजैः परैरपि ।
सेविताः स्वस्वभवनलक्षाणां दधतीशताम् ॥ २८१ ॥ विशेषकम् ॥

---

હવે છેલ્લી અને દશમી 'સ્તનિતકુમાર' જાતિના દેવોના ઉભયદિશાના 'ઘોષ' અને 'મહાઘોષ' નામના ઇન્દ્રો છે. એમનો વર્ણ સુવર્ણ જેવો છે, અને એમનાં વસ્ત્રો શ્વેત છે. વળી એઓ સ્વસ્તિકના ચિન્હથી અંકિત-એવો મુકુટ ધારણ કરે છે. બેઉ ઇન્દ્રોના આવર્ત, વ્યાવર્ત, નન્દ્યાવર્ત અને મહાનન્દ્યાવર્ત-એ નામના ચચ્ચાર લોકપાળ છે. વળી એમાં જે 'ઘોષ' નામનો ઇન્દ્ર છે એ એકજ સ્વનિત એટલે ગર્જનાના અવાજથી આખા જમ્બૂદ્વીપને બહેરો કરી મૂકવાનું સામર્થ્ય ધરાવે છે; જ્યારે બીજો 'મહાઘોષ' ઇન્દ્ર છે એ જમ્બૂદ્વીપ કરતાં પણ અધિક પ્રદેશને બહેરો કરવાનું સામર્થ્ય ધરાવે છે. ૨૭૫-૨૭૭.

એ પ્રમાણે સર્વે નિકાયોમાં બે ઇન્દ્રો અને આઠ લોકપાળો મળીને દશ દશ અધિપતિ દેવો છે. ૨૭૮.

[ વીશ ઇન્દ્રોમાંથી, (અસુરજાતિના) 'ચમરેન્દ્ર' અને 'બલીંદ્ર' નામના બેનું સવિસ્તર સ્વરૂપ કહેવાઇ ગયું છે. માટે હવે બાકીના ધરણેન્દ્ર આદિક અઢાર વિષે વિશેષ કહેવાનું છે તે કહે છે ].

ધરણેન્દ્રાદિક અઢારે ઇન્દ્રોની સેવામાં પણ તેમના તેમના 'સામાનિકો', 'ત્રાયસ્ત્રિંશકો', 'લોકપાળો', ત્રણ ત્રણ પર્ષદાઓ, પટ્ટરાણીઓ, સૈન્યો, સેનાધિપતિઓ, અંગરક્ષકદેવો, તેમજ તેમની તેમની 'જાતિ' માં ઉત્પન્ન થયેલા બીજા દેવો સતત હાજરાહજુર રહે છે. ૨૭૯-૨૮૧.

અને એવું ઐશ્વર્ય ભોગવતા એ અઢારે પોતપોતાના લાખો ભવનોપર સ્વામિત્વ ભોગવે છે.

रूपलावण्यसौभाग्यादिभिस्तु चमरेन्द्रवत् ।
महर्द्धिका महासौख्या महाबला महोदयाः ॥ २८२ ॥

एकं जम्बूद्वीपमेते रूपैः पूरयितुं क्षमाः ।
स्वजातीयैर्नवैस्तिर्यक् संख्येयद्वीपवारिधीन् ॥ २८३ ॥

एवं सामानिकास्त्रायस्त्रिंशका: लोकपालकाः ।
एषामग्रमहिष्योऽपि कर्त्तुं विकुर्वणां क्षमाः ॥ २८४ ॥

अल्पाल्पकान् किन्तु तिर्यक् द्विपाब्धीन् पूरयन्त्यमी ।
प्राच्यपुण्यप्रकर्षाप्तस्वस्वलब्ध्यनुसारतः ॥ २८५॥

तथाहुः । धरणेणं भंते नागकुमारिन्दे नागकुमारराया । इत्यादि भगवतीसूत्रे ॥

जम्बूद्वीपं मेरुमूर्ध्नि धृत्वा छत्राकृतिं क्षणात् ।
कर्त्तुमेषामन्यतमः क्षमः स्वबललीलया ॥ २८६ ॥

इयं प्रत्येकं प्रागुक्ता चैषा शक्तिः देवेन्द्रस्तवे ॥

शक्तेर्विषय एवायं नाकरोन्न करिष्यति ।
न चैवं कुरुते कश्चिद्विकुर्वणादिशक्तिवत् ॥ २८७ ॥

---

એઓ વળી ચમરેન્દ્રની પેઠે મહાસુખ સમૃદ્ધિવાન, બળવાન અને ઉદયવાન છે. ૨૮૨.

વળી એઓ પોતાનાં રૂપોવડે એક જમ્બૂદ્વીપને ભરી દેવાને સમર્થ છે; પણ સ્વસ્વજાતીય નવાં રૂપો કરવા માંડે તો તો તીર્છા સંખ્યાતા દ્વીપસમુદ્રોને પણ ભરી દે. ૨૮૩.

એ અઢારે ઇન્દ્રોની જેમ, એમના સામાનિકો, લોકપાળો, ત્રાયસ્ત્રિંશકો અને પટ્ટરાણીઓ પણ વિકુર્વણા એટલે નવાં નવાં રૂપો કરવા સમર્થ છે; પરન્તુ એઓ પૂર્વભવના પુણ્યપ્રકર્ષથી પ્રાપ્ત થયેલી લબ્ધિને અનુસારે તીર્છા થોડાક દ્વીપસમુદ્રો ભરી શકે છે. ૨૮૪-૨૮૫.

વળી આ અઢારમાંના દરેક ઇન્દ્રમાં બળ એટલું બધું છે કે એ ધારે તો જમ્બૂદ્વીપને ઉપાડીને મેરૂપર્વતના શિખરપર છત્રાકારે રાખી શકે. ૨૮૬.

એમની આવી શકિતની વાત 'દેવેન્દ્રસ્તવ' માં છે.

આટલું આટલું એઓ કરી શકે એવું એમનામાં સામર્થ્ય છે-એમ કહેવાનો ભાવાર્થ છે. એવું એમણે કદિ કર્યું નથી, એવું કરતા પણ નથી તેમ એવું કરશે નહિં. ૨૮૭.

उत्पद्यन्ते परेऽप्येवं निकायेषु नवस्विह ।
सुखानि भुंजते देवाः प्राच्यपुण्यानुसारतः ॥ २८८ ॥

दशानामसुरादीनां भवनाधिपनाकिनाम् ।
अश्वत्थाद्याश्चैत्यवृक्षा दश प्रोक्ता यथाक्रमम् ॥ २८९ ॥

तथोक्तं स्थानांगे दशमस्थानके ।

अस्सत्थ सत्तवन्ने सामलि उम्बर सिरीस दहिवन्ने ।
वंजुल पलास वप्पोतत्ते य कणियाररुक्खे य ॥ २९० ॥

अनेन क्रमेण अश्वत्थादयः चैत्यवृक्षाः ये सिद्धायतनादिद्वारेषु श्रूयन्ते । इति स्थानांगवृत्तौ ॥

एतेषां दाक्षिणात्यानां सार्धं पल्योपमं स्थितिः ।
उदीच्यानां तु देशोनं स्थितिः पल्योपमद्वयम् ॥ २९१ ॥

देवीनां दाक्षिणात्यानामर्धपल्योपमं स्थितिः ।
उदीच्यानां तु देशोनमेकं पल्योपमं स्थितिः ॥ २९२ ॥

---

આ નવ નિકાયમાં બીજા પણ દેવો ઉત્પન્ન થાય છે. એઓ પણ પૂર્વ પુણ્યને અનુસારે ત્યાં સુખ ભોગવે છે. ૨૮૮.

ભવનપતિ નિકાયના 'અસુર' વગેરે દશે જાતિના ઇન્દ્રોના, અનુક્રમે દશ ચૈત્યવૃક્ષો કહ્યા છે. ૨૮૯.

સ્થાનાંગસૂત્રના દશમા 'સ્થાનક' માં, એ વૃક્ષો સિદ્ધાયતનાદિકના દ્વારોમાં, ક્રમવાર આ પ્રમાણે આવેલાં કહ્યાં છેઃ—(૧) અશ્વત્થ, (૨) સપ્તવર્ણ, (૩) શ્યામલિ, (૪) ઉંબર, (૫) શિરીષ, (૬) દધિવર્ણ, (૭) વંજુલ, (૮) પલાશ, (૯) વપ્રોત્તપ્ત અને (૧૦) કર્ણિકાર. ૨૯૦.

એ દેવોમાં જેઓ દક્ષિણદિશાના છે એઓની દોઢપલ્યોપમની આયુષ્ય–સ્થિતિ છે; અને ઉત્તર દિશાનાઓની બે પલ્યોપમથી કંઇક ન્યૂન છે. ૨૯૧.

દક્ષિણ દિશાની દેવીઓની આયુષ્ય–સ્થિતિ અરધા પલ્યોપમની છે, અને ઉત્તરદિશાની દેવીઓની એક પલ્યોપમ કરતાં સહેજ ઓછી છે. ૨૯૨.

વળી સર્વ દેવ દેવીઓની જઘન્ય આયુષ્ય–સ્થિતિ દશ હજાર વર્ષોની છે.

दशाब्दानां सहस्राणि सर्वेषां सा जघन्यतः ।
आहारोच्छ्वासकालांगमानं व्यन्तरदेववत् ॥ २९३ ॥

वसन्ति यद्यप्यसुरा आवासापरनामसु ।
प्रायो महामंडपेषु रामणीयकशालिषु ॥ २९४ ॥

कदाचिदेव भवनेष्वन्ये नागादयः पुनः ।
वसन्ति भवनेष्वेव कदाचित् मंडपेषु तु ॥ २९५ ॥

तथापि भवनेष्वेषां निवासरूढ्यपेक्षया ।
सामान्यतोऽमी भवनवासिनः स्युर्दशापि हि ॥ २९६ ॥

सम्मूर्छिमा गर्भजाश्च तिर्यंचो गर्भजा नराः ।
षट्संहननसंपन्ना विराद्धार्हतदर्शनाः ॥ २९७ ॥

मिथ्यात्विनश्चोग्रबालतपसः प्रोत्कटक्रुधः ।
गर्वितास्तपसा वैरक्रूरा द्वैपायनादिवत् ॥ २९८ ॥

उत्पद्यन्त एषु मृत्वा च्युत्वामी यान्ति चामराः ।
गर्भजेषु नृतिर्यक्षु संख्येयस्थितिशालिषु ॥ २९९ ॥

पर्याप्तबादरक्ष्माम्बुप्रत्येकपादपेषु च ।
आरभ्यैकमसंख्येयावध्येकसमयेन ते ॥ ३०० ॥

---

સઘળાનો આહાર, શ્વાસોચ્છ્વાસનો કાળ અને દેહનુંમાન વ્યન્તરદેવવત્ સમજવું. ૨૯૩.

'અસુર' જાતિના દેવો પ્રાયઃ રમણિક 'આવાસો' એટલે મહામંડપોમાં, અને કદાચિત્ 'ભવનો' માં રહે છે; જ્યારે બીજા 'નાગકુમાર' વગેરે દેવો પ્રાયઃ 'ભવનો' માં, અને કદાચિત્ 'આવાસો' માં રહે છે. ૨૯૪–૨૯૫.

તોપણ સર્વ–દશે જાતિ વાળાઓની 'ભવનો' માં રહેવાની રૂઢિની અપેક્ષાએ, એઓનું 'ભવનવાસી' એવું સામાન્ય નામ છે. ૨૯૬.

(૧) સંમૂર્છિમ અને (૨) ગર્ભજ તિર્યંચો, (૩) છ સંઘયણવાળા ગર્ભજ મનુષ્યો, (૪) એવા જ મિથ્યાત્વીઓ, (૫) વગરસમજ્યે ઉગ્રતપશ્ચર્યા કરનારાઓ અને (૬) દ્વૈપાયન ઋષિ વગેરેની પેઠે અતિક્રોધી, દ્વેષી અને તપશ્ચર્યાના ગર્વવાળા—આવા આવા જીવો અરિહંતનું શાસન વિરાધ્યાને કારણે મૃત્યુબાદ આ નિકાયોમાં ઉત્પન્ન થાય છે. ૨૯૭–૨૯૯.

અહિંથી ચ્યવીને એ દેવો સંખ્યાત આયુસ્થિતિવાળા (૧) ગર્ભજ મનુષ્ય, (૨) ગર્ભજ

उत्पद्यन्ते च्यवन्तेऽत्र जघन्यं गुरु चान्तरम् ।
समयश्च मुहूर्त्ताश्च चतुर्विंशतिसम्मिताः ॥३०१॥ कुलकम् ॥

एषां लेश्याः कृष्णनीलतेजःकापोतसंज्ञिकाः ।
स्युश्चतस्रो नान्तिमे द्वे तथाभवस्वभावतः ॥ ३०२ ॥

किंचिन्न्यूनार्धपाथोधिजीविनोऽवधिचक्षुषा ।
संख्येयानि योजनानि पश्यन्ति भवनाधिपाः ॥ ३०३ ॥

परे पुनरसंख्यानि तान्येवं तत्र भावना ।
यथा यथायुषो वृद्धिः क्षेत्रवृद्धिस्तथा तथा ॥ ३०४ ॥

एवं च अवधेर्विषयो नागादिषु संख्येययोजनः ।
असुरेषु त्वसंख्येयद्वीपवार्द्धिमितो गुरुः ॥ ३०५ ॥

सर्वेष्वपि लघुः पंचविंशत्या योजनैर्मितः ।
विषयः स्यात् स च दशसहस्त्रवर्षजीविषु ॥ ३०६ ॥

---

તિર્યંચ, તેમજ પર્યાપ્ત બાદર (૩) પૃથ્વીકાય, (૪) અપ્કાય તથા (૫) પ્રત્યેક વનસ્પતિકાયમાં જાય છે. એઓ એક સમયમાં એકથી માંડીને અસંખ્યાતા સુધી ઉત્પન્ન થાય છે અને ચ્યવે છે. એમાં ઉત્પત્તિ અને ચ્યવન વચ્ચે જઘન્ય અંતર એક સમય જેટલું અને ઉત્કૃષ્ટ અંતર ચોવીશ મુહૂર્ત્ત જેટલું છે. ૨૯૯–૩૦૦.

એઓને 'લેશ્યા' ચાર છેઃ કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, તેજોલેશ્યા અને કાપોતલેશ્યા. છેલ્લી બે લેશ્યા નથી કેમકે સંસારનો એવો સ્વભાવ છે. ૩૦૨.

(આ ભવનપતિ નિકાયના દેવોમાં) જેમનું આયુષ્ય અરધા સાગરોપમ કરતાં ન્યૂન છે એઓ અવધિજ્ઞાનવડે **સંખ્યાત** યોજન સુધી જોઇ શકે છે; જ્યારે બીજાઓ અસંખ્ય યોજન સુધી જોઇ શકે છે. આ ઉપરથી એમ સમજવું કે જેમ જેમ આયુષ્ય અધિક તેમ તેમ (જોવાનો) ક્ષેત્રપ્રદેશ પણ અધિક. ૩૦૩–૩૦૪.

એ હિસાબે 'અસુર' જાતિવાળાઓ ઉત્કૃષ્ટ અસંખ્ય દ્વીપસમુદ્ર પર્યન્ત જોઈ શકે; જ્યારે બીજા નવે જાતિના દેવો ઉત્કૃષ્ટ સંખ્યાત યોજન સુધી જોઈ શકે છે. ૩૦૫.

સર્વે ઓછામાં ઓછું પચ્ચીશ યોજનસુધી જોઈ શકે છે. અને એટલું જોનારાઓ દશ સહસ્રવર્ષના આયુષ્યવાળાઓ છે. ૩૦૬.

भवनेशा व्यन्तराश्च पश्यन्त्यवधिना बहु ।
ऊर्ध्वं यथासौ चमरोऽद्राक्षीत्सौधर्मवासवम् ॥ ३०७ ॥
अधस्तिर्यक् चाल्पमेवमाकृतिर्जायतेऽवधेः ।
तप्रस्येवायतत्र्यस्रस्तप्रः स विदितो जने ॥ ३०८ ॥

भवनपतिभिरेवं भूषितः स्वप्रभाभिः
तिमिरनिकरभीष्मः कोऽप्यधोलोक एषः ।
ततिभिरिव निशीथो दीप्रदीपांकुराणाम्
इव घनवनखंडः पुण्डरीकैः प्रफुल्लैः ॥ ३०९ ॥

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे
सर्गोयं सुभगः त्रयोदशतमः सार्थः समाप्तः सुखम् ॥ ३१० ॥

इति त्रयोदशः सर्गः ॥



---

ભવનપતિ દેવો અને વ્યન્તરદેવો પોતાના અવધિજ્ઞાનને બળે ઉંચે બહુદૂર સુધી જોઈ શકે છે, ( જેમકે, ચમરેન્દ્ર સૌધર્મઇન્દ્રને જોઇ શક્યો હતો ) પણ તીર્છા અને હેઠળ તો બહુ અલ્પ ક્ષેત્ર-પ્રદેશ સુધી જોઈ શકે છે. અને એમ હોવાથી એ 'અવધિ'ની આકૃતિ 'તપ્ર' જેવી કહેવાય છે. 'તપ્ર' એટલે પહોળો ત્રિકોણ લોકમાં પ્રસિદ્ધ છે. ૩૦૭-૩૦૮.

એકદમ ગાઢ અન્ધકારપૂર્ણ-એવો આ અધોલોક ભવનપતિદેવોની ઝળહળી રહેલી કાન્તિને લીધે, મધ્યરાત્રી તેજસ્વી દીપકોની હારમાળાને લીધે શોભી ઉઠે અને કોઇ ગીચ ઝાડીવાળું વન પ્રફુલ્લિત કમળશ્રેણિને લીધે શોભી ઉઠે તેવો શોભી નીકળે છે. ૩૦૯.

સકળ જગતને આશ્ચર્યમાં ગરકાવ કરી નાખનારી કીર્ત્તિવાળા કીર્ત્તિવિજય વાચકેન્દ્રના અન્તેવાસી,-તથા માતા રાજશ્રી અને પિતા તેજપાળના સુપુત્ર,-એવા વિનયવિજયજીએ જગતના નિશ્ચિત તત્વોને દીપકની જેમ પ્રકાશમાં લાવનાર જે આ ગ્રંથ રચ્યો છે તેનો મનહર સુંદર અર્થવાળો તેરમો સર્ગ નિર્વિઘ્ને સમાપ્ત થયો. ૩૧૦.

## સર્ગ તેરમો સમાપ્ત.

# अथ चतुर्दशः सर्गः ।

मुक्त्वैकैकं सहस्रं चोपर्यधः प्रथमक्षितेः ।
सहस्रैरष्टसप्तत्या योजनलक्षकेऽधिके ॥ १ ॥

त्रयोदश प्रस्तटाः स्युः नरकावासवीथयः ।
समश्रेणिस्थायिभिस्तैरेकैकः प्रस्तटो हि यत् ॥ २ ॥ युग्मम् ॥

तथोक्तम् श्रीजीवाभिगमे ।

इमीसेणं रयणप्पभाए पुढवीए असीउत्तरजोअणसयसहस्स बाहल्लाए उवरि एगं जोअणसहस्सं ओगाहेत्तो हेठावेगं जोअणसहस्सं वजित्ता मज्झे अट्ठहुत्तरे जोअणसयसहस्से इत्थणं रयणप्पभाए पुढवीए तीसं नरयावाससयसहस्सा भवन्तीतिमक्खाया ॥

सर्वेऽप्यमी योजनानां सहस्रत्रयमुच्छ्रिताः ।
सर्वास्वपि क्षितिष्वेषां मानं ज्ञेयमिदं बुधैः ॥ ३ ॥

एकादश सहस्राणि शतानि पंच चोपरि ।
त्र्यशीतिर्योजनान्यंशस्तृतीयो योजनस्य च ॥ ४ ॥

---

## સર્ગ ચૌદમો.

પહેલી નરકપૃથ્વીથી હેઠળ અને ઉપર હજારહજાર યોજન છોડીને બાકીના એક લાખ અઠયોત્તેર હજાર યોજનમાં તેર ‘ પ્રસ્તર ’ આવેલા છે તે નરકાવાસના ( તેર ) રસ્તા છે; કેમકે એઓ સમશ્રેણિમા રહેલા હોવાથી એકેક રસ્તો એ એક ‘ પ્રસ્તર ’ થયો. ૧–૨.

આ સંબંધમાં શ્રી જીવાભિગમસૂત્રમાં આ પ્રમાણે વચનો છે:—એક લાખ એંશી હજાર યોજનના વિસ્તારવાળી રત્નપ્રભાપૃથ્વીમાં ઉપર એક હજાર યોજન તેમજ હેઠળ ( પણ ) એક હજાર યોજન છોડીને મધ્યમાં એક લાખ અઠ્યોત્તેર યોજન જેટલા પ્રદેશમાં ત્રીશ લાખ નરકાવાસો-છે.

સઘળા પ્રસ્તર ત્રણ હજાર યોજન ઉંચા છે. બીજા નરકોમાં પણ પ્રસ્તરોની એજ ઉંચાઈ છે. ૩.

આ પ્રસ્તરો વળી એક બીજાથી અગ્યાર હજાર પાંચસો ત્ર્યાશી પૂર્ણાંક એક તૃતીયાંશ યોજનને અન્તરે છે. ૪–૫.

एतावदन्तरं ज्ञेयं प्रस्तटानां परस्परम् ।
प्रतिप्रतरमेकैको भवेच्च नरकेन्द्रकः ॥ ५ ॥

तथाहि । सीमन्तकः स्यात्प्रथमे द्वितीये रोरकाभिधः ।
भ्रान्तस्तृतीये उद्भ्रान्तश्चतुर्थे प्रस्तटे भवेत् ॥ ६ ॥

संभ्रान्तः पंचमे ज्ञेयः षष्ठेऽसंभ्रान्तसंज्ञकः ।
विभ्रान्तः सप्तमे तप्तसंज्ञितः पुनरष्टमे ॥ ७ ॥

नवमे शीतनामा स्याद्वक्रान्तो दशमे भवेत् ।
एकादशे त्ववक्रान्तो विक्रान्तो द्वादशे भवेत् ॥ ८ ॥

त्रयोदशे रोरुकः स्यादेवमेते त्रयोदश ।
प्रतिप्रतरमेभ्यश्च निर्गता नरकालयाः ॥ ९ ॥

प्रथमप्रतरे तत्र सीमन्तनरकेन्द्रकात् ।
निर्गता नरकावासावल्यो दिक्षु विदिक्षु च ॥ १० ॥

एकोनपंचाशद्वासा दिशां नरकपंक्तिषु ।
अष्टचत्वारिंशदेते विदिक्नरकपंक्तिषु ॥ ११ ॥

त्रिशत्येकोननवतिः प्रथमे सर्वपंक्तिगाः ।
प्रतिप्रतरमेकैकन्यूना अष्टापि पंक्तयः ॥ १२ ॥

---

પ્રસ્તરે પ્રસ્તરે એક નરકેન્દ્ર છે—તેમનાં આ પ્રમાણે નામાભિધાન છેઃ—પહેલા પ્રસ્તરમાં સીમન્તક, બીજામાં રોરક, ત્રીજામાં ભ્રાન્ત, ચોથામાં ઉદ્ભ્રાન્ત, પાચમામાં સંભ્રાન્ત, છઠ્ઠામાં અસંભ્રાન્ત, સાતમામાં વિભ્રાન્ત, આઠમામાં તપ્ત, નવમામાં શીત, દશમામાં વક્રાન્ત, અગ્યારમામાં અવક્રાન્ત, બારમામાં વિક્રાન્ત અને તેરમામાં રોરૂક. આ પ્રમાણે તેર છે. ૫–૯.

એઓથી, દરેક પ્રતરપ્રત્યે નરકાવાસ નીકળેલા છે.

એમાં, પહેલા 'પ્રસ્તર' કે 'પ્રતર' માં, સીમન્તક નરકેન્દ્રથી, નરકાવાસની આઠ પંક્તિઓ નીકળેલી છેઃ **ચાર** પ્રત્યેક દિશામાં અને **ચાર** પ્રત્યેક વિદિશામાં. વળી ચારે **દિશાઓની** પ્રત્યેક પંક્તિમાં ઓગણપચાસ આવાસો છે અને ચારે **વિદિશાઓની** પ્રત્યેક પંક્તિમાં અડતાળીશ આવાસો છે, એટલે આ પહેલા પ્રસ્તરમાં સર્વ એટલે આઠે પંક્તિઓના થઇને ત્રણસોનેવાશી આવાસો છે. ૧૦–૧૨.

सैकाशीतिस्त्रिशती च त्रिशती च त्रिसप्ततिः ।
त्रिशती पंचषष्टिश्च स्यात् द्वितीयादिषु त्रिषु ॥ १३ ॥
त्रिशती सप्तपंचाशत् पंचमे प्रतरे भवेत् ।
त्रिशत्येकोनपंचाशत् षष्टे प्रतर इष्यते ॥ १४ ॥
एकचत्वारिंशदाढया त्रिशती सप्तमे मता ।
त्रिशती च त्रयस्त्रिंशत् त्रिशती पंचविंशतिः ॥ १५ ॥
त्रिशती सप्तदश च त्रिशती स्यान्नवोत्तरा ।
एकाधिका च त्रिशती प्रतरेष्वष्टमादिषु ॥ १६ ॥
त्रयोदशेऽथ प्रतरे आवलीनरकालयाः ।
त्रिनवत्यधिके प्रोक्ते द्वे शते तत्ववेदिभिः ॥ १७ ॥
शेषाः पुष्पावकीर्णाः स्युः पंक्तीनामन्तरेषु ते ।
सर्वेष्वपि प्रतरेषु विकीर्णकुसुमौघवत् ॥ १८ ॥
चत्वारि स्युः सहस्राणि तावन्त्येव शतानि च ।
त्रयस्त्रिंशच्च घर्मायामावलीनरकालयाः ॥ १९ ॥
एकोनत्रिंशल्लक्षाणि शतानि पंच चोपरि ।
सहस्राः पंचनवतिः सप्तषष्टिः प्रकीर्णकाः ॥ २० ॥

---

ते पछीना बीजा प्रस्तरोनी आठे पंक्तिओमां क्रमवार अकेक अकेक आवास ओछो थतो आवे छे. १२.

एटले द्वितीय प्रस्तरमां त्रणुसो एकाशी नरकावासो छे, त्रीजामां त्रणुसो तोंतेर छे, चोथामां त्रणुसो पांसठ, पांचमामां त्रणुसो सतावन, छठ्ठामां त्रणुसो ओगणुपचास, सातमामां त्रणुसो एकताळीश, आठमामां त्रणुसो तेत्रीश, नवमामां त्रणुसो पचवीश, दशमामां त्रणुसो सत्तर, अग्यारमामां त्रणुसो नव, बारमामां त्रणुसो एक अने तेरमामां बसो त्राणुं (आवलीगत) आवासो छे. १३–१७.

वळी आ आवलीगत (नरक) आवासो उपरांत, बीजा, ए आवळीओना वचगाळेना भागोमां, पुष्पोनी पेठे अवकीर्ण होई 'पुष्पावकीर्ण' कहेवाता आवासो पण छे. १८.

एवी रीते ( पहेली धम्मा नरकमां ) आवलीगत आवासो कुल थईने चार हजार चारसो तेत्रीश थया. १९.

वळी पुष्पावकीर्ण आवासोनी संख्या ओगणत्रीश लाख पंचाणुं हजार पांचसोने सडसठ कही छे. २०.

त्रिंशल्लक्षाश्च निखिला धर्मायां नरकालयाः ।
सर्वेऽपि चैतेऽन्तर्वृत्ता बहिश्च चतुरस्त्रकाः ॥ २१ ॥

यदुक्तं प्रज्ञापनायां ।

तेणं णरगा अन्तोवट्टा बाहिं चउरंसा । इति ॥

पीठादि सर्वं चापेक्ष्य वृत्ताः स्युः केऽपि केऽपि च ।
त्र्यस्त्राश्च चतुरस्त्राश्च पांक्तेया नरकालयाः ॥ २२ ॥

वृत्ता एव भवन्त्यत्र सर्वेऽपि नरकेन्द्रकाः ।
ततश्चानन्तरं त्र्यस्त्रा नूनमष्टासु पंक्तिषु ॥ २३ ॥

चतुरस्त्रास्ततो वृत्ताः त्र्यस्त्राश्चेति यथाक्रमम् ।
ज्ञेयाः पुष्पावकीर्णास्तु नानासंस्थानसंस्थिताः ॥ २४ ॥

योजनानां सहस्त्राणि त्रीणि सर्वेऽपि चोच्छ्रिताः ।
अधोमुखन्यस्तकुंडाकाराः कारागृहोपमाः ॥ २५ ॥

योजनानां सहस्त्रं च पीठे बाहल्यमीरितम् ।
सहस्त्रमेकं शुषिरं स्तुपिकैकसहस्त्रिका ॥ २६ ॥

---

એટલે ધમ્મા નરકમાં સર્વ મળી ત્રીશ લાખ નરકાવાસો થયા.

આ નરકાવાસો અંદરથી ગોળ અને બહારથી ચતુષ્કોણુ છે. ૨૧.

પ્રજ્ઞાપના સૂત્રમાં પણ કહ્યું છે કે–એઓ અંદરથી ગોળાકાર તથા બાહ્યના ભાગમાં ચો-ખુણાકૃતિએ છે.

પીઠ આદિક સર્વવાનાંની અપેક્ષાએ તો કેટલાક ગોળ, કેટલાક ત્રિકોણુ અને કેટલાક ચતુષ્કોણુ છે. ૨૨.

સર્વે નરકેન્દ્રો તો ગોળ જ છે. તે પછી આઠે 'પંક્તિઓ' ના (આવાસો) ત્રિકોણુ છે; તે પછીના વળી ચતુષ્કોણુ છે. તે પછી વળી પાછા ગોળ, ત્રિકોણુ વગેરે અનુક્રમે છે. જ્યારે 'પુષ્પાવકીર્ણ' આવાસો તો વિવિધ આકૃતિના છે. ૨૩–૨૪.

એ સર્વ આવાસો ઉંચાઇમાં ત્રણુ હજાર યોજન છે. અધોમુખે કુંડ રહ્યા હોયની એમ એઓ રહેલા છે; અને જાણે બાન્દખાનાં જ હોયની એવા છે. ૨૫.

પીઠિકાના ભાગમાં એઓની એક સહસ્ર યોજન જાડાઇ છે, (વચ્ચે) એક સહસ્ર યોજન પોલાણુનો ભાગ છે અને એક હજાર યોજનનું સ્તૂપ છે. ૨૬.

यदुक्तम् । हेट्ठा घणा सहस्सं उप्पिं संकोयओ सहस्सं तु ।
मज्झे सहस्स झुसिरा तिन्निसहस्सूसिया निरया ॥ २७ ॥

संख्यातयोजनाः केऽपि परेऽसंख्यातयोजनाः ।
विस्ताराद्दैर्घ्यतश्चापि प्रज्ञप्ता नरकालयाः ॥ २८ ॥

सर्वास्वपि पृथिवीषु तादृशाः किन्तु मानतः ।
सीमन्तकः पंचचत्वारिंशद्योजनलक्षकः ॥ २९ ॥

अप्रतिष्ठानश्च लक्षयोजनः सप्तमक्षितौ ।
परितस्तं च चत्वारोऽसंख्यातकोटियोजनाः ॥ ३० ॥

घर्माद्यप्रतरे सीमन्तकाद्यनरकेन्द्रकात् ।
आवलीनरकाः प्रोक्ताः सीमन्तकप्रभादयः ॥ ३१ ॥

तदुक्तं स्थानांगवृत्तौ ।
सीमन्तगप्पभो खलु नरओ सीमन्तगस्स पुव्वेण ।
सीमन्तगमज्झिमओ उत्तरपासे मुणेयव्वो ॥ ३२ ॥

---

અન્યત્ર પણ આને સાક્ષિ પડતું લખાણ છે કે:—હેઠળ સહસ્ર યોજન ઘન ( જાડા ), ઉપર હજાર યોજન સંકુચિત, મધ્યે હજાર યોજન પોકળ તથા ત્રણ હજાર યોજન ઉંચા—આવા નરકાવાસ છે. ૨૭.

વળી આ નરકાવાસો લાંબાપહોળા કેટલાક સંખ્યાત યોજન છે અને કેટલાક અસંખ્યાત યોજન છે. ૨૮.

સાતેનરકોમાં આ આવાસો એવા જ એટલે એટલાજ લાંબાપહોળા છે. પણ 'સીમન્તક', જે પહેલી નરકપૃથ્વીનો નરકેન્દ્ર છે તે પીસ્તાલીશ લાખ યોજનના પ્રમાણવાળો છે; અને સાતમી નરકપૃથ્વીનો 'અપ્રતિષ્ઠાન' નામનો છે તે લાખ યોજનનો છે, અને એની આસપાસના ચાર વળી અસંખ્યાતકોટિ યોજન પ્રમાણ છે. ૨૯–૩૦.

ધર્માનરકના પહેલા પ્રસ્તરમાં પહેલાસીમન્તકનરકેન્દ્રથી જે 'આવલીગત' નરકાવાસો નીકળેલા કહ્યા છે તેઓ 'સીમન્તપ્રભ' આદિક છે. ૩૧.

એઓનાં નામઠામ સંબંધમાં સ્થાનાંગસૂત્રની ટીકામાં ઉલ્લેખ છે. તે આ પ્રમાણે:—

સીમન્તકની પૂર્વમાં 'સીમન્તકપ્રભ' નામનો નરકાવાસ છે, ઉત્તરમાં 'સીમન્તકમધ્ય'

सीमन्तावत्तो पुण नरओ सीमन्तगस्स अवरेण ।
सीमन्तगावसिट्ठो दाहिणपासे मुणेयव्वो ॥ ३३ ॥

आवल्याश्चान्तिमौ द्वौ स्तो लोललोलुपसंज्ञकौ ।
विंशतितमैकविंशौ सीमन्तनरकेन्द्रकात् ॥ ३४ ॥

उद्दग्धनिर्दग्धसंज्ञौ ज्वरप्रज्वरकौ पुनः ।
पंचत्रिंशषट्त्रिंशौ प्राच्यावल्यां स्मृता अमी ॥ ३५ ॥ युग्मम् ॥

उदीच्याद्यावलिकासु मध्यावर्त्तावशिष्टकैः ।
पदैर्विशिष्टाः प्रज्ञप्ताः प्रागुक्ता नरकाः क्रमात् ॥ ३६ ॥

यथोदीच्यां लोलमध्यलोलुपमध्यसंज्ञकैः ।
पश्चिमायां लोलावर्त्तलोलुपावर्त्तसंज्ञकौ ॥ ३७ ॥

लोलावशिष्टलोलुपावशिष्टसंज्ञकाववाग् ।
भाव्या नामव्यवस्थैवं प्रागुक्तेष्वखिलेष्वपि ॥ ३८ ॥

तदुक्तं स्थानांगवृत्तौ ।

मज्झा उत्तरपासे आवत्ता अवरओ मुणेयव्वा ।
सिट्ठा दाहिणपासे पुव्विलाओवि भइयव्वत्ति ॥ ३९ ॥

---

નામનો છે, પશ્ચિમમાં ‘ સીમન્તાવર્ત ’ નામનો છે અને દક્ષિણમાં ‘ સીમન્તકાવસિષ્ટ ’ નામનો છે. ૩૨–૩૩.

આ ‘ આવલી ’ ના છેવટના બે નાં નામ ‘ લોલ ’ અને ‘ લોલુપ ’ છે. વળી સીમન્તક નરકેન્દ્રથી વીશમા અને એકવીશમા ‘ ઉદ્દગ્ધ ’ અને ‘ નિર્દગ્ધ ’ નામના છે. વળી પાંત્રીશમા અને છત્રીશમા ‘ જ્વર ’ અને ‘ પ્રજ્વર ’નામના છે. આ સર્વ પૂર્વપંક્તિમાં છે. ૩૪–૩૫.

ઉત્તરપંક્તિમાંના નરકાવાસોના નામ ઉપર કહેલા નરકાવાસોને ‘ મધ્ય ’ એટલું પદ લગાડવાથી નીકળે છે; જેમકે લોલમધ્ય, લોલુપમધ્ય. પશ્ચિમપંક્તિમાંના આવાસોના નામ ‘ આવર્ત ’ પદ લગાડવાથી સાધિત થાય છે; જેમકે લોલાવર્ત્ત, લોલુપાવર્ત્ત. દક્ષિણપંક્તિમાંના આવાસોનાં નામ ‘ અવશિષ્ટ ’ પદ લગાડવાથી નીકળે છે; જેમકે લોલાવશિષ્ટ, લોલુપાવશિષ્ટ. એવીજ રીતે પૂર્વોક્ત સર્વે નરકાવાસોમાં નામોની વ્યવસ્થા સમજી લેવી. ૩૬–૩૮.

આ સંબંધમાં સ્થાનાંગસૂત્રની વૃત્તિમાં આ પ્રમાણે કહ્યું છે:—ઉત્તર પડખે ‘ મધ્ય ’ પશ્ચિમમાં ‘આવર્ત,’ દક્ષિણમાં ‘ અવશિષ્ટ ’ અને પૂર્વમાં ભજના જાણવી. ૩૯.

सर्वेऽपि ते रौद्ररूपाः क्षुरप्रोपमभूमयः ।
देहिनां दर्शनादेवोद्वेजकाः कम्पकारिणः ॥ ४० ॥

पुद्गलानां परिणतिर्दशधा बन्धनादिका ।
सापि क्षेत्रस्य स्वभावात्तत्र दुःखप्रदा भवेत् ॥ ४१ ॥

तथाहि। बन्धनं चानुसमयमाहार्यैः पुद्गलैः सह ।
सम्बन्धो नारकाणां स ज्वलज्ज्वलनदारुणः ॥ ४२ ॥

गतिरुष्ट्रखरादीनां सदृशी दुस्सहश्रमा ।
तप्तलोहपदन्यासादपि दुःखप्रदा भृशम् ॥ ४३ ॥

संस्थानमत्यन्तहुंडं लूनपक्षाण्डजोपमम् ।
कुड्यादिभ्यः पुद्गलानां भेदः सोऽप्यस्त्रवत्कटुः ॥ ४४ ॥

वर्णः सर्वनिकृष्टोऽतिभीषणो मलिनस्तथा ।
नित्यान्धतमसा ह्येते द्वारजालादिवर्जिताः ॥ ४५ ॥

---

સર્વે નરકાવાસોનો દેખાવ જ ભયંકર છે. એઓની ભૂમિ તો જાણે ખરછી જ હોયની એવી છે. એઓને જોતાં વેત જ પ્રાણીને શરીરે ધ્રુજ વછુટે છે. ૪૦.

પુદ્ગળોની બન્ધનાદિક દશ પ્રકારની પરિણતિ હોય છે તે પણ ત્યાં દુ:ખદાયકજ થાય છે એવો તો એ ક્ષેત્રનો સ્વભાવ છે. ૪૧.

એનું સ્વરૂપ આવું છે:—

નારકોની બન્ધનાવસ્થા તથા એમને પ્રત્યેક સમયે થતો આહાર્ય પુદ્ગળોનો સંબંધ–એ બેઉ જાણે જાજ્વલ્યમાન અગ્નિ હોયની એવાં ભયંકર છે. ૪૨.

એમની ગતિ રાસભ અને ઊંટ વગેરેની ગતિની જેવી અત્યન્ત આયાસમય છે, તપાવેલા લોખંડ પર પગ મૂકવો પડે એ કરતાં પણ અધિક દુ:ખદાયક છે. ૪૩.

એઓનું શરીર એકદમ કુબ્જ છે, પાંખો કાપી નાંખી હોય એવા પક્ષીના જેવું વિરૂપ છે. વળી કુડયાદિથી એમના પુદ્ગળોને છૂટા કરવામાં આવે છે તે પણ એઓને શસ્ત્રના પ્રહાર જેવું અત્યન્ત દુ:ખદાયક થઈ પડે છે. ૪૪.

એમનો વર્ણ અત્યન્ત નિકૃષ્ટ, અતિભીષણ તથા મલિન છે. વળી ત્યાં દ્વાર કે જાળીયાં આદિ કાંઈ ન હોવાથી એઓ સતત ગાઢ અન્ધકારમય હોય છે. ૪૫.

किंचामी श्लेष्मविण्मूत्रकफाद्यालिप्तभूतलाः ।
मांसकेशनखदन्तचर्मास्तीर्णाः श्मशानवत् ॥ ४६ ॥

कुथितश्वाहिमार्जारमृतकेभ्योऽपि दारुणः ।
गन्धस्तत्र रसो निम्बघोषातक्यादितः कटुः ॥ ४७ ॥

स्पर्शो वह्निवृश्चिकादिस्पर्शादप्यतिदारुणः ।
परिणामोऽगुरुलघुरप्यतीव व्यथाकरः ॥ ४८ ॥

शब्दोऽपि सततं पीडाक्रान्तानामतिदारुणः ।
विलापरुपः श्रवणादपि दुःखैककारणम् ॥ ४९ ॥

कुड्येषु वाज्रिकेष्वत्र सन्ति वातायनोपमाः ।
अचित्ता योनयस्तासूत्पद्यन्ते नारकाः किल ॥ ५० ॥

तथोक्तं तत्वार्थवृत्तौ ।

शीतोष्णक्षुत्पिपासाख्याः कण्डुश्च परतन्त्रता ।
ज्वरो दाहो भयं शोकस्तत्रैता दश वेदना ॥ ५१ ॥

माघरात्रौ शीतवायौ हिमाद्रौ खेऽभ्रवर्जिते ।
निरग्नेर्वातविकृतेर्दुःस्थपुंसो निरावृतेः ॥ ५२ ॥

---

ત્યાંની ભૂમિ શ્લેષ્મ, વિષ્ટા, મૂત્ર તથા કફ આદિકથી ખરડાયલી હોય છે તથા ત્યાં શ્મશાનની જેમ માસ, કેશ, નખ, દાંત અને ચામડાના ઢગલાને ઢગલા પડેલા હોય છે. ૪૬.

ત્યાંનો ગંધ વળી કોહી ગયેલાં શ્વાન, સર્પ તથા બીલાડાંઓનાં કલેવરોના ગંધથી પણ ઉત્કટ છે; અને રસ તો લીમડાની ગળો કરતાં પણ કડવો છે. ૪૭.

એઓનો સ્પર્શ અગ્નિ કે વીંછી આદિના સ્પર્શથી પણ અત્યન્ત દારૂણ છે; અને એઓનો પરિણામ અગુરૂ લઘુ છતાં પણ અતીવ વ્યથાકર છે. ૪૮.

સતતપીડાતા એવા એ નારકોનો શબ્દ પણ, જાણે એઓ વિલાપ કરતા હોયની એવો દારૂણ હોય છે; એ સાંભળનારને પણ દુઃખ ઉત્પન્ન થાય છે. ૪૯.

તત્વાર્થવૃત્તિમાં નારકોની દશ પ્રકારની વેદના ગણાવી છે તે આ પ્રમાણે: ટાઢ, તડકો, ભૂખ, તરસ, ખરજ, પરતંત્રતા, જ્વર, દાહ, ભય અને શોક. ૫૦.

ત્યાં વજ્રની કુંભિઓમાં બારી જેવી અચિત્ત યોનિઓ હોય છે અને એ નારકોનું ઉત્પત્તિસ્થાન છે. ૫૧.

મહામાસની રાત્રીએ શીત વાયુ વાતો હોય એ સમયે, હિમાલયપર્વતપર નિર્મેઘ

तुषारकणसिक्तस्य या भवेच्छीतवेदना ।
ततोऽप्यनन्तगुणिता तेषु स्याच्छीतवेदना ॥ ५३ ॥ युग्मम् ॥
तेभ्यः शीतवेदनेभ्यो नरकेभ्यश्च नारकाः ।
यथोक्तपुरुषस्थाने स्थाप्यन्ते यदि ते तदा ॥ ५४ ॥
प्राप्नुवन्ति सुखं निद्रां निर्वातस्थानगा इव ।
अथोष्णकाले मध्याह्ने निरभ्रे वियदंगणे ॥ ५५ ॥
पुंसः पित्तप्रतप्तस्य परितो ज्वलनस्पृशः ।
योष्णपीडा ततोऽनन्तगुणा तेषूष्णवेदना ॥ ५६ ॥
तथोष्णवेदनेभ्यस्ते नरकेभ्यश्च नारकाः ।
उत्पाट्य किंशुकाकारखदिरांगारराशिषु ॥ ५७ ॥
ध्मायन्ते यदि निक्षिप्य तदा ते चन्दनद्रवैः ।
लिप्ता इवात्यन्तसुखान्निद्रां यान्ति क्षणादपि ॥ ५८ ॥
सदा क्षुद्वह्निना दह्यमानास्ते जगतोऽपि हि ।
घृतान्नादिपुद्गलौघैः न तृप्यन्ति कदाचन ॥ ५९ ॥

---

આકાશમાં, અગ્નિ વિનાના અને વાયુના વ્યાધિવાળા નિઃવસ્ત્ર દરિદ્રી માણસને જળના છંટકાવની થંડીથી જેવી વેદના થાય એ કરતાં પણ અનન્તગણી **શીત વેદના** એ નારકોને થાય છે. અને જો એ નારકોને શીતવેદનાવાળા નરકમાંથી ઉપાડીને આ કહ્યા એ માણસની જગ્યાએ મૂક્યા હોય તો એઓ જાણે કોઇ નિર્વાત સ્થાને રહ્યા હોયની એમ સુખે નિદ્રાવશ થાય છે. ૫૨–૫૫.

વળી ઉન્હાળાનો દિવસ હોય, મધ્યાહ્ન તપતો હોય અને આકાશમાં ક્યાંઈ વાદળું ન દેખાતું હોય એવે વખતે પિત્તની વ્યાધિવાળા માણસને ચોતરફ પ્રજ્વળી રહેલી અગ્નિના તાપની જે પીડા થાય એ કરતાં પણ અનન્ત ગણી **ઉષ્ણવેદના** એ નારકીઓને થાય છે. અને એમની એવી રીતના ઉષ્ણવેદનાવાળી નરકમાંથી ઉપાડીને એમને જો કિંશુકસરખા લાલચોળ ખદિરના અંગારામાં મૂકવામાં આવે અને વળી એ અંગારાને ધમવામાં આવે તોયે એઓ તો જાણે ચન્દનરસના વિલેપનથી વિલિપ્ત હોયની એમ ક્ષણવારમાં ત્યાં અત્યન્ત સુખપૂર્વક નિદ્રા પામે છે. ૫૬–૫૮.

એઓનો જઠરાગ્નિ વળી એટલો બધો પ્રદીપ્ત રહે છે કે જગતમાં રહેલા સમસ્ત અન્નઘૃતઆદિકથી પણ એઓને તૃપ્તિ વળે નહિં. ૫૯.

तेषां पिपासा तु तालुकण्ठजिह्वादिशोषणी ।
सकलाम्भोधिपानेऽपि नोपशाम्यति कर्हिचित् ॥ ६० ॥

क्षुरिकाद्यैरप्यजय्या कण्डूर्देहेऽतिदुःखदा ।
अनन्तगुणितोऽत्रत्याद्यावज्जीवं ज्वरस्तथा ॥ ६१ ॥

अनन्तघ्नं पारवश्यं दाहशोकभयाद्यपि ।
कष्टं विभंगमप्येषां वैरिशस्त्रादिदर्शनात् ॥ ६२ ॥

तत्रत्यक्ष्माम्भोऽग्निमरुद्द्रुमस्पर्शोऽतिदुःखदः ।
अग्निस्त्वत्रोपचरितः क्ष्मादिकायास्तु वास्तवाः ॥ ६३ ॥

तथोक्तम् ।

रयणप्पभापुढविनेरइआणं भन्ते केरिसयं पुढविफासं पच्चणुब्भवमाणा विहरन्ति । गोयम अणिट्ठं जाव अमणामं एवं जाव अहो सत्तमा पुढविणेरइआ एवं वाउफासं जाव वणस्सइफासं । इति भगवत्याम् शतक १३ उद्देश ४ ॥

---

સઘળા સમુદ્રજળના પાનથી પણ શાન્ત ન થાય એવી તો એમની, તાળુ, કંઠ તથા જીભ્હા આદિકને શોષી નાખનારી તૃષા છે. ૬૦.

છરી વગેરેથી પણ શાન્ત ન થાય એવી તો એમના શરીરે અત્યંત દુઃખદાયક ખરજ થાય છે.

વળી તાવ પણ એમને આપણાથી અનન્તગણો અને તે પણ જીવિત પર્યન્ત રહે છે. ૬૧.
અને એઓને પરાધીનતા, દાહ, શોક તથા ભય પણ અનન્તગણો છે. ૬૨.
( આ પ્રમાણે એઓની દશ પ્રકારની વેદના વર્ણવી. )

વૈરિ, શસ્ત્ર આદિ જોઇને એમને વિભંગજ્ઞાન થાય છે એ પણ એમને કષ્ટદાયક થઇ પડે છે.

વળી ત્યાંની પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ તથા વનસ્પતિનો સ્પર્શ પણ અતિ દુઃખદાયક છે. અહિં અગ્નિ ' ઉપચરિત ' તથા પૃથ્વી આદિક વાસ્તવિક જાણવાં. ૬૩.

આ સંબંધમાં ભગવતીસૂત્રના તેરમા શતકના ચોથા ઉદ્દેશમાં ઉલ્લેખ છે. અને તે આ પ્રમાણે છે:—

"હે ભગવંત, રત્નપ્રભાનરકના નારકોને ત્યાંની પૃથ્વીનો સ્પર્શ કેવો લાગે છે ? " એવા શ્રી ગૌતમના પ્રશ્નનો પ્રભુ ઉત્તર આપે છે કે—હે ગૌતમ, ' અનિષ્ટ ' થી તે છેક ' અમનોજ્ઞ ' સુધી; એવી રીતે નીચે છેક સાતમી નરકના નારકો પણ વાયુના સ્પર્શથી માંડી છેક વનસ્પતિના સ્પર્શ સુધી અનુભવે છે.

આ પ્રમાણે નારકોની નાનાપ્રકારની ' ક્ષેત્ર વેદના ' વર્ણવી. (૧)

इत्येवं विविधा तेषु वर्त्तते क्षेत्रवेदना ।
मिथ्यादृशां नारकाणां परस्परकृतापि सा ॥ ६४ ॥

तथाहि । दूरादन्योऽन्यमालोक्य श्वानः श्वानमिवापरम् ।
ते युद्ध्यन्ते ससंरम्भं ज्वलन्तः क्रोधवह्निना ॥ ६५ ॥

विधाय वैक्रियं रूपं शस्त्रैः क्षेत्रानुभावजैः ।
पृथ्वीरूपैर्वैक्रियैर्वा कुन्तासितोमरादिभिः ॥ ६६ ॥

करांह्रिदन्ताघातैश्च ते निघ्नन्ति परस्परम् ।
भूमौ लुठन्ति कृत्तांगाः शूनान्तर्महिषादिवत् ॥ ६७ ॥ युग्मम् ॥

परोदीरितदुःखानि सहन्ते नापरेषु ते ।
उदीरयन्ति सम्यक्त्ववन्तः तत्वविचारणात् ॥ ६८ ॥

अतः एव स्वल्पपीडाः स्वल्पकर्माण एव च ।
मिथ्यादृग्भ्यो नारकेभ्यो नारकाः शुद्धदृष्टयः ॥ ६९ ॥

मिथ्यादृशस्तु क्रोधेनोदीरयन्तः परस्परम् ।
पीडाः कर्माण्यर्जयन्ति भूयांसि भूरिवेदनाः ॥ ७० ॥

---

વળી મિથ્યાત્વી નારકોને ' પરસ્પરકૃત વેદના ' પણ છે. ૬૪.

અને એ આ પ્રમાણે છેઃ—

જેમ શ્વાનજાતિ દૂરથીજ એક બીજાને જોઈ લડવા લાગે છે તેમ એ નારકો ક્રોધાગ્નિથી બળતા પરસ્પર વઢ્યા કરે છે. ૬૫.

એઓ વૈક્રિયરૂપ કરીને 'ક્ષેત્રપ્રભાવોત્પન્ન', 'પૃથ્વીરૂપ' અથવા 'વૈક્રિય' ભાલાં, તરવાર કે બાણ આદિક વડે તેમજ હાથના, પગના કે દાંતના ઘાથી પરસ્પર પ્રહાર કરે છે; અને એમાં જેઓનાં શરીર છેદાઈ જાયછે એઓ, કતલખાનામાં મહિષ વગેરે આળોટવા માંડે છે એમ ( પૃથ્વીપર ) આળોટવા માંડે છે. ૬૬–૬૭.

પરન્તુ એમનામાં જે સમકિતી જીવો છે એઓ તો તત્વની વિચારણા વાળા હોઇને અન્યકૃત દુઃખ સહન કરી લે છે પરંતુ સામાને પોતે દુઃખ દેતા નથી. અને એમ હોવાથી જ એઓ મિથ્યાદૃષ્ટિ નારકો કરતાં ઓછાં દુઃખી થાય છે અને કર્મ પણ ઓછાં બાંધે છે. ૬૮–૬૯.

મિથ્યાદૃષ્ટિ નારકીઓ તો ક્રોધ કરીને બીજાને દુઃખ દેતાં પોતે પણ દુઃખ સહન કરે છે અને કર્મો પણ ઘણા ઉપાર્જન કરે છે. ૭૦.

तथाहुः ॥ नेरइआ दुविहा। माइमिथ्थदिठ्ठीउववरणगा अमाइसम्मदिठ्ठीउववरणगा य । तथ्थणं जे से माइमिथ्थदिठ्ठी सेणं महाकम्मतराए चेव जाव महावेयणतरा चेव । तथ्थणं जे से अमाइसम्मदिठ्ठी सेणं अप्पकम्मतराए चेव अप्पवेयणतराए चेव ॥ भगवती शतक १८ उद्देश ५॥

मनोदुःखापेक्षया तु सद्दृशो भूरिवेदनाः ।
यदेते पूर्वकर्माणि शोचन्ति न तथा परे ॥ ७१ ॥

तथाहुः ॥ तथ्थणं जेते सन्निभूया तेणं महावेअणा । तथ्थणं जेते असन्निभूया तेणं अप्पवेअणा ॥ अत्र सन्निभूय इति ॥ संज्ञा सम्यक् दर्शनम् तद्वन्तो भूताः । यद्वा पूर्वभवे संज्ञिपंचेन्द्रियाः सन्तः नारकं प्राप्ताः । अथवा संज्ञीभूताः पर्याप्तकीभूताः । तद्वीपरीताः सर्वत्र असंज्ञीभूताः ॥ इति भगवती शतक १ उ० २ ॥

---

આ સંબંધમાં ભગવતી સૂત્રના અઢારમા શતકના પાંચમા ઉદ્દેશમાં ઉલ્લેખ છે તે આ પ્રમાણે છેઃ—

(૧) માયાયુક્ત મિથ્યાદૃષ્ટિવાળા અને (૨) માયારહિત સમકિતદૃષ્ટિવાળા—એમ બે પ્રકારના નારકો છે. તેમાં પહેલા પ્રકારના છે એઓ ભારે કર્મી છે તથા અત્યન્ત વેદના ભોગવવાવાળા છે. જ્યારે બીજા પ્રકારના છે એઓનાં કર્મ પણ અલ્પ છે અને એઓ વેદના પણ અલ્પ ભોગવે છે.

મનોદુઃખની અપેક્ષાએ તો સમ્યક્દૃષ્ટિ નારકો બહુ દુઃખી છે કારણકે પૂર્વ કર્મોનો એઓ જેવો શોચ કરે છે તેવો શોચ બીજાને થતો નથી. ૭૧.

આ સંબંધમાં પણ ભગવતીસૂત્રમાં ઉલ્લેખ છે તે આ પ્રમાણેઃ—

જેઓ ' સંજ્ઞી ' છે એમને અત્યન્ત દુઃખ થાય છે. પણ જેઓ ' અસંજ્ઞી ' છે એમને સ્વલ્પ દુઃખ થાય છે. અહીં ' સંજ્ઞી ' એટલે (૧) સંજ્ઞાવાળા અર્થાત્ સમ્યક્દર્શનવાળા—એમ અર્થ લેવો; અથવા (૨) પૂર્વભવમાં જેઓ ' સંજ્ઞીપંચેન્દ્રિય ' હતા અને પછી ' નારક ' ઉત્પન્ન થયા છે એઓ—એમ અર્થ કરવો; અથવા (૩) સંજ્ઞી એટલે પર્યાપ્તા—એમ પણ અર્થ લેવાય. ( શતક ૧. ઉદ્દેશ ૨ ).

એ પ્રમાણે ' પરસ્પર કૃત વેદના ' વર્ણવી. (૨)

હવે ' પરમાધાર્મિકકૃત વેદના ' વિષે.

દુષ્કર્મોને વશ એવા એ નારકોને નાના પ્રકારની પરમાધામીકૃત વેદના પણ સહન કરવી પડે છે. અને તે આ પ્રમાણેઃ—

तप्तायःपुत्रिकाश्लेषः संतप्तत्रपुपायनम्।
अयोघनादिघाताश्चारोपणं कूटशाल्मलौ ॥ ७२ ॥

क्षते क्षारोष्णतैलादिक्षेपणं भ्राष्ट्रभर्जनम्।
कुन्तादिप्रोतनं यन्त्रे पीडनं च तिलादिवत् ॥ ७३ ॥

क्रकचैः पाटनं तप्तवालुकास्ववतारणम्।
वैक्रियोलूकहर्यक्षकंकादिभिः कदर्थनम् ॥ ७४ ॥

प्लावनं वैतरण्यां च योधनं कुर्कुटादिवत्।
प्रवेशनं चासिपत्रवने कुम्भीषु पाचनम् ॥ ७५ ॥

परमाधार्मिकैः क्लृप्ता इत्याद्या विविधा व्यथाः।
वेदयन्ते नारकास्ते दुःकर्मवशवर्त्तिनः ॥ ७६ ॥

यदादुः। श्रवणलवनं नेत्रोद्धारं करक्रमपाटनम्
हृदयदहनं नासाछेदं प्रतिक्षणदारणम्।
कटविदहनं तीक्ष्णाघातत्रिशूलविभेदनम्
दहनवदनैः कंकैर्घोरैः सहन्ति च भक्षणम् ॥ ७७ ॥

---

તપાવેલા લોખંડની પુતળીઓને આલિંગન દેવું; તપાવેલું સીસું પીવું; લોખંડના ઘણ વગેરેના માર ખાવો; (કાંટામય) શાલ્મલીવૃક્ષપર બેસવું; ક્ષત પડયુ હોય તે પર ક્ષાર કે ગરમ કરેલું તેલ આદિક નાખે તે ખમી ખાવું; ભઠ્ઠીમાં ભુંજાવું; ભાલાં આદિકમાં પરોવાવું; ઘાણીમાં તલ પીલાય એમ પીલાવું; કરવતથી વેરાવું, તપી ગઇ હોય એવી રેતીમાં ચાલવું; વૈક્રિય ઘુવડ, સિંહ અને એવાં જાનવરોની કદર્થના સહન કરવી; વૈતરણી નદીમાં ડુબાવું; કુકકુટ વગેરેની જેમ યુદ્ધ કરવું; ખડ્ગ જેવાં ધારાળાં પત્રોવાળા વૃક્ષોનાં વનમાં પેસવું; કુંભીમાં પકાવું; ઇત્યાદિ. ૭૨-૭૬.

કહ્યું છે કેઃ—

પરમાધામીઓ નારકોના કાન કાપી નાખે છે, આંખો ઉખેડી નાખે છે, હાથપગ ફાડે છે, છાતી બાળી નાખે છે, નાક કાપી લે છે, કઢાઇમાં તળે છે, તીક્ષ્ણ ત્રિશુળથી ભેદે છે અને અગ્નિમુખા ભયંકર જાનવરોને ભક્ષ્ય તરીકે આપે છે. ૭૭.

छिद्यन्ते कृपणाः कृतान्तपरशोस्तीक्ष्णेन धारासिना
क्रन्दन्तो विषवृश्चिकैः परिवृताः संभक्षणव्यापृतैः ।
पाट्यन्ते क्रकचेन दारुवदसिप्रच्छिन्नबाहुद्वयाः
कुम्भीषु त्रपुपानदग्धतनवो मूषासु चान्तर्गताः ॥ ७८ ॥

भृज्यन्ते ज्वलदम्बरीषहुतभुग्ज्वालाभिरारावणाः
दीप्तांगारनिभेषु वज्रभवनेष्वंगारकेषूत्थिताः ।
दह्यन्ते विकृतोर्ध्वबाहुवदनाः क्रन्दन्त आर्त्तस्वराः
पश्यन्तः कृपणा दिशो विशरणास्त्राणाय को नो भवेत् ॥७९॥

तीक्ष्णैरसिभिर्दीप्तैः कुन्तैर्विषमैः परश्वधैः चक्रैः ।
परशुत्रिशूलमुद्गरतोमरवासीमुसुंढीभिः ॥ ८० ॥
संभिन्नतालुशिरसः छिन्नभुजाः छिन्नकर्णनासौष्टाः ।
भिन्नहृदयोदरान्त्रा भिन्नाक्षिपुटाः सुदुःखार्त्ताः ॥ ८१ ॥
निपतन्त उत्पतन्तो विचेष्टमाना महीतले दीनाः ।
नेक्षन्ते त्रातारं नैरयिकाः कर्मपटलान्धाः ॥ ८२ ॥ इत्यादि ॥

---

પરમાધાભીઓ નારકોને યમની કુહાડીથી પણ અધિક તીક્ષ્ણ ધારવાળી તલવારથી છેદે છે, એઓ રૂદન કરતા રહે અને ભક્ષણતત્પર ઝેરી વીંછીઓથી ઘેરી લે છે, એમના બેઉ હાથ તલવારથી છેદીને પછી એમને કરવતથી વેરે છે, એમને સીસું પાઇ શરીર બાળી નાખી કુંભીમાં ને મૂસમાં પકાવે છે. ૭૮.

આ નારકો બૂમો માર્યા કરતા હોય છતાં એમને જાજવલ્યમાન ખદિરના અગ્નિની જવાલાઓથી ભુંજે છે. વળી બળતા અંગારા જેવા વજ્રના ભવનોમાં એઓ ઉત્પન્ન થાય છે ત્યાંજ વિકૃત હાથમ્હોંવાળા એવા એઓ દીનસ્વરે રૂદન કરી રહ્યા હોય છતાં એમને બાળવામાં આવે છે. એ દીન જીવો ચોદિશ જોયા કરે છે પણ નથી એમને કોઇ સહાય કરતું કે નથી એમનું કોઇ રક્ષણ કરતું. ૭૯.

તીક્ષ્ણ તલવારો વડે, તેજસ્વી ભાલાંઓ વડે, વિષમ કોદાળીઓ વડે, તથા ચક્ર પરશુ ત્રિશૂળ મુદ્દગર બાણ વાંસલા અને હથોડા વડે એમનાં તાળુ તથા મસ્તકના ચૂરેચૂરા કરી નાખે છે; એમનાં હાથ, કાન, નાક, અને હોઠને છેદી નાખે છે અને હૃદય, પેટ આંખો તથા આંતરડાને ભેદી નાખે છે. આવાં આવાં દુઃખ ભોગવતા એ કર્મપડલાંધ દીન નારકો પૃથ્વી પર પડતા ઉઠતા આળોટ્યા કરે છે પણ એમનું કોઇ રક્ષણહાર નથી. ૮૦-૮૨.

तथा । कुम्भीषु पच्यमानास्ते प्रोच्छलन्त्यूर्ध्वमर्दिताः ।
उत्कर्षतो योजनानां शतानि पंच नारकाः ॥ ८३ ॥

त्रोट्यन्ते निपतन्तस्ते वज्रचंचूविहंगमैः ।
व्याघ्रादिभिर्विलुप्यन्ते पतिता भुवि वैक्रियैः ॥ ८४ ॥

परमाधार्मिकास्ते च पापिनोऽत्यन्तनिर्दयाः ।
पंचाग्न्यादितपःकष्टप्राप्तासुरविभूतयः ॥ ८५ ॥

मृगयासक्तवत् मेषमहिषाद्याजिदर्शिवत् ।
एते हृष्यन्ति ताच्छील्यात् दृष्ट्वार्तान् हन्त नारकान् ॥ ८६ ॥

हृष्टाः कुर्वन्त्यट्टहासं त्रिपद्यास्फालनादिकम् ।
इत्थं यथैषां स्यात् प्रीतिः न तथा नाटकादिभिः ॥ ८७ ॥

मृत्वाण्डगोलिकाभिख्याः तेऽपि स्युः जलमानुषाः ।
भक्ष्यैः प्रलोभ्यानीतास्ते तटेऽण्डगोलकार्थिभिः ॥ ८८ ॥

यन्त्रेषु पीड्यमानाश्च सोढकष्टकदर्थनाः ।
षड्भिर्मासैर्मृता यान्ति नरकेष्वसकृत्तथा ॥ ८९ ॥

---

આ નારકોને કુંભીમાં પકાવવામાં આવે છે ત્યારે એઓ પાંચસો પાંચસો યોજન જેટલે ઉંચે ઉછળે છે. ત્યાંથી પાછા પૃથ્વીપર પડતાં જ એમને વજ્રતુલ્ય ચાંચોવાળા વૈક્રિય પક્ષીઓ તોડવા માંડે છે અને વૈક્રિય વ્યાઘ્ર વગેરે હિંસક જાનવરો એઓનો વિનાશ કરે છે. ૮૩-૮૪.

આ પરમાધામીઓ અત્યન્ત પાપી અને નિર્દય છે. પંચાગ્નિ તપ આદિ કષ્ટકારક તપશ્ચર્યા કરવાથી એમને અસુરપણાની વિભૂતિ પ્રાપ્ત થઇ છે. મૃગયાસક્ત લોકોની પેઠે તથા મેષમહિષાદિના યુદ્ધ જોનારાઓની પેઠે એઓ સ્વભાવિક રીતે જ એ પીડા પામતા નારકોને જોઇને હર્ષ પામે છે; તથા તાળીઓ પાડી પાડીને અટ્ટહાસ કરે છે. એઓને એમાં જેવો આનન્દ થાય છે તેવો આનન્દ નાટકો વગેરે જોવાથી પણ થતો નથી. ૮૫-૮૭.

એઓ પણ વળી મરીને 'અંડગોલિક' નામના જલમનુષ્યો થાય છે. એઓના અડંગોળા લેવા માટે એઓને ભક્ષ્યવડે લોભાવીને કિનારે લાવવામાં આવે છે. ત્યાં એમને ઘાણીમાં ઘાલી પીલવામાં આવે છે. એઓ છ માસ પર્યન્ત કદર્થના સહન કરી મૃત્યુપામી નરકમાં જાય છે. ૮૮-૮૯.

धर्मायां च त्रिधाप्येताः पूर्वोक्ताः सन्ति वेदनाः ।
परं शीतोष्णयोर्मध्ये उष्णैव क्षेत्रवेदना ॥ ९० ॥

तथाहि । उत्पत्तिस्थानकान्येषां सन्त्यावृतगवाक्षवत् ।
तत्रोत्पत्याधः पतन्ति कष्टात् पुष्टवपुर्भृतः ॥ ९१ ॥

अन्यत्र चोत्पत्तिदेशात् प्रालेयाचलशीतलात् ।
सर्वत्र नरकेषु क्ष्मा खदिराङ्गारसन्निभा ॥ ९२ ॥

ततः शीतयोनिकानां तेषां नारकदेहिनाम् ।
जनयत्यधिकं कष्टं क्षेत्रमुष्णं हुताशवत् ॥ ९३ ॥

प्रथमप्रतरे चास्यां नारकाणां भवेद्वपुः ।
हस्तत्रयं द्वितीयेऽस्मिन् हस्ताः पंचाधिकानि च ॥ ९४ ॥

अष्टांगुलानि सार्धानि तृतीये प्रस्तटे पुनः ।
सप्तहस्ताः सप्तदशांगुलान्युपरि निर्दिशेत् ॥ ९५ ॥युग्मम् ॥

चतुर्थे प्रस्तटे हस्ता दश सार्धं तथांगुलम् ।
दशांगुलाधिका ज्ञेया हस्ता द्वादश पंचमे ॥ ९६ ॥

षष्ठे चतुर्दश कराः ससार्धाष्टादशांगुलाः ।
सप्तमे च सप्तदश कराः स्युः त्र्यंगुलाधिकाः ॥ ९७ ॥

---

આ પ્રમાણે ત્રીજી 'પરમાધામીકૃત' વેદના વર્ણવી. (૩).

ધર્માનારકીમાં ઉપરોકત ત્રણે પ્રકારની વેદના છે. પણ ત્યાં 'શીત' અને 'ઉષ્ણ' એ બે પ્રકારમાંથી ફકત 'ઉષ્ણ' ક્ષેત્રવેદના છે. ૯૦.

તે આ પ્રમાણેઃ—

'ધર્મા' ના નારકોનાં ઉત્પત્તિસ્થાનો ગોળ ગવાક્ષ જેવાં છે. ત્યાં ઉત્પન્ન થઇને પુષ્ટશરીરવાળા એ નારકો કષ્ટપૂર્વક નીચે પડે છે. એઓનો ઉત્પત્તિ પ્રદેશ તો હિમાલયપર્વતસમાન એકદમ શીતળ છે. પણ એ શિવાયના બીજા સર્વ પ્રદેશની પૃથ્વી ખેરના અંગારા જેવી ( ધગીરહેલી ) છે. તેથી શીતયોનિવાળા એ નારકોને એ ઉષ્ણક્ષેત્ર, અગ્નિની પેઠે અધિક કષ્ટ ઉત્પન્ન કરે છે. ૯૧-૯૩.

આ નરકના પહેલા પ્રતરમાં નારકોનું શરીરમાન ત્રણ હાથ છે, બીજા પ્રતરમાં પાંચ હાથ ને સાડાઆઠ આંગળ છે, ત્રીજામાં સાત હાથ ને સત્તર આંગળ, ચોથામાં દશ હાથ ને દોઢ

एकोनविंशतिर्हस्ताः ससार्धैकादशांगुलाः ।
अष्टमे प्रस्तटे देहो नवमप्रस्तटे पुनः ॥ ९८ ॥
युक्तांगुलानां विंशत्या कराणामेकविंशतिः ।
दशमे जिनसंख्यास्ते ससार्धचतुरंगुलाः ॥ ९९ ॥ युग्मम् ॥
एकादशे कराः षड्विंशतिस्त्रयोदशांगुलाः ।
द्वादशेऽष्टाविंशतिस्तेऽङ्गुलाः सार्धैकविंशतिः ॥ १०० ॥
षडंगुलाधिका एकत्रिंशद्धस्तास्त्रयोदशे ।
प्रतरेषु वपुर्मानं क्रमाद्रत्नप्रभाक्षितेः ॥ १०१ ॥
स्वाभाविकतनोर्देहमानमेतदुदीरितम् ।
स्वस्वदेहात् द्विगुणितं सर्वत्रोत्तरवैक्रियम् ॥ १०२ ॥
जघन्यतस्तु सहजोत्तरवैक्रिययोः क्रमात् ।
अंगुलासंख्यसंख्यांशौ मानं प्रारंभ एव तत् ॥ १०३ ॥
सर्वास्वपि क्षितिष्वेवं सर्वेषां नारकांगिनाम् ।
स्वाभाविकांगात् द्विगुणं ज्ञेयमुत्तरवैक्रियम् ॥ १०४ ॥

---

આંગળ, પાંચમામાં બાર હાથ ને દશ આંગળ, છઠ્ઠામાં ચૌદ હાથ સાડાઅઢાર આંગળ, સાતમામાં સતર હાથ ને ત્રણ આંગળ, આઠમામાં ઓગણીશ હાથ સાડાઅગ્યાર આંગળ, નવમામાં એકવીશ હાથ વીશ આંગળ, દશમામાં ચોવીશ હાથ સાડાચાર આંગળ, અગ્યારમામાં છવીશ હાથ તેર આંગળ, બારમામાં અઠયાવીશ હાથ ને ઉપર સાડીએકવીશ આંગળ, ને છેલ્લા તેરમા પ્રતરમાં એકત્રીશ હાથ ને છ આંગળ છે. ૯૪–૧૦૧.

એવીરીતે ઘર્મા ઉર્ફે રત્નપ્રભા પૃથ્વીના પ્રતરોમાં નારકોનું શરીરમાન છે.

એ સર્વ પ્રમાણ કહ્યું તે એઓના 'સ્વાભાવિક' શરીર નું સમજવું. એમના 'ઉત્તરવૈક્રિય' શરીર તો પોતપોતાનાં શરીરથી બમણાં છે. ૧૦૨.

એઓનાં (૧) 'સ્વાભાવિક' તથા (૨) 'ઉત્તરવૈક્રિય' શરીરનું માન **જઘન્યતઃ** અનુક્રમે અંગુલના અસંખ્યાતા તથા સંખ્યાતા ભાગ જેટલું છે; અને તે પ્રારંભ સમયે જ હોય છે. ૧૦૩.

એવી રીતે સર્વ નરકોમાં, સર્વ નારકોનું ઉત્તરવૈક્રિયશરીરમાન એમના સ્વાભાવિક શરીરમાન કરતાં બમણું સમજવું. ૧૦૪.

अत्र अयं आम्नायः ।

पइपयरवुड्ढि अंगुल सड्ढाछप्पन्न हुंति रयणाए ।
तिकर तिअंगुल करसत्त अंगुला सड्ढिगुणवीसम् ॥ १०५ ॥
पणधणु अंगुलवीसं बारसधणु दुन्नि हत्थ सड्ढा य ।
बासड्ढिधणुह सड्ढा बीयाइसु पयरवुड्ढि कम्मा ॥ १०६ ॥

सहस्राणि दशाब्दानां प्रथमप्रतरे स्थितिः ।
जघन्या पुनरुत्कृष्टा सहस्रा नवतिः स्मृताः ॥ १०७ ॥
दशलक्षाश्च वर्षाणां लक्षाणां नवतिस्तथा ।
क्रमाज्जघन्योत्कृष्टा च द्वितीयप्रतरे स्थितिः ॥ १०८ ॥

एवं च । नवत्यब्दसहस्रेभ्यः समयाद्यधिकस्थितिः ।
दशाब्दलक्षोनायुश्च न संभवति नारकः ॥ १०९ ॥
वर्षाणां नवतिर्लक्षाः पूर्वकोटिस्तथैव च ।
तृतीयप्रतरे ज्ञेया जघन्योत्कर्षतः स्थितिः ॥ ११० ॥

---

અહીં આમ્નાય આ પ્રમાણે છેઃ—(પહેલી) રત્નપ્રભા પૃથ્વીમાં દેહમાન ઉત્તરોત્તર પ્રત્યેક પ્રતરે પૂર્વપૂર્વના કરતાં સાડીછપ્પન આંગળ વધતું છે (એ આપણે જોઇ ગયા). હવે બીજીમાંના દરેક પ્રતરે એજ પ્રમાણે ત્રણ હાથ ને ત્રણ આંગળ વધતું, ત્રીજીમાંના દરેકે સાત હાથ સાડી ઓગણીશ આંગળ, ચોથીમાંના દરેકે પાંચ ધનુષ્ય વીશ આંગળ, પાંચમીમાંના પ્રત્યેકે બાર ધનુષ્ય અઢી હાથ અને છઠ્ઠીમાંના પ્રત્યેક ( ઉત્તરોત્તર ) પ્રતરે ( પૂર્વપૂર્વના કરતાં ) સાડી બાસઠ ધનુષ્ય વધતું છે. ૧૦૫-૧૦૬.

એ પ્રમાણે દેહમાન કહ્યું.

હવે દેહસ્થિતિ વિષે.

પહેલા પ્રતરમાં નારકની સ્થિતિ જઘન્યતઃ દશહજાર વર્ષની, અને ઉત્કર્ષતઃ નેવું હજાર વર્ષની છે. ૧૦૭.

બીજા પ્રતરમાં સ્થિતિ એજ પ્રમાણે અનુક્રમે દશ લાખ વર્ષની અને નેવું લાખ વર્ષની છે. ૧૦૮.

એ પરથી એમ સિદ્ધ થાય છે કે કોઇપણ નારકની આયુસ્થિતિ નેવું હજાર વર્ષથી અધિક હોય તે (જઘન્ય) દશ લાખ વર્ષની તો સમજી જ લેવી, દશ લાખથી ન્યૂન તો નહિં જ. ૧૦૯.

ત્રીજા પ્રસ્તરમાં જઘન્યતઃ નેવું લાખ વર્ષોની, અને ઉત્કર્ષતઃ ક્રોડ પૂર્વની સ્થિતિ છે. ૧૧૦.

जघन्या पूर्वकोट्येका चतुर्थप्रतरे स्थितिः ।
दशभागीकृतस्यैको भागोऽब्धेः परमा पुनः ॥ १११ ॥

एको भागः पंचमे च जघन्योत्कर्षतः पुनः ।
स्यातां द्वौ दशमौ भागौ तौ षष्टे च जघन्यतः ॥ ११२ ॥

उत्कर्षतश्च षष्टे स्युस्त्रयो भागास्त एव च ।
जघन्यतः सप्तमे स्युरुत्कर्षात्तच्चतुष्टयम् ॥ ११३ ॥ युग्मम् ॥

जघन्यतोऽष्टमे भागाश्चत्वार एव तादृशाः ।
उत्कर्षतश्चाष्टमे स्युर्भागा पंच पयोनिधेः ॥ ११४ ॥

पंचैव भागास्तादृक्षा नवमे तु जघन्यतः ।
उत्कर्षान्नवमे षट् ते दशमे षड् जघन्यतः ॥ ११५ ॥

उत्कर्षाद्दशमे सप्तैकादशे ते जघन्यतः ।
एकादशेऽष्ट चोत्कर्षात् द्वादशेऽष्ट जघन्यतः ॥ ११६ ॥

द्वादशे पुनरुत्कर्षान्नव भागास्त्रयोदशे ।
नव भागा जघन्येनोत्कर्षतः सागरोपमम् ॥ ११७ ॥ विशेषकम् ॥

---

ચોથા પ્રતરમાં જઘન્યતઃ એક ક્રોડ પૂર્વની અને ઉત્કર્ષતઃ એક દશાંશ સાગરોપમની છે. ૧૧૧.

પાંચમા પ્રતરમાં સાગરોપમના એક દશાંશ જેટલી જઘન્ય સ્થિતિ છે અને એના બે દશાંશ જેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ છે. છઠ્ઠામાં એટલીજ એટલે કે બે દશાંશ સાગરોપમ જેટલી જઘન્ય સ્થિતિ છે અને ત્રણ દશાંશ સાગરોપમ જેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ છે. સાતમામાં ત્રણ દશાંશ સાગરોપમ જઘન્ય અને ચાર દશાંશ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે. ૧૧૨-૧૧૩.

આઠમા પ્રતરમાંના નારકોની આયુસ્થિતિ જઘન્યતઃ તેજ (ચાર દશાંશ સાગરોપમની) છે, અને ઉત્કર્ષતઃ પાંચ દશાંશ સાગરોપમની છે. ૧૧૪.

નવમા પ્રતરમાં એ જઘન્ય સ્થિતિ એટલી જ એટલે પાંચ દશાંશ સાગરોપમની છે. અને ઉત્કૃષ્ટ છ દશાંશ સાગરોપમની છે. દશમામાં જઘન્ય છ દશાંશ સાગરોપમની અને ઉત્કૃષ્ટ સાત દશાંશ સાગરોપમની છે. અગ્યારમામાં સાત દશાંશ સાગરોપમની જઘન્ય અને આઠ દશાંશ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે. બારમા પ્રતરમાં એજ આઠ દશાંશની જઘન્ય અને નવ દશાંશની ઉત્કૃષ્ટ સ્થિતિ છે. છેલ્લા તેરમા પ્રતરમાં નવ દશાંશ સાગરોપમની જઘન્ય અને સંપૂર્ણ એક સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ છે. ૧૧૫-૧૧૭.

अस्यां लेश्या च कापोती जघन्योऽवधिगोचरः ।
गव्यूतानां त्रयं सार्द्धं परस्तेषां चतुष्टयम् ॥ ११८ ॥

उत्पद्यन्ते च्यवन्ते च सर्वदा नारका इह ।
कदाचित् विरहोऽपि स्याज्जघन्यः समयं स च ॥ ११९ ॥

उत्कर्षतो मुहूर्त्तानां चतुर्विंशतिराहिता ।
सर्वासां समुदाये च मुहूर्त्ता द्वादशान्तरम् ॥ १२० ॥

एकेन समयेनैकादयोऽसंख्यावसानकाः ।
उत्पद्यन्ते च्यवन्तेऽस्यामेवं सर्वक्षितिष्वपि ॥ १२१ ॥

इति रत्नप्रभापृथिवी ॥ १ ॥

अथ वंशाभिधा पृथ्वी द्वितीया परिकीर्त्यते ।
या शर्कराणां बाहुल्यात् गोत्रेण शर्कराप्रभा ॥ १२२ ॥

घनोदध्यादिकं सर्वं ज्ञेयमत्रापि पूर्ववत् ।
घनोदध्यादिवलयविष्कम्भस्तु विशिष्यते ॥ १२३ ॥

---

આ નરકમાં કાપોતલેશ્યા છે, તથા અવધિજ્ઞાનનો વિષય જઘન્ય સાડાત્રણ ગાઉનો અને ઉત્કૃષ્ટ ચાર ગાઉનો છે. ૧૧૮.

અહિં નારકો સદાયે ઉપજ્યા કરે છે અને ચ્યવ્યા કરે છે. કદાચ **અંતર** પડે તો ઓછામાં ઓછું એક સમયનું, અને વધારેમાં વધારે ચોવીશ મુહૂર્ત્તનું અંતર પડે; જ્યારે સર્વ નરકપૃથ્વીના સમુદાયની અપેક્ષાએ તો બાર મુહૂર્ત્તનું અંતર પડે. ૧૧૯–૧૨૦.

આ નરકપૃથ્વીમાં **એક સમયે** એકથી તે અસંખ્યાત સુધી નારકો ઉત્પન્ન થાય છે અને ચ્યવે છે. સર્વે નરકપૃથ્વીમાં એમ જ થાય છે. ૧૨૧.

એ પ્રમાણે રત્નપ્રભાપૃથ્વીનું સ્વરૂપ કહ્યું. ( ૧ )

હવે બીજી વંશા નામની નરકપૃથ્વીનું વર્ણન કરૂં છું. ત્યાં શર્કરા બહુ હોવાથી એનું ગોત્રનામ શર્કરાપ્રભા કહેવાય છે. ૧૨૨.

અહિં 'ઘનોદધિ' આદિ સર્વ વાનાં પૂર્વવત્ જાણવાં. ફક્ત ઘનોદધિ વગેરેના વલયોના વિષ્કંભમાં ફેર છે. ૨૨૩.

स चैवम् ।

योजनैकतृतीयांशयुतानि योजनानि षट् ।
वंशायामाद्यवलये विष्कम्भः परिकीर्त्तितः ॥ १२४ ॥

पादोनानि योजनानि पंच मानं द्वितीयके ।
योजनं योजनस्य द्वादशांशाः सप्त चान्तिमे ॥ १२५ ॥

त्रयोदशभिरित्येवं तृतीयभागवर्जितैः ।
अलोकः शर्करापृथ्वीपर्यन्तात् किल योजनैः ॥ १२६ ॥

एकं लक्षं योजनानां सद्वात्रिंशत्सहस्रकम् ।
अस्या बाहल्यमादिष्टं विशिष्टज्ञानशालिभिः ॥ १२७ ॥

मुक्त्वैकैकं सहस्रं च प्राग्वदस्यामुपर्यधः ।
एकलक्षे योजनानां सहस्रैस्त्रिंशतान्विते ॥ १२८ ॥

एकादश प्रस्तटाः स्युः तेषां प्रत्येकमन्तरम् ।
योजनानां सहस्राणि नव सप्त शतानि च ॥ १२९ ॥ युग्मम् ॥

प्रतिप्रतरमेकैको भवेच्च नरकेन्द्रकः ।
मध्यभागेऽथ नामानि तेषां ज्ञेयान्यनुक्रमात् ॥ १३० ॥

---

એ તફાવત આ પ્રમાણે છે:—'વંશા' ના પહેલા વલયનો વિષ્કંભ છ પૂર્ણાંક એક તૃતીયાંશ યોજન છે; બીજા વલયનો પોણાપાંચ યોજન છે; જ્યારે છેલ્લા ત્રીજા વલયનો એક પૂર્ણાંક સાત બારાંશ યોજન છે. અને એવી રીતે (ગણિત કરતાં) આ 'શર્કરાપ્રભા'–વંશાના છેડાથી બાર પુર્ણાંક બે તૃતીયાંશ યોજનને છેટે 'અલોક' છે. ૧૨૪–૧૨૬.

આ નરકપૃથ્વીની જાડાઇ એક લાખ બત્રીશ હજાર યોજનની કહી છે.

અહિં પણ હેઠળ ઉપર હજાર હજાર યોજન મૂકીને શેષ એક લાખને ત્રીશ હજાર યોજનમાં અગ્યાર 'પ્રતર' આવેલાં છે. વળી એવા બબ્બે પ્રતર વચ્ચે અન્તર છે તે નવ હજાર સાતસો યોજન જેટલું છે. ૧૨૭–૧૨૯.

દરેક 'પ્રતર'ના મધ્યમાં એક નરકેન્દ્ર છે.

એઓનાં નીચે પ્રમાણે "નામાભિધાન" ક્રમવાર જાણવાં:—૧૩૦.

धनिको धनकश्चैव मनको वनकस्तथा ।
घट्टसंघट्टजिह्वाख्याः अपजिह्वस्तथापरः ॥ १३१ ॥
लोलश्च लोलावर्तश्च घनलोलस्तथैव च ।
प्रतिप्रतरमेभ्योऽष्टावष्टौ स्युर्नरकालयाः ॥ १३२ ॥

तत्राद्यप्रतरमध्यनरकादावलीं प्रति ।
षट्त्रिंशत् दिक्षु नरकाः पंचत्रिंशत् विदिक्षु च ॥ १३३ ॥
प्रथमे पंक्तिगाः पंचाशीतियुक्तं शतद्वयम् ।
द्वितीयादिषु चैकैकहीनाः स्युः सर्वपंक्तयः ॥ १३४ ॥
द्वितीयप्रतरे तस्मात् द्विशती सप्तसप्ततिः ।
तृतीये पांक्तिनरका द्विशत्येकोनसप्ततिः ॥ १३५ ॥
चतुर्थे पंक्तिनरका द्वे शते सैकषष्टिके ।
पंचमे द्विशती तेषां त्रिपंचाशत्समन्विता ॥ १३६ ॥
पंचचत्वारिंशदाढ्ये द्वे शते षष्ट ईरिताः ।
सप्तमप्रस्तटे सप्तत्रिंशताढ्या शतद्वयी ॥ १३७ ॥
एकोनत्रिंशदधिके द्वे शते प्रस्तटेऽष्टमे ।
एकविंशत्यधिके च द्वे शते नवमे मताः ॥ १३८ ॥
शतद्वयं च दशमे त्रयोदशाधिकं भवेत् ।
एकादशे प्रस्तटे च पंचोत्तरं शतद्वयम् ॥ १३९ ॥

---

(૧) ધનિક, (૨) ધનક, (૩) મનક, (૪) વનક, (૫) ઘટ્ટ, (૬) સંઘટ્ટ, (૭) જિહ્વ, (૮) અપજિહ્વ, (૯) લોલ, (૧૦) લોલાવર્ત તથા (૧૧) ઘનલોલ. ૧૩૧-૧૩૨.

આ નરકેન્દ્રોથી પ્રત્યેક પ્રતરે આઠ આઠ નરકાવાસ નીકળેલા છે.

પહેલા પ્રતરના મધ્યના નરકાવાસથી ચારે દિશાઓમાં છત્રીશ છત્રીશ અને ચારે વિદિશાઓમાં પાંત્રીશ પાંત્રીશ નરકાવાસો છે. એટલે એ રીતે ત્યાં (પહેલા પ્રતરમાં) બસોને પંચ્યાશી નરકાવાસા થયા. તે પછીના પ્રસ્તટોમાં દરેક પંક્તિમાં ઉત્તરોત્તર એકેક ઓછો ઓછો છે. એટલે બીજા પ્રતરમાં બસો સત્યોતેર થયા, ત્રીજામાં બસો ઓગણોતેર, ચોથામાં બસો એકસઠ, પાંચમામાં બસો ને ત્રેપન, છઠ્ઠામાં બસો ને પીસતાળીશ, સાતમા પ્રતરમાં

षड्विंशतिः शतानि स्युः नवतिः पंचभिर्युता ।
वंशायां नरकावासाः सर्वे पंक्तिगताः किल ॥ १४० ॥

सहस्राः सप्तनवतिश्चतुर्विंशतिलक्षकाः ।
त्रिशती पंचभिर्युक्ता प्राग्वत् पुष्पावकीर्णकाः ॥ १४१ ॥

सर्वे च नरकावासा लक्षाः स्युः पंचविंशतिः ।
वंशायां ज्ञानिभिर्दृष्टा ज्ञानेन सर्वगामिना ॥ १४२ ॥

एषां संस्थानमुच्चत्वं स्वरूपं वेधनादिकम् ।
रत्नप्रभावद्विज्ञेयं त्र्यस्राद्यनुक्रमोऽपि च ॥ १४३ ॥

षडंगुलाधिकाः एकत्रिंशत्कराः वपुर्भवेत् ।
प्रथमप्रस्तटे वंशापृथिव्यां नारकांगिनाम् ॥ १४४ ॥

द्वितीये च चतुस्त्रिंशत्कराः नवांगुलाधिकाः ।
द्वादशांगुलयुक् सप्तत्रिंशत्करास्तृतीयके ॥ १४५ ॥

चत्वारिंशत्करास्तुर्येऽधिकपंचदशांगुलाः ।
पंचमे ते त्रिचत्वारिंशत् सहाष्टादशांगुलाः ॥ १४६ ॥

---

બસો સાડત્રીશ, આઠમામાં બસો ને ઓગણત્રીશ, નવમાં બસો ને એકવીશ, દશમામાં બસો ને તેર ને અગ્યારમામાં બસો ને પાંચ નરકાવાસો છે. ૧૩૩-૧૩૯.

એ ગણત્રીએ આ નરકપૃથ્વીમાં સર્વમળી 'પંક્તિગત' નરકાવાસો બે હજાર છસો ને પંચાણું થયા. ૧૪૦.

વળી ત્યાં ચોવીશ લાખ સતાણું હજાર ત્રણસોને પાંચ પૂર્વોક્ત 'પુષ્પાવકીર્ણ' આવાસો છે. ૧૪૧.

એટલે સર્વ મળીને એ નરકપૃથ્વીમાં પચ્ચીશ લાખ પૂરેપૂરા નરકાવાસો થયા—એ પ્રમાણે કેવળજ્ઞાનીઓએ પોતાના સર્વવ્યાપક જ્ઞાનવડે જોઈને કહ્યું છે. ૧૪૨.

આ નરકાવાસોનાં સંસ્થાન, ઉંચાઇ, ઉંડાણ આદિક સ્વરૂપ તથા ત્રિકોણાદિકનો અનુક્રમ —એ સર્વ રત્નપ્રભાનાં તે તે વાનાં પ્રમાણે સમજવો. ૧૪૩.

આ વંશાનરકના પહેલા પ્રસ્તટમાં નારકોનું શરીરમાન એકત્રીશ હાથ ને છ આંગળનું છે; બીજામાં ચોત્રીશ હાથ નવ આંગળનું છે. ત્રીજામાં સાડત્રીશ હાથ બાર આંગળનું; ચોથામાં ચાળીશ હાથ પંદર આંગળનું; પાંચમામાં તેંતાલીશ હાથ અઢાર આંગળનું; છઠ્ઠામાં

करार्णां सप्तचत्वारिंशद्विहीनांगुलैस्त्रिभिः ।
षष्ठेऽथ सप्तमे पूर्णाः कराः पंचाशदाहिताः ॥ १४७ ॥
अष्टमे च त्रिपंचाशत् कराः त्र्यंगुलशालिनः ।
नवमेऽङ्गुलषट्काढ्याः षट्पंचाशत् कराः मताः ॥ १४८ ॥
एकोनषष्टिः हस्तानां दशमे सनवाङ्गुलाः ।
एकादशे च द्वाषष्टिः कराः सद्वादशाङ्गुलाः ॥ १४९ ॥

स्थितिः जघन्यास्यामाद्येऽम्बुधिमानाऽपरा तु सा ।
कृतैकादशभागस्याम्बुधेः भागद्वयान्विता ॥ १५० ॥
द्वितीयप्रस्तटे लघ्वी द्विभागसहितोऽम्बुधिः ।
उत्कृष्टा चैकादशांशैश्चतुर्भिरधिकोऽम्बुधिः ॥ १५१ ॥
तृतीये प्रस्तटे वार्धिः चतुर्भागयुतो लघुः ।
षड्भिर्भागैः युतश्चाब्धिरुत्कृष्टा स्थितिराहिता ॥ १५२ ॥
जघन्या प्रस्तटे तुर्ये षड्भागयुतवारिधिः ।
उत्कृष्टा चाष्टभिर्भागैर्युक्त एकः पयोनिधिः ॥ १५३ ॥
पंचमेऽल्पीयसी भागैरष्टभिः सह वारिधिः ।
गरीयसी चात्र भागैर्दशभिः सह तोयधिः ॥ १५४ ॥

---

છેંતાલીશ હાથ એકવીશ આંગળનું; સાતમામાં પચાસ હાથનું બરાબર; આઠમામાં ત્રેપનહાથ ત્રણ આંગળનું; નવમામાં છપ્પન હાથ છ આંગળનું; દશમામાં ઓગણ સાઠ હાથ નવ આંગળનું અને અગ્યારમા પ્રસ્તટમાં બાસઠ હાથ ને બાર આંગળનું છે. ૧૪૪-૧૪૯.

આ નરકના પ્રથમ પસ્તટમાં નારકોનો સ્થિતિકાળ જઘન્ય એક સાગરોપમનો, અને ઉત્કૃષ્ટ એક પૂર્ણાંક બે અગ્યારાંશ સાગરોપમનો છે. ૧૫૦.

વળી એના બીજા પ્રતરમાંના નારકોનો સ્થિતિકાળ જઘન્યતઃ એક પૂર્ણાંક બે અગ્યારાંશ, અને ઉત્કર્ષતઃ એક પૂર્ણાંક ચાર અગ્યારાંશ સાગરોપમ છે. ૧૫૧.

ત્રીજા પ્રસ્તટના નારકોનો સ્થિતિકાળ જઘન્યતઃ એક પૂર્ણાંક ચાર અગ્યારાંશ સાગરોપમ તથા ઉત્કર્ષતઃ એક પૂર્ણાંક છ અગ્યારાંશ સાગરોપમ છે. ૧૫૨.

ચોથા પ્રસ્તટના નારકોનો સ્થિતિકાળ જઘન્યતઃ એક પૂર્ણાંક છ અગ્યારાંશ અને ઉત્કર્ષતઃ એક પૂર્ણાંક આઠ અગ્યારાંશ સાગરોપમનો છે. ૧૫૩.

दशभागान्वितश्चाब्धिः षष्टे तु स्याज्जघन्यतः ।
उत्कर्षतश्चैकभागसंयुक्तं सागरद्वयम् ॥ १५५ ॥

सागरद्वयमेकांशसंयुक्तं सप्तमे लघुः ।
त्रिभिरेकादशांशैश्च युक्तमब्धिद्वयं गुरुः ॥ १५६ ॥

अष्टमे तु त्रिभिर्भागैः सहाब्धिद्वितयं लघुः ।
अंचितं पंचभिर्भागैर्वारिधिद्वितयं गुरुः ॥ १५७ ॥

नवमेऽल्पीयसी पंचभागाढ्यमम्बुधिद्वयम् ।
पयोधिद्वितयं सप्तभागोपेतं गरीयसी ॥ १५८ ॥

जघन्या दशमे सप्तभागाढ्यं सागरद्वयम् ।
उत्कृष्टा सागरद्वंद्वं भागैर्नवभिरन्वितम् ॥ १५९ ॥

नवभागान्वितवार्धिद्वयमेकादशे लघुः ।
उत्कृष्टा च वारिधीनां संपूर्णं त्रितयं भवेत् ॥ १६० ॥

---

પાંચમા પ્રસ્તટના નારકોનો સ્થિતિકાળ જઘન્યતઃ એક પૂર્ણાંક આઠ અગ્યારાંશ અને ઉત્કર્ષતઃ એક પૂર્ણાંક દશ અગ્યારાંશ સાગરોપમનો છે. ૧૫૪.

છઠ્ઠા પ્રસ્તટમાં નારકોનો સ્થિતિકાળ જઘન્યતઃ એક પૂર્ણાંક દશ અગ્યારાંશ અને ઉત્કર્ષતઃ બે પૂર્ણાંક એક અગ્યારાંશ સાગરોપમનો છે. ૧૫૫.

સાતમા પ્રસ્તટના નારકોનો સ્થિતિકાળ જઘન્યતઃ બે પૂર્ણાંક એક અગ્યારાંશ અને ઉત્કર્ષતઃ બે પૂર્ણાંક ત્રણ અગ્યારાંશ સાગરોપમનો છે. ૧૫૬.

આઠમા પ્રસ્તટના નારકોનો સ્થિતિકાળ જઘન્યતઃ બે પૂર્ણાંક ત્રણ અગ્યારાંશ સાગરોપમનો અને ઉત્કર્ષતઃ બે પૂર્ણાંક પાંચ અગ્યારાંશ સાગરોપમનો જાણવો. ૧૫૭.

નવમા પ્રસ્તટમાં નારકોનો સ્થિતિકાળ જઘન્યતઃ બે પૂર્ણાંક પાંચ અગ્યારાંશ અને ઉત્કર્ષતઃ બે પૂર્ણાંક સાત અગ્યારાંશ સાગરોપમનો છે. ૧૫૮.

દશમા પ્રતરમાં નારકોનો સ્થિતિકાળ જઘન્યતઃ બે પૂર્ણાંક સાત અગ્યારાંશ અને ઉત્કર્ષતઃ બે પૂર્ણાંક નવ અગ્યારાંશ સાગરોપમનો છે. ૧૫૯.

છેલ્લા અગ્યારમા પ્રસ્તટના નારકોનો સ્થિતિકાળ જઘન્યતઃ બે પૂર્ણાંક નવ અગ્યારાંશ સાગરોપમનો અને ઉત્કર્ષતઃ બરાબર ત્રણ સાગરોપમનો છે. ૧૬૦.

प्राग्वत् लेश्या च कापोती ह्यवधेर्गोचरो गुरुः ।
गव्यूतानां त्रयं सार्द्धं गव्यूतत्रितयं लघुः ॥ १६१ ॥

नारकच्यवनोत्पत्तिविरहोऽत्र जघन्यतः ।
समयं यावदुत्कर्षात् दिनानि सप्त कीर्त्तितः ॥ १६२ ॥

इति शर्कराप्रभापृथिवी ॥ २ ॥

अथ शैलाभिधा पृथ्वी तृतीया परिकीर्त्यते ।
या वालुकानां बाहुल्यात् गोत्रेण वालुकाप्रभा ॥ १६३ ॥

अस्यां प्रथमवलये विष्कम्भो योजनानि षट् ।
द्वौ त्रिभागौ योजनस्य द्वितीये वलये पुनः ॥ १६४ ॥

पंचैव योजनानि स्युः वलयेऽथ तृतीयके ।
योजनस्य द्वादशांशैरष्टभिः सह योजनम् ॥ १६५ ॥ युग्मम् ।

त्रयोदशभिरित्येवं सतृतीयांशयोजनैः ।
अलोको वालुकापृथ्वीपर्यन्ततः प्ररूपितः ॥ १६६ ॥

शेषं घनोदध्यादिस्वरूपं घर्मावत् ॥

---

આ નરકપૃથ્વીમાં પણ પૂર્વવત્ કાપોતલેશ્યા છે. વળી અવધિજ્ઞાનનો વિષય ઉત્કર્ષતઃ સાડાત્રણ ગાઉનો તથા જઘન્યતઃ ત્રણ ગાઉનો છે. ૧૬૧.

આ નરકના નારકોનો ઉત્પત્તિ અને ચ્યવનનો અન્તર જઘન્યતઃ એક સમય, અને ઉત્કર્ષતઃ સાત દિવસોનો છે. ૧૬૨.

એ પ્રમાણે બીજી શર્કરાપ્રભા નામની નરક પૃથ્વીનું વર્ણન થયું. ( ૨ ).

હવે ત્રીજી શૈલા નામની નરક પૃથ્વીનું વર્ણન કરીએ.

એ શૈલામાં વાલુકા એટલે વેળુ કે રેતીની બહોળતા હોવાથી, એ 'વાલુકાપ્રભા' ને નામે ઓળખાય છે. ૧૬૩.

એમાં પહેલા વલયનો વિષ્કંભ છ યોજન છે, બીજા વલયનો પાંચ પૂર્ણાંક બે તૃતીયાંશ યોજન છે, અને ત્રીજા વલયનો એક પૂર્ણાંક બે તૃતીયાંશ યોજન છે. એ પ્રમાણે કુલ તેર પૂર્ણાંક એક તૃતીયાંશ યોજને વાલુકાપ્રભાનો સીમાડો પૂરો થયો. ત્યાંથી આગળ ફરતો અલોક છે. ૧૬૪-૧૬૬.

એનું ઘનોદધિ આદિ શેષ સ્વરૂપ 'ધર્મા' પ્રમાણે છે.

अष्टाविंशत्या सहस्रैः योजनानां समन्वितम्।
लक्षं बाहल्यमादिष्टं अस्यां दृष्टजगत्त्रयैः ॥ १६७ ॥

मुक्त्वा चैकैकं सहस्रं प्राग्वदस्यामुपर्यधः
मध्ये षड्विंशतिसहस्राढ्यैकलक्षयोजनम् ॥ १६८ ॥

नव स्युः प्रस्तटास्तेषां प्रत्येकमिदमन्तरम्।
सहस्राणि द्वादशैव त्रिशती पंचसप्ततिः ॥ १६९ ॥ युग्मम् ॥

प्रतिप्रतरमेकैको मध्ये स्यान्नरकेन्द्रकः।
ते च तप्तः तपितश्च तपनः तापनस्तथा ॥ १७० ॥

निदाघश्च प्रज्वलितः परः उज्ज्वलिताभिधः।
तथा संज्वलिताभिख्यः संप्रज्वलितसंज्ञकः ॥१७१॥युग्मम्॥

एभ्यश्च पंक्तयो दिक्षु विदिशासु च निर्गताः।
पंचविंशतिरावासास्तत्र दिग्वर्त्तिपंक्तिषु ॥ १७२ ॥

विदिशापंक्तिषु चतुर्विंशतिः नरकालयाः।
प्रथमप्रतरे सप्तनवत्याढ्यं शतं समे ॥ १७३ ॥

द्वितीयादिप्रस्तटे स्युः श्रेण्य एकैकवर्जिताः।
ततो द्वितीय एकोननवत्याढ्यं शतं समे ॥ १७४ ॥

---

આ 'શૈલા' ની જાડાઇ એક લાખ અઠ્યાવીશ હજાર યોજનની કહી છે. ૧૬૭.

એમાં પણ ઉપરના ને હેઠળના હજાર હજાર યોજન છોડીને બાકીના એક લાખ છવ્વીશ હજાર યોજન પ્રમાણ મધ્યભાગમાં નવ પ્રતર છે. અને એઓ એક બીજાથી બાર હજાર ત્રણસો પંચોતેર યોજનને અંતરે છે. ૧૬૮–૧૬૯.

પ્રતરે પ્રતરે એક નરકેન્દ્ર છે અને એમનાં (૧) તપ્ત, (૨) તપિત, (૩) તપન, (૪) તાપિત, (૫) નિદાઘ, (૬) પ્રજ્વલિત, (૭) ઉજ્વલિત, (૮) સંજ્વલિત અને (૯) સંપ્રજ્વલિત—એવાં નામ છે. ૧૭૦–૧૭૧.

એ નરકેન્દ્રોથકી ચાર દિશાઓમાં ચાર અને ચાર વિદિશાઓમાં ચાર મળીને આઠ પંક્તિ કે આવળી નીકળેલી છે–એમાં, દિગ્વર્તિ પંક્તિઓમાં પચવીશ પચવીશ અને વિદિગ્-વર્તિ પંક્તિઓમાં ચોવીશ ચોવીશ નરકાવાસો છે. એમ પહેલા પ્રતરમાં સમગ્ર એકસોને સત્તાણું નરકાવાસો છે. ૧૭૨–૧૭૩.

सैकाशीति तृतीये तच्चतुर्थे सत्रिसप्तति ।
पंचमे प्रतरे प्रोक्तं पंचषष्टियुतं शतम् ॥ १७५ ॥

षष्टे च प्रस्तटे सप्तपंचाशं सम्मतं शतम् ।
शतमेकोनपंचाशद्युक्तमुक्तं च सप्तमे ॥ १७६ ॥

अष्टमे त्वेकचत्वारिंशतोपेतं शतं मतम् ।
त्रयस्त्रिंशं शतं चैकं नवमे प्रस्तटे भवेत् ॥ १७७ ॥

एवं चतुर्दशशती पंचाशीतिसमन्विता ।
वालुकायां पंक्तिगताः सर्वेऽपि नरकालयाः ॥ १७८ ॥

सहस्राण्यष्टनवतिस्तथा लक्षाश्चतुर्दश ।
शताः पंच पंचदशाधिकाः पुष्पावकीर्णकाः ॥ १७९ ॥

एवं च वालुकापृथ्व्यां नरकाः सर्वसंख्यया ।
लक्षाः पंचदश प्रोक्ताः तत्त्वज्ञानमहार्णवैः ॥ १८० ॥

शेषं सर्वं स्वरूपं घर्मावत् ॥

द्वाषष्टिः पाणयः सार्द्धाः प्रथमप्रस्तटे तनुः ।
सार्द्धसप्तांगुलाढ्याश्च द्वितीये सप्ततिः कराः ॥ १८१ ॥

---

વળી બીજા અને તે પછીના પ્રતરોમાં પ્રત્યેક શ્રેણિએ એકેક ઓછો ઓછો ( નરકાવાસ ) છે. એટલે હિસાબ ગણતાં બીજા પ્રતરમાં સઘળા મળીને એકસો નેવાશી ( નરકાવાસ ) થયા. ૧૭૪.

એ જ પ્રમાણે ત્રીજા પ્રતરમાં સમગ્ર થઇને એકસો એકાશી, ચોથામાં એકસો તોંતેર, પાંચમામાં એકસો પાંસઠ, છઠ્ઠામાં એકસો સતાવન, સાતમામાં એકસો ઓગણપચાસ, આઠમામાં એકસો એકતાળીશ અને છેલ્લા નવમામાં એકસો તેત્રીશ છે. ૧૭૫–૧૭૭.

એટલે નવે પ્રતરના થઇને કુલ ચૌદસોને પંચાશી ' પંક્તિગત ' નરકાવાસો થયા. ૧૭૮.

વળી ' પુષ્પાવકીર્ણ ' નરકાવાસોની સંખ્યા ચૌદ લાખ અઠાણું હજાર પાંચસોને પંદર કહી છે. ૧૭૯.

એટલે આ ' વાલુકાપ્રભા ' માં સર્વ મળી પંદર લાખ નરકાવાસ થયા. ૧૮૦.

શેષ સર્વ વાનાં ' ઘર્મા ' પ્રમાણે છે.

પહેલા પ્રસ્તટમાં નારકોનું શરીરમાન સાડીબાસઠ હાથ છે; બીજામાં શીત્તેર હાથ સાડાસાત આંગળ છે. ૧૮૧.

तृतीयेऽष्टसप्ततिस्ते संयुक्ता अंगुलैस्त्रिभिः ।
तुर्ये सार्द्धांगुलन्यूनाः षडशीतिः कराः किल ॥ १८२ ॥

पंचमे च त्रिनवतिः कराः साष्टादशांगुलाः ।
एकोत्तरशतं षष्ठेऽध्यर्द्धत्रयोदशांगुलाः ॥ १८३ ॥

नवोत्तरं शतं हस्ताः सप्तमे सनवांगुलाः ।
सार्द्धांगुलचतुष्काढ्यं शतं सप्तदशोत्तरम् ॥ १८४ ॥

कराणामष्टमे ज्ञेयं नवमप्रस्तटे तथा ।
शतं सपादं संपूर्णं द्विघ्नं तूत्तरवैक्रियम् ॥ १८५ ॥

प्रथमेऽब्धित्रयं लघ्वी स्थितिरुत्कर्षतोऽम्बुधेः ।
नवभागीकृतस्यांशचतुष्काढ्याः त्रयोऽर्णवाः ॥ १८६ ॥

एषैव च द्वितीये स्याज्जघन्या परमा पुनः ।
वार्द्धित्रयं प्रोक्तरूपैर्भागैरष्टभिरंचितम् ॥ १८७ ॥

तृतीये तु जघन्याब्धित्रयं भागैः सहाष्टभिः ।
उत्कर्षतस्त्रिभिर्भागैर्युक्तमब्धिचतुष्टयम् ॥ १८८ ॥

---

ત્રીજા પ્રસ્તટમાં અઠ્યોતેર હાથ ને ત્રણ આંગળ શરીરમાન છે, જ્યારે ચોથામાં પંચાશી હાથ ને સાડી બાવીશ આંગળ છે. ૧૮૨.

પાંચમા પ્રસ્તટમાં નારકોનું ત્રાણુ હાથ અઢાર આંગળ શરીરમાન છે, અને છઠ્ઠામાં એકસો એક હાથ ને સાડાતેર આંગળ છે. ૧૮૩.

સાતમા પ્રસ્તટમાં એઓનું શરીરમાન એકસો નવ હાથ ને નવ આગળ છે વળી આઠમામાં એકસો સતર હાથ સાડાચાર આંગળ છે. ૧૮૪.

નવમા પ્રસ્તટમાં બરાબર એકસો પચવીશ હાથનું શરીર છે.

ઉત્તરવૈક્રિય શરીર વળી સર્વેનાં, પોતપોતાના એ શરીરમાન કરતાં બમણાં છે. ૧૮૫.

હવે એ નારકોની આયુષ્ય સ્થિતિ વિષે.

પહેલા પ્રતરમાં ' સ્થિતિ ' જઘન્યતઃ ત્રણસાગરોપમની છે, અને ઉત્કર્ષતઃ ત્રણ પૂર્ણાંક ચાર નવમાંશ સાગરોપમની છે. ૧૮૬.

બીજા પ્રતરમાં જઘન્ય સ્થિતિ ત્રણ પૂર્ણાંક ચાર નવમાંશ સાગરોપમની છે, જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ પૂર્ણાંક આઠ નવમાંશ સાગરોપમની છે. ૧૮૭.

भागत्रयान्वितं तुर्ये जघन्याब्धिचतुष्टयम् ।
उत्कर्षतः सप्तभागयुक्तमब्धिचतुष्टयम् ॥ १८९ ॥

एषैव प्रतरे लघ्वी पंचमे परिकीर्त्तिता ।
उत्कर्षतो द्विभागाढ्या प्रज्ञप्ता पंचसागरी ॥ १९० ॥

षष्ठे जघन्यतः पंचपारावारी द्विभागयुक् ।
उत्कर्षतः पंचपारावारी षड्भागसंयुता ॥ १९१ ॥

इयमेव जघन्या च सप्तमप्रतरे भवेत् ।
युक्तान्येकेन भागेन परमा सागराणि षट् ॥ १९२ ॥

सागराणि षडेकांशसंयुक्तान्यष्टमे लघुः ।
उत्कृष्टा षट् सागराणि पंचभागयुतानि च ॥ १९३ ॥

नवमे पंचभागाढ्या जघन्या षट् पयोधयः ।
उत्कर्षतः स्थितिश्चात्र संपूर्णाः सप्त सागराः ॥ १९४ ॥

---

ત્રીજા પ્રતરમાં જઘન્યતઃ ત્રણ પૂર્ણાંક આઠ નવમાંશ સાગરોપમની, અને ઉત્કર્ષતઃ ચાર પૂર્ણાંક એક તૃતીયાંશ સાગરોપમની ( સ્થિતિ ) છે. ૧૮૮.

ચોથા પ્રતરમાં જઘન્યતઃ ચાર પૂર્ણાંક એક તૃતીયાંશ સાગરોપમની સ્થિતિ છે, અને ઉત્કૃષ્ટ ચાર પૂર્ણાંક સાત નવમાંશ સાગરોપમની છે. ૧૮૯.

પાંચમા પ્રતરમાં જઘન્યતઃ ચાર પૂર્ણાંક સાત નવમાંશ સાગરોપમની, અને ઉત્કર્ષતઃ પાંચ પૂર્ણાંક બે નવમાંશ સાગરોપમની છે. ૧૯૦.

છઠ્ઠા પ્રતરમાં જઘન્યપણે પાંચ પૂર્ણાંક બે નવમાંશ સાગરોપમની સ્થિતિ છે. જ્યારે ઉત્કૃષ્ટપણે પાંચ પૂર્ણાંક છ નવમાંશ સાગરોપમની છે. ૧૯૧.

સાતમા પ્રસ્તરમાં ( નારકોની ) જઘન્ય સ્થિતિ પાંચ પૂર્ણાંક છ નવમાંશ સાગરોપમની, અને ઉત્કષ્ટ સ્થિતિ છ પૂર્ણાંક એક નવમાંશ સાગરોપમની છે. ૧૯૨.

આઠમા પ્રસ્તરમાં એમની જઘન્ય સ્થિતિ છ પૂર્ણાંક એક નવમાંશ સાગરોપમની છે, જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિ છ પૂર્ણાંક પાંચ નવમાંશ સાગરોપમની છે. ૧૯૩.

નવમા પ્રસ્તરમાં એમની જઘન્ય સ્થિતિ છ પૂર્ણાંક પાંચ નવમાંશ સાગરોપમની છે, જ્યારે એમની ઉત્કૃષ્ટ સ્થિતિ બરાબર સાતસાગરોપમની છે. ૧૯૪.

હવે આ નારકીના જીવોની લેશ્યાવિષે.

प्रथमप्रतरे चात्र केषांचिन्नारकांगिनाम् ।
कापोतलेश्या सर्वेषु नीललेश्यापरेषु च ॥ १९५ ॥
स्थितिः कापोतलेश्याया भवेदुत्कर्षतोऽपि यत् ।
पल्योपमासंख्यभागाभ्यधिकं सागरत्रयम् ॥ १९६ ॥
द्वितीयादिप्रस्तटे तु जघन्यापि न सा स्थितिः ।
तदाद्य एव प्रतरे कापोत्यस्यामिति स्थितम् ॥ १९७ ॥
तत्रापि पल्यासंख्यांशाधिकाम्भोधित्रयावधि ।
बिभ्रतामायुरेषा स्यान्नीलैवातोऽधिकायुषाम् ॥ १९८ ॥
सजातीयापि लेश्या स्यादधोऽधोऽनुक्रमादिह ।
क्लिष्टा क्लिष्टतरा क्लिष्टतमा सर्वासु भूमिषु ॥ १९९ ॥
उत्कर्षतोऽवधिक्षेत्रं गव्यूतत्रयमत्र च ।
जघन्यतश्च गव्यूतद्वयं सार्द्धं तदाहितम् ॥ २०० ॥
अत्रोत्पत्तिच्यवनयोरन्तरं परमं भवेत् ।
दिनानि पंचदश तज्जघन्यं समयात्मकम् ॥ २०१ ॥

---

પહેલા પ્રતરમાં કેટલાક નારકોની 'કાપોત' લેશ્યા છે; જ્યારે બીજા સર્વ પ્રતરોમાં 'નીલ' લેશ્યા છે. ૧૯૫.

કાપોત લેશ્યાની સ્થિતિ ઉત્કર્ષતઃ 'ત્રણ સાગરોપમ ને ઉપર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ' છે; અને બીજા તથા તે પછીના પ્રસ્તટમાં તો જઘન્યતઃ પણ એટલી સ્થિતિ નથી; માટે આ નરકમાં પહેલા પ્રતરમાંજ કાપોત લેશ્યા છે એમ નક્કી થયું. ૧૯૬–૧૯૭.

વળી એમાં પણ, જેમનું આયુષ્ય 'ત્રણ સાગરોપમ ને ઉપર પલ્યોપમનો અસંખ્યમો ભાગ' છે તેમને જ કાપોત લેશ્યા છે. એથી અધિક આયુષ્ય–સ્થિતિવાળાની નીલ લેશ્યા જ છે. ૧૯૮.

એ સજાતીય લેશ્યા પણ હેઠળ હેઠળ સર્વ પૃથ્વીમાં અનુક્રમે ક્લિષ્ટ, વધારે ક્લિષ્ટ અને અતિશય ક્લિષ્ટ હોય છે. ૧૯૯.

આ વાલુકા પૃથ્વીમાં, અવધિજ્ઞાનનું ક્ષેત્ર ઉત્કૃષ્ટપણે ત્રણ ગાઉનું છે અને જઘન્યપણે અઢી ગાઉનું છે. ૨૦૦.

વળી 'ઉત્પત્તિ અને 'ચ્યવન' વચ્ચે અન્તર ઉત્કર્ષતઃ પંદર દિવસનું અને જઘન્યતઃ એક સમયમાત્રનું કહ્યું છે. ૨૦૧.

इति वालुकाप्रभापृथिवी ॥ ३ ॥

अथांजनाभिधा पृथ्वी चतुर्थीयं निरुप्यते ।
या प्रोक्ता पंकबाहुल्यात् पंकप्रभेति गोत्रतः ॥ २०२ ॥

सप्तयोजनविस्तीर्णमस्यां वलयमादिमम् ।
सपादपंचपादोनद्वयमाने क्रमात् परे ॥ २०३ ॥

चतुर्दशभिरित्येवं संपूर्णैः ननु योजनैः ।
पंकप्रभायाः पर्यन्तादलोकः परिकीर्तितः ॥ २०४ ॥

लक्षं सहस्रैर्विंशत्याधिकं बाहल्यमत्र च ।
मुक्त्वा सहस्रमेकैकं प्राग्वदत्राप्युपर्यधः ॥ २०५ ॥

मध्ये चाष्टादशसहस्राढ्ययोजनलक्षके ।
भवन्ति प्रस्तटाः सप्त तेषां प्रत्येकमन्तरम् ॥ २०६ ॥ युग्मम् ॥

योजनानां सहस्राणि षोडशैकं तथा शतम् ।
सषट्षष्टि द्वौ त्रिभागौ योजनस्येति कीर्त्तितम् ॥ २०७ ॥

प्रतिप्रतरमेकैको भवेच्च नरकेन्द्रकः ।
ते चामी गदिता आरनारौ मारस्तथापरः ॥ २०८ ॥

---

એ પ્રમાણે વાલુકાપ્રભાનામની નરક પૃથ્વીનું સ્વરૂપ કહ્યું. (૩)

હવે ચોથી 'અંજના' નામની નરકપૃથ્વી, જે ત્યાં પંકની બહોળતાને લઇને, પંકપ્રભા' ને નામે ઓળખાય છે એનું નિરૂપણ કરીએ. ૨૦૨.

એના ત્રણ વલયમાંના પહેલાનો વિષ્કંભ સાત યોજન, બીજાનો સવાપાંચ યોજન અને ત્રીજાનો પોણાબે યોજન છે. ૨૦૩.

આ પ્રમાણે ચૌદ યોજને 'અંજના' નો છેડો આવે છે અને પછી 'અલોક' છે. ૨૦૪

આ 'અંજના' ની એક લાખ વીશ હજાર યોજન પ્રમાણ જાડાઇ છે. અહિં પણ પૂર્વવત્ હેઠળ તથા ઉપર હજાર હજાર યોજન મૂકીને બાકીના એક લાખ અઢાર હજાર યોજન જેટલા મધ્યમાં સાત પ્રતર છે. એઓનું પરસ્પર અન્તર સોળ હજાર એકસો છાસઠ પૂર્ણાંક બે તૃતીયાંશ યોજન જેટલું છે. ૨૦૫-૨૦૭.

અહિં પણ પ્રત્યેક પ્રતરે એક નરકેન્દ્ર છે. એટલે સાત પ્રતરના સાત નરકેન્દ્ર થયા. એમનાં (૧) આર, (૨) નાર, (૩) માર, (૪) વર્ચસ્, (૫) તમસ્, (૬) ખાડખડ અને

वर्चः तमः खाडखडः तथा खडखडाभिधः ।
प्रतिप्रतरमेभ्यश्च प्राग्वदष्टाष्टपंक्तयः ॥ २०९ ॥ युग्मम् ॥

स्युः षोडश पंचदशावासा दिक्षु विदिक्षु च ।
शतं सपादं प्रथमप्रतरे सर्वसंख्यया ॥ २१० ॥

द्वितीयादिषु चैकैकहीना अष्टापि पंक्तयः ।
ततो द्वितीयप्रतरे सर्वे सप्तदशं शतम् ॥ २११ ॥

नवोत्तरं तृतीये तत् तुर्ये एकोत्तरं शतम् ।
पंचमे च त्रिनवतिः पंचाशीतिश्च षष्टके ॥ २१२ ॥

सर्वे च पंक्तिनरकाः सप्तमे सप्तसप्ततिः ।
सप्ताधिका सप्तशती सर्वेऽस्यां पंक्तिसंश्रयाः ॥ २१३ ॥

सहस्रा नवनवतिः नव लक्षास्तथा परे ।
द्विशती सत्रिनवतिः अस्यां पुष्पावकीर्णकाः ॥ २१४ ॥

एवं च सर्वे नरकावासाः पंकप्रभाक्षितौ ।
निर्दिष्टा दश लक्षाणि साक्षात्कृतचराचरैः ॥ २१५ ॥

---

( ७ ) खडखड–એ પ્રમાણે નામ છે. એ સાતે થકી પૂર્વવત્ પ્રતરે પ્રતરે આઠ આઠ પંક્તિઓ નીકળેલી છે. ૨૦૮–૨૦૯.

દરેક દિશામાં સોળ સોળ અને દરેક વિદિશામાં પંદર પંદર નરકાવાસો પહેલા પ્રસ્તરમાં છે. એટલે એમાં સઘળા મળી એકસો પચવીશ છે. ૨૧૦.

બીજા અને એ પછીના પ્રતરોમાં ( આઠે પંક્તિઓમાં ) એ અકેક ઓછો ઓછો છે એટલે ગણુત્રી ગણુતાં બીજા પ્રતરમાં એકસો સત્તર નરકાવાસ થાય છે. ૨૧૧.

એજ ગણુત્રીએ ત્રીજા પ્રતરમાં એકસો નવ, ચોથામાં એકસો એક, પાંચમામાં ત્રાણું, છઠ્ઠામાં પંચ્યાસી અને સાતમામાં સત્યોતેર નરકાવાસો થાય છે.

એમ સાતે પ્રતરોના મળીને સાતસોને સાત 'પંક્તિગત' નરકાવાસો થયા. ૨૧૨–૨૧૩.

વળી ત્યાં બીજા 'પુષ્પાપકીર્ણક' નરકાવાસો છે એઓની સંખ્યા નવ લાખ નવાણું હજાર બસોને ત્રાણું છે. ૨૧૪.

એટલે કુલ થઇને, પંકપ્રભાપૃથ્વીમાં દશ લાખ નરકાવાસો શ્રીજિનભગવાનના વચનાનુસાર કહ્યા છે. ૨૧૫.

इत आरभ्य नो पीडा परमाधार्मिकोद्भवा ।
ततोऽस्यां द्विविधा एव क्षेत्रजाश्च मिथःकृताः ॥ २१६ ॥

परमेताः प्राक्तनाभ्योऽनन्तानन्तगुणाधिकाः ।
तीव्राः तीव्रतराः तीव्रतमाः चानुक्रमादधः ॥ २१७ ॥

तत्राप्यत्रोपरितनप्रतरेषु बहुष्वपि ।
उष्णा स्तोकेष्वधःस्थेषु शीता च क्षेत्रवेदना ॥ २१८ ॥

उष्णेषु च नरकेषु नारकाः शीतयोनयः ।
नरकेषु च शीतेषु नारकाः उष्णयोनयः ॥ २१९ ॥

सर्वेष्वपि नरकेषु ज्ञेय एवं विपर्ययः ।
नारकोत्पत्तिदेशान्यक्षेत्रयोः सोऽतिदुःखदः ॥ २२० ॥

हैमत्रिषष्टिचरिते सप्तमपर्वणि त्वत्रापि परमाधार्मिककृता वेदना उक्ता ।

तथाहि— सिंहादिरूपैः विकृतैः तत्र शम्बूकरावणौ ।
लक्ष्मणेन समं क्रुद्धौ युद्ध्यमानौ ददर्श सः ॥ १ ॥

नैवं वो युद्ध्यमानानां दुःखं भावीति वादिनः ।
परमाधार्मिकाः क्रुद्धा अग्निकुंडेषु तान्न्यधुः ॥ २ ॥

---

આ અને આ પછીની સર્વ નરકપૃથ્વીમાં ' પરમાધામીકૃત ' વેદના નથી. ફકત ' ક્ષેત્ર-વેદના ' અને ' પરસ્પરકૃત વેદના ' એમ બે જ પ્રકારની છે. ૨૧૬.

પરંતુ એ વેદના યે પૂર્વની વેદના કરતાં અનંત અનંત ગણી છે. અને એ પણ નીચે નીચે જઇએ છીએ તેમ તેમ અનુક્રમે તીવ્ર, વધારે તીવ્ર અને અત્યન્ત તીવ્ર થતી જાય છે. ૨૧૭.

એમાં યે વળી ઉપરના ઘણા પ્રસ્તટોમાં ' ક્ષેત્રવેદના ' ઉષ્ણ છે; જ્યારે નીચેના થોડા પ્રસ્તટોમાં એ શીત છે. ૨૧૮.

શીતયોનિવાળાના આવાસો ઉષ્ણ છે અને ઉષ્ણયોનિવાળાના આવાસો શીત છે. ૨૧૯.

સર્વે નરકોમાં, નારકોના ઉત્પત્તિસ્થાન અને આવાસનાં ક્ષેત્ર વચ્ચે આમ વૈપરીત્ય છે; અને એ અત્યંત દુઃસહ છે. ૨૨૦.

હેમચંદ્રાચાર્યવિરચિત ત્રિશષ્ટિશલાકાપુરુષ ચરિત્રમાં તો, આ પંકપ્રભાપૃથ્વીના નારકો-ને પણ પરમાધામીકૃત વેદના છે એમ કહ્યું છે:—જુઓ:—ત્યાં એણે સિંહ વગેરેનાં રૂપ કરીને

शतं सपादं हस्तानां प्रथमेऽङ्गं द्वितीयके ।
स्यात् षट्चत्वारिंशशतमूनं चतुर्भिरंगुलैः ॥ २२१ ॥

करास्तृतीये षट्षष्टिशतं सषोडशांगुलम् ।
सप्ताशीतिशतं तुर्येऽङ्गुलैः द्वादशभिः युतम् ॥ २२२ ॥

अष्टाधिके द्वे शते च पंचमेऽष्टांगुलाधिके ।
षष्टे च प्रस्तटे देहमानं हस्तशतद्वयम् ॥ २२३ ॥

एकोनत्रिंशता हस्तैः चतुर्भिः चांगुलैः युतम् ।
सप्तमप्रस्तटे देहो हस्ताः सार्द्धं शतद्वयम् ॥ २२४ ॥ युग्मम् ॥

प्रथमप्रस्तटेऽथायुः जघन्यं सप्तसागरी ।
उत्कृष्टा सा त्रिभिः वार्द्धिभागैर्युक्ता च साप्तिकैः ॥ २२५ ॥

द्वितीयप्रस्तटे त्वेषा जघन्या कीर्त्तिता स्थितिः ।
उत्कृष्टा षट्साप्तिकांशसमेताः सप्तवार्द्धयः ॥ २२६ ॥

तृतीये तु जघन्यैषा गदिता परमा पुनः ।
द्वाभ्यां साप्तिकभागाभ्यां संयुक्ता अष्ट सागराः ॥ २२७ ॥

---

લક્ષ્મણુની સાથે યુદ્ધ કરતા શમ્બુકને તથા રાવણુને જોયા. એટલે એ પરમાધામીએ "તમે આવી રીતે લડી રહ્યા છો તો તમને કંઇ દુઃખ થશે નહિં" એમ કહીને એમને અગ્નિકુંડમાં નાખ્યા. ૧-૨

આ પંકપ્રભા નરકના પહેલા પ્રતરમાં **દેહમાન** સવાસો હાથ છે, બીજામાં, એકસો પીસ્તાળીશ હાથ ને વીશ આંગળ છે. ત્રીજામાં, એકસો છાસઠ હાથ ને સોળ આંગળ દેહમાન છે; ચોથામાં એકસો સત્યાશી હાથ ને બાર આગળ છે. પાંચમામાં બસો આઠ હાથ ને આઠ આંગળ દેહમાન છે અને છઠ્ઠામાં બસો ઓગણુત્રીશ હાથ ને ચાર આંગળ છે. છેલ્લા–સાતમા પ્રસ્તટમાં દેહમાન બસો ને પચાસ હાથ છે. ૨૨૧–૨૨૪.

હવે એના નારકોની આયુ:સ્થિતિ વિષે.

પંકપ્રભાના પહેલા પ્રતરમાં નારકોનું આયુષ્ય જઘન્યપણે સાત સાગરોપમ છે અને ઉત્કૃષ્ટપણે સાત પૂર્ણાંક ત્રણુસપ્તમાંશ સાગરોપમ છે. ૨૨૫.

બીજા પ્રતરમાં નારકોનું આયુષ્ય જઘન્યપણે સાતપૂર્ણાંક ત્રણ સપ્તમાંશ સાગરોપમ અને ઉત્કૃષ્ટપણે સાતપૂર્ણાંક છ સપ્તમાંશ સાગરોપમ છે. ૨૨૬.

ત્રીજા પ્રતરમાં નારકોની આયુષ્યસ્થિતિ જઘન્યતઃ સાત પૂર્ણાંક છ સપ્તમાંશ સાગરોપમની છે અને ઉત્કર્ષતઃ આઠ પૂર્ણાંક બે સપ્તમાંશની છે. ૨૨૭.

अष्टाब्धयो द्विभागाढ्याः तुर्ये जघन्यतः स्थितिः ।
पंचभिः साप्तिकैर्भागैः सहाष्टाम्भोधयः परा ॥ २२८ ॥

पंचमे पंचभिर्भागैः सहाष्टसिन्धवो लघुः ।
एकेन साप्तिकांशेन सहोत्कृष्टा नवार्णवाः ॥ २२९ ॥

षष्टे जघन्या त्वेकांशसंयुक्ता सागरा नव ।
चतुर्भिः साप्तिकैर्भागैः सहोत्कृष्टा नवाब्धयः ॥ २३० ॥

इयमेव जघन्येन सप्तमे स्थितिरास्थिता ।
उत्कर्षतः स्थितिश्चात्र जिनैरुक्ता दशाब्धयः ॥ २३१ ॥

नीला भवेदत्र लेश्या परमोऽवधिगोचरः ।
गव्यूतद्वयमध्यर्द्धं गव्यूतद्वितयं लघुः ॥ २३२ ॥

उत्पत्तेश्च्यवनस्यापि नारकाणामिहान्तरम् ।
मासमेकं भवेज्ज्येष्टं जघन्यं समयावधि ॥ २३३ ॥

इति पंकप्रभापृथिवी ॥ ४ ॥

---

ચોથા પ્રતરમાં જઘન્ય સ્થિતિ આઠ પૂર્ણાંક બે સપ્તમાંશ સાગરોપમની છે અને ઉત્કૃષ્ટ સ્થિતિ આઠ પૂર્ણાંક પાંચ સપ્તમાંશ સાગરોપમની છે. ૨૨૮.

પાંચમા પ્રતરમાં એ નારકોની સ્થિતિ જઘન્યતઃ આઠ પૂર્ણાંક પાંચ સપ્તમાંશ સાગરોપમની છે અને ઉત્કર્ષતઃ નવ પૂર્ણાંક એક સપ્તમાંશ સાગરોપમની છે. ૨૨૯.

છઠ્ઠા પ્રતરમાં એમનું જઘન્ય આયુષ્ય નવપૂર્ણાંક એક સપ્તમાંશ, અને ઉત્કૃષ્ટ આયુષ્ય નવ પૂર્ણાંક ચાર સપ્તમાંશ સાગરોપમનું છે. ૨૩૦.

સાતમા પ્રતરમાં એઓની સ્થિતિ જઘન્યતઃ નવ પૂર્ણાંક ચાર સપ્તમાંશ સાગરોપમ અને ઉત્કર્ષતઃ દશ સાગરોપમ પૂરા છે. ૨૩૧.

આ નરકપૃથ્વીના નારકોની ' લેશ્યા ' નીલ છે.

એમનું અવધિજ્ઞાનનું ક્ષેત્ર ઉત્કર્ષતઃ અઢી ગાઉ અને જઘન્યતઃ બે ગાઉ છે. ૨૩૨.

એ નારકોના ઉત્પત્તિસમય અને ચ્યવનકાળ વચ્ચેનું અન્તર ઉત્કર્ષતઃ એક માસ અને જઘન્યતઃ એક સમયમાત્ર છે. ૨૨૩.

એ પ્રમાણે પંકપ્રભાનામની નરકપૃથ્વીનું સ્વરૂપ કહ્યું. (૪)

अथ रिष्टाभिधा पृथ्वी पंचमी परिकीर्त्यते ।
या धूमरूपबाहुल्याद्धूमप्रभेति गोत्रतः ॥ २३४ ॥

वलयस्येह विष्कंभः प्रथमस्य प्ररूपितः ।
योजनस्य तृतीयांशसंयुता सप्तयोजनी ॥ २३५ ॥

द्वितीयवलये सार्द्धपंचयोजनविस्तृतिः ।
तृतीये च द्वादशांशैर्दशभिः सह योजनम् ॥ २३६ ॥

इत्येवं पंचदशभिर्योजनैश्च समन्ततः ।
स्यादलोकः तृतीयांशन्यूनैः धूमप्रभान्ततः ॥ २३७ ॥

अष्टादशसहस्राढ्यलक्षयोजनसंमितम् ।
बाहल्यमस्यामुदितमुदितामितवाङ्मयैः ॥ २३८ ॥

मुक्त्वा सहस्रमेकैकं प्राग्वदत्राप्युपर्यधः ।
मध्येऽत्र षोडशसहस्राढ्ययोजनलक्षके ॥ २३९ ॥

भवन्ति प्रस्तटाः पंच तेषां प्रत्येकमन्तरम् ।
योजनद्विशती सार्धा सहस्राः पंचविंशतिः ॥ २४० ॥ युग्मम् ॥

---

હવે 'રિષ્ટા' નામની પાંચમી નરક, જે (ત્યાં) ધુમાડાની બહોળતાને લઇને 'ધૂમપ્રભા' ને નામે ઓળખાય છે એનું નિરૂપણ કરીએ. ૨૩૪.

આ રિષ્ટામાં પણ ત્રણ વલય છે. તેમાં પહેલા વલયનો વિષ્કંભ સાત પૂર્ણાંક એક તૃતીયાંશ યોજનનો છે; બીજાનો સાડાપાંચ યોજન પ્રમાણ છે અને ત્રીજાનો એક પૂર્ણાંક પાંચ ષષ્ઠાંશ યોજન પ્રમાણ છે. એ પ્રમાણે ચૌદ પૂર્ણાંક બે તૃતીયાંશ યોજને આ ધૂમપ્રભાનો સીમાડો પૂરો થાય છે. અને પછી ત્યાંથી ફરતો 'અલોક' છે. ૨૩૫-૨૩૭.

અનન્તજ્ઞાનના ધણી-કેવલજ્ઞાનીઓ ભાખી ગયા છે કે આ નરકપૃથ્વીમાં જાડાઇ એક લાખ ને અઢાર હજાર યોજન જેટલી છે. ૨૩૮.

સર્વ નરકપૃથ્વીની જેમ અહિં પણ ઉપરના ને હેઠળના હજાર હજાર યોજન મૂકીને મધ્યના એક લાખ સોળ હજાર યોજન જેટલા પ્રદેશમાં પાંચ પ્રતર છે; અને એઓ પ્રત્યેક પચવીશ હજાર બસો પચાસ યોજનને અન્તરે આવેલા છે. ૨૩૯-૨૪૦.

तेषु प्रत्येकमेकैकः कथितो नरकेन्द्रकः ।
खातः तमः भ्रमः चान्धः तथांधतमसोऽपि च ॥ २४१ ॥

प्रतिप्रतरमेभ्यश्च निर्गता अष्ट पंक्तयः ।
चतस्रो दिग्गताः तद्वत् चतस्रः स्युः विदिग्गताः ॥ २४२ ॥

दिक्पंक्तिषु नव नव भवन्ति नरकाश्रयाः ।
परास्वष्टाष्ट सर्वाग्रमाद्ये एकोनसततिः ॥ २४३ ॥

प्रतिप्रतरमेकैकहीना अष्टापि पंक्तयः ।
ततो द्वितीये पांक्तेया एकषष्टिः प्ररुपिताः ॥ २४४ ॥

तृतीये च त्रिपंचाशत् तुरीये प्रस्तटे पुनः ।
पंचचत्वारिंशदेव सप्तत्रिंशच्च पंचमे ॥ २४५ ॥

एवं पंक्तिगताः सर्वे द्विशती पंचषष्टियुक् ।
शेषाः पुष्पावकीर्णास्तु लक्षयोर्द्वितयं तथा ॥ २४६ ॥

सहस्रा नवनवतिः शतानि सप्त चोपरि ।
पंचत्रिंशदिति त्रीणि लक्षाणि सर्वसंख्यया ॥ २४७॥ युग्मम् ॥

---

દરેક પ્રતરમાં વળી એકેક નરકેન્દ્ર છે. એટલે પાંચેમાં પાંચ થયા—એઓનાં ( ૧ ) ખાત, (૨) તમસ્, (૩) ભ્રમ, (૪) અન્ધ અને (૫) અન્ધતમસ—એવાં નામ છે. ૨૪૧.

એ પાંચે થકી દરેક પ્રતરે આઠ આઠ પંક્તિઓ નીકળેલી છેઃ ચાર દિગ્ગત અને ચાર વિદિગ્ગત. ૨૪૨.

દિગ્ગત પંક્તિઓમાં નવનવ નરકાવાસ અને વિદિગ્ગત પંક્તિઓમાં આઠ આઠ નરકાવાસ છે. એટલે કુલ થઈને આ ધૂમપ્રભાના પહેલા પ્રતરમાં ઓગણોતેર નરકાવાસો થયા. ૨૪૩.

બીજા અને તે પછીના પ્રતરમાં દરેક પંક્તિમાં એક નરકાવાસ ઓછો ઓછો થતો આવે છે. એ હિસાબે બીજા પ્રતરમાં **પંક્તિગત** નરકાવાસ એકસઠ છે; ત્રીજા પ્રતરમાં ત્રેપન છે; ચોથામાં પીસતાળીશ અને પાંચમામાં સાડત્રીશજ છે. ૨૪૪–૨૪૫.

એ પ્રમાણે સર્વ પ્રતરમાં મળીને બસો પાંસઠ **પંક્તિગત** નરકાવાસ થયા. વળી બીજા **પુષ્પાવકીર્ણ** નરકાવાસો પણ છે અને એમની સંખ્યા બે લાખ નવાણું હજાર સાતસો ને પાંત્રીશ છે. એટલે આ ધૂમપ્રભામાં સર્વ મળી એકંદર ત્રણ લાખ નરકાવાસો થાય છે. ૨૪૬–૨૪૭.

पंकप्रभावद्विज्ञेया द्विधा पीडात्र किन्त्विह ।
स्तोकेषु नरकेषूष्णा शेषेषु शीतवेदना ॥ २४८ ॥

कराणां द्विशती सार्द्धा प्रथमे प्रस्तटे तनुः ।
द्वितीये त्रिशती द्वादशोत्तराः द्वादशांगुलाः ॥ २४९ ॥
हस्ताः तृतीये त्रिशती पंचसप्ततिसंयुता ।
सार्धसप्तत्रिंशदाढ्या तुर्ये चतुःशती कराः ॥ २५० ॥
शतानि पंच हस्तानां पंचमे प्रस्तटे जिनैः ।
पंचमज्ञानपटुभिः तनुमानं निरूपितम् ॥ २५१ ॥

दशाब्धयो जघन्येन प्रथमप्रस्तटे स्थितिः ।
उत्कृष्टा च पंचभागीकृतस्य जलधेः किल ॥ २५२ ॥
युक्ता द्वाभ्यां विभागाभ्यामेकादश पयोधयः ।
एषैव च जघन्येन द्वितीयप्रस्तटे भवेत् ॥ २५३ ॥ युग्मम् ॥
ज्येष्टा चात्र युता भागैश्चतुर्भिर्द्वादशाब्धयः ।
इयमेव जघन्येन तृतीयप्रतरे स्थितिः ॥ २५४ ॥
उत्कर्षतस्तृतीये च स्युः चतुर्दश वार्द्धयः ।
पंचभागीकृतस्याब्धेः भागेनैकेन संयुताः ॥ २५५ ॥

---

અહિં 'વેદના' તો પંકપ્રભાનરકવત્ બે પ્રકારની છે; પરંતુ એ (વેદના) થોડા નરકાવાસમાં ઉષ્ણ છે અને ઝાઝામાં શીત છે. ૨૪૮.

હવે એ નરકના જીવોના દેહમાન વિષે.

પહેલા પ્રતરમાં એઓનું દેહમાન બસો પચાસ હાથ છે; બીજામાં ત્રણસો બાર હાથ ને બાર આંગળ છે; ત્રીજામાં ત્રણસો પંચોતેર હાથ; ચોથામાં ચારસો ને સાડી સાડત્રીશ હાથ અને પાચમા પ્રતરમાં પાંચસો હાથ છે—એમ કેવળજ્ઞાની જિનપ્રભુનાં વચન છે. ૨૪૯–૨૫૧.

હવે એ જીવોનાં આયુષ્ય વિષે.

પહેલા પ્રતરમાં જઘન્ય દશ સાગરોપમની આયુસ્થિતિ છે; અને ઉત્કૃષ્ટી અગ્યારપૂર્ણાંક બે પંચમાંશ સાગરોપમની છે. એટલીજ બીજા પ્રસ્તટમાં જઘન્ય સ્થિતિ છે અને ઉત્કૃષ્ટ બાર પૂર્ણાંક ચાર પંચમાંશ સાગરોપમની છે. ત્રીજા પ્રતરમાં એટલીજ એટલે બાર પૂર્ણાંક ચાર પંચમાંશ સાગરોપમની જઘન્ય સ્થિતિ છે, જ્યારે ચૌદ પૂર્ણાંક એક પંચમાંશ સાગરોપમની

एषा लघुश्चतुर्थे स्यादुत्कृष्टात्र स्थितिः पुनः ।
त्रिभिः पूर्वोदितैर्भागैर्युताः पंचदशाब्धयः ॥ २५६ ॥

पंचमेंशत्रयोपेता लघुः पंचदशाब्धयः ।
उत्कृष्टा च सप्तदश संपूर्णा जलराशयः ॥ २५७ ॥

केषांचिदाद्यप्रतरे नारकाणां भवेदिह ।
नीललेश्या यदुत्कर्षादप्यस्याः स्थितिराहिता ॥ २५८ ॥

पल्योपमासंख्यभागाधिका दश पयोधयः ।
ततोऽधिकस्थितीनां तु तेषां कृष्णैव केवलम् ॥ २५९ ॥ युग्मम् ॥

गव्यूतद्वयमुत्कृष्टो भवेदवधिगोचरः ।
जघन्यतस्तु गव्यूतं सार्द्धमुक्तोऽत्र पारगैः ॥ २६० ॥

च्यवनोत्पत्तिविरहो नारकाणां भवेदिह ।
मासयोर्द्वयमुत्कर्षाज्जघन्यात्समयावधिः ॥ २६१ ॥

इति धूमप्रभापृथ्वी ॥ ५ ॥

मघाभिधाऽथ पृथिवी षष्ठी स्पष्टं निरूप्यते ।
तमसामतिबाहुल्याद्या गोत्रेण तमःप्रभा ॥ २६२ ॥

---

ઉત્કૃષ્ટ સ્થિતિ છે. ચોથા પ્રસ્તટમાં એટલી જ જઘન્ય સ્થિતિ છે અને પંદર પૂર્ણાંક ત્રણ પંચમાંશ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ છે. પાંચમા પ્રસ્તટમાં વળી પંદર પૂર્ણાંક ત્રણ પંચમાંશ સાગરોપમની જઘન્ય અને પૂરેપૂરા સત્તર સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ છે. ૨૫૨-૨૫૭.

આ નરકના જીવોની લેશ્યાના સંબંધમાં એટલું કહેવાનું છે-પહેલા પ્રતરમાં કેટલાકની 'નીલલેશ્યા' છે કેમકે એ નીલલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ પણ 'દશ સાગરોપમ ને એક પલ્યોપમનો અસંખ્યમો ભાગ' કહી છે. માટે એ કરતાં અધિક જેમની સ્થિતિ હોય એઓની તો કેવળ કૃષ્ણ લેશ્યા જ છે. ૨૫૮-૨૫૯.

આ નરકમાં અવધિજ્ઞાનનું ક્ષેત્ર ઉત્કૃષ્ટતઃ બે ગાઉનું છે; અને ઓછામાં ઓછું દોઢ ગાઉનું કહ્યું છે. ૨૬૦.

આ નરકના જીવોના ચ્યવન અને ઉત્પત્તિ વચ્ચેનું અંતર વધારેમાં વધારે બે માસનું છે, અને ઓછામાં ઓછું એક સમયનું છે. ૨૬૧.

એ પ્રમાણે ધૂમપ્રભા પૃથ્વીનું સ્વરૂપ કહ્યું. (૫)

હવે 'મઘા' નામની છઠ્ઠી નરક, કે જે ત્યાં તમસ્ એટલે અન્ધકાર અતિશય હોવાને લીધે 'તમઃપ્રભા' ના નામથી ઓળખાય છે તેનું નિરૂપણ કરીએ. ૨૬૨.

तृतीयांशोनितान्यष्टौ योजनानि घनोदधेः ।
वलये विस्तृतिः षट् च पादोनानि द्वितीयके ॥ २६३ ॥
योजनं योजनस्य द्वादशभागीकृतस्य च ।
भागा एकादशेत्युक्ता तृतीये वलये मितिः ॥ २६४ ॥
योजनै पंचदशभिस्तृतीयभागसंयुतैः ।
भवत्येवमलोकश्च मघापर्यन्तभागतः ॥ २६५ ॥

लक्षमेकं योजनानां सषोडशसहस्रकम् ।
वाहल्यमस्यां निर्दिष्टं प्राग्वदत्राप्युपर्यधः ॥ २६६ ॥
मुक्त्वा सहस्रमेकैकं मध्ये स्युः प्रस्तटास्त्रयः ।
सहस्राणि द्विपंचाशत् सार्द्धान्येतेषु चान्तरम् ॥ २६७ ॥ युग्मम् ॥
हिमवार्दललल्लकाः त्रयोऽमी नरकेन्द्रकाः ।
क्रमात् त्रिषु प्रस्तटेषु प्राग्वदेभ्योऽष्ट पंक्तयः ॥ २६८ ॥

दिश्यपंक्तिषु चत्वारः चत्वारः नरकालयाः ।
त्रयः त्रयः विदिक्ष्वेवमेकोनत्रिंशदादिमे ॥ २६९ ॥

---

આ 'તમઃપ્રભા' ને પણ ત્રણ વલય છે. તેમાંના પહેલાનો ( ઘનોદધિના વલયનો ) વિષ્કંભ સાત પૂર્ણાંક બે તૃતીયાંશ યોજન છે; બીજાનો પોણા છ યોજન છે; અને ત્રીજાનો, એક પૂર્ણાંક દશ અગ્યારાંશ યોજન છે. ૨૬૩–૨૬૪.

એ હિસાબે પંદરપૂર્ણાંક એક તૃતીયાંશ યોજને 'મઘા' નો સીમાડો પૂરો થયો. ત્યાંથી આગળ ફરતો 'અલોક' છે. ૨૬૫.

હવે એની જાડાઈ એક લાખ સોળ હજાર યોજન પ્રમાણ છે. એમાં પણ પૂર્વવત્ હેઠળ ઉપરના હજાર હજાર યોજન મૂકીને મધ્યના (એક લાખ ચૌદ હજાર યોજન પ્રમાણ) ભાગમાં ત્રણ પ્રતર છે; જેઓનું અન્તર એક–બીજા વચ્ચે સાડીબાવન હજાર યોજનનું છે. ૨૬૬–૨૬૭.

ત્રણેમાં થઇને, (૧) હિમ, (૨) વાર્દલ અને (૩) લલ્લક નામના ત્રણ નરકેન્દ્ર છે. અને એ પ્રત્યેક થકી, પૂર્વવત્ આઠ પંક્તિઓ નીકળેલી છે. ૨૬૮.

ચારે દિશાઓના ચાર ચાર થઇને સોળ, અને ચારે વિદિશાઓના ત્રણ ત્રણ થઇને બાર એમ અઠ્યાવીશ, તથા એક નરકેન્દ્રનો મળીને કુલ ઓગણત્રીશ આવાસો પહેલા પ્રસ્તટમાં છે. ૨૬૯.

द्वितीयादिषु चैकैकहीना अष्टापि पंक्तयः ।
एवं द्वितीयप्रतरे पांक्तेया एकविंशतिः ॥ २७० ॥

त्रयोदश तृतीये स्युः त्रिषष्टिः सर्वसंख्यया ।
मघायां पंक्तिनरकाः शेषाः पुष्पावकीर्णकाः ॥ २७१ ॥

सहस्रा नवनवतिः शतानि नव चोपरि ।
द्वात्रिंशदिति सर्वाग्रं लक्षं पंचोनमाहिताः ॥२७२॥ विशेषकम् ॥

द्वेधात्र वेदना किन्तु शीतैव क्षेत्रवेदना ॥
मिथःकृता वेदनाश्च विना प्रहरणैरिह ॥ २७३ ॥

मघामाघवतीजाताः शस्त्राणि न हि नारकाः ।
विकुर्वितुं शक्नुवन्ति तथा भवस्वभावतः ॥ २७४ ॥

ततः प्रहरणाभावात् मिथोऽङ्गेषु प्रवेशितैः ।
वज्रतुंडकुंथुरुपैः पीडयन्ति विकुर्वितैः ॥ २७५ ॥

तथोक्तं जीवाभिगमे ।

छसत्तमासु णं पुढवीसु नेरइया महंताइं लोहियकुंथुरूवाइं वयरमय-तुंडाइं गोमयकीडसमाणाइं विउव्वित्ता अन्नमन्नस्स कायं समतुरंगेमाणा

---

બીજા અને તે પછીના—ત્રીજા પ્રસ્તટમાં, આઠે પંક્તિઓ ' એકેક ઓછા આવાસવાળી ' છે. એ ગણત્રીએ બીજા પ્રસ્તટમાં એકવીશ અને ત્રીજામાં તેર ' પંક્તિગત ' નરકાવાસો છે. એટલે ત્રણ પ્રસ્તટવાળી આ નરકમાં કુલ ત્રેસઠ ' પંક્તિગત ' નરકાવાસો થયા. વળી બીજા ' પુષ્પાવકીર્ણ ' આવાસો છે એમની સંખ્યા ' નવાણું હજાર નવસો બત્રીશ ' છે. એટલે આ નરકમાં એકંદર નરકાવાસો નવાણું હજાર નવસો ને પંચાણું થયા.—એક લાખમાં પાંચ ઓછાં રહ્યાં. ૨૭૦–૨૭૨.

અહિં ' વેદના ' બે પ્રકારની છે: (૧) ક્ષેત્રવેદના અને (૨) પરસ્પરકૃત વેદના. એમાં ' ક્ષેત્રવેદના ' અહિં શીત જ છે. વળી બીજી ' પરસ્પરકૃત ' છે તે પ્રહરણ એટલે શસ્ત્રો વગરની છે; કેમકે ' મઘા ' અને ' માઘવતી ' નરકોના નારકો શસ્ત્રો વિકુર્વી શકતા નથી. કેમકે એવો ભવસ્વભાવ છે. આમ એમની પાસે શસ્ત્રો નથી. એટલે એઓ વજ્રના મુખવાળા કંથવાના રૂપ કરી એક બીજાના શરીરમાં પેસીને પીડા કરે છે. ૨૭૩–૨૭૫.

આ સંબંધમાં જીવાભિગમસૂત્રમાં આ પ્રમાણે ઉલ્લેખ છે:—છઠ્ઠી સાતમી નરકપૃથ્વીમાં નારકો મ્હોટા, રક્તવર્ણા અને વજ્રસમાન મુખવાળા, છાણના કીડા જેવા કંથવાના રૂપ

२ खाएमाणा २ सयपोरा किमिया इव दालेमाणा २ अन्तो २ अणुपविसमाणा वेयणं उइरेंति ॥ अत्र समतुरंगेमाणा २ इति समतुरंगायमाणा अश्वा इव अन्योन्यमारोहन्त इत्यर्थः । सयपोरा किमियत्ति शतपर्वकृमयः इक्षुकृमयः ॥

प्रथमप्रस्तटे हस्ताः शतानि पंच भूघनम् ।
शतानि सप्त सार्द्धानि द्वितीयप्रस्तटे तनुः ॥ २७६ ॥

सहस्रं पाणयः पूर्णाः तृतीयप्रस्तटे वपुः ।
स्थितिः जघन्या प्रथमे स्यात् सप्तदश वार्द्धयः ॥ २७७ ॥

त्रिभागीकृतपाथोधेः भागद्वयसमन्विताः ।
उत्कर्षतः स्थितिश्चाद्यप्रस्तटेऽष्टादशाब्धयः ॥ २७८ ॥ युग्मम् ॥

द्वितीये लघुरेषैव ज्येष्ठा विंशतिरब्धयः ।
वार्द्धेस्त्रिधा खंडितस्य भागेनैकेन संयुताः ॥ २७९ ॥

इयमेव जघन्येन तृतीयप्रस्तटे स्थितिः ।
उत्कर्षतश्च सम्पूर्णा द्वाविंशतिपयोधयः ॥ २८० ॥

---

લઇને એક બીજાના શરીરને ઘોડાની જેમ ચઢી ચઢીને ખાતા ખાતા તથા શેરડીના કીડાની જેમ કોતરતા કોતરતા અંદર ઉંડા પેસીને 'વેદના' ઉપજાવે છે. ( समतुरंगेमाणा समतुरंगेमाणा એટલે " એક બીજાને 'ઘોડો' કરીને " એમ અર્થ છે. અને सयपोहा किमिया ને 'શતપર્વ–શેરડી–ના કૃમિ' એવો અર્થ છે. )

આ નરકમાં પહેલા પ્રસ્તટમાં, **દેહમાન** પાંચસો હાથ છે; બીજા પ્રસ્તટમા સાતસો પચાસ હાથ છે અને ત્રીજામાં પૂરા હજાર હાથ છે. ૨૭૬–૨૭૭.

વળી આયુષ્યની સ્થિતિ, પહેલા પ્રતરમાં **જઘન્ય** સતર પૂર્ણાંક બે તૃતીયાંશ સાગરોપમ જેટલી છે; જ્યારે **ઉત્કર્ષથી** અઢાર સાગરોપમ પ્રમાણુ છે. ૨૭૭–૨૭૮.

બીજા પ્રસ્તટમાં આયુષ્ય સ્થિતિ **જઘન્ય** એટલીજ એટલે અઢાર સાગરોપમની છે, પરન્તુ **ઉત્કૃષ્ટ** એટલે વધારેમાં વધારે વીશ પૂર્ણાંક એક તૃતીયાંશ સાગરોપમની છે. વળી ત્રીજા પ્રસ્તટમાં જઘન્ય સ્થિતિ એટલીજ છે; પણ વધારેમાં વધારે 'પૂરા બાવીશ સાગરોપમ' ની છે. ૨૭૯–૨૮૦.

अवधे र्विषयो ज्येष्ठः सार्धगव्यूतसम्मितः ।
लघीयांश्चैकगव्यूतमानः प्रोक्तोऽत्र तात्त्विकैः ॥ २८१ ॥

अन्तरं मरणोत्पत्त्योर्जघन्यं समयावधि ।
चतुष्टयं च मासानामुत्कृष्टं तन्निरूपितम् ॥ २८२ ॥

इति तमःप्रभापृथ्वी ॥ ६ ॥

अथ माघवती नाम्ना सप्तमी कथ्यते मही ।
या घोरध्वान्तरूपत्वात् गोत्रात् तमस्तमःप्रभा ॥ २८३ ॥

प्रथमे योजनान्यष्टौ द्वितीये योजनानि षट् ।
तृतीये द्वे योजने च वलयाततयः क्रमात् ॥ २८४ ॥

एवं षोडशभिः पूर्णैर्योजनैर्जिनभानुभिः ।
तमस्तमायाः पर्यन्तादलोकः परिकीर्त्तितः ॥ २८५ ॥

लक्षमेकं योजनानां सहस्रैरष्टभिः सह ।
बाहल्यमस्यामादिष्टमत्र चोपर्यधः पृथक् ॥ २८६ ॥
द्विपंचाशत् सहस्राणि सार्द्धान्युन्मुच्य मध्यतः ।
एक एव प्रस्तटः स्यात् सहस्रत्रितयोन्नतः ॥ २८७ ॥ युग्मम् ॥

---

આ નારકીના જીવોનો અવધિજ્ઞાનનો વિષય જઘન્યતઃ એક ગાઉનો અને ઉત્કર્ષતઃ દોઢ ગાઉનો છે—એમ તત્વજ્ઞાનીઓનું વચન છે. ૨૮૧.

એમના ચ્યવન અને ઉત્પત્તિ વચ્ચેનું અંતર ઓછામાં ઓછું 'એક સમયનું' અને વધારેમાં વધારે 'ચાર માસનું' છે. ૨૮૨.

એ પ્રમાણે તમઃપ્રભા નરકનું સ્વરૂપ કહ્યું. ( ૬ )

હવે 'માઘવતી' નામની સાતમી નરકપૃથ્વી, કે જે ત્યાં રહેલા અતિશય ઘોર અંધકારને લઇને 'તમસ્તમઃપ્રભા' કહેવાય છે એનું નિરૂપણ કરીએ. ૨૮૩.

એના પણ ત્રણ 'વલય' છે. એમાંનું પહેલું આઠ યોજનનું, બીજું છ યોજનનું અને ત્રીજું બે યોજનનું છે. ૨૮૪.

એ હિસાબે આ નરકનો પૂરા સોળ યોજને સીમાડો પૂરો થાય છે. ત્યાંથી પછી ફરતો 'અલોક' છે. ૨૮૫.

એ નરકની જાડાઇ એક લાખ આઠ હજાર યોજનની છે. તેમાંથી, પૂર્વવત્ હેઠળ તથા

लक्षयोजनविस्तारः तन्मध्ये नरकेन्द्रकः ।
अप्रतिष्ठानको नाम्ना तस्मात्प्राग्वच्चतुर्दिशम् ॥ २८८ ॥

एकैको नरकावासः त्र्यस्त्रो भूरिभयंकरः ।
असंख्ययोजनायामविष्कम्भपरिधिः स्मृतः ॥ २८९ ॥ युग्मम् ॥

तथाहि । प्राच्यां कालः प्रतीच्यां च महाकाल इति स्मृतः ।
महारोरूरुत्तरस्यां रोरुः दक्षिणतो भवेत् ॥ २९० ॥

विदिक्षु चात्र नैकोऽपि तत्पंक्तीनां परिक्षयात् ।
प्रतरोऽयं यदेकोनपंचाशत्तम आहितः ॥ २९१ ॥

तमःप्रभावद्विज्ञेया द्विविधात्रापि वेदना ।
सर्वोत्कृष्टा तीव्रतमाऽनन्तघ्ना सर्वतोऽपि हि ॥ २९२ ॥

देहमानं भवेदत्र सहस्रद्वितयं कराः ।
स्वाभाविकं कृत्रिमं तु सर्वत्र द्विगुणं भवेत् ॥ २९३ ॥

द्वाविंशतिः जलधयः स्थितिरत्र जघन्यतः ।
उत्कर्षतस्तु सम्पूर्णाः त्रयस्त्रिंशत्पयोधयः ॥ २९४ ॥

---

ઉપર સાડીબાવન સાડીબાવન હજાર યોજન મૂકીને, મધ્યમાં એકજ ત્રણ હજાર યોજન ઉંચો પ્રસ્તટ છે. એમાં લાખ યોજન વિસ્તૃત 'અપ્રતિષ્ઠાન' નામને એક નરકેન્દ્ર છે. એ નરકેન્દ્ર થકી પૂર્વવત્ ચોદિશ એકેક નરકાવાસ કહ્યો છે. તે ત્રિકોણાકારે છે, બહુ ભયકર છે અને એની લંબાઈ, પહોળાઈ તથા ઘેરાવો અસંખ્ય યોજન છે. ૨૮૬–૨૮૯.

એઓ ચાર દિશાના ચાર છે. એમનાં નામઠામ આ પ્રમાણે છેઃ (૧) પૂર્વ દિશામાં 'કાળ' નામને, (૨) પશ્ચિમમાં 'મહાકાળ' નામને, (૩) ઉત્તરમાં 'મહારોરૂ' નામને, અને દક્ષિણમાં 'રોરૂ' નામને. ૨૯૦.

અહિં 'વિદિશા' માં એક પણ નરકાવાસ નથી કેમકે હવે વિદિશામાં પંક્તિ બંધ થઈ ગઈ. કેમકે આ ઓગણપચાસમો પ્રસ્તટ છે. ૨૯૧.

અહિં પણ તમઃપ્રભાવત્ બે પ્રકારની વેદના છે. એ વળી સર્વોત્કૃષ્ટ, અત્યંતતીવ્ર અને અનન્તગણી છે. ૨૯૨.

અહિં **સ્વાભાવિક** દેહમાન બે હજાર હાથ છે. અને **કૃત્રિમ** એથી બમણું છે. ૨૯૩.

અહિં આયુષ્યસ્થિતિ જઘન્ય એટલે ઓછામાં ઓછી બાવીશ સાગરોપમની છે, અને વધારેમાં વધારે પૂરા તેત્રીશ સાગરોપમની છે. ૨૯૪.

नारकोद्वर्त्तनोत्पत्तिविरहोऽत्र जघन्यतः ।
समयं यावदुत्कर्षात् षण्मासावधिराहितः ॥ २९५ ॥
गव्यूतं च तदर्धं चोत्कर्षाज्जघन्यतः क्रमात् ।
अवधेर्विषयः प्रोक्तो जिनैः दृष्टजगत्रयैः ॥ २९६ ॥

अथासु येषां जीवानां यैश्च संहननैर्गतिः ।
लब्धिश्चाभ्यो निर्गतानां या स्यात्तत्सर्वमुच्यते ॥ २९७ ॥
संमूर्छिमा हि तिर्यंच उत्कर्षात् प्रथमां क्षितिम् ।
यावदुत्पद्यन्त एते न द्वितीयादिषु ध्रुवम् ॥ २९८ ॥
तत्राप्येषां दशाब्दानां सहस्राणि स्थितिः लघुः ।
ज्येष्ठा पल्यासंख्यभागो भवेन्नातः परा पुनः ॥ २९९ ॥
उत्पद्यमानाश्चैतेऽत्र प्राग्जन्मबोधिमांद्यतः ।
अपर्याप्तत्वे लभन्ते ह्यव्यक्तमपि नावधिम् ॥ ३०० ॥

तथाह जीवाभिगमे । नेरइया अच्छेगइया दुअन्नाणि अच्छेगइया तिअन्नाणि ॥

---

અહિં નારકોના ચ્યવન અને ઉત્પત્તિ વચ્ચેનું અન્તર જઘન્યતઃ 'એકસમયનું' અને ઉત્કર્ષતઃ 'છમાસનું' છે. ૨૯૫.

ત્રણે જગત્‌ને હસ્તામલવકત્ જોઈ રહેલા જિનભગવાને, એ નારકોનો અવધિનો વિષય જઘન્યતઃ અરધા ગાઉનો અને ઉત્કર્ષતઃ એક ગાઉનો કહ્યો છે. ૨૯૬.

હવે કયા કયા જીવો, કયા કયા સંઘયણના આ નરકપૃથ્વીઓમાં આવીને ઉત્પન્ન થાય છે તથા અહિંથી નીકળ્યા પછી એઓને કયી કયી લબ્ધિ થાય છે તે સર્વ વિષે કંઈક કહીએ. ૨૯૭.

સંમૂર્છિમ તિર્યંચો ઉત્કર્ષતઃ પહેલી નરક સુધી ઉત્પન્ન થાય છે; બીજી એકેમાં ઉત્પન્ન થતા નથી. ૨૯૮.

ત્યાં યે એઓનો સ્થિતિકાળ જઘન્યતઃ દશ હજાર વર્ષનો હોય છે, અને ઉત્કર્ષતઃ પલ્યોપમના અસંખ્યમા ભાગ જેટલો હોય છે, એથી વધારે હોતો નથી. ૨૯૯.

એઓ ત્યાં ઉત્પન્ન થાય છે ત્યારે પૂર્વભવના જ્ઞાનની મંદતાને લીધે, અપર્યાપ્તપણામાં અવ્યક્ત અવધિજ્ઞાન પણ પામતા નથી. ૩૦૦.

આ સંબંધમાં જીવાભિગમસૂત્રમાં આ પ્રમાણે ઉલ્લેખ છેઃ—કેટલાક નારકો ને બે 'અજ્ઞાન' અને કેટલાકને ત્રણ 'અજ્ઞાન' હોય છે.

द्वितीयामेव यावच्च गर्भजाताः सरीसृपाः ।
तृतीयावधि गच्छन्ति गृध्राद्या पापपक्षिणः ॥ ३०१ ॥

इमां चतुर्थीमेव यावत्सिंहादयश्चतुष्पदाः ।
तथोरःपरिसर्पाः तां पंचमीं यावदेव च ॥ ३०२ ॥

स्त्रियः षष्ठीमेव यावद्यान्ति यावत्तमस्तमाम् ।
नरा महारम्भमग्ना मत्स्याद्याश्च जलांगिनः ॥ ३०३ ॥

ससेवार्त्तसंहनना आद्यपृथ्वीद्वयावधि ।
यान्ति यावत्तृतीयां च कीलिकांचितभूघनाः ॥ ३०४ ॥

सार्धनाराचाश्चतुर्थीं सनाराचाश्च पंचमीम् ।
षष्ठीं यावत्सऋषभनाराचा अथ सप्तमीम् ॥ ३०५ ॥

सवज्रर्षभनाराचा एव गच्छन्ति नापरे ।
नरके गच्छतामेषामेषोत्कर्षाद्भवेद्गतिः ॥ ३०६ ॥

आद्यक्ष्माद्यप्रतरे सर्वेषां सा जघन्यतः ।
जघन्योत्कृष्टयोर्मध्ये मध्यागतिरनेकधा ॥ ३०७ ॥

---

ગર્ભજ સર્પો બીજી નરક સુધી અને ગીધ આદિ પાપી પક્ષિઓ ત્રીજી નરક સુધી જાય છે. સિંહ વગેરે ચોપગા પ્રાણીઓ ચોથી નરક સુધી જાય છે અને ઉરઃપરિસર્પ એટલે પેટે ચાલનારાઓ યાવત્ પાંચમી નરક સુધી જાય છે. ૩૦૧-૩૦૨.

સ્ત્રીઓ યાવત્ છઠ્ઠી નરક સુધી જાય છે. મહા આરંભમાં નિમગ્ન એવા માણસો તથા મત્સ્ય વગેરે જળચરો યાવત્ સાતમી નરકસુધી જાય છે. ૩૦૩.

'સેવાર્ત્ત' સંહનનવાળાઓ પહેલી બે નરક સુધી અને 'કીલિકા' સંહનનવાળાઓ યાવત્ ત્રીજી સુધી જાય છે. 'અર્દ્ધનારાચ' સંઘયણવાળાઓ ચોથી નરકસુધી, નારાચ સંઘયણવાળાઓ પાંચમી સુધી, અને ઋષભનારાચ સંઘયણવાળાઓ યાવત્ છઠ્ઠી નરક સુધી જાય છે. સાતમીએ તો વજ્રઋષભનારાચ સંઘયણવાળાઓ જ જાય છે; બીજા નહિં. ૩૦૬.

આ કહી એ, નરકમાં જવાના હોય એવાઓની જ ઉત્કૃષ્ટી ગતિ છે; પણ એ, પહેલી નરકના પહેલા પ્રસ્તટના સર્વ નારકોની જઘન્ય ગતિ છે.

'જઘન્ય' અને 'ઉત્કૃષ્ટ' ની વચ્ચે 'મધ્યમ' ગતિ છે અને તે અનેક પ્રકારની છે. ૩૦૭.

आद्याया एव चोद्धृता भवन्ति चक्रवर्त्तिनः ।
पृथिवीभ्यो न शेषाभ्यस्तथा भवस्वभावतः ॥ ३०८ ॥
एवमाद्यद्वयादेव बलदेवार्द्धचक्रिणौ ।
आद्यत्रयादेव तीर्थंकरा नान्त्यचतुष्टयात् ॥ ३०९ ॥
उध्धृताः स्युः केवलिनः आद्यपृथ्वीचतुष्टयात् ।
अन्त्यत्रयागतानां तु कैवल्यं नैव संभवेत् ॥ ३१० ॥
चारित्रिणो भवन्त्याद्यपंचकादाद्यषट्कतः ।
उध्धृता देशविरताः स्युः सप्तभ्योऽपि सद्दृशः ॥ ३११ ॥
एताश्च लब्धीः प्राक्-क्लृप्तपुण्यौघा नरकेषु तु ।
प्राग्बद्धायुर्वशोत्पन्ना लभन्ते नान्यनारकाः ॥ ३१२ ॥
ये स्युः तीर्थंकरास्तेऽपि प्राग्बद्धनरकायुषः ।
पश्चात्तद्धेतुभिः बद्धतीर्थकृन्नामकर्मकाः ॥ ३१३ ॥
ततो बद्धायुष्कतयाऽनुभूय नारकस्थितिम् ।
उद्धृत्य नारकेभ्यः स्युरर्हन्तः श्रेणिकादिवत् ॥ ३१४ ॥

---

જે ચક્રવર્તીઓ થાય છે તે પહેલી નરકમાંથી જ ઉદ્ધરાઇને થાય છે; બીજી કોઇ નરકમાંથી નહિં; કેમકે એવો ભવસ્વભાવ છે. ૩૦૮.

બળદેવ કે વાસુદેવ થાય છે એ પહેલી બે નરકમાંથી ઉદ્ધરાઇને થાય છે. વળી તીર્થંકર થાય છે તે પહેલી ત્રણમાંથી જ ઉદ્ધરાઇને થાય છે; છેવટની ચારમાંથી નહિ. ૩૦૯.

પહેલી ચાર નરકમાંથી ઉદ્ધરેલાઓ કેવલી થઇ શકે છે. છેલ્લી ત્રણમાંથી આવેલાઓને કેવળજ્ઞાન સંભવતું જ નથી. ૩૧૦.

પહેલી પાંચ નરકમાંથી ઉદ્ધરેલાઓ ચારિત્રને યોગ્ય હોઇ શકે છે; પહેલી છમાંથી ઉદ્ધરાઇ આવેલા 'દેશવિરતિ' થઇ શકે છે; અને સમકિત તો સાતેમાંથી ઉદ્ધરેલાઓને પ્રાપ્ત થઈ શકે છે. ૩૧૧.

પૂર્વે નારકઆયુષ્ય બાંધેલું હોઈ નરકમાં આવ્યા હોય તો પણ પૂર્વનાં પુણ્યનો સંચય હોય તો એઓ ઉપરોકત લબ્ધિઓ મેળવે છે અન્ય નારકોને એવી લબ્ધિ મળતી નથી. ૩૧૨.

જે તીર્થંકરો થાય છે એમણે પણ પ્રથમ નારકનું આયુષ્ય બાંધેલું હોય છે પરંતુ પાછ-

गर्भजेषु नृतिर्यक्षूत्पद्यन्ते संख्यजीविषु ।
षड्भ्यः तादृशतिर्यक्षु सप्तम्या निर्गताः परम् ॥ ३१५ ॥

किंच । सर्वास्वपि क्षितिष्वासु नारकाः केचनानघाः ।
नवीनमपि सम्यक्त्वं लभन्ते कर्मलाघवात् ॥ ३१६ ॥

पंचेन्द्रियवधैः मांसाहारैः महापरिग्रहैः ।
महारंभैश्च बध्नन्ति नरकायुः शरीरिणः ॥ ३१७ ॥

तथोक्तम् । बंधइ नरयाउ महारंभपरिग्गहरओ रुद्दो॥ स्थानांगेऽपि। चउहिं ठाणेहिं जीवा नेरइयाउयत्ताए कम्मं पकरेंति। तं० महारंभयाए महापरिग्गहाए कुणिमाहारेणं पंचिंदियवहेणं ॥

अहर्निशं नारकाणां दुःखमायुःक्षयावधि ।
पीडाभिः पच्यमानानां प्राग्भूरीकृतपाप्मनाम् ॥ ३१८ ॥

तथोक्तं जीवाभिगमे ।

---

જથી કોઈ એવા ( અવર્ણ્ય ) હેતુઓને લઇને એમણે તીર્થંકરનાકર્મ ઉપાર્જન કરેલું હોય છે. તેથી પૂર્વબદ્ધ એવા આયુષ્યત્વને લીધે નારકત્વ અનુભવીને ત્યાંથી ઉદ્ધરાઇ શ્રેણિક વગેરેની પેઠે તીર્થંકર થાય છે. ૩૧૩–૩૧૪.

છ નરકોથી ઉદ્ધરાઇ આવેલા જીવો સંખ્યાતા આયુષ્યવાળા ગર્ભજ મનુષ્યોમાં અને તિર્યંચોમાં ઉત્પન્ન થાય છે. પરંતુ સાતમી નરકમાંથી ઉદ્ધરાઇ આવેલા હોય એઓ તિર્યંચોમાં જ ઉત્પન્ન થાય છે. ૩૧૫.

વળી સર્વ નરકોમાં જે કેટલાક નિષ્પાપી નારકો હોય છે એઓનાં કર્મો જો લઘુ હોય છે તો એઓ નવીન સમ્યકત્વ પણ મેળવે છે. ૩૧૬.

પ્રાણીઓ નરકનું આયુષ્ય બાંધે છે તે પંચેન્દ્રિયના વધને લઇને, અથવા માંસાહાર, મહા પરિગ્રહ કે મહા આરંભને લઇને બાંધે છે. ૩૧૭.

અન્યત્ર પણ કહ્યું છે કે મહા આરંભ અને મહા પરિગ્રહમાં રક્ત હોઇ રૂંધાઇ ગયેલો પ્રાણી નરકનું આયુ બાંધે છે. સ્થાનાંગ સૂત્રમાં પણ ઉલ્લેખ છે કે જીવ ચાર સ્થાનકોને લઇને નરકનું આયુ બાંધે છે. તે આ પ્રમાણેઃ—મહા આરંભને લઇને, મહા પરિગ્રહને લઇને, માંસાહારને લઇને અને પંચેન્દ્રિય જીવના ઘાતને લઇને.

પૂર્વે જેમણે બહુ પાપ કર્યાં છે એવા, દુઃખમાં ને દુઃખમાં રંધાઇ જતા નારકોને જીવિત-પર્યન્ત અહર્નિશ વેદના સહન કરવાની છે. ૩૧૮.

अच्छिनिमीलणमित्तं नत्थि सुहं दुक्खमेव अणुबद्धम् ।
नरए नेरइयाणं अहोनिसं पच्चमाणाणाम् ॥ ३१९ ॥

कदाचिदेव यत्सौख्यमल्पकालं तदल्पकम् ।
उपपातादिभिः वक्ष्यमाणैः भवति हेतुभिः ॥ ३२० ॥

तथोक्तम्। उववाएण वसायं नेरइया देवकम्मुणा वावि ।
अज्झवसाणनिमित्तं अहवा कम्माणुभावेण ॥ ३२१ ॥

तथाहि । विनांगदाहच्छेदादि मृतो यः पूर्वजन्मनि ।
नारको नातिपीडार्त्त उत्पद्येतास्य तत्क्षणे ॥ ३२२ ॥

न प्राग्भवानुसम्बन्धं नापि क्षेत्रादिसम्भवम् ।
असातं सातमित्यस्योपपातसमये भवेत् ॥ ३२३ ॥ युग्मम् ॥

पूर्वमित्रं सुरः कश्चिद्यथा कृष्णस्य सात्वतः ।
करोति पीडोपशमं तदामी देवकर्मणा ॥ ३२४ ॥

कियत्कालं सुखं किंचिल्लभन्तेऽथ ततः परम् ।
क्षेत्राद्यन्यतरा पीडा तेषां प्रादुर्भवेद्ध्रुवम् ॥ ३२५ ॥

---

એ સંબંધમાં જીવાભિગમસૂત્રમાં ઉલ્લેખ છે કે—અહોનિશદુઃખમાં ડૂબી રહેલા નારકોને નરકમાં નિમેષમાત્ર પણ સુખ નથી, દુઃખની પરંપરા જ છે. ૩૧૯.

કદાચિત્ કોઇ ઉપપાત આદિક હેતુઓને લઇને એ નારકોને સુખ થાય છે તો તે યે સ્વલ્પ જ હોય છે, અને સ્વલ્પ કાળ જ ટકે છે. ૩૨૦.

એવો ઉલ્લેખ છે કે—(૧) ઉત્પત્તિસમયે અથવા (૨) કોઈ દેવપ્રયોગને લીધે, અથવા (૩) કોઇ એવા અધ્યવસાયને લઇને અથવા (૪) કર્મના અનુભાવથી નારકો ( કોઈવાર ) શાતા અનુભવે છે. ૩૨૧.

તે આ પ્રમાણે:—પૂર્વજન્મમાં શરીરનો દાહ કે (શરીરનો) છેદ આદિ કંઇ ન થયું હોય ને મૃત્યુ થયું હોય એવો જીવ નરકમાં ઉત્પન્ન થાય છે તો ઉત્પત્તિસમયે એ અતિશય પીડાતો નથી. કેમકે એને એ વખતે પૂર્વભવસમ્બન્ધિ કે ક્ષેત્રાદિજન્ય દુઃખ હોતું નથી. એથી એને શાતા જ કહેવાય. ૩૨૨-૩૨૩.

કૃષ્ણની જેવી રીતે બળરામે પીડા ઉપશમાવી હતી તેવી રીતે કોઈ મિત્રદેવતા આવીને નારકની પીડા શમાવે ને એને શાતા ઉપજાવે એ દેવકર્મ કહેવાય. એ વખતે તો કેટલોક કાળ એ નારકને કિંચિત્ સુખ થાય છે, પણ પછી એને અન્ય ક્ષેત્રાદિજન્ય પીડા પાદુર્ભૂત થાય છે જ. ૩૨૪-૩૨૫.

सम्यक्त्वलाभे प्रथमं चक्षुर्लाभे इवान्धलाः ।
ततः परं चार्हदादिगुणानामनुमोदनात् ॥ ३२६ ॥

एवमध्यवसायेन सुखमासादयन्त्यमी ।
अपेक्ष्य जिनजन्मादि सातकर्मोदयेन वा ॥ ३२७ ॥ युग्मम् ॥

कतिचिदिति चिदुच्चा नारकाः तारकाणा-
मुचितमनुसरन्तः तीर्थकृन्नामकर्म ।
सुकुलजनिमवाप्य प्राप्तचारित्रचर्याः
जिनपतिपदभाजः प्राप्नुयुः मोक्षलक्ष्मीम् ॥ ३२८ ॥

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्वप्रदीपोपमे
सर्गश्चारुतमश्चतुर्दशतमोऽपूर्वः समाप्तः सुखम् ॥ ३२९ ॥

इति चतुर्दशः सर्गः ।



સમકિત પ્રાપ્ત થાય ત્યારે અને પછી જિનેશ્વર આદિના ગુણોની અનુમોદનાથી—એમ-અધ્યવસાયને લઇને; અથવા જિનપ્રભુના જન્માદિ સમયે અથવા સાતાકર્મના ઉદયથી, આ નારકજીવો, અંધને ચક્ષુ મળવાથી થાય તેવુ સુખ પ્રાપ્ત કરે છે—અનુભવે છે. ૩૨૬–૩૨૭.

એવી રીતે કોઈ કોઇ ઉચ્ચજ્ઞાનવાળા નારકો તારક એટલે ( સંસારથી ) તારનારા એવા જિનેશ્વરપ્રભુને ઉચિત રીતે અનુસરી તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરે છે અને ત્યાંથી ઉત્તમકુળને વિષે ઉત્પન્ન થઈ ચારિત્ર ગ્રહણ કરી તીર્થંકરપદ પ્રાપ્ત કરી મોક્ષ લક્ષ્મી મેળવે છે. ૩૨૮.

આખા વિશ્વને આશ્ચર્યચકિત કરી નાખતી કીર્ત્તિવાળા શ્રી કીર્ત્તિવિજય વાચકના અન્તે-વાસી શિષ્ય તથા, પિતા તેજપાળ અને માતા રાજશ્રીના સુપુત્ર—એવા વિનયવિજય ઉપાધ્યાયે જગતના નિશ્ચિત તત્વોને દીપકની જેમ પ્રકાશમાં લાવવા માટે રચેલા ગ્રંથનો આ અપૂર્વ, મનોહારિ ચૌદમો સર્ગ નિર્વિઘ્ને સંપૂર્ણ થયો. ૩૨૯.

## ચૌદમો સર્ગ સમાપ્ત.



# अथ पंचदशः सर्गः ।

उज्जिजीव जरासंधजराजर्जरितं जवात् ।
यतो यदुबलं सोऽस्तु पीयूषप्रतिमः श्रिये ॥ १ ॥

तिर्यग्लोकस्य स्वरूपमथ किंचिद्वितन्यते ।
मया श्रीकीर्त्तिविजयार्णवप्राप्तश्रुतश्रिया ॥ २ ॥

तत्र च तिर्यग्लोकवर्त्तिनोऽपि योजनानां शता नव
घर्मापिंडस्थिता आद्यास्तद्वर्णनप्रसंगतः ॥ ३ ॥

उक्ता अधोलोक एव तत्रस्था व्यन्तरा अपि ।
रत्नप्रभोपरितलं वर्णयाम्यथ तत्र च ॥ ४ ॥

सन्ति तिर्यगसंख्येयमाना द्वीपपयोधयः ।
सार्धोद्धाराम्भोधियुग्मसमयैः प्रमिताश्च ते ॥ ५ ॥ विशेषकम् ॥

तत्र जम्बूद्वीपनामा प्रथमो मध्यतः स्थितः ।
लवणाब्धिस्तमावेष्ट्यावस्थितो वलयाकृतिः ॥ ६ ॥

---

## સર્ગ પંદરમો.

જરાસંધે મૂકેલી જરાને લીધે જર્જરિત થયેલા યાદવોના સૈન્યને જેમણે શીઘ્ર સજીવન કર્યું હતું એવા—અમૃતસમાન શ્રીપાર્શ્વપ્રભુ સૌનું કલ્યાણ કરો. ૧.

શ્રી કીર્ત્તિવિજયગુરૂ પાસેથી જેણે જ્ઞાનરૂપી લક્ષ્મી પ્રાપ્ત કરી છે એવો હું હવે તિર્છાલોકનું કિંચિત્ સ્વરૂપ કહું છું. ૨.

ઘર્માનરકની જાડાઇના પહેલા નવસો યોજન તિર્છાલોકમાં આવેલા છે છતાં તેના વર્ણનને પ્રસંગે એનું અને ત્યાં રહેલા વ્યન્તરોનું પણ અધોલોકમાં જ વર્ણન કર્યું છે. હવે એ નરકના ઉપરના તળનું વર્ણન કરૂં છું. ૩–૪.

ત્યાં તિર્છા અસંખ્યાત દ્વીપસમુદ્રો આવેલા છે. તેઓનું સંખ્યાપ્રમાણ અઢી ઉદ્ધારસાગરોપમના જેટલા 'સમય' થાય તેટલું છે. ૫.

ત્યાં મધ્યભાગમાં પહેલો 'જમ્બૂ' નામનો દ્વીપ રહેલો છે. એની આસપાસ વળી વલયાકારે લવણસમુદ્ર આવેલો છે. ૬.

तमावेष्ट्य पुनर्द्वीपो धातकीखंडसंज्ञकः ।
तमप्यावेष्ट्य परितः स्थितः कालोदवारिधिः ॥ ७ ॥

कक्षीकृत्य च कालोदं पुष्करद्वीप आस्थितः ।
पुष्करद्वीपमावेष्ट्य स्थितः पुष्करवारिधिः ॥ ८ ॥

एवमग्रेऽपि सकलाः स्थिता द्वीपपयोधयः ।
परः पूर्वं समावेष्ट्याब्धयो द्वीपसमाभिधाः ॥ ९ ॥

ते चैवम् । वारुणीवरनामा च द्वीपोऽब्धिः वारुणीवरः ।
वरुणवरेत्येषापि श्रूयतेऽस्य श्रुतेऽभिधा ॥ १० ॥

ततः क्षीरवरो द्वीपः क्षीरोदश्चास्य वारिधिः ।
ततो घृतवरो द्वीपो घृतोदः पुनरम्बुधिः ॥ ११ ॥

तत इक्षुवरो द्वीप इक्षुदश्च तदम्बुधिः ।
नन्दीश्वराभिधो द्वीपो नन्दीश्वरोदवारिधिः ॥ १२ ॥

स्युः त्रिप्रत्यवताराणि नामधेयान्यतः परम् ।
अरुणप्रभृतिद्वीपाब्धीनां तस्मात्तथा ब्रुवे ॥ १३ ॥

अरुणश्चारुणवरोऽरुणवरावभासकः ।
कुंडलः कुंडलवरः तथा तदवभासकः ॥ १४ ॥

---

એ લવણસમુદ્રની આસપાસ ‘ ધાતકીખંડ ’ નામનો દ્વીપ આવેલો છે અને એ દ્વીપની આસપાસ ‘ કાળોદધિ ’ સમુદ્ર આવેલો છે. વળી એ સમુદ્રની ચારે કોર વલયાકારે પુષ્કરદ્વીપ અને એની આસપાસ વળી એવોજ પુષ્કરસમુદ્ર આવેલો છે. ૭-૮.

એવી રીતે આગળ પણ દ્વીપો અને સમુદ્રો એક બીજાને વીંટીને રહેલા છે—તે આ પ્રમાણે:—વારૂણીવર નામનો દ્વીપ, પછી વારૂણીવર નામનો સમુદ્ર; પછી ક્ષીરવર દ્વીપ અને તેની આસપાસ ક્ષીરોદ સમુદ્ર; ત્યારપછી ઘૃતવરદ્વીપ અને એની આસપાસ વળી ઘૃતોદસમુદ્ર; ત્યારપછી ઇક્ષુવરદ્વીપ અને એની આસપાસ ઇક્ષુદસમુદ્ર; તે પછી નંદીશ્વર દ્વીપ અને નંદીશ્વરોદ સમુદ્ર—એમ આવેલા છે. ૯-૧૨.

ત્યારપછી ત્રણત્રણ વાર અરૂણ આદિ દ્વીપ અને અરૂણઆદિ સમુદ્ર આવેલા છે, જેમનાં નામ નીચે પ્રમાણે છે:— ૧૩.

અરૂણ, અરૂણવર, અરૂણાવભાસક; કુંડલ, કુંડલવર, કુંડલાવભાસક; શંખ, શંખવર,

शंखः शंखवरः शंखवरावभास इत्यपि ।
रुचको रुचकवरः तदवभासकोऽपि च ॥ १५ ॥
भुजगो भुजगवरस्तदवभासकोऽपि च ।
कुशः कुशवरश्चैव कुशवरावभासकः ॥ १६ ॥
क्रौंचः क्रौंचवरः क्रौंचवरावभासकोऽपि च ।
एकविंशतिरित्येते समनामाब्धिवेष्टिताः ॥ १७ ॥

एवं चामी असंख्यत्वान्नियतैर्नामभिः कथम् ।
शक्यन्ते वक्तुमित्यत्राम्नायो नाम्नां निरूप्यते ॥ १८ ॥
विभूषणानि वस्त्राणि गन्धाः पद्मोत्पलानि च ।
तिलकानि निधानानि रत्नानि सरितोऽद्रयः ॥ १९ ॥
पद्मादयो ह्रदाः कच्छाप्रमुखा विजया अपि ।
वक्षस्करादयो वर्षधराश्च कुरुमन्दराः ॥ २० ॥
सौधर्मप्रमुखाः स्वर्गाः शक्रादयः सुरेश्वराः ।
चन्द्रसूर्यग्रहरुक्षताराः कूटानि भूभृताम् ॥ २१ ॥
इत्यादि शस्तवस्तूनां यानि नामानि विष्टपे ।
द्वीपाब्धयः स्युस्तैः सर्वैः त्रिशः प्रत्यवतारितैः ॥ २२ ॥ कलापकम् ॥

---

શંખાવભાસક; રૂચક, રૂચકવર, રૂચકાવભાસક: ભુજગ, ભુજગવર, ભુજગાવભાસક; કુશ, કુશવર, કુશવરાવભાસક; ક્રૌંચ, ક્રૌંચવર, ક્રૌંચવરાવભાસક. ૧૪–૧૭.

એવી રીતે એકવીશ થયા. જે નામનો દ્વીપ તેજ નામનો, એની આસપાસ સમુદ્ર આવેલ છે—એમ સમજવું.

એ પ્રમાણે અસંખ્ય દ્વીપ અને અસંખ્ય સમુદ્રો છે; એટલે એમનાં નામો કેટલાં કહેવાય? પણ તે નામોનો 'આમ્નાય' આ પ્રમાણે છે:—આભૂષણો, વસ્ત્રો, સુગંધીઓ, કમળ, તિલક, નિધાન, રત્ન, નદી, પર્વત, પદ્મદ્રહ વગેરે દ્રહો, કચ્છ આદિ વિજયો, વક્ષસ્કારપર્વત, વર્ષધર પર્વત, કુરૂ, મંદર, સૌધર્મ આદિ સ્વર્ગો, શક્રાદિ ઇન્દ્રો, ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારા, પર્વતોનાં શિખર—એવી એવી ઉત્તમ વસ્તુઓનાં જગતમાં જે જે નામો છે તે પ્રત્યેક નામના ત્રણ ત્રણ દ્વીપો અને સમુદ્રો છે. ૧૮–૨૨.

एकैकेनाभिधानेनाभिधेयास्तेऽप्यसंख्यशः ।
यथा जम्बूद्वीपनाम्ना द्वीपा परेऽप्यसंख्यशः ॥ २३ ॥

यावदेवं क्रमात् द्वीपं सूर्यवरावभासकम् ।
परिवेष्ट्य स्थितः सूर्यवरावभासवारिधिः ॥ २४ ॥

ततश्चैकैकेन नाम्ना न त्रिप्रत्यवतारणाम् ।
देवद्वीपो देववार्द्धिः नागद्वीपस्तदम्बुधिः ॥ २५ ॥

यक्षद्वीपो यक्षवार्धिः भूतद्वीपस्तदम्बुधिः ।
स्वयंभूरमणद्वीपः स्वयंभूरमणाम्बुधिः ॥ २६ ॥ युग्मम् ॥

जम्बूद्वीपादयश्चैते स्थानद्विगुणविस्तृताः ।
सर्वे स्वयंभूरमणार्णवान्ता द्वीपवार्द्धयः ॥ २७ ॥

जम्बूद्वीपाद्यथा सिन्धुः लवणो द्विगुणः ततः ।
धातकीखंड इत्येवमन्त्यात् द्वीपात् तदम्बुधिः ॥ २८ ॥

तत्रायं सर्वतः क्षुल्लः सर्वाभ्यन्तरतः स्थितः ।
विष्वक् प्रतरवृत्तश्च पूर्णेन्दुमंडलाकृतिः ॥ २९ ॥

---

એટલું જ નહિં પણ, એક જ નામના પણ અસંખ્ય દ્વીપો અને અસંખ્ય સમુદ્રો છે. દૃષ્ટાન્ત તરીકે, 'જમ્બૂ' નામના અસંખ્ય દ્વીપો છે. ૨૩.

એવી રીતે છેલ્લે સૂર્યવરાવભાસક દ્વીપ આવેલ છે અને એની આસપાસ વલયાકારે એજ નામનો સમુદ્ર આવ્યો છે.-૨૪.

એ પછી જે જે દ્વીપ અને જે જે સમુદ્ર છે એ પૂર્વ પ્રમાણે ત્રણ ત્રણ નામના નથી આવતા. પણ એક નામનો દ્વીપ ને સમુદ્ર એકજ વાર આવે છે. જેમકે દેવદ્વીપ અને એની આસપાસ દેવસમુદ્ર; એની આસપાસ વળી નાગદ્વીપ અને નાગસમુદ્ર; તે પછી વળી યક્ષદ્વીપ અને યક્ષસમુદ્ર, ભૂતદ્વીપ અને ભૂતસમુદ્ર, સ્વયંભૂરમણદ્વીપ અને સ્વયંભૂરમણસમુદ્ર આવેલા છે. ૨૫–૨૬.

હવે તે જમ્બૂદ્વીપથી લઇને છેક સ્વયંભૂરમણ સમુદ્ર સુધીના સર્વે દ્વીપસમુદ્રો ઉત્તરોત્તર બમણાબમણા વિસ્તારવાળા છે. જેમકે જમ્બૂદ્વીપથી લવણસમુદ્ર બમણો છે, લવણ સમુદ્રથી ધાતકીખંડદ્વીપ બમણો છે, વગેરે. એવી રીતે છેલ્લા દ્વીપથી છેલ્લો સમુદ્ર બમણો છે. ૨૭–૨૮.

આ પ્રમાણેની સમજણે, આ જમ્બૂદ્વીપ સર્વમાં વચ્ચે રહેલો હોઇ સર્વથી નાનો છે. વળી એનો આકાર પૂર્ણિમાના ચંદ્રમાના આકારે ગોળ અને સપાટ છે. ૨૯.

अस्य द्वीपस्याधिपतेः एकपल्योपमायुषः ।
महर्द्धिकानादृताख्यदेवस्याश्रयभूतया ॥ ३० ॥
जम्ब्वा नानारत्नमय्या वक्ष्यमाणस्वरूपया ।
सदोपलक्षितो द्वीपो जम्बूद्वीप इति स्मृतः ॥ ३१ ॥ विशेषकम् ॥

नित्यं कुसुमितैस्तत्र तत्र देशे विराजते ।
वनैरनैकैर्जम्बूनां जम्बूद्वीपः ततोऽपि च ॥ ३२ ॥

विष्कम्भायामतश्चैष लक्षयोजनसम्मितः ।
परितः परिधिस्त्वस्य श्रूयतां यः श्रुते श्रुतः ॥ ३३ ॥

लक्षत्रयं योजनानां सहस्राणि च षोडश ।
क्रोशाः त्रयः तदधिकमष्टाविंशं धनुःशतम् ॥ ३४ ॥

त्रयोदशांगुलाः सार्धा यवाः पंचैकयूकिका ।
जम्बूद्वीपस्य गणितपदं वक्ष्येऽथ तत्त्वदः ॥ ३५ ॥ युग्मम् ॥

शतानि सप्त कोटीनां नवतिः कोटयः पराः ।
लक्षाणि सप्तपंचाशत् षट्सहस्रोनितानि च ॥ ३६ ॥

सार्धं शतं योजनानां पादोनक्रोशयामलम् ।
धनूंषि पंचदश च सार्धं करद्वयं तथा ॥ ३७ ॥ युग्मम् ॥

---

એક પલ્યોપમના આયુષ્યવાળા તથા મહાન્ સમૃદ્ધિવાળા 'અનાદૃત' નામના એના અધિષ્ઠાયક દેવના આશ્રયભૂત, અને વિવિધરત્નમય-એવા 'જમ્બૂ' નામના વૃક્ષ પરથી, એનું 'જમ્બૂદ્વીપ' નામ પડેલું છે. અથવા ત્યાં નિરન્તર પ્રફુલ્લિત એવાં જાંબૂડાંનાં પુષ્કળ વન આવી રહ્યાં છે તે પરથી 'જમ્બૂદ્વીપ' નામ પડેલું સમજવું. ૩૦-૩૨.

એ જંબૂદ્વીપ એક લાખયોજન લાંબોપહોળો છે. વળી શાસ્ત્રમાં એનો ચોતરફનો ઘેરાવો ત્રણલાખ સોળહજાર યોજન, ત્રણ કોસ, એકસો અઠયાવીશ ધનુષ્ય, સાડાતેર આંગળ, પાંચ યવ અને એક જૂ-એટલો કહ્યો છે. ૩૩-૩૫.

એનું ગણિતપદ વળી સાતસો નેવું ક્રોડ છપ્પન લાખ ચોરાણું હજાર એકસો પચાસ યોજન, પોણાબે કોસ, પંદર ધનુષ્ય અને અઢી હાથ-એટલું છે. ૩૬-૩૭.

अयं भावः। इयन्ति जम्बूद्वीपस्य योजनप्रमितानि वै ।
चतुरस्त्राणि खंडानि स्युः क्रोशाद्यतिरिच्यते ॥ ३८ ॥
असौ सहस्त्राणि नवनवतिः स्यात्समुच्छ्रितः ।
साधिकानि योजनानामूर्ध्वाधश्च सहस्त्रकम् ॥ ३९ ॥
उद्वेधोच्छ्रययोगे तु स्यादूर्ध्वाधः प्रमाणतः ।
जम्बूद्वीपो योजनानां लक्षमेकं किलाधिकम् ॥ ४० ॥
आह । जलाशयादौ शैलादौ व्यवहारो हि सम्मतः ।
उद्वेधोच्चत्वयोः जम्बूद्वीपे स तु कथं भवेत् ॥ ४१ ॥
अत्र ब्रूमः । हीयमाना प्रतीच्यां भूर्घर्मायां समभूतलात् ।
सहस्त्रयोजनोंडांते स्यात् क्रमाद्विजयद्वये ॥ ४२ ॥
तत्राधो लौकिकग्रामाः सन्ति सर्वेषु तेषु च ।
द्वीपस्यास्य व्यवहारात्तावानुद्वेध उच्यते ॥ ४३ ॥
जम्बूद्वीपार्हतामेतत्सुमेरोः पांडुके वने ।
अभिषेकशिलोत्संगेऽभिषेकः क्रियते यतः ॥ ४४ ॥
जम्बूद्वीपव्यवहारं मेरौ संभाव्य सुष्टु तत् ।
प्रज्ञप्तं तावदुच्चत्वं जम्बूद्वीपस्य तात्त्विकैः ॥ ४५ ॥

---

એમાં સમજવાનું એમ કે જબૂદ્વીપના એટલી સંખ્યામાં યોજનપ્રમાણ ચોરસ-ખંડો થાય. કોસ, ધનુષ્ય વગેરે કહ્યા છે એ એ ઉપરાંત સમજવા. ૩૮

આ જમ્બૂદ્વીપ નવાણું હજાર યોજનથી કાંઈક અધિક ઉંચાઈમાં છે અને એક હજાર યોજન નીચો છે. એટલે ઉંચાણુ અને નીચાણુનો યોગ એટલે સરવાલો કરતાં એનું ઉર્ધ્વાધ: પ્રમાણુ એક લાખ યોજનથી કંઇક અધિક થયું. ૩૯-૪૦.

અહિં કોઇ શંકા ઉપસ્થિત કરે કે જળાશય, પર્વત વગેરેને તો ઉંડાઈ તથા ઉંચાણુ હોય-( એ વ્યાજબી છે ) પરંતુ જમ્બૂદ્વીપની ઉંડાઇ ને ઉંચાઇની વાત કરો છો એ કેવી રીતે ? ૪૧.

એ શંકાનું સમાધાન આ પ્રમાણે:—પૃથ્વી પશ્ચિમ દિશામાં ધર્માનારકી તરફ ઘટતી જાય છે તે છેવટે અનુક્રમે બેઉ વિજયોમાં સમભૂતળથી એક હજાર યોજન નીચી ઉતરે છે. ત્યાં અધોલોકગ્રામો આવેલાં છે અને એ સર્વેને વિષે આ દ્વીપનો વ્યવહાર હોવાથી, એની

तथाह जम्बूद्वीपप्रज्ञप्त्याम् ।

एगं जोअणसहस्सं उद्वेहेणं । णवणउत्तिजोअणसहस्साइं साइरेगाइं उद्धं उच्चत्तेणं । साइरेगं जोअणसयसहस्सं सव्वग्गेणं पण्णत्ते ॥

पृथ्व्यप्जीवपुद्गलात्मा जम्बूद्वीपोऽस्ति वस्तुतः ।
पृथ्व्यप्जीवपुद्गलानां परिणामो यदीदृशः ॥ ४६ ॥

शाश्वतोऽशाश्वतश्चायं द्रव्यतस्तत्र शाश्वतः ।
वर्णगन्धरसस्पर्शपर्यायैः स्यादशाश्वतः ॥ ४७ ॥

अथास्य जम्बूद्वीपस्य भाति वज्रमणीमयः ।
प्राकारः आगमे ख्यातो जगतीत्यपराख्यया ॥ ४८ ॥

धेनुपुच्छाकृतिः सोऽष्टौ योजनानि समुच्छ्रितः ।
योजनानि द्वादशास्य मूले विस्तार आहितः ॥ ४९ ॥

मूलादुत्पत्यते यावद्धनुःक्रोशादिकं किल ।
मूलव्यासस्तावतोनस्तत्र तत्रास्य जायते ॥ ५० ॥

---

એટલી ઉંડાઇ કહેવાય છે. વળી ત્યાં એટલે જમ્બૂદ્વીપમાં જે જે તીર્થંકરો થાય છે એમનો મેરૂ પર્વતના પાંડુક વનની શિલાપર અભિષેક કરવામાં આવે છે, માટે જમ્બૂદ્વીપનો તે સ્થળ સુધી વ્યવહાર ગણીને, તત્વજ્ઞાનીઓએ એની એટલી ઉંચાઇ કહી છે. ૪૨-૪૫.

આ સંબંધમાં 'જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ' ને વિષે પણ કહ્યું છે કે--જમ્બૂદ્વીપ સમભૂતળથી એક હજાર યોજન નીચો છે અને નવાણું હજાર યોજનથી સહેજ વિશેષ-એટલો ઉંચો છે એટલે એની સમગ્ર એક લાખ યોજનથી સહેજ વિશેષ-એટલી ઉંચાઇ કહેવાય.

આ જંબૂદ્વીપ વસ્તુતઃ પૃથ્વી, જળ, જીવ અને પુદ્ગળનો બનેલો છે કેમકે પૃથ્વી, જળ, જીવ અને પુદ્ગળોનુંજ આવું પરિણામ હોય છે. ૪૬.

વળી એ શાશ્વતો છે તેમ અશાશ્વતો પણ છેઃ ( ૧ ) દ્રવ્યતઃ શાશ્વતો છે; અને ( ૨ ) વર્ણ, ગંધ, રસ, તથા સ્પર્શરૂપ પર્યાયોને લઇને અશાશ્વત છે. ૪૭.

આ જંબૂદ્વીપને ફરતો વજ્રમણિમય કોટ આવેલો છે જે આગમમાં 'જગતી' એ નામથી પ્રસિદ્ધ છે. ૪૮.

ગાયના પુચ્છના જેવો એનો આકાર છે. વળી એ આઠ યોજન ઉંચો છે, અને એનો વિસ્તાર મૂળ આગળ બાર યોજનનો છે. ૪૯.

વળી, મૂળ આગળથી જેટલા ધનુષ્ય કે કોસ આદિ ઉપર ચઢીએ તેટલા ધનુષ્ય કે

मूलादूर्ध्वं कोशयुगे व्यतीते तत्र विस्तृतिः ।
सार्धरुद्रयोजनानि सर्वत्रैवं विभाव्यताम् ॥ ५१ ॥
एवं च मूलादुत्क्रान्ते योजनानां चतुष्टये ।
मूलव्यासे चतुरूने स्याद्विस्तारोऽष्टयोजनः ॥ ५२ ॥
तथास्य मूर्ध्नि पूर्णेषु योजनेषु किलाष्टसु ।
मूलव्यासेऽष्टभिर्न्यूने व्यासोऽब्धिमितयोजनः ॥ ५३ ॥
उक्तं जम्बूद्वीपमानं जगत्या मूलविस्तृतिः ।
भाव्यैवमखिलद्वीपपाथोधिजगतीष्वपि ॥ ५४ ॥

इत्यर्थतो वीरंजयसेहरक्षेत्रविचारवृत्तौ ॥

अथास्योपरिभागस्य चतुर्योजनविस्तृतेः ।
मध्यदेशे सर्वरत्नमयी राजति वेदिका ॥ ५५ ॥
सोपरिष्टाद्रिष्टरत्नमयी वज्रमयी त्वधः ।
वज्रस्तंभस्वर्णरूप्यफलकैरुपशोभिता ॥ ५६ ॥

---

કોસ આદિ મૂળના વિસ્તારમાંથી બાદ કરતાં જે આવે તે તેનો તે સ્થળ આગળનો વ્યાસ કે વિસ્તાર હોય છે. ૫૦.

જેમકે, મૂળથી ઉપર અરધે યોજને એનો વિસ્તાર ૧૨–½=૧૧½ યોજન હોય. એ પ્રમાણે સર્વત્ર સમજી લેવું. ૫૧.

વળી મૂળથી ઉપર ચાર યોજને એનો વિસ્તાર ૧૨–૪=૮ યોજન હોય. ૫૨.

વળી એની ટોચ, જે મૂળ ઉપર આઠ યોજને છે ત્યાં આગળનો એનો વિસ્તાર ૧૨–૮=૪ યોજન હોય. ૫૩.

એવી રીતે જમ્બૂદ્વીપનું પ્રમાણ તથા જગતીના મૂળનો વિસ્તાર કહ્યો. એવી જ રીતે સર્વે દ્વીપ, સમુદ્ર તથા જગતીમાં સમજી લેવું. ૫૪.

એવો ‘ વીરંજય ક્ષેત્રવિચાર ’ ની ટીકાનો ભાવાર્થ છે.

હવે એના ચાર યોજનના વિસ્તારવાળા ટોચના ભાગના મધ્યમાં એક સર્વરત્નમય વેદિકા શોભી રહી છે. ૫૫.

એ વેદિકા વજ્રના સ્તંભ તથા સોનારૂપાના પાટીયાથી વિરાજી રહી છે. વળી એનો ઉપરનો ભાગ રિષ્ટરત્નમય અને હેઠળનો ભાગ વજ્રમય છે. ૫૬.

नरकिन्नरगन्धर्ववृषोरगाश्वहस्तिनाम् ।
रम्या नानाविधै रूपैर्भाति सातिमनोरमैः ॥ ५७ ॥

तथा तस्यां रत्नमय्यो राजन्ते बहुवल्लयः ।
वासन्तीचम्पकाशोककुन्दातिमुक्तकादयः ॥ ५८ ॥

लताश्च ताः स्तबकिताः पुष्पिताः पल्लवान्विताः ।
प्रणताः क्रीडदमरमिथुनप्रश्रयादिव ॥ ५९ ॥

परिक्षेपेण जगतीसमाना विस्तृता च सा ।
शतानि पंच धनुषामुत्तुंगा त्वर्धयोजनम् ॥ ६० ॥

स्थाने स्थाने सर्वरत्नमयपद्मोपशोभिता ।
पद्मप्राधान्यतो नाम्ना सा पद्मवरवेदिका ॥ ६१ ॥

विभाति वनखंडाभ्यां सा पद्मवरवेदिका ।
उभयोः पार्श्वयोः स्थूलकुलाभ्यामिव निम्नगा ॥ ६२ ॥

परिक्षेपेण जगतीतुल्यौ तो वनखंडकौ ।
सार्धचापशतद्वंद्वन्यूनद्वियोजनाततौ ॥ ६३ ॥

---

એ વેદિકા વળી પુરૂષ, કિન્નર, ગંધર્વ, વૃષભ, ઉરગ, અને હયહસ્તિ આદિના નાનાવિધ મનોહર ચિત્રોથી દીપી રહી છે. ૫૭.

એમાં વળી વાસંતી, ચંપક, અશોક, કુંદ અને અતિમુક્તક આદિ અનેક રત્નમય વલ્લી-વેલડીઓ શોભી રહી છે. ૫૮.

એ લતાઓ ઉપર વળી ગુચ્છાઓ, પુષ્પો અને પલ્લવો પણ છે. વળી એ ત્યાં ક્રીડા કરતા અમરમિથુનો અર્થાત્ દેવદેવીઓના પ્રશ્રયથી જ હોયની એમ નીચી ઝુકી રહી છે. ૫૯.

એ વેદિકાનો ઘેરાવો જગતી જેવડો, પહોળાઈ પાંચસો ધનુષ્ય અને ઉંચાઈ બે કોસ છે. ૬૦.

એ વેદિકા પર સ્થળે સ્થળે સર્વરત્નમય પદ્મો-કમળો આવી રહ્યાં છે. અને એ પ્રમાણે પદ્મો વિશેષ હોવાથી એ પદ્મવરવેદિકા કહેવાય છે. ૬૧.

વળી એ પદ્મવરવેદિકા, નદી જેમ બે કિનારાઓથી શોભે છે તેમ, બેઉ બાજુએ બગીચાઓથી શોભી રહી છે. ૬૨.

પ્રત્યેક બગીચો ઘેરાવામાં 'જગતી' જેવડો છે. અને એનો વિસ્તાર બે યોજનમાં બસો પચાસ ધનુષ્ય જેટલો ઓછો છે. ૬૩.

एवं च वेदिकाव्यासंयुक्तो विस्तारो वनयोर्द्वयोः ।
स्यात्पूर्णा जगतीव्यासो योजनानां चतुष्टयम् ॥ ६४ ॥

पुष्पितैः फलितैः शाखाप्रशाखाशतशालितैः ।
अनेकोत्तमजातीयवृक्षै रम्ये च ते वने ॥ ६५ ॥

विराजते च भूभाग एतयोः वनखंडयोः ।
मरुत्कीर्णपंचवर्णपुष्पप्रकरपूजितः ॥ ६६ ॥

कस्तुरिकैलाकर्पूरचन्दनाधिकसौरभैः ।
अनिलान्दोलनोद्भूतवीणादिजित्वरारवैः ॥ ६७ ॥

अत्यन्तकोमलैः नानावर्णैः वर्ण्यैः तृणांकुरैः ।
रोमोद्गमैरिव भुवः सुरक्रीडासुखस्पृशः ॥ ६८ ॥ युग्मम् ॥

मरुत्कृतास्फालनेनोद्गिरद्भिः मधुरध्वनीन् ।
पंचवर्णैः मणिभिरप्यसौ कीर्णः सुगन्धिभिः ॥ ६९ ॥

न वरं विपिनेऽन्तःस्थे न स्यात्तृणमणिध्वनिः ।
वेदिकोन्नतिरुद्धस्य तादृग्वायोरसंगतेः ॥ ७० ॥

---

એ પ્રમાણે વેદિકાનો વિસ્તાર અને બેઉ બગીચાનો વિસ્તાર એકત્ર કરતાં ચાર યોજન આવે છે. એ જગતીનો પૂર્ણ વ્યાસ આવ્યો. ૬૪.

સેંકડોબંધ શાખાપ્રશાખાવાળાં અને ફળફુલવાળાં અનેક ઉત્તમ વૃક્ષોથી એ બેઉ બગીચાઓ સુરમ્ય જણાય છે. ૬૫.

એમની ભૂમિ વાયુથી ખરી પડેલાં પુષ્કળ પંચવર્ણ પુષ્પોને લીધે, જાણે કોઇએ પૂજા કરી હોયની એવી જણાય છે. ૬૬.

કસ્તુરી, એલચી, કપૂર તથા ચંદન કરતાં પણ ચઢી જાય એવી સુવાસ વિસ્તારતા, તથા વાયુના આન્દોલનથી થતા વીણા વગેરેના નાદ કરતાં પણ અધિક મનહર સ્વરને કાઢતા, અતિ કોમળ પચરંગી તૃણાંકરોથી છવાઇ ગયેલી એ ભૂમિ જાણે દેવક્રીડાના સુખસ્પર્શથી રોમાંચિત થઇ હોયની એવી જણાય છે. ૬૭–૬૮.

વળી ત્યાંનો ભૂપ્રદેશ વાયુના આસ્ફાલનથી મધુર ધ્વનિ કરતા પંચવર્ણના સુગંધિ મણિઓથી પણ સંકીર્ણ થયેલ છે. ૬૯.

ફેર માત્ર એટલોજ છે કે અંદરના બગીચામાં તૃણ કે મણિનો ધ્વનિ થતો નથી કેમકે વેદિકા ઉંચી હોવાથી એવો વાયુ રૂંધાઈ જઈ ત્યાં સંચરી શકતો નથી. ૭૦.

वनयोरेतयोश्चित्रकरयोः स्युः पदे पदे ।
पुष्करिण्यो दीर्घिकाश्च महासरोवराणि च ॥ ७१ ॥

सुखोत्ताराः तपनीयतलाः सद्वज्रभित्तयः ।
नानारत्नबद्धतीर्थाः सुवर्णरूप्यवालुकाः ॥ ७२ ॥

काश्चिज्जात्यासवरसा काश्चिच्च वारुणीरसाः ।
सुधोपमजलाः काश्चित् काश्चिदिक्षुरसोदकाः ॥ ७३ ॥

एवं नानास्वादजलाः शतपत्रादिपंकजैः ।
मनोज्ञास्ताः पुष्करिण्यः क्रीडाभिर्भाति नाकिनाम् ॥ ७४ ॥
विशेषकम् ॥

स्पष्टाष्टमंगलैः छत्रचामरध्वजराजिभिः ।
त्रिसोपानान्यासु चतुर्दिशं राजन्ति तोरणैः ॥ ७५ ॥

भान्ति क्रीडासरांस्येवं यथार्हं दीर्घिका अपि ।
चतुर्दिशं त्रिसोपानादिभिः रत्नमणीमयैः ॥ ७६ ॥

रम्याः क्रीडापर्वताश्च भान्ति तत्र पदे पदे ।
तेषां प्रत्येकमेकैकः प्रासादो भाति मूर्धनि ॥ ७७ ॥

---

એ બન્ને આશ્ચર્યકારી બગીચાઓની અંદર વળી સ્થળે સ્થળે પુષ્કરિણી-વાવો, તળાવડીઓ અને મ્હોટાં સરોવર પણ આવી રહ્યાં છે. ૭૧.

અંદર સુખે ઉતરી શકાય એવી એ પુષ્કરિણીઓને સુવર્ણમય તળીયાં છે, વજ્રમય ભીંતો છે, વિવિધ પ્રકારનાં રત્નોવડે બાંધેલા ઘાટ છે અને એમાં સુવર્ણમય અને રૂપ્યમય વેળુ છે. કેટલીકમાં ઉત્તમ મદિરા જેવાં, કેટલીકમાં વારૂણી જેવાં, કેટલીકમાં અમૃત જેવાં અને વળી કેટલીકમાં તો ઈક્ષુરસ જેવાં જળ ભરેલાં છે. આવા આવા નાના પ્રકારના સ્વાદિષ્ટ જળ-વાળી એ વાવડીઓ શતપત્ર આદિક કમળોને લીધે અને સુરવૃંદોની સતત ક્રીડાને લીધે અત્યંત મનોજ્ઞ જણાય છે. ૭૨-૭૪.

એ વાવડીઓને વળી પ્રત્યેક દિશાએ ત્રણ ત્રણ પગથીયાં છે. તે પર અષ્ટ મંગળ, છત્ર, ચામર, ધ્વજા અને તોરણો વિરાજી રહ્યાં છે. ૭૫.

એજ પ્રમાણે એ તળાવડીઓ અને ક્રીડાસરોવરોને પણ ચારે દિશાએ રત્નમય અને મણિમય ત્રણ ત્રણ પગથીયાં આવેલાં છે. ૭૬.

વળી ત્યાં ડગલે ને પગલે મનહર ક્રીડાપર્વતો દૃષ્ટિએ પડે છે, જેમનાં શિખરપર એકેક પ્રાસાદ રહેલો છે. ૭૭.

प्रतिप्रासादमेकैकं मध्ये सज्जितमासनम् ।
अस्ति क्रौंचासनं क्वापि हंसासनमपि क्वचित् ॥ ७८ ॥

पद्मासनं च गरुडासनं सिंहासनं क्वचित् ।
भद्रासनं च मकरासनं चातिमनोहरम् ॥ ७९ ॥

तथा नानाक्रीडागृहाः सन्ति तयोश्च वनखंडयोः ।
क्वचित् प्रेक्षणकगृहं क्वचिच्च केतकीगृहम् ॥ ८० ॥

लतागृहं गर्भगृहं क्वचिच्च कदलीगृहम् ।
कुत्रचित् मज्जनगृहं प्रसाधनगृहं क्वचित् ॥ ८१ ॥

प्रत्येकं च गृहेष्वेषु विभात्येकैकमासनम् ।
क्रीडतां तत्र देवानां योग्यं रत्नमणीमयम् ॥ ८२ ॥

तथा मुद्रिकामल्लिकाजातीमालत्यादिलताव्रजैः ।
रत्नात्मनस्तत्र तत्र भूयांसो भान्ति मण्डपाः ॥ ८३ ॥

मंडपेषु तथैतेषु जात्यकांचननिर्मिताः ।
शिलानां पट्टकाः सन्ति क्रौंचाद्यासनसंस्थिताः ॥ ८४ ॥

---

દરેક પ્રાસાદ પર એકેક આસન છે; તેમાં ક્યાંક ક્રૌંચાસન તો ક્યાંક હંસાસન, ક્યાંક પદ્માસન તો ક્યાંક ગરૂડાસન, કોઇ જગ્યાએ સિંહાસન તો અન્ય સ્થળે ભદ્રાસન કે મકરાસન—એમ વિધવિધ પ્રકાર દૃષ્ટિગોચર થાય છે. ૭૮–૭૯.

વળી એ બેઉ બગીચાઓમાં નાનાવિધ ક્રીડાગૃહો આવેલાં છે: ક્યાંક નાટ્યગૃહ, ક્યાંક કેતકીગૃહ, ક્યાંક લતાગૃહ, ક્યાંક ગર્ભગૃહ તો ક્યાંક વળી કદલીગૃહ, સ્નાનગૃહ કે પ્રસાધન-ગૃહ શોભી રહ્યાં છે. ૮૦–૮૧.

વળી એવા પ્રત્યેક ગૃહમાં દેવોને ક્રીડા કરવા લાયકનાં રત્નમણિમય આસનો પણ છે. ૮૨.

એટલુંજ નહિં પણ મુદ્રિકા, મલ્લિકા, જાતિ અને માલતી આદિ લતાઓનાં અનેક રત્નમય મંડપો પણ ત્યાં છે. ૮૩.

એ મંડપોમાં વળી ઉત્તમ સુવર્ણમય ક્રૌંચાદિક આસનોપર શિલાપટ્ટો પણ શોભી રહ્યા છે. ૮૪.

एतेषु पर्वतेष्वेषु गृहेषु मंडपेषु च ।
दीर्घिकादिषु च स्वैरं क्रीडन्ति व्यन्तरामराः ॥ ८५ ॥

परितो जगती भाति गवाक्षवलयेन सा ।
गवाक्षवलयं तच्च गव्यूतद्वितयोच्छ्रितम् ॥ ८६ ॥

शतानि पंच धनुषां विस्तीर्णं चारुचित्रितम् ।
कृतनेत्रमनोमोदं सुराणां रमणोचितम् ॥ ८७ ॥ युग्मम् ॥

लवणोदसमासन्नजगतीभित्तिमध्यगम् ।
दृश्यमानाब्धिकुतुकं ज्ञातव्यं सर्वतः स्थितम् ॥ ८८ ॥

अत्र इदं गवाक्षकटकं जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तौ जगतीभित्तिमध्यगतमुक्तम् ॥ जम्बूद्वीपसंग्रहणीवृत्तौ जगत्या उपर्युक्तम् । तथा च तद्ग्रन्थः । तस्या पार्श्वद्वयेऽपि द्वौ वनखंडौ वेदिकामानदैर्घ्यौ विद्येते । न वरं विस्तारेणाभ्यन्तरः सार्धधनुःशतद्वयोनयोजनयुग्मप्रमाणः । बाह्यस्तु वनखंडः अर्धाष्टमधनुःशतहीनयोजनयुग्ममानः । यतः तत्र अभ्यन्तरात् वनखंडात् अधिकानि पंचधनुःशतानि जालकटकेनावरुद्धानि ॥ परं श्रीमलयगिरिपादैः न तद्विवक्षितम् । द्वयोरपि वनखण्डयोः एकमेव मानमुक्तम् । तत्त्वं तु बहुश्रुता विदन्तीति ॥

---

એ સર્વ પર્વતો, ગૃહો, જળાશયો તથા મંડપોમાં વ્યન્તરદેવો યથેષ્ટ પ્રકારે ક્રીડા કરે છે. ૮૫.

હવે એ જગતીના કોટ પર ફરતો એક ગવાક્ષ આવી રહ્યો છે. એ ગવાક્ષ બે ગાઉ ઉંચો, પાંચસો ધનુષ્ય પહોળો અને મનહર ચિત્રામણોથી ભરપૂર હોઇ દૃષ્ટિ તથા મનને આનન્દ આપે છે. ૮૬–૮૭.

એ ગવાક્ષ લવણસમુદ્રની નજદીક રહેલા જગતીના કોટના મધ્ય ભાગમાં આવેલ હોવાથી ત્યાંથી સમુદ્રનાં સર્વ કૌતુકો નજરે પડે છે. ૮૮.

આ ગવાક્ષ જગતીના કોટના મધ્ય ભાગમાં આવેલ છે એમ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિની ટીકામાં કહેલું છે. પણ ' જમ્બૂદ્વીપ સંગ્રહણી ' ની ટીકામાં તો ' જગતીના કોટની ઉપર આવેલ છે ' એમ જણાવ્યું છે. એ પાઠ આ પ્રમાણે છેઃ– જગતીને બેઉ બાજુએ બે બગીચાઓ છે. એ બેઉ લંબાઇમાં ' વેદિકા ' જેવડા છે. પણ પહોળાઇમાં ફેર છે. એક અંદરનો છે તેની પહોળાઇ

सर्वे द्वीपाः समुद्राश्च जगत्यैवं विराजिताः ।
सर्वासां जगतीनां च स्वरूपमनया दिशा ॥ ८९ ॥

अथैतस्यां जगत्यां च द्वाराणि स्युश्चतुर्दिशम् ।
विजयं वैजयन्तं च जयन्तं चापराजितम् ॥ ९० ॥

सहस्रान् पंचचत्वारिंशतमुल्लंघ्य मेरुतः ।
योजनानां दिशि प्राच्यां शीताकूलंकषोपरि ॥ ९१ ॥

विजयं द्वारमाख्यातमेवं वित्थ पराण्यपि ।
दक्षिणस्यां पश्चिमायामुदीच्यां च यथाक्रमम् ॥ ९२ ॥ युग्मम् ॥

प्रत्येकमेषां द्वाराणामुच्छ्रयो योजनाष्टकम् ।
वप्रभीत्तिसमाना हि युक्ता द्वारेषु तुंगता ॥ ९३ ॥

प्रत्येकं तेषु विस्तारो योजनानां चतुष्टयी ।
क्रोशं पृथुर्द्वारशाखा प्रत्येकं पार्श्वयोर्द्वयोः ॥ ९४ ॥

एवं सामस्त्यतो द्वारविस्तारो यदि भाव्यते ।
तदा सार्धानि चत्वारि योजनानि भवेदसौ ॥ ९५ ॥

---

બે યોજનમાં અઢીસો ધનુષ્ય જેટલી ઓછી છે, અને બીજો બહારનો છે તેની પહોળાઈ બે યોજનમાં સાડાસાતસો ધનુષ્ય જેટલી ઓછી છે; કેમકે આ બહારનામાં પાંચસો ધનુષ્ય જેટલા વિસ્તારનો ગવાક્ષ આવ્યો છે. શ્રીમલયગિરિ આ બાબતમાં સંમત થતા નથી. એઓશ્રી તો બેઉ બગીચાઓની પહોળાઇ એક સરખીજ કહે છે. આમાં સત્ય કયું તે કેવળી જાણે.

સર્વે દ્વીપો અને સર્વે સમુદ્રોને આ પ્રમાણેનો ' જગતી ' નો કોટ હોય છે. અને એ સર્વ કોટનું સ્વરૂપ આ કોટ પ્રમાણેનું જ સમજવું. ૮૯.

હવે આ ' જગતી ' ના કોટને પ્રત્યેક દિશાએ એકેક દ્વાર છે તેઓનાં નામ વિજય, વૈજયન્ત, જયન્ત અને અપરાજિત છે. ૯૦.

મેરૂ પર્વતથી પૂર્વ દિશામાં પીસતાળીશ હજાર યોજન મૂકીને, શીતા નદીના કિનારાપર વિજય નામનું દ્વાર આવેલું છે. બીજાં ત્રણ દ્વારો એ પ્રમાણે મેરૂથી અનુક્રમે દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશાએ આવેલાં છે. ૯૧-૯૨.

પ્રત્યેક દ્વારની ઉંચાઇ આઠ યોજનની છે કેમકે એ કોટની ભીંત જેવડી છે અને કોટની ભીંત આઠ યોજન ઉંચી છે. પ્રત્યેકની પહોળાઇ ચાર યોજન છે. વળી બે બાજુની બારસાખો પ્રત્યેક એકેક કોસ છે; એટલે એ સાથે લેતાં એ ( વિજય ) દ્વારની પહોળાઇ સાડાચાર યોજન થાય. ૯૩-૯૫.

तत्रेदं विजयं भूमिप्रवेशे वज्रनिर्मितम् ।
भूमेरूर्ध्वं रिष्टरत्नमयमुक्तं जिनेश्वरैः ॥ ९६ ॥
स्तंभा सर्वत्र वैडूर्यवर्यरत्नविनिर्मिताः ।
पंचवर्णैः मणीरत्नैः निर्मितं तत्र कुट्टिमम् ॥ ९७ ॥
हंसगर्भरत्नमयी देहल्यथेन्द्रकीलकः ।
गोमेयरत्नघटितो द्वारशाखे तथात्र च ॥ ९८ ॥
लोहिताख्यरत्नमय्यौ परिघो वज्रनिर्मितः ।
कपाटे अपि वैडूर्यमये प्रोक्ते जिनेश्वरैः ॥ ९९ ॥
नानामणिमये तत्र कपाटचूलिकागृहे ।
ज्योतीरसरत्नमयमुत्तरंगं निरूपितम्॥ १०० ॥
विजयस्योपरितनो भागो भाति विभूषितः ।
रत्नभेदैः षोडशभिः ते चामी कथिताः श्रुते ॥ १०१ ॥
रत्नं वज्रं वैडूर्यलोहिताक्षे मसारगल्लं च ।
अपि हंसगर्भपुलके सौगन्धिकमंजनं रजतम् ॥ १०२ ॥
ज्योतीरसमंकांजनपुलकं रिष्टं च जातरूपं च ।
स्फटिकं चैताः षोडश रत्नभिदस्तत्र राजन्ते ॥ १०३ ॥युग्मम्॥

---

એ 'વિજય' દ્વાર પૃથ્વીની અંદર છે તેટલું વજ્રમય છે અને ઉપરના ભાગમાં રિષ્ટરત્નમય છે. ૯૬.

એના સ્તંભો સર્વત્ર ઉત્તમવૈડૂર્યરત્નમય છે અને એનું તળવટ પંચવર્ણના મણિ અને રત્નોનું છે. ૯૭.

એનો ઉંબરો હંસગર્ભરત્નોનો તથા એનો ઇન્દ્રકીલક ગોમેયરત્નનો બનાવેલો છે. એની બેઉ બારસાખ લોહિતરત્નની છે અને ભોગળ વજ્રની છે. વળી એનાં કમાડ વૈડૂર્યરત્નોનાં કહ્યાં છે. ૯૮-૯૯.

કમાડોની બેઉ ચૂલિકા નાનાપ્રકારના મણિઓની, અને ઉત્તરંગ જ્યોતિરસરત્નમય છે. ૧૦૦.

એ વિજયદ્વારનો ઉપરનો ભાગ વળી સોળ જાતનાં રત્નોનો છે. તે સોળ આ પ્રમાણે:— રત્ન, વજ્ર, વૈડૂર્ય, લોહિતાક્ષ, મસારગલ્લ, હંસગર્ભ, પુલક, સૌગન્ધિક, અંજન, રજત, જ્યોતીરસ, અંક, અંજનપુલક, રિષ્ટ, જાતરૂપ અને સ્ફટિક. ૧૦૧-૧૦૩.

श्रीवत्समत्स्यदर्पणभद्रासनवर्द्धमानवरकलशाः ।
स्वस्तिकनन्द्यावर्त्तौ द्वारोपरि मंगलान्यष्टौ ॥ १०४ ॥
द्वारस्यास्य वज्रमयो माढभागः प्रकीर्त्तितः ।
माढस्य शिखरं रौप्यमुल्लोचस्तपनीयजः ॥ १०५ ॥
मणिवंशलोहिताक्षप्रतिवंशैः रजतबद्धभूभागैः ।
द्वारं गवाक्षकटकैः विराजते तत्समुद्रदिशि ॥ १०६ ॥
भित्तावुभयतो भित्तिगुलिकाः पीठसन्निभाः ।
अष्टषष्ट्याधिकं शतं शय्यास्तावत्य एव च ॥ १०७ ॥
रत्नानि व्यालरूपाणि मणिमय्यश्च पुत्रिकाः ।
अलंकुर्वन्ति तद्द्वारं मणिदामादिभूषितम् ॥ १०८ ॥
तथा निषदनस्थानमेकैकं पार्श्वयोर्द्वयोः ।
तत्र द्वौ द्वौ च प्रत्येकं मांगल्यकलशौ मतौ ॥ १०९ ॥
तथा द्वौ द्वौ नागदन्तौ मुक्तादामाद्यलंकृतौ ।
तयोरूर्ध्वं पुनः द्वौ द्वौ धूपघट्यन्वितौ च तौ ॥ ११० ॥

---

વળી એ દ્વાર પર શ્રીવત્સ, મત્સ્ય, દર્પણ, ભદ્રાસન, વર્દ્ધમાન, કળશ, સ્વસ્તિક અને નન્દાવર્ત—એ આઠ મંગળ (અષ્ટમંગળ) શોભી રહ્યાં છે. ૧૦૪.

એ દ્વારનો માઢનો ભાગ વજ્રમય, માઢનું શિખર રૂપ્યમય અને એનો ઘુમટ સુવર્ણમય છે. ૧૦૫.

એ દ્વારની આગળની ભૂમિ વળી સમુદ્રની દિશામાં મણિવંશ અને લોહિતાક્ષ રત્નની છે. વળી એના પર ગવાક્ષોની હારમાળા શોભી રહી છે. ૧૦૬.

તે દ્વારની ઉભય બાજુએ વળી એકસો અડસઠ પીઠ જેવા ચોતરા છે અને એ ચોતરાપર એટલી સંખ્યામાંજ શય્યાઓ છે. ૧૦૭.

એ દ્વાર વળી મણિ વગેરેની માળાઓ તથા રત્નમય સિંહનાં પુતળાં તથા મણિની પુતળીઓથી શોભી રહ્યું છે. ૧૦૮.

વળી એને બેઉ બાજુએ બે બેઠક છે અને દરેક બેઠકપર બબ્બે મંગળ કળશો છે. ૧૦૯.

વળી ત્યાં ધુપધાણા અને મુક્તાફળની માળા વગેરેથી વિભૂષિત બબ્બે નાગદંતો છે. ૧૧૦.

साक्षादिव स्वर्गिकन्ये द्वे द्वे च शालभंजिके।
द्वौ द्वौ च जालकटकौ द्वे द्वे घण्टे शुभस्वरे ॥ १११ ॥
नानाद्रुकिसलाकीर्णे द्वे द्वे च वनमालिके।
भ्रमद्भ्रमरझंकारगीतारवमनोरमे ॥ ११२ ॥
आत्मदर्शाकृती द्वौ द्वौ पीठौ प्रकंठकाभिधौ।
तौ च द्वियोजनस्थूलौ चतुर्योजनविस्तृतौ ॥ ११३ ॥
चत्वारि योजनान्युच्चो योजनद्वयविस्तृतः।
तेषु प्रत्येकमेकैकः प्रासादोऽस्ति मनोरमः ॥ ११४ ॥
प्रासादास्ते तुङ्गशृङ्गाः ध्वजच्छत्रमनोहराः।
सिंहासनैः सविजयदूष्यैः विराजितान्तराः ॥ ११५ ॥
आस्थानस्थानयोः किंच द्वे द्वे स्तः तोरणे तयोः।
तोरणानां पुरः शालभंजिकानां द्वयं द्वयम् ॥ ११६ ॥
तथा च द्वौ नागदन्तावश्वेभनरकिंपुरुषांगिनाम्।
किन्नरोरगगन्धर्ववृषभाणां युगानि च ॥ ११७ ॥

---

વળી ત્યાં સાક્ષાત્ દેવકન્યા હોયની એવી બબ્બે પુતળીઓ છે, બબ્બે જાળીયાં છે અને સુંદર સરોદવાળા બબ્બે ઘંટ છે. ૧૧૧.

એ ઉપરાંત વળી નાના પ્રકારના કુંપળથી ભરેલી તથા આસપાસ ભમ્યા કરતા ભમરાઓના ઝંકારરૂપી ગીતોના શબ્દોથી મન હરણ કરનારી બબ્બે વનમાળાઓ છે; આરીસાના આકારના, પ્રકંઠનામના બબ્બે પીઠ છે, જેઓ બે યોજન જાડા અને ચાર યોજન પહોળા છે. ૧૧૨-૧૧૩.

એ દરેકમાં ચાર યોજન ઉંચો અને બે યોજનના વિસ્તારવાળો-એવો એકેક મનોરમ પ્રાસાદ છે. ૧૧૪.

એ પ્રાસાદોને ઉંચા ઉંચા શિખરો છે. એનાપર મનોહર ધ્વજાઓ અને છત્રો આવી રહ્યાં છે. અને એની અંદર વિજયદૃષ્યયુક્ત સિંહાસનો વિરાજી રહ્યાં છે. ૧૧૫.

એના આસ્થાનમંડપમાં બબ્બે તોરણો અને તોરણોની આગળ બબ્બે પુતળીઓ છે. ૧૧૬.

વળી ત્યાં ગજદંત, હય, હાથી, પુરૂષ, કિન્નર, ઉરગ, ગન્ધર્વ અને વૃષભોનાં જોડલાં શોભી રહ્યાં છે. ૧૧૭.

वीथयः पंक्तयश्चैषां नित्यं कुसुमिता लताः ।
पद्मनागाशोकलताः चम्पकाम्रादयोऽपि च ॥ ११८ ॥

मांगल्यकलशा भृंगारकाः तथात्मदर्शकाः ।
स्थालानि साक्षतानीव पात्र्यः फलभृता इव ॥ ११९ ॥

सर्वौषधिप्रसाधनभाण्डभृताः सुप्रतिष्ठकाश्चैव ।
पीठात्ममनोगुलिका युताः फलकनागदन्ताद्यैः ॥ १२० ॥

रात्नाः करण्डकाः रात्ना हयकण्ठादयोऽष्ट च ।
चंगेर्यः तेष्वष्टविधाः पटलान्यपि चाष्टधा ॥ १२१ ॥

तथाहि । पुष्पैः माल्यैः चूर्णगन्धैः वस्त्रसिद्धार्थभूषणैः ।
लोमहस्तैश्च सम्पूर्णाः चंगेर्यः पटलानि च ॥ १२२ ॥

सिंहासनातपत्रे चमराणि समुद्गकाश्च दशभेदाः ।
प्रतितोरणमेतेषां द्वयं द्वयं भवति सर्वेषाम् ॥ १२३ ॥

समुद्गकसंग्रहगाथा चेयम् ।

तेल्ले कोट्ठसमुग्गे पत्ते चोए य तगर एला य ।
हरिआले हिंगुलए मणोसिला अंजणसमुग्गे ॥ १२४ ॥

---

વળી ત્યાં નિરન્તર પુષ્પિત એવી નાગલતા, અશોકલતા, ચમ્પકલતા વગેરે લતાઓ તથા આમ્રવૃક્ષો પણ આવેલાં છે. ૧૧૮.

વળી ત્યાં મંગળકળશો, ઝારીઓ, દર્પણો, અક્ષતના થાળ અને ફળભરેલી છાબડીઓ પણ છે. ૧૧૯.

સર્વ પ્રકારની ઔષધીઓ અને શણગારના સાધનોના ડાબલાથી ભરેલા, તથા ફળાં અને ગજદંત વગેરેથી યુક્ત—એવા પીઠવાળા ચોતરા પણ ત્યાં છે. ૧૨૦.

વળી ત્યાં આઠ રત્નકરંડક, અને આઠ હયકંઠાદિક પણ છે. તેમાં પુષ્પ, માળા, ચૂર્ણ, સુગંધીઓ, વસ્ત્ર, સરસવ, આભૂષણ અને પીંછીઓથી સંપૂર્ણ એવી આઠ ચંગેરી અને આઠ પટલો પણ છે. ૧૨૧–૧૨૨.

વળી તોરણે તોરણે સિંહાસન, છત્ર, ચામર અને દશ પ્રકારના ડાબલા—એ સર્વનાં જોડલાં આવેલાં છે. ૧૨૩.

તે દશ ડાબલાઓમાં નીચે પ્રમાણેની વસ્તુઓ છે: તેલ, કપુરકાચલી, પાંદડી, ચોળ, તગર, એલચી, હડતાળ, હિંગળોક, મનશીલ અને અંજન—એમ દશ વસ્તુઓ છે. ૧૨૪.

तथात्र विजयद्वारे शतमष्टाधिकं ध्वजाः ।
प्रत्येकं चक्रादिचिह्ना दशधा ते त्वमी मताः ॥ १२५ ॥

चक्रमृगगरुडसिंहाः पिच्छवृकच्छत्रवर्यहर्यक्षाः ।
वृषभचतुर्दन्तगजाः सर्वेऽशीत्यन्वितसहस्रम् ॥ १२६ ॥

विशिष्टस्थानरूपाणि भौमानि नव संख्यया ।
विजयद्वारस्य पुरः स्युः भोग्यानि तदीशितुः ॥ १२७ ॥

तथाहुः जीवाभिगमे । विजयस्स गां दारस्स पुरओ नव भोमा पगणत्ता । इत्यादि ॥ समवायांगे तु विजयस्स गां दारस्स एगमेगाए बाहाए नव नव भोमा पगणत्ता इति दृश्यते ॥ तदत्र तत्वं सर्वविद्वेद्यम् ॥

मध्ये च तेषां भौमानां पंचमे सपरिच्छदम् ।
सिंहासनमधीशस्यान्येषु भद्रासनानि च ॥ १२८ ॥

इत्येवं विजयद्वारं लेशतो वर्णितं मया ।
तृतीयोपांगमालोक्यं विशेषविस्तरार्थिभिः ॥ १२९ ॥

यो योऽस्याधिपतिर्देवः तं तं सामानिकादयः ।
आह्वयन्ति विजयेति पुस्तकेषु तथोक्तितः ॥ १३० ॥

---

વળી આ વિજયદ્વારપર એકસો આઠ ધ્વજાઓ ફરકી રહી છે. દરેક ધ્વજાપર ચક્ર, હરિણ, ગરૂડ, સિંહ, પિચ્છ, વૃક, છત્ર, અશ્વ, વૃષભ અને ચાર દન્તુશળવાળો હસ્તી—એમ દશ દશ ચિહ્નો છે. ૧૨૫-૧૨૬.

એ વિજયદ્વારની આગળ વળી, એના સ્વામીના ઉપભોગને અર્થે, વિશિષ્ટસ્થાનરૂપ નવ ભોંયરાં છે. ૧૨૭.

એ અભિપ્રાય જીવાભિગમસૂત્રનો છે. સમવાયાંગસૂત્રમાં તો એની એકેક બાહામાં નવ નવ ભોંયરાં છે એમ કહ્યું છે. આમાં સત્ય કયું એ કેવળી જાણે.

એ નવમાંથી પાંચમા ભોંયરામાં એના અધિપતિનું પરિવારવાળું સિંહાસન છે. શેષ આઠમાં ભદ્રાસનો છે. ૧૨૮.

એ પ્રમાણે મેં વિજયદ્વારનું લેશમાત્ર વર્ણન કર્યું છે. વિસ્તાર જાણવાની ઇચ્છાવાળાએ ત્રીજું 'ઉપાંગ' જોવું. ૧૨૯.

આ દ્વારના અધિપતિ—દેવ—ને સામાનિક દેવતાઓ 'વિજય' નામથી બોલાવે છે

तदिदं विजयस्वामियोगाद्विजयनामकम् ।
अथवामुष्य नामेदं त्रैकालिकं च शाश्वतम् ॥ १३१ ॥
एवं क्षेत्रद्वीपवार्धिनामानि स्युः यथायथम् ।
नित्यानि स्वामियोगस्तु यथास्थानं प्रवक्ष्यते ॥ १३२ ॥
यथेदं विजयद्वारं तथा त्रीण्यपराण्यपि ।
समरूपाणि किन्त्वीशा द्वारतुल्याभिधाः सुराः ॥ १३३ ॥
वैजयन्तो जयन्तश्चापराजित इति क्रमात् ।
चत्वार्येषां सहस्राणि सामानिकसुधाभुजाम् ॥ १३४ ॥
सहस्राणि च देवानामष्टाभ्यन्तरपर्षदि ।
देवानामयुतं मध्यपर्षदि स्फातिशालिनाम् ॥ १३५ ॥
स्युः द्वादशसहस्राणि देवानां बाह्यपर्षदि ।
चतस्रोऽग्रमहिष्यश्च स्युः साहस्रपरिच्छदाः ॥ १३६ ॥
सेनाः सेनान्यश्च सप्त पूर्वोक्तव्यन्तरेन्द्रवत् ।
आत्मरक्षकदेवानां सहस्राणि च षोडश ॥ १३७ ॥

---

તેથી એ દ્વાર ' વિજય ' નામથી ઓળખાય છે. અથવા એનું એ નામ ત્રિકાલિક અને શાશ્વત છે એમ સમજવું. ૧૩૦–૧૩૧.

એવી રીતે ક્ષેત્ર, દ્વીપ અને સમુદ્રોનાં નામ પણ નિત્ય એટલે શાશ્વત છે. એના સ્વામી કોણ કોણ છે એ વાત આગળ ઉપર યોગ્ય સ્થાને કહેવામાં આવશે. ૧૩૨.

હવે વૈજયંત, જયંત અને અપરાજિત નામના જે શેષ ત્રણ દ્વારો છે તેમનું સર્વસ્વરૂપ વિજયદ્વાર જેવું જ સમજવું. એઓના સ્વામી જે દેવો છે એમનાં નામ પણ એ દ્વારોના નામને અનુસરીને વૈજયંત, જયંત અને અપરાજીત–એ પ્રમાણે છે. ૧૩૩–૧૩૪.

એ પ્રત્યેકને ચાર હજાર સામાનિક દેવો છે.

વળી એ પ્રત્યેક દેવને ત્રણ ત્રણ પર્ષદા છે. તેમાં અભ્યન્તર પર્ષદામાં આઠ હજાર, મધ્યની પર્ષદામાં દશ હજાર તથા બહારની પર્ષદામાં બાર હજાર દેવો છે. ૧૩૫–૧૩૬.

વળી એ પ્રત્યેકને એકેક હજારના પરિવારવાળી ચારચાર પટ્ટમહિષીઓ છે, અને પૂર્વોક્ત વ્યન્તરેન્દ્રની પેઠે સાત સેના, સાત સેનાપતિ અને સોળહજાર આત્મરક્ષક દેવો છે. ૧૩૬-૧૩૭.

प्रत्येकमेवं विजयप्रमुखाणां परिच्छदः ।
सर्वेऽपि विजयाद्यास्ते तुल्याः पल्यायुषः स्मृताः ॥ १३८ ॥
पूर्वोक्तानां निजनिजनगरीवासिनां च ते ।
व्यन्तराणां व्यन्तरीणामैश्वर्यमुपभुंजते ॥ १३९ ॥
एवं द्वाराणि चत्वारि सर्वासु जगतीष्वपि ।
तत्र जम्बूद्वीपसत्कविजयद्वारनाकिनः ॥ १४० ॥
विजयद्वारतः प्राच्यां दिशि तिर्यगसंख्यकान् ।
द्वीपाब्धीन् समतिक्रम्य जम्बूद्वीपेऽस्त्यथापरे ॥ १४१ ॥
योजनानां सहस्राणि द्वादशायतविस्तृता ।
राजधानी परिक्षेपस्तस्याश्चैवमुदीरितः ॥ १४२ ॥
सप्तत्रिंशत्सहस्राणि योजनानां शतानि च ।
नवैव सप्तचत्वारिंशत् किंचिदधिकान्यपि ॥ १४३ ॥ युग्मम् ॥
वप्रो रत्नमयस्तस्या राजधान्या विराजते ।
सप्तत्रिंशद्योजनानि सार्द्धानि स समुच्छ्रितः ॥ १४४ ॥

तथोक्तं जीवाभिगमे । से पागारे सत्तत्तीसं जोअणाइं अद्धजोअणं च उद्धं उच्चत्तेणं ॥ श्रीसमवायांगे तु सव्वासु णं विजयवेजयंतजयंत

---

જેમ વિજય આદિ ચારે દેવોનો આ પ્રમાણેનો સરખો પરિવાર છે તેમ તેમનું આયુષ્ય પણ એક સરખું એક પલ્યોપમનું છે. ૧૩૮.

તેમની તેમની રાજધાનીઓમાં વસતા વ્યન્તરદેવો અને વ્યંતરદેવીઓ પર એઓ વળી અધિકાર ભોગવે છે. ૧૩૯.

એવી રીતે સર્વ ' જગતી ' ના કોટને ચારચાર દ્વારો આવેલાં છે. ૧૪૦.

આ જમ્બૂદ્વીપના વિજયદ્વારના દેવની રાજધાની બીજા જંબૂદ્વીપમાં છે. એ વિજયદ્વારથી પૂર્વદિશામાં અસંખ્યાત દ્વીપસમુદ્રો મૂકયા પછી આવે છે. ૧૪૧.

એ લાંબીપહોળી બારહજાર યોજન છે. અને એનો ઘેરાવો સાડત્રીશ હજાર યોજનથી કંઇક અધિક છે. ૧૪૨–૧૪૩.

એ રાજધાનીને એક રત્નમય કોટ છે, જે સાડીસાડત્રીશ યોજન ઉંચો છે. ૧૪૪.

अपराजिआसु रायहाणीसु पागारा सत्ततीसं जोअणाइं उड्ढं उच्चत्तेणं पण्णत्ता इति उक्तम् ॥

मूले च विस्तृतः सोऽयं सार्द्धां द्वादशायोजनीम् ।
मध्ये च विस्तृतः क्रोशाधिकानि योजनानि षट् ॥ १४५ ॥

अर्धक्रोशाधिकं मौलौ विस्तृतो योजनत्रयम् ।
असौ नानारत्नमयैः कलितः कपिशीर्षकैः ॥ १४६ ॥

अर्धक्रोशमितायामं क्रोशतुर्यांशविस्तृतम् ।
देशोनार्धक्रोशतुंगमेकैकं कपिशीर्षकम् ॥ १४७ ॥

वप्रस्य तस्यैकैकस्यां बाहायां जिनपुंगवैः ।
पंचविंशं पंचविंशं द्वाराणां शतमीरितम् ॥ १४८ ॥

शतानि पंच द्वाराणामेवं स्युः सर्वसंख्यया ।
विजयद्वारवत् सर्वमेषां वर्णनमीरितम् ॥ १४९ ॥

किन्त्वियान् विशेषः ।

द्वाषष्टियोजनान्युच्चं सार्धानि द्वारमेककम् ।
योजनानि सपादान्येकत्रिंशतं च विस्तृतम् ॥ १५० ॥

ये च प्रकंठकाख्ये पीठे तत्रोदिते तयोरिह तु ।
पंचदशयोजनानि च सार्धौ क्रोशौ च तुंगत्वम् ॥ १५१ ॥

---

' જીવાભિગમ ' સૂત્ર એ વાતની સાક્ષી પુરે છે. પણ સમવાયાંગસૂત્રમાં તો ચારે દેવોની રાજધાનીઓના કોટ સાડત્રીશ યોજન ઉંચા કહ્યા છે.

હવે એ કોટ મૂળ આગળ સાડાબારયોજન પહોળો છે, મધ્યભાગમાં છ યોજન ને એક કોસ પહોળો છે અને મથાળે સાડાત્રણ યોજન પહોળો છે. વળી એને, વિવિધપ્રકારના રત્નોના કાંગરા છે. ૧૪૫-૧૪૬.

તે કાંગરા પ્રત્યેક અરધો કોસ લાંબા, એક ચતુર્થાંશ કોસ પહોળા અને લગભગ અરધો કોસ ઉંચા છે. ૧૪૭.

તે કોટની એકેકી બાહામાં જિનભગવાને સવાસો સવાસો દ્વારો કહ્યાં છે. ૧૪૮.

એટલે સર્વ મળીને પાંચસો દ્વાર છે. એમનું સર્વ સ્વરૂપ વિજયદ્વાર પ્રમાણે સમજવું. ૧૪૯.

ફેરમાત્ર એટલો કે આ એકેક દ્વાર સાડી બાસઠ યોજન ઉંચું છે અને સવાએકત્રીશ

एकत्रिंशद्योजनानि क्रोशश्चायतिविस्तृती।
प्रत्येकमेषामुपरि स्युः प्रासादावतंसकाः ॥ १५२ ॥

एकत्रिंशद्योजनानि सक्रोशानि समुच्छ्रिता।
उच्छ्रयार्धेन ते सर्वे प्रासादा विस्तृतायताः ॥ १५३ ॥

द्वारस्यैकैकस्य नातिदूरासन्ने भुवस्तले।
सप्तदश सप्तदश भौमाः प्रासादशेखराः ॥ १५४ ॥

तेषां मध्ये नवमे नवमे सिंहासनं विजयमरुतः।
सामानिकादिसुरगणभद्रासनपरिवृतं भाति ॥ १५५ ॥

अष्टस्वष्टसु भौमेषु स्थितेषूभयतस्ततः।
अस्ति प्रत्येकमेकैकं रत्नभद्रासनं महत् ॥ १५६ ॥

तथा तस्या राजधान्या बहिर्दिक्षु चतसृषु।
योजनानां पंचशत्याः पुरतो वनमेककम् ॥ १५७ ॥

प्राच्यामशोकविपिनमपाच्यां सप्तपर्णिकम्।
प्रतीच्यां चम्पकवनमुदक् चूतवनं क्रमात् ॥ १५८ ॥

---

યોજન પહોળું છે. વળી ત્યાં પ્રકંઠક નામના જે બે પીઠ કહ્યાં છે તેઓની અહિં ઉંચાઈ પંદર યોજન ને અઢી કોસ છે, અને લંબાઇ પહોળાઈ સવા એકત્રીશ યોજન છે. ૧૫૦-૧૫૨.

વળી તે સર્વની ઉપર મ્હોટા પ્રાસાદો છે. એઓ એકત્રીશ યોજન અને એક કોસ ઉંચા, અને એથી અરધા લાંબા પહોળા છે. ૧૫૩.

વળી પ્રત્યેક દ્વારની લગભગ સત્તરસત્તર ભૂગર્ભ પ્રાસાદો છે. તેમાં નવમાનવમા પ્રાસાદમાં વિજયદેવનું સિંહાસન છે-તે સિંહાસનની આસપાસ વળી સામાનિક આદિ દેવોના ભદ્રાસનો આવેલાં છે. ૧૫૪-૧૫૫.

વળી દરેક નવમાની બેઉ બાજુએ જે આઠ આઠ ભૂગર્ભપ્રાસાદો રહ્યા તે પ્રત્યેકમાં એકેક મ્હોટું રત્નમય ભદ્રાસન છે. ૧૫૬.

હવે તે રાજધાનીની બહાર ચારે દિશાઓમાં પાંચસો પાંચસો યોજન મૂકીને એકેક વન આવે છે: પૂર્વમાં અશોકવન, દક્ષિણમાં સપ્તપર્ણવન, પશ્ચિમમાં ચંપકવન તથા ઉત્તરમાં આમ્રવન. ૧૫૭-૧૫૮.

सहस्राणि योजनानां द्वादशायामतोऽथ ते ।
स्युः पंचशतविष्कम्भा वनखण्डा पृथक् पृथक् ॥ १५९ ॥
प्रत्येकं वप्रवलयपरिक्षिप्ताः समन्ततः ।
मध्ये तेषां तथैकैकः स्यात् प्रासादावतंसकः ॥ १६० ॥
द्वाषष्टिं योजनान्यर्द्धाधिकानि ते समुन्नताः ।
योजनान्येकत्रिंशत् सक्रोशानि च विस्तृताः ॥ १६१ ॥
प्रत्येकं रत्नघटितसिंहासनविभूषिताः ।
पल्योपमायुरेकैकनिर्जराधिष्ठिता अपि ॥ १६२ ॥
मध्येऽथास्या राजधान्या भूमिभागे मनोहरे ।
शुद्धजाम्बूनदमयः पीठबन्धो विराजते ॥ १६३ ॥
योजनानां शतान्येष द्वादशायतविस्तृतः ।
क्रोशार्द्धमेदुरः पद्मवेदिकावनवेष्टितः ॥ १६४ ॥
त्रिसोपानकमेकैकं द्वारं चारु विराजते ।
मणीमयं तोरणेन तत्र दिक्षु चतसृषु ॥ १६५ ॥
मध्येऽस्य पीठबन्धस्य भूमिभागेऽस्ति बन्धुरे ।
महानेकः तपनीयमयः प्रासादशेखरः ॥ १६६ ॥

---

તે દરેક વન બારહજાર યોજન લાંબુ તથા પાંચસો યોજન પહોળું છે. ૧૫૯.

દરેકની ફરતો વળી કોટ પણ છે. અને દરેકમાં વળી એકેક સુંદર પ્રાસાદ પણ છે. ૧૬૦.

એ પ્રાસાદો સાડાબાસઠ યોજન ઉંચા અને સવાએકત્રીશ યોજન પહોળા છે. ૧૬૧.

વળી દરેક રત્નઘટિત સિંહાસનથી વિભૂષિત છે અને પલ્યોપમના આયુષ્યવાળા દેવથી અધિષ્ટિત છે. ૧૬૨.

હવે એ રાજધાનીના મધ્યભાગમાં સુંદરસ્થળપર એક ઉત્તમસુવર્ણમય પીઠબંધ છે. ૧૬૩.

તે પીઠબંધ બારસો યોજન લાંબો પહોળો અને અરધો કોસ જાડો છે, અને એની આસપાસ પદ્મવેદિકા અને બગીચો શોભી રહ્યો છે. ૧૬૪.

ચારે દિશાઓના (ચારે)દ્વારને ત્રણ ત્રણ સુંદર મણીમય પગથીયાં શોભીરહ્યાં છે. ૧૬૫.

द्वाषष्टिं योजनान्यर्द्धाधिकानि स समुन्नतः ।
उच्चत्वस्यार्द्धमानेन भवत्यायतविस्तृतः ॥ १६७ ॥

तस्य प्रासादस्य मध्ये महती मणिपीठिका ।
सा द्विगव्यूतबाहल्या योजनं विस्तृतायता ॥ १६८ ॥

तस्या मणिपीठिकाया मध्ये सिंहासनं महत् ।
वृतं विजयदेवार्हं सामानिकादिकासनैः ॥ १६९ ॥

तच्चैवम् । मूलसिंहासनाद्वायूत्तरैशानदिशां त्रये ।
सामानिकानां चत्वारि सहस्राण्यासनानि वै ॥ १७० ॥

प्राच्यामग्रमहिषीणामासनानि चतसृणाम् ।
चत्वार्येवातिचतुरपरीवारसुरीजुषाम् ॥ १७१ ॥

मूलसिंहासनादग्निकोणेऽभ्यन्तरपर्षदः ।
भद्रासनसहस्राणि भवन्त्यष्टौ सुधाभुजाम् ॥ १७२ ॥

दक्षिणस्यां दिशि तथा भान्ति मध्यमपर्षदः ।
दशासनसहस्राणि तावताममृताशिनाम् ॥ १७३ ॥

भद्रासनानि नैर्ऋत्यां बाह्यपर्षत्सुधाभुजाम् ।
स्युः द्वादशसहस्राणि पश्चिमायामथो दिशि ॥ १७४ ॥

---

આ પીઠબંધના મનહર ભૂમિભાગમાં એક સુંદર સુવર્ણમય પ્રાસાદ આવેલો છે. એ પ્રાસાદ સાડીબાસઠ યોજન ઉંચો અને સવાએકત્રીશ યોજન લાંબો પહોળો છે. ૧૬૬-૧૬૭.

એના મધ્યભાગમાં વળી બે કોસ જાડી અને ચાર કોસ લાંબી પહોળી એક મ્હોટી મણિપીઠિકા છે. ૧૬૮.

એ મણિપીઠિકાના મધ્યભાગમાં વિજયદેવને લાયકનું એક મ્હોટું સિંહાસન છે, જેની ફરતાં વળી એના સામાનિક દેવો વગેરેનાં સિંહાસન આવેલાં છે. ૧૬૯.

તે આવી રીતેઃ—

મૂળ સિંહાસનથી વાયવ્ય, ઉત્તર અને ઈશાન—એમ ત્રણ તરફ સામાનિક દેવોનાં ચાર હજાર આસનો; પૂર્વ તરફ અતિ ચતુર પરીવારવાળી અગ્ર—મહિષીઓના ચાર આસનો; અગ્નિકોણમાં અભ્યન્તર પર્ષદાના દેવોનાં આઠ હજાર આસનો; દક્ષિણમાં મધ્યમ પર્ષદાના

सेनापतीनां सप्तानां सप्त भद्रासनानि च ।
ततः परं परिक्षेपे द्वितीयस्मिंश्चतुर्दिशम् ॥ १७५ ॥
चत्वारि चत्वारि सहस्राणि भान्ति चतुर्दिशम् ।
आत्मरक्षकदेवानां सहस्राणीति षोडश ॥ १७६ ॥

स चैष मूलप्रासादः चतुःप्रासादवेष्टितः ।
उच्चत्वायामविष्कम्भैः तेऽर्धमानाश्च मौलतः ॥ १७७ ॥
प्रासादास्तेऽपि चत्वारः चतुर्भिरपरैरपि ।
स्वप्रमाणादर्द्धमानैः प्रत्येकं परितो वृताः ॥ १७८ ॥
परिवारपरीवारभूता एते च मौलतः ।
चतुर्थभागमानेन प्रोत्तुंगायतविस्तृताः ॥ १७९ ॥
एतेऽपि च स्वार्द्धमानैश्चतुर्भिरपरैर्वृताः ।
चतुर्दिशं स्युरित्येवं प्रत्येकमेकविंशतिः ॥ १८० ॥
परिवारपरीवारपरीवारास्तु मौलतः ।
विष्कम्भायामतुंगत्वैः अष्टमांशमिता मताः ॥ १८१ ॥

---

દેવોના દશ હજાર આસનો; નૈર્ઋત્યમાં બહારની પર્ષદાના દેવોના બાર હજાર આસનો તથા પશ્ચિમમાં સાત સેનાપતિઓનાં સાત આસનો છે. ૧૭૦–૧૭૫.

ત્યારપછી બીજા વલયમાં આત્મરક્ષક દેવોનાં, ચારે દિશાઓમાં થઇને સોળ હજાર આસનો છે. ૧૭૬.

હવે, ઉપર જે એક મૂળ પ્રાસાદ કહ્યો તેની આસપાસ ચાર પ્રાસાદો આવેલા છે તે એ મૂળપ્રાસાદથી ઉંચાઇ અને લંબાઇપહોળાઇમાં અરધા છે. ૧૭૭.

વળી આ ચારની ફરતા પણ એઓ કરતાં પ્રમાણમાં અરધા એવા ચાર ચાર પ્રાસાદો છે. આ છેલ્લા, જે પરીવારના પણ પરીવાર કહેવાય તેઓની એ પ્રમાણે મૂળપ્રાસાદથી ચોથા ભાગની ઉંચાઇ તેમ જ લંબાઇપહોળાઇ થઇ. ૧૭૮–૧૭૯.

એમની ફરતા પણ દરેક દિશાએ ચારચાર પ્રાસાદો છે. એટલે પ્રત્યેક દિશાએ એકવીશ એકવીશ થયા. ૧૮૦.

પરીવારના પરીવાર અને એના પણ પરીવાર એવા આ પ્રાસાદો મૂળપ્રાસાદના કરતાં પ્રમાણમાં એક અષ્ટમાંશ જેટલા છે. ૧૮૧.

पंचाशीतिरमी सर्वे जीवाभिगमपुस्तके ।
वृत्तौ तु तुर्या प्रासादपरिपाटी निरीक्ष्यते ॥ १८२ ॥

तथाहि । परिवारपरीवारपरीवारा अपि स्फुटम् ।
चतुर्भिरपरैर्मौलात् षोडशांशमितैर्वृताः ॥ १८३ ॥

तदेकैकस्यां दिशायां पंचाशीतिर्भवन्त्यतः ।
शतानि त्रीण्येकचत्वारिंशानि सर्वसंख्यया ॥ १८४ ॥

विना च मूलप्रासादं सर्वेऽप्येते विभूषिताः ।
एकैकेनैव विजययोग्यसिंहासनेन च ॥ १८५ ॥

अथास्त्युत्तरपूर्वस्यां मूलप्रासादतः सभा ।
सुधर्मा नाम सततदिव्यनाटयाप्सरोभृता ॥ १८६ ॥

योजनानि द्वादशैषा सार्द्धान्यायामतो मता ।
सक्रोशानि योजनानि षड् विष्कम्भत ईरिता ॥ १८७ ॥

योजनानि नवोत्तुंगा द्वारैस्त्रिभिरलंकृता ।
प्राच्यामुदीच्यां चापाच्यामेकैकमथ तान्यपि ॥ १८८ ॥

---

આ પ્રમાણે ચાર દિશાના થઇને ચોરાશી, અને એક મૂળપ્રાસાદ થઇને એકંદર પંચાશી પ્રાસાદ જીવાભિગમ સૂત્રમાં કહ્યા છે; પણ એની 'વૃત્તિ'માં તો પ્રાસાદની એક ચોથી શ્રેણિ પણ કહી છે. ૧૮૨.

અને એ આ પ્રમાણે કહી છે:—

પરીવારના પરીવારના પરીવાર ૩૫ જે પ્રાસાદો કહ્યા તેમાંના પ્રત્યેકની આસપાસ વળી ચારચાર પ્રાસાદો આવેલા છે, જે મૂળપ્રાસાદથી પ્રમાણમાં એક સોળાંશ જેવડા છે. એ પ્રમાણે પ્રત્યેક દિશાએ એવા પંચાશી પ્રાસાદ થયા એટલે ચારે દિશાએ મળીને ત્રણસો ચાલીસ થયા. અને એમાં એક મૂળ પ્રાસાદ ભેળવીએ એટલે સમગ્ર મળીને ત્રણસો એકતાળીશ ( ચોથી શ્રેણિની ગણત્રીએ ) થાય. ૧૮૩-૧૮૪.

એક મૂળ પ્રાસાદ વિના એ સર્વે પ્રાસાદો અર્થાત્ ત્રણસો ચાલીસ પ્રાસાદો વિજયદેવને લાયક એવા એકેક સિંહાસનથી વિભૂષિત છે. ૧૮૫.

હવે એ મૂળ પ્રાસાદથી ઇશાનકોણમાં, હમ્મેશાં દિવ્ય નાટકો કરનારી અપ્સરાઓથી યુક્ત એવી સુધર્મા નામની સભા આવેલી છે. ૧૮૬.

એ સભા સાડાબાર યોજન લાંબી, છ યોજન ને એક કોસ પહોળી અને નવ યોજનની

द्वे योजने उच्छ्रितानि योजनं विस्तृतानि च ।
तेषां पुरस्तादेकैकः प्रत्येकं मुखमंडपः ॥ १८९ ॥ युग्मम् ॥
तेऽप्युत्तप्ततपनीयचन्द्रोदयविराजिताः ।
सातिरेके योजने द्वे समुत्तुंगा मनोरमाः ॥ १९० ॥
ते सुधर्मासभातुल्या विष्कम्भायामतः पुनः ।
तेषां पुरस्तादेकैकः स्यात्प्रेक्षागृहमंडपः ॥ १९१ ॥
मुखमंडपतुल्यास्ते प्रमाणैः सर्वतो मताः ।
प्रत्यक्षं तेष्वक्षपाटश्चतुरस्राकृतिः स्मृतः ॥ १९२ ॥
मध्ये चाक्षपाटकानामेकैका मणिपीठिका ।
अर्धयोजनबाहल्या योजनं विस्तृतायता ॥ १९३ ॥
तासां प्रत्येकमुपरि सिंहासनमुरु स्फुरत् ।
तेषां प्रेक्षामंडपानां पुरतोऽथ प्रकीर्त्तिता ॥ १९४ ॥
एकयोजनबाहल्या द्वे च ते विस्तृतायता ।
रचिता विविधैः रत्नैः एकैका मणिपीठिका ॥ १९५ ॥ युग्मम् ॥

---

ઉભણીવાળી છે. વળી એને પૂર્વ, ઉત્તર અને દક્ષિણ એમ ત્રણ દિશાએ એકેક દ્વાર આવેલું છે. ૧૮૭–૧૮૮.

એ દ્વારો બે યોજન ઉંચાં અને એક યોજન પહોળાં છે. અને એઓની આગળ એકેક મુખમંડપ છે. ૧૮૯.

તપાવેલા સુવર્ણસમાન મનોજ્ઞ ચંદ્રવાને લીધે અત્યંત શોભી રહેલા એ મનહર મંડપો ઉંચાઈમાં બે યોજન અને લંબાઇ પહોળાઈમાં સુધર્મા સભા જેવડા છે. ૧૯૦–૧૯૧.

એ મુખમંડપોની આગળ વળી એવડાજ પ્રેક્ષામંડપ છે–જેમાં ચોરસ ચોપાટ પ્રત્યક્ષ દેખાય છે. ૧૯૨.

એ ચોપાટની અંદર વળી એક યોજન લાંબીપહોળી તથા અરધો યોજન જાડી મણિ-પીઠિકા છે. અને એ મણિપીઠિકા પર સુંદર સિંહાસન છે. ૧૯૩–૧૯૪.

એ પ્રેક્ષામંડપોની મોઢા આગળ વળી એક યોજન જાડી અને બે યોજન લાંબી પહોળી વિવિધરત્નમય એકેક મણિપીઠિકા છે. ૧૯૫.

क्षेत्रसमासबृहद्वृत्तौ तु इयं द्वियोजनायामविष्कम्भबाहल्या उक्ता ॥

साधिके योजने तुंगस्तूपः तदुपरि स्मृतः
देशोने च योजने द्वे प्रत्येकं विस्तृतायताः ॥ १९६ ॥

क्षेत्रसमासबृहद्वृत्तौ तु अयं देशोनद्वियोजनायामविष्कम्भः परिपूर्ण-द्वियोजनोच्च उक्तः ॥

तेषां च चैत्यस्तूपानामुपर्यातन्वते श्रियम्।
रात्नानि मंगलान्यष्टौ चैत्यस्तूपपुरः पुनः ॥ १९७ ॥

योजनायामविष्कम्भा भवेद्दिक्षु चतसृषु।
अर्धयोजनबाहल्या प्रत्येकं मणिपीठिका ॥ १९८ ॥ युग्मम् ॥

तासु प्रत्येकमेकैका जिनमूर्तिः विराजते।
पंचचापशतोत्तुंगा शाश्वती स्तूपसंमुखी ॥ १९९ ॥

तथोक्तं जीवाभिगमवृत्तौ। जिनोत्सेध उत्कर्षतः पंचधनुःशतानि जघन्यतः सप्तहस्ताः। इह तु पंचधनुःशतानि संभाव्यन्ते ॥

ऋषभो वर्द्धमानश्च चन्द्राननजिनेश्वरः।
वारिषेणश्चेति नित्यनामानो नाकिभिर्नुताः ॥ २०० ॥

---

ક્ષેત્ર સમાસની બૃહદ્વૃત્તિને અભિપ્રાયે તો આ પીઠિકાની લંબાઇ પહોળાઇ અને જાડાઇ બે યોજનની છે.

એ મણિપીઠપર ‘ સ્તૂપ ’ આવેલા છે જે ઊંચાઈમાં બે યોજનથી વધારે છે અને લંબાઇ પહોળાઈમાં બે યોજનથી કંઇક ન્યૂન છે. ૧૯૬.

ક્ષેત્રસમાસની બૃહદ્વૃત્તિમાં તો આ સ્તૂપની લંબાઇપહોળાઇ બે યોજનથી કંઇક ન્યૂન, અને ઉંચાઇ બરાબર બે યોજન કહી છે.

એ સ્તૂપોની ઉપર રત્નનાં અષ્ટમંગળ શોભી રહ્યાં છે. અને એઓની આગળ ચોદિશ એક યોજન લાંબી પહોળી તથા અરધો યોજન જાડી મણિપીઠિકા છે. ૧૯૭-૧૯૮.

એ પીઠિકાઉપર, સ્તૂપની સન્મુખ, જિનભગવાનની, પાંચસો ધનુષ્ય ઉંચી અકેકી શાશ્વતી પ્રતિમા વિરાજી રહી છે. ૧૯૯.

આસંબંધમાં જીવાભિગમસૂત્રની ટીકામાં કહ્યું છે કે જિનભગવાનની ઉંચાઇ ઉત્કર્ષતઃ પાંચસો ધનુષ્ય અને જઘન્યતઃ સાત હાથ છે. એમાં અહિં પાંચસો ધનુષ્ય સંભવે છે.

શાશ્વત નામવાળા જિનભગવાન ચાર કહ્યા છેઃ (૧) ઋષભદેવ, (૨) વર્દ્ધમાનસ્વામી, (૩) ચંદ્રાનન અને (૪) વારિષેણ. ૨૦૦,

पुरस्तासां पीठिकानामेकैका मणिपीठिका ।
स्थूलैकयोजनं द्वे च योजने विस्तृतायता ॥ २०१ ॥

तासां प्रत्येकमुपरि स्यादष्टयोजनोच्छ्रयः ।
चैत्यवृक्षः ते च सर्वे नानातरुभिरावृताः ॥ २०२ ॥

वज्रमूलारिष्टकंदा वैदूर्यस्कन्धबन्धुराः ।
सद्रूप्यविडिमाः स्वर्णशाखा रत्नप्रशाखकाः ॥ २०३ ॥

सुवर्णवृन्तवैदूर्यमयपत्रमनोहराः ।
जाम्बूनदपल्लवाश्च रात्नैः पुष्पफलैः भृताः ॥ २०४ ॥ युग्मम् ॥

अत्र स्कंधविडिमादिमानं तु वक्ष्यमाणजम्बूवृक्षवत् ज्ञेयम् ॥

तेषां च चैत्यवृक्षाणां पुरतो मणिपीठिका ।
योजनायामविष्कम्भा योजनार्द्धं च मेदुरा ॥ २०५ ॥

महेन्द्रध्वजमेकैकः तास्वर्द्धक्रोशविस्तृतः ।
सार्द्धसप्तयोजनोच्चः पताकाछत्रमंडितः ॥ २०६ ॥

इदं जीवाभिगमसूत्रवृत्तौ ॥ क्षेत्रसमासबृहद्वृत्तौ तु ते महेन्द्रध्वजाः प्रत्येकं अष्टयोजनोच्छ्रया इत्युक्तम् ॥

---

એ પીઠિકાઓની આગળ વળી એક યોજન જાડી અને બે યોજન લાંબીપહોળી એકેક મણિપીઠિકા છે. ૨૦૧.

આ દરેક પીઠપર આઠ આઠ યોજન ઉંચા ચૈત્યવૃક્ષો છે અને એની આસપાસ પણ અન્ય વિવિધ વૃક્ષો આવી રહ્યાં છે. ૨૦૨.

એ વૃક્ષોનાં મૂળીયાં વજ્રરત્નનાં, કંદ અરિષ્ટ રત્નનાં, થડ વૈડૂર્યરત્નનાં, વિડિમ રૂપાના, શાખાઓ સુવર્ણની, પ્રશાખા રત્નની, કળીઓ સુવર્ણની, પત્રો વૈડૂર્યરત્નના, પલ્લવો સુવર્ણના અને પુષ્પો તથા ફળો રત્નનાં કહ્યાં છે. ૨૦૩–૨૦૪.

અહિં સ્કંધ, વિડિમ વગેરે કહ્યાં એઓનું માન આગળ ઉપર વર્ણવવામાં આવનાર જમ્બૂવૃક્ષનાં સ્કંધ વગેરે પ્રમાણે સમજવું.

એ ચૈત્યવૃક્ષો કહ્યા એઓની આગળ એક યોજન લાંબીપહોળી અને એથી અરધી જાડી એવી મણિપીઠિકા છે. ૨૦૫.

એ પીઠિકા પર સાડાસાત યોજન ઉંચો અને એક કોસ પહોળો તથા પતાકા અને છત્રને લીધે સુશોભિત એવો એકેક ઈન્દ્રધ્વજ આવેલો છે. ૨૦૬.

तेषां महेन्द्रध्वजानां पुरः प्रत्येकमेकिका ।
नन्दापुष्करिणी पद्मवेदिकावनवेष्टिता ॥ २०७ ॥

योजनानि दशोण्डाः ता सार्द्धद्वादशयोजनीम् ।
आयता षड् योजनानि क्रोशाधिकानि विस्तृताः ॥ २०८ ॥

एवं सुधर्मसभाया बहिर्भागो निरूपितः ।
अथैतस्या मध्यभागो यथाम्नायं निरूप्यते ॥ २०९ ॥

तस्यां सुधर्मासभायां षट्सहस्राणि पीठिकाः ।
द्वे सहस्रे दिशि प्राच्यां पश्चिमायां तथैव च ॥ २१० ॥

दक्षिणस्यामुत्तरस्यां तासां सहस्रमेककम् ।
ताः सर्वा अपि रैरूप्यफलकैः खचिता ध्रुवम् ॥२११॥ युग्मम् ॥

नागदन्ता वज्रमयाः फलकेष्वथ तेष्वपि ।
सुगन्धिपुष्पदामानि लम्बमानान्यनेकशः ॥ २१२ ॥

सुधर्मायां सभायां च स्युः धूपवासपीठिकाः ।
षट् सहस्राणि ताः प्राग्वत् भावनीया यथाक्रमम् ॥ २१३ ॥

---

એ અભિપ્રાય જીવાભિગમસૂત્રનો છે. ક્ષેત્રસમાસની મ્હોટી ટીકામાં તો ઇન્દ્રધ્વજની ઉંચાઇ આઠ યોજનની કહી છે.

દરેક ઇન્દ્રધ્વજની આગળ પદ્મવેદિકા અને બગીચાથી યુક્ત એવી અકેકી પુષ્કરિણી એટલે વાવ છે. ૨૦૭.

પ્રત્યેક પુષ્કરિણી દશ યોજન ઉંડી, સાડાબાર યોજન લાંબી તથા છ યોજનને એક કોસ પહોળી છે. ૨૦૮.

એ પ્રમાણે સુધર્માસભાના બહારના ભાગનું વર્ણન કર્યું.

હવે આમ્નાય મુજબ એના મધ્યભાગનું વર્ણન કરૂં છું. ૨૦૯.

એમાં, બેહજાર પૂર્વ દીશામાં બે હજાર પશ્ચિમ દિશામાં અને અકેક હજાર દક્ષિણ તથા ઉત્તર દિશામાં—એમ સર્વ મળીને છ હજાર રૂપાની બેઠકવાળાં આસનો છે. એ આસનોની ઉપર વજ્રની ખીંટીઓ છે, જેમાં વળી સુગન્ધિ પુષ્પોની અનેક માળાઓ લટકી રહી છે. ૨૧૦–૨૧૨.

વળી એમાં, ઉપરને અનુક્રમે જ છ હજાર ધૂપવાસની પીઠિકાઓ છે. આ પીઠિકાઓ

एता अपि स्वर्णरूप्यफलकैरुपशोभिताः ।
फलकेषु लसद्वज्रनागदन्ता अमीषु च ॥ २१४ ॥
वाज्रिकानि सिक्यकानि सिक्यकेषु च वज्रजाः ।
उद्गिरन्त्यो धूपघट्यो धूपधूममहर्निशम् ॥ २१५ ॥
तथैतस्याः सुधर्माया मध्येऽस्ति मणिपीठिका ।
योजनद्वयविष्कम्भायामा योजनमेदुरा ॥ २१६ ॥
चैत्यस्तंभ उपर्यस्या महान् माणवकाभिधः ।
सार्द्धसप्तयोजनोच्चः क्रोशार्द्धस्थूलविस्तृतः ॥ २१७ ॥
उपर्यधस्त्वसौ स्तंभः षट् षट् क्रोशान् विहाय च ।
मध्यांशेऽष्टादशक्रोशे रैरूप्यफलकांचितः ॥ २१८ ॥
प्राग्वत्तेषु नागदन्ताः निरुद्धाः वज्रसिक्यकैः ।
तेषु वज्रसिक्यकेषु वृताः वज्रसमुद्गकाः ॥ २१९ ॥
तेषु वज्रसमुद्गेषु जिनसक्थीनि सन्ति च ।
विजयस्वर्गिणान्यैश्चार्चितानि व्यन्तरामरैः ॥ २२० ॥
पूज्यत्वमेषां सक्थ्नां तु तादृग्महिमयोगतः ।
यदेतत्क्षालनजलं सुराणामपि दोषहृत् ॥ २२१ ॥

---

સોનારૂપાના પાટીઆથી શોભી રહી છે. ત્યાં પણ મનહર વજ્રમય ખીંટીઓ છે, ખીંટીએ ખીંટીએ વજ્રના સીંકાઓ છે અને એ સીંકાઓમાં વજ્રનીજ ધૂપઘટીઓ છે જેમાંથી અહર્નિશ ધૂપનો ધૂમાડો નિકળ્યાજ કરે છે. ૨૧૩–૨૧૫.

વળી એમાં, મધ્યભાગે બે યોજન લાંબીપહોળી તથા એક યોજન જાડી મણિપીઠિકા છે. એના પર સાડાસાત યોજન ઉંચો તથા અર્દ્ધ કોસ જાડો અને પહોળો માણવક નામનો મહાન્ ચૈત્યસ્તંભ છે. ૨૧૬–૨૧૭.

આ ચૈત્ય સ્તંભ, હેઠળનો દોઢ યોજન અને ઉપરનો દોઢ યોજન પડતો મુકતાં શેષ સાડાચાર યોજનમાં સોના રૂપાના પાટીઆથી શોભી રહ્યો છે. ૨૧૮.

એમાં રહેલી વજ્રમય ખીંટીઓ પર પણ પૂર્વવત વજ્રના સીંકાઓ છે અને એ સીંકાઓપર વજ્રના દાબડાઓ છે. એ દાબડાઓમાં, વિજયદેવ તેમજ અન્ય વ્યન્તર દેવોએ પૂજન અર્થે રાખેલાં જિનભગવાનના અસ્થિઓ છે. ૨૧૯–૨૨૦.

तथोक्तं श्राद्धविधिवृत्तौ ।

नव्योत्पन्नतया तर्हि सौधर्मेशानशक्रयोः ।
विवादोऽभूद्विमानार्थं हर्म्यार्थमिव हर्म्यिणोः ॥ २२२ ॥

तयोरिवोर्वीश्वरयोः विमानविप्रलुब्धयोः ।
नियुद्धादिमहायुद्धान्यप्यभूवन्ननेकशः ॥ २२३ ॥

निवार्यते हि कलहः तिरश्चां तरसा नरैः ।
नराणां च नराधीशैः नराधीशां सुरैः क्वचित् ॥ २२४ ॥

सुराणां च सुराधीशैः सुराधीशां पुनः कथम् ।
केन वा स निवार्येत वज्राग्निरिव दुःशमः ॥ २२५ ॥

माणवकाख्यस्तंभस्थार्हद्दंष्ट्राशान्तिवारिणा ।
साधिव्याधिमहादोषमहावैरनिवारिणा ॥ २२६ ॥

कियत्कालव्यतिक्रान्तौ सिक्तौ महत्तरैः सुरैः ।
बभूवतुः प्रशान्तौ तौ किंवा सिद्ध्येन्न तज्जलात् ॥२२७॥युग्मम्॥

इत्यादि ॥

---

આ અસ્થિઓનું પૂજ્યત્વ એના એવા મહિમાના યોગને લીધે છે કેમકે એઓના પ્રક્ષાલનનું જળ પણ દેવોના સુદ્ધાં દોષને હરનારૂં છે. ૨૨૧.

આ સંબંધમાં શ્રાદ્ધવિધિગ્રંથની ટીકામાં કહ્યું છે કેઃ—

એક ઘરના માલિકી હક માટે જેમ બે માણસો વચ્ચે કોઇવાર તકરાર થાય છે તેમ એક વખત સૌધર્મેન્દ્ર અને ઈશાનેન્દ્ર વચ્ચે વિમાનને માટે વિવાદ થયો. વિમાનનો કબજો લેવાને માટે બેઉ વચ્ચે મહા મહા યુદ્ધ થયાં. તિર્યંચોની લડાઈ મનુષ્યો નિવારી શકે, મનુષ્યોની રાજા નિવારી શકે, રાજાઓની કવચિત્ દેવો નિવારી શકે અને દેવોની ઇન્દ્રો નિવારી શકે. પણ ઇન્દ્રો ઇન્દ્રો વચ્ચેનું યુદ્ધ જે વજ્રના અગ્નિ જેવું દુઃનિવાર્ય છે તે કોણ નિવારી શકે ? પણ તે વખતે કેટલોક સમય વીત્યા બાદ મહત્તર દેવોએ માણવક નામના સ્તંભમાં રહેલી જિનેશ્વર ભગવાનની દાઢાના, હરકોઇ અસાધ્ય વ્યાધિ કે દોષ કે વેરને નિવારનારા સ્નાત્ર જળનું સિંચન કરીને એ બેઉ ઇન્દ્રોને શાન્ત કર્યા હતા. કેમકે એવા જળથી ગમે તેવું પણ કાર્ય સિદ્ધ થાય છે. ૨૨૨-૨૨૭.

स्तंभस्य तस्य पूर्वस्यामस्त्येका मणिपीठिका ।
अर्द्धयोजनबाहल्या योजनायतविस्तृता ॥ २२८ ॥
उपर्यस्या महदेकं सिंहासनमनुत्तरम् ।
स्तंभस्यास्य पश्चिमायां तथान्या मणिपीठिका ॥ २२९ ॥
सापि योजनविष्कम्भायामा द्विक्रोशमेदुरा ।
उपरि स्वर्णमाणिक्यशयनीयमनोहरा ॥ २३० ॥
तल्पादुदीच्यां क्षुल्लेन्द्रध्वजः पूर्वोक्तकेतुतः ।
मानतोऽस्मात् पश्चिमायां कोशः प्रहरणैः भृतः ॥ २३१ ॥
तस्मिन् परिघरत्नादिनानाप्रहरणानि च ।
किंचिदेवं सुधर्मायाः स्वरुपमुपवर्णितम् ॥ २३२ ॥
अस्याश्चोत्तरपूर्वस्यां सिद्धायतनमुत्तमम् ।
आयामादिप्रमाणेन तत् सुधर्मासभासमम् ॥ २३३ ॥
तस्य मध्यदेशभागे एकयोजनमेदुरा ।
भाति द्वियोजनायामविष्कम्भा मणिपीठिका ॥ २३४ ॥

---

એ માણુવકસ્તંભની પૂર્વદિશામાં, અર્દ્ધ યોજન જાડી અને એક યોજન લાંબીપહોળી એક મણિપીઠિકા છે. એ પર એક અનુપમ સિંહાસન છે. ૨૨૮–૨૨૯.

વળી એ સ્તંભની પશ્ચિમે એક બીજી મણિપીઠિકા છે. તે પણ અરધો યોજન જાડી અને એક યોજન લાંબીપહોળી છે. તેનાપર સુવર્ણ અને માણિક્યની મનહર શય્યા છે. ૨૨૯-૨૩૦.

આ શય્યાથી ઉત્તર દિશામાં, પૂર્વોકત ઇન્દ્રધ્વજના જેવો એક ન્હાનો ઇન્દ્રધ્વજ છે; અને પશ્ચિમ દિશામાં એક શસ્ત્રભંડાર છે. એ શસ્ત્રભંડારમાં દંડરત્ન વગેરે વિવિધ પ્રકારનાં શસ્ત્રો છે. ૨૩૧–૨૩૨.

એ પ્રમાણે સુધર્માસભાનું કિંચિત્ વર્ણન થયું.

હવે, એ સુધર્માસભાથી ઇશાનકોણમાં એક શ્રેષ્ઠ સિદ્ધાયતન છે. તેનું લંબાઇ પહોળાઇ વગેરે માન એ સભા પ્રમાણેજ છે. ૨૩૩.

એ સિદ્ધાયતનના મધ્યભાગમાં એક યોજન જાડી અને બે યોજન લાંબીપહોળી એક મણિપીઠિકા છે. ૨૩૪.

उपर्यस्या रत्नमयोऽधिकद्वियोजनोन्नतः ।
द्वियोजनायतततो देवच्छन्दक आहितः ॥ २३५ ॥

इदं श्रीजीवाभिगमवृत्तौ ॥ क्षेत्रसमासबृहद्वृत्तौ तु असौ द्वियोजनप्रमाणविष्कम्भोच्चत्व उक्तः ॥

तस्मिन् देवच्छन्दके च सुरासुरनमस्कृतम् ।
जयत्यर्हत्प्रतिमानां शतमष्टोत्तरं किल ॥ २३६ ॥

तस्य सिद्धायतनस्य विभात्युत्तरपूर्वतः ।
उपपातसभा सापि सुधर्मेव प्रमाणतः ॥ २३७ ॥

अर्धयोजनबाहल्या योजनायतविस्तृता ।
तस्यां मणिपीठिकाच्छा दिव्यशय्यास्ति तत्र च ॥२३८॥ युग्मम् ॥

तस्यां विजयदेवस्योपपातो बोभवीत्यथ ।
अस्या उत्तरपूर्वस्यां दिशि चैको महाहृदः ॥ २३९ ॥

नन्दापुष्करिणीतुल्यो विष्कम्भोद्वेधदैर्घ्यतः ।
वेष्टितो वनखंडेन पद्मवेदिकयापि च ॥ २४० ॥

---

એ મણિપીઠિકાની ઉપર, ઉંચાઇમાં બે યોજનથી અધિક અને લંબાઇપહોળાઇમાં બરાબર બે યોજન–એવો એક રત્નમય દેવચ્છંદક આવેલો છે. ૨૩૫.

એ અભિપ્રાય જીવાભિગમસૂત્રનો છે. ક્ષેત્રસમાસની મ્હોટી ટીકામાં તો એનો વિષ્કંભ એટલે પહોળાઇ, તથા ઉંચાઇ બે યોજન પ્રમાણ કહી છે.

એ દેવચ્છંદકમાં, સૂરો અને અસુરો જેમની આગળ નમી રહ્યા છે એવી અરિહંતપ્રભુની એકસો ને આઠ પ્રતિમાઓ છે. ૨૩૬.

એ સિદ્ધાયતનથી ઇશાનકોણમાં, સુધર્મા સભા જેવડીજ ઉપપાત સભા શોભી રહી છે. ૨૩૭.

એમાં અરધો યોજન જાડી અને એક યોજન લાંબીપહોળી એવી એક સ્વચ્છ મણિપીઠિકા છે અને એના પર એક દિવ્ય શય્યા છે. એ શય્યામાં વિજયદેવ ઉત્પન્ન થાય છે. ૨૩૮–૨૩૯.

ત્યાંથી ઇશાન કોણમાં એક મ્હોટો દ્રહ આવેલો છે. એની લંબાઇ પહોળાઇ અને ઉંચાઈ નંદાપુષ્કરિણી પ્રમાણે છે. વળી એક પદ્મવેદિકા અને એક બગીચો પણ એની ફરતાં આવેલાં છે. ૨૪૦.

ह्रदस्योत्तरपूर्वस्यामभिषेकसभात्र च ।
सिंहासनपीठिकायां विजयोऽत्राभिषिच्यते ॥ २४१ ॥
इतोऽप्युत्तरपूर्वस्यां ससिंहासनपीठिका ।
अलंकारसभा तत्र भूष्यते विजयामरः ॥ २४२ ॥
अस्या उत्तरपूर्वस्यां व्यवसायसभात्र च ।
सिंहासनपीठिकायां विजयस्य च पुस्तकः ॥ २४३ ॥
स्वर्णरूप्यमणिमयः समस्तस्थितिसूचकः ।
सपीठिके सभे चैते उपपातसभासमे ॥ २४४ ॥ युग्मम् ॥
व्यवसायसभायाश्च वर्वर्त्युत्तरपूर्वतः ।
द्वियोजनमितायामव्यासयोजनमेदुरम् ॥ २४५ ॥
बलिपीठं रत्नमयं तस्याप्युत्तरपूर्वतः ।
नन्दापुष्करिणी प्रोक्तह्रदमाना विराजते ॥ २४६ ॥ युग्मम् ॥
यथा चैवं विजयस्य नगरी विजयाभिधा ।
तथा स्याद्वैजयन्तस्य वैजयन्त्यभिधा पुरी ॥ २४७ ॥

---

આ દ્રહની ઇશાનમાં ' અભિષેક સભા ' આવેલી છે. તેમાં રહેલા સિંહાસનની પીઠિકા ઉપર વિજયદેવનો અભિષેક કરવામાં આવે છે. ૨૪૧.

ત્યાંથી પણ ઇશાનકોણમાં સિંહાસન અને પીઠિકાએ યુક્ત એવી ' અલંકાર સભા ' છે. ત્યાં રહીને વિજયદેવ અલંકાર ધારણ કરે છે. ૨૪૨.

એથી પણ ઇશાનકોણમાં વળી ' વ્યવસાય સભા ' છે. ત્યાંપણ સિંહાસન અને પીઠિકા છે અને એનાપર વિજય દેવનાં પુસ્તક રહે છે, જે સોનારૂપા અને મણિનાં છે અને વળી સર્વ સ્થિતિનાં સૂચક છે. ૨૪૩-૨૪૪.

એ પીઠિકા અને એ બેઉ સભાનું સર્વસ્વરૂપ ' ઉપપાતસભા ' તુલ્ય સમજી લેવું.

વ્યવસાયસભાથી ઇશાનકોણમાં બે યોજન લાંબુપહોળું અને એક યોજન જાડું એક રત્નમય બલિપીઠ છે; અને એથી પણ ઇશાનકોણમાં પૂર્વોક્ત દ્રહજેવડી નંદાપુષ્કરિણી આવેલી છે. ૨૪૫-૨૪૬.

જેવી વિજયદેવની આ વિજય નામની નગરી કહી તેવીજ વૈજયન્ત દેવની વૈજયન્તી

वैजयन्ताभिधद्वारा दक्षिणस्यामसंख्यकान् ।
द्वीपाब्धीन् समतिक्रम्य जम्बूद्वीपे इहैव हि ॥ २४८ ॥ युग्मम् ॥

जयन्तस्यापि सात्रैव द्वीपे तद्द्वारतो दिशि ।
पश्चिमायामसंख्येयद्वीपाब्धिनामतिक्रमे ॥ २४९ ॥

अपराजितदेवस्योत्तरस्यामपराजितात् ।
द्वारादसंख्यद्वीपाब्धीन् मुक्त्वा द्वीप इहैव सा ॥ २५० ॥

एताः सर्वा राजधान्योऽवगाह्य द्वीपमेतकम् ।
सहस्राणि योजनानां द्वादशाभ्यन्तरे स्थिताः ॥ २५१ ॥

एवं सर्वद्वीपवार्द्धिजगतीद्वारनाकिनां ।
पुर्यः स्वस्वद्वीपवार्द्धितुल्याख्यद्वीपवार्द्धिषु ॥ २५२ ॥

अथास्य जम्बूद्वीपस्य द्वाराणामन्तरं मिथः ।
द्वारविस्ताररहितपरिधेः पादसंमितम् ॥ २५३ ॥

अर्धपंचमविस्तारं द्वारमेकैकमग्रतः ।
अष्टादशयोजनानि तैरूनं परिधिं कुरु ॥ २५४ ॥

---

નગરી છે, અને તે વૈજયન્ત નામના દ્વારથી દક્ષિણ દિશામાં અસંખ્ય દ્વીપ અને સમુદ્રો મૂકયા પછી આજ જમ્બૂદ્વીપમાં આવેલી છે. ૨૪૭–૨૪૮.

જયન્તદેવની નગરી પણ આ જ જંબૂદ્વીપમાં જયન્તદ્વારથી પશ્ચિમ દિશામાં પુર્વવત્ અસંખ્ય દ્વીપસમુદ્રો મુકયા પછી આવે છે. ૨૪૯.

વળી અપરાજીત દ્વારથી ઉત્તર દિશામાં અસંખ્ય દ્વીપસમુદ્રો મૂકયા પછી આ જંબુદ્વીપમાં જ અપરાજિત દેવની નગરી છે. ૨૫૦.

આ સર્વ રાજધાનીની નગરીઓ જમ્બૂદ્વીપમાંજ બાર હજાર યોજનની અંદર રહેલી છે. ૨૫૧.

એવી રીતે સર્વ દ્વીપ, સમુદ્ર તથા જગતીના દ્વારના દેવોની નગરીઓ પોતપોતાના દ્વીપસમુદ્રના નામવાળા દ્વીપસમુદ્રોમાં છે. ૨૫૨.

હવે આ જમ્બૂદ્વીપના ચારે દ્વારોનું પરસ્પર અન્તર એના પરિધિમાંથી ચારેદ્વારની પહોળાઇ બાદ કરતાં જે આવે એના ચતુર્થાંશ જેટલું છે. ૨૫૩.

જેમકે, એકેક દ્વાર સાડાચાર યોજન પહોળું હોઇ ચારે દ્વાર અઢાર યોજન પહોળા

३१६२०९ योजन ३ क्रोश १२८ धनुष्य १३ अंगुल ॥

तस्य तुर्यांश एकोनाशीतिः खलु सहस्रकाः ।
योजनानि द्विपंचाशत् क्रोशश्चैकस्तथाधिकः ॥ २५५ ॥

सार्द्धं सहस्रं धनुषां द्वात्रिंशच्चापसंयुतम् ।
त्रीण्यंगुलानि त्रियवी यूके द्वे साधिके इति ॥ २५६ ॥

इत्यस्य जम्बूद्वीपस्य बहिर्भागो निरूपितः ।
अथैतस्य मध्यभागो यथाम्नायं निरूप्यते ॥ २५७ ॥

क्षेत्राणि सप्त सन्त्यस्य जम्बूद्वीपस्य मध्यतः ।
एकैकेन पर्वतेनान्तरितानि परस्परम् ॥ २५८ ॥

प्रथमं भरतक्षेत्रं परं हैमवताभिधम् ।
तृतीयं हरिवर्षाख्यं तुर्यं महाविदेहकम् ॥ २५९ ॥

पंचमं रम्यकं षष्ठं हैरण्यवतमीरितम् ।
ऐरावतं सप्तमं चान्तरामूनि नगा इमे ॥ २६० ॥

आद्यद्वितीययोर्मध्ये हिमवान्नाम पर्वतः ।
महाहिमवदद्रिश्च द्वैतीयिकतृतीययोः ॥ २६१ ॥

---

થયા. એ અઢાર યોજન એના પરિધિ એટલે ઘેરાવામાંથી બાદ કરતાં ૩૧૬૨૦૯ યોજન, ૩ કોસ, ૧૨૮ ધનુષ્ય અને ૧૩ આંગળ રહે છે. આનો ચતુર્થાંશ એટલે ૭૯૦૫૨ યોજન, ૧ કોસ, ૧૫૩૨ ધનુષ્ય, ૩ આંગળ ૩ જવ અને ૨ જૂ. ૨૫૪-૨૫૬.

અહિં સુધીમાં જમ્બૂદ્વીપના બહારના ભાગનું વર્ણન આવ્યું.

હવે એના અંદરભાગનું, આમ્નાય મુજબ વર્ણન કરૂં છું. ૨૫૭.

આ જમ્બૂદ્વીપની અંદર સાત ક્ષેત્રો છે. અને એઓ એક બીજાથી વચ્ચે આવેલા પર્વતોથી જૂદા પડેલ છે. ૨૫૮.

એ સાત ક્ષેત્રો આ પ્રમાણે:—(૧) ભરત, (૨) હૈમવત, (૩) હરિવર્ષ, (૪) મહાવિદેહ, (૫) રમ્યક, (૬) હૈરણ્યવત અને (૭) ઐરવત. ૨૫૯-૨૬૦.

હવે બબ્બે ક્ષેત્રની વચ્ચે એકેક પર્વત આવેલ છે. એટલે ૭ પર્વતો છે. તે આ પ્રમાણે:—

तृतीयतुर्ययोरन्तर् निषधो नाम सानुमान् ।
तुर्यपंचमयोर्नीलवान्नगः सीमकारकः ॥ २६२ ॥

रूप्यी शैलः क्षेत्रयोः स्यात् मध्ये पंचमषष्ठयोः ।
षष्ठसप्तमयोश्चैव शिखरी भूधरोऽन्तरे ॥ २६३ ॥

वर्षवर्षधरनाममात्रतो
द्वीप एष कथितो यदोघतः ।
तद्विशेषविधिवर्णनेच्छयो-
द्देश एव विहितोऽवसीयताम् ॥ २६४ ॥

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे
सर्गः पंचदशः समाप्तिमगमत् सिद्धान्तसारोज्ज्वलः ॥२६५॥

## इति पंचदशः सर्गः ।



---

પહેલાબીજા ક્ષેત્રની વચ્ચે હિમવાન, (૨) બીજાત્રીજાની વચ્ચે મહાહિમવાન, (૩) ત્રીજા-ચોથાની વચ્ચે નિષધ, (૪) ચોથાપાંચમાની વચ્ચે નીલવાન, (૫) પાંચમાછઠ્ઠાની વચ્ચે રૂપ્યી અને (૬) છઠ્ઠાસાતમાની વચ્ચે શિખરી. ૨૬૧-૨૬૩.

અહિં જમ્બૂદ્વીપના ક્ષેત્રો અને પર્વતોના નામ માત્ર જ આપવારૂપ "ઓઘથી વર્ણન" કર્યું છે-તે પરથી એમ સમજજો કે હજુ વિશેષ વર્ણનની મારી ઇચ્છા છે તેનો ઉદ્દેશ કર્યો છે. ૨૬૪.

જગતને આશ્ચર્યમાં ગરકાવ કરી નાખનારી સુકીર્તિવાળા શ્રી કીર્તિવિજય વાચકેન્દ્રના શિષ્ય અને પિતા તેજપાળ તથા માતા રાજશ્રીના સુપુત્ર એવા વિનયવિજયજી ઉપાધ્યાયે જગતના નિશ્ચિત તત્વોને દીપકની જેમ પ્રકાશિત કરનારો જે આ કાવ્યગ્રન્થ રચ્યો છે તેનો, સિદ્ધાન્તના સારને લીધે સુભગ એવો પંદરમો સર્ગ આમ સમાપ્ત થાય છે. ૨૬૫.

## સર્ગ પંદરમો સમાપ્ત.



## अथ षोडशः सर्गः ।

द्वीपस्यास्याथ पर्यन्ते स्थितं दक्षिणगामिनि ।
नानावस्थं कालचक्रैः भरतं क्षेत्रमीरितम् ॥ १ ॥

अधिज्यधनुराकारं स्पृष्टं तच्च पयोधिना ।
पूर्वपश्चिमयोः कोट्योः पृष्ठभागे च सर्वतः ॥ २ ॥

यो योऽत्रोपद्यते क्षेत्रेऽधिष्ठाता पल्यजीवितः ।
तमाह्वयन्ति भरतं तस्य सामानिकादयः ॥ ३ ॥

कल्पस्थितिपुस्तकेषु तथालिखितदर्शनात् ।
तत्स्वामिकत्वात् भरतं किंचेदं नाम शाश्वतम् ॥ ४ ॥

अत्र क्षेत्रादिप्रमाणं षोढा विष्कम्भतस्तथा ।
इषुजीवाधनुःपृष्ठबाहाक्षेत्रफलैः ब्रुवे ॥ ५ ॥

तत्र विष्कम्भः प्रतीतः । शेषाणां तु इमानि लक्षणानि ॥

---

## સર્ગ ૧૬ મો.

આ જમ્બૂદ્વીપના દક્ષિણ તરફના છેડાપર, કાળચક્રને લઇને નાના પ્રકારની અવસ્થા-વાળું ભરતક્ષેત્ર આવેલું છે. ૧.

પ્રત્યંચા ચઢાવીને તૈયાર કરેલા ધનુષ્ય જેવો એનો આકાર છે. એના પૂર્વ અને પશ્ચિમ બેઉ છેડા પર અને આખા પૃષ્ઠભાગે પણ સમુદ્ર આવેલો છે. ૨.

એક પલ્યોપમના આયુષ્યવાળો એનો અધિષ્ઠાયક દેવ છે એને એના સામાનિક આદિ દેવોએ 'ભરત' એવું નામ આપેલું છે-(જે હકીકત આચારનિરૂપક ગ્રંથોમાં જણાવેલી છે) એ પરથી આ ક્ષેત્રને ભરતક્ષેત્ર કહેવામાં આવે છે એમ સમજવું. અથવા તો એ નામ એક શાશ્વત નામ જ છે એમ સમજવું. ૩-૪.

અહિં હું આ ભરતાદિક્ષેત્ર વગેરેનું પ્રમાણ-માન છ પ્રકારે કહીશ-એ છ પ્રકાર આ પ્રમાણે:—વિષ્કંભ, શર, જ્યા, ધનુઃપૃષ્ટ, બાહા તથા ક્ષેત્રફળ. ૫.

વિષ્કંભ એટલે પહોળાઇ. એ તો પ્રસિદ્ધ છે. બાકીના પાંચના લક્ષણો નીચે પ્રમાણે છે:—

विवक्षितस्य क्षेत्रस्य जीवाया मध्यभागतः ।
विष्कम्भो योऽर्णवं यावत् स इषु परिभाषितः ॥ ६ ॥
विवक्षितस्य क्षेत्रस्य पूर्वापरान्तगोचरः ।
आयामः परमो योऽत्र सा जीवेत्यभिधीयते ॥ ७ ॥
विवक्षितक्षेत्रजीवापूर्वापरान्तसीमया ।
योऽब्धिस्पर्शी परिक्षेपो धनुःपृष्ठं तदूचिरे ॥ ८ ॥
पूर्वक्षेत्रधनुःपृष्ठाद्धनुःपृष्ठेऽग्रिमेऽधिकम् ।
खण्डं वक्रबाहुवद्यत्सा बाहेत्यभिधीयते ॥ ९ ॥
विवक्षितस्य क्षेत्रस्य यानि योजनमात्रया ।
खण्डानि सर्वक्षेत्रस्य तत् क्षेत्रफलमुच्यते ॥ १० ॥
उच्चत्वस्यापि यन्मानं सर्वतो योजनादिभिः ।
एतत् घनक्षेत्रफलं पर्वतेष्वेव सम्भवेत् ॥ ११ ॥
छिन्नस्यैकोनविंशत्या विभागो योजनस्य यः ।
सा कला ताभिरेकोनविंशत्या पूर्णयोजनम् ॥ १२ ॥

---

હરકોઇ ક્ષેત્રની ' જીવા 'ના મધ્યભાગથી સમુદ્ર સુધીનો જે વિષ્કંભ–તે ' ઇષુ ' કે 'શર' કહેવાય છે. ૬.

હરકોઇ ક્ષેત્રની પૂર્વથી પશ્ચિમ સુધીની ઉત્કૃષ્ટ એટલે વધારેમાં વધારે લંબાઇ–તે 'જીવા' કહેવાય. ૭.

હરકોઈ ક્ષેત્રની ' જીવા ' ના પૂર્વ અને પશ્ચિમના છેડારૂપ સીમા વડે, જે સમુદ્ર સુધી પહોંચતો પરિધિ થાય એનું નામ ધનુઃપૃષ્ટ. ૮.

હરકોઇ ક્ષેત્રના પૂર્વના ધનુઃપૃષ્ટ કરતાં, આગલા ધનુઃપૃષ્ટમાં વાંકા હાથની જેવો અધિક ખંડ હોય, એ ' બાહા ' કહેવાય છે. ૯.

હરકોઇ ક્ષેત્રના, એક યોજન લાંબા પહોળા જેટલા ખંડો થાય તે એ ક્ષેત્રનું ક્ષેત્રફળ કહેવાય છે. ૧૦.

હરકોઇ વસ્તુનું સર્વબાજુનું એટલે લંબાઇ પહોળાઈ અને ઉંચાઇનું સુદ્ધાં જે પ્રમાણ–તે ઘનક્ષેત્રફળ કહેવાય છે. એ જાતનું ક્ષેત્રફળ પર્વતોનું જ હોય. ૧૧.

એક યોજનનો ઓગણીશમો વિભાગ ' કળા ' કહેવાય છે, એટલે એવી ઓગણીશ 'કળા' નો એક યોજન કહેવાય છે. ૧૨.

एकोनविंशतितमः कलाया अपि यो लवः ।
विकला ताभिरेकोनविंशत्येका कला भवेत् ॥ १३ ॥

इति परिभाषा ॥

व्यासो भरतहिमवतादिक्षेत्रमहीभृताम् ।
स्थानद्विगुणितो ज्ञेय आविदेहमतः पुनः ॥ १४ ॥

यथारोहावरोहेण विष्कम्भोऽर्द्धार्द्धहानितः ।
भवेदेवं ऐरवते विष्कम्भो भरतोपमः ॥ १५ ॥

तच्चैवम् । चेज्जम्बूद्वीपविष्कम्भे भागा नवतियुक् शतम् ।
कल्प्यन्ते तत्र भरतमेकभागमितं भवेत् ॥ १६ ॥

इतः स्थानद्विगुणत्वात् द्वौ भागौ हिमवद्गिरिः ।
हैमवतं च चत्वारोऽष्टौ महाहिमवद्गिरिः ॥ १७ ॥

षोडशांशा हरिवर्षं द्वात्रिंशन्निषधाचलः ।
विदेहाश्च चतुःषष्टिः द्वात्रिंशन्नीलवान्नगः ॥ १८ ॥

---

વળી કળાનો ઓગણીશમો ભાગ તે 'વિકળા'. એવી ઓગણીશ 'વિકળા'ની એક 'કળા' થાય. ૧૩.

એ પ્રમાણે પરિભાષા છે.

છેક વિદેહસુધીમાં જે ભરત અને હિમવાન વગેરે ક્ષેત્ર અને પર્વતો છે તેઓનો વ્યાસ, (એક બીજાથી) ઠામ બમણો જાણવો. અને ત્યારપછીના ક્ષેત્ર અને પર્વતોનો ઉતરતો જાય છે–અરધો અરધો થતો જાય છે એટલે ઐરવત ક્ષેત્રનો વ્યાસ છેક ભરતક્ષેત્રના વ્યાસ જેટલો થાય છે. ૧૪–૧૫.

તે આવી રીતે—

જો જમ્બૂદ્વીપના વ્યાસના એકસો નેવું ભાગ કલ્પીએ તો ભરતક્ષેત્રનો વ્યાસ એવા એક ભાગ જેટલો છે; ત્યાર પછીનાં 'ઠામ બમણા' હોવાથી હિમવંતપર્વત એવા બે ભાગ જેટલો સમજવો; ત્યાર પછીનું હૈમવંત ક્ષેત્ર એવા ચાર ભાગ જેટલું, ત્યાર પછીનો મહાહિમવંત પર્વત એવડા એવડા આઠ ભાગ જેટલો, હરિવર્ષ ક્ષેત્ર સોળભાગ જેવડું, નિષધ પર્વત બત્રીશ ભાગ જેવડો, અને વિદેહક્ષેત્ર ચોસઠભાગ જેવડું છે. ૧૬–૧૮.

षोडशांशा रम्यकाख्यं भागा रुक्मीनगोऽष्ट च ।
चत्वारो हैरण्यवन्तं द्वौ भागौ शिखरी गिरिः ॥ १९ ॥
एक ऐरावतक्षेत्रम् नवत्या च शतेन च ।
भागैरेवं योजनानां लक्षमेकं समाप्यते ॥ २० ॥
यद्वेदं भरते क्षेत्रप्रमाणं योजनादिकम् ।
नवत्याढ्यशतगुणं योजनानां हि लक्षकम् ॥ २१ ॥
जम्बूद्वीपस्य विष्कम्भो यथैवं लक्षयोजनः ।
एवमायामोऽपि लक्षं योजनानां भवेद्यथा ॥ २२ ॥
सहस्राः पंच वनयोः व्यासः पूर्वापरस्थयोः ।
योजनानां चतुश्चत्वारिंशान्यष्टौ शतानि च ॥ २३ ॥
पंचत्रिंशत् सहस्राणि षडुत्तरा चतुःशती ।
विजयानां षोडशानां विष्कम्भोऽयं समुचितः ॥ २४ ॥
षण्णामन्तर्नदीनां च पंचाशा सप्तशत्यसौ ।
चतुःसहस्री विष्कम्भो वक्षस्काराष्टकस्य च ॥ २५ ॥

---

( હવે અહિંથી પાછું 'માન' ઉતરતું ઉતરતું—અરધું અરધું થતું હોવાથી ) પછીનો નીલવાન પર્વત બત્રીશ ભાગ જેવડો સમજવો. ૧૮.

ત્યાર પછીનું રમ્યક ક્ષેત્ર સોળ ભાગ જેવડું, રૂક્મિપર્વત આઠભાગ જેવડો, હૈરણ્યવંત ક્ષેત્ર ચાર ભાગ જેવડું, શિખરી પર્વત બે ભાગ જેવડો અને ઐરવતક્ષેત્ર એક ભાગ જેવડું એટલે કે ભરતક્ષેત્ર બરોબર થાય છે. આવી રીતે એકંદર એકસોને નેવું ભાગ તમામ થઇને એક લાખ યોજન થાય છે. આ સમજણે, એક લાખ યોજનના ૧૯૦ ભાગ કરતાં જેટલા યોજન આવે એટલા યોજન ભરતક્ષેત્રનું પ્રમાણ સમજવું. ( એ ૫૨૬ યોજન અને ૬ કળા આવે છે. ) ૧૯–૨૧.

જમ્બૂદ્વીપની પહોળાઇની જેમ લંબાઇ પણ એક લાખ યોજનની છે. ૨૨.

તે આ પ્રમાણે—

પૂર્વ અને પશ્ચિમમાં રહેલા બેઉ વનો પાંચહજાર આઠસો ચુમાળીશ યોજન છે. સોળ વિજયો પાંત્રીશ હજાર ચારસો છ યોજન છે. છ અન્તર્નદીઓ સાતસો પચાસ યોજન છે અને આઠ વક્ષસ્કારપર્વતો ચાર હજાર યોજન છે. મેરૂપર્વત દશ હજાર યોજન છે અને પૂર્વમાં અને

मेरुः दशसहस्रोरुः भद्रसालस्य चायतिः ।
सहस्राणि चतुःचत्वारिंशत् पूर्वापरस्थितेः ॥ २६ ॥

एषां संकलने लक्षं योजनानां भवेदिति ।
वक्ष्यमाणविदेहानामायामोऽप्येवमूह्यताम् ॥ २७ ॥

दक्षिणोत्तरवर्त्तिन्योः जगत्योः मूलविस्तृतिः ।
भरतैरवतक्षेत्रव्यासेऽन्तर्भाव्यतां क्रमात् ॥ २८ ॥

जगत्योः मूलविष्कम्भः पूर्वपश्चिमयोस्तु यः ।
स्वस्वदिक्स्थवनमुखव्यासेऽन्तर्भाव्यतामसौ ॥ २९ ॥

विष्कम्भो भरतस्याथ शरश्च कथितो जिनैः ।
षड्विंशानि योजनानि शतानि पंच षट् कलाः ॥ ३० ॥

चतुर्दशसहस्राणि चतुःशत्येकसप्ततिः ।
योजनान्यस्य जीवा स्यात्किंचिदूनाश्च षट्कलाः ॥ ३१ ॥

धनुःपृष्टं सहस्राणि चतुर्दश तथोपरि ।
अष्टाविंशा पंचशती कला एकादशाधिकाः ॥ ३२ ॥

---

પશ્ચિમમાં રહેલ ભદ્રશાળ વન ચુમાળીશ હજાર યોજન છે. એવી રીતે સર્વનો સરવાળો એક લાખ યોજન થાય છે ( તે જમ્બૂદ્વીપની લંબાઈ થઈ. ) ૨૨-૨૭.

જેની વાત હવે પછી આવશે એવા મહાવિદેહ આદિકની લંબાઈ પણ એવી જ રીતે વિચારવી. ૨૭.

દક્ષિણ અને ઉત્તરમાં જે બે 'જગતી'ની ભીંતો રહેલી છે તેના મૂળનો વિસ્તાર અનુક્રમે ભરત અને ઐરવત ક્ષેત્રના વિસ્તારની અંદર ભાવી લેવો. ૨૮.

વળી એજ પ્રમાણે પૂર્વમાં અને પશ્ચિમમાં રહેલી બેઉ 'જગતી'નો મૂળનો વિસ્તાર પોત-પોતાની દિશામાં રહેલા વનના વિસ્તારની અંદર ભાવી લેવો. ૨૯.

હવે ભરતક્ષેત્રનો 'વિષ્કંભ' તેમજ 'શર' પાંચસો છવીશ યોજન અને છ કળા છે. ૩૦.

એની 'જીવા' ચૌદહજાર ચારસો એકોતેર યોજન અને લગભગ છ 'કળા' છે. ૩૧.

એનું ધનુઃપૃષ્ઠ ચૌદહજાર પાંચસો અઠ્યાવીશ યોજન અને અગ્યાર કળા છે. ૩૨.

योजनानां त्रिपंचाशत् लक्षा अशीतिरेव च ।
सहस्राणि षट् शतानि तथैकाशीतिरित्यथ ॥ ३३ ॥
कलाः सप्तदश तथा तावत्यो विकला अपि ।
एतावत् भरतक्षेत्रे प्रोक्तं क्षेत्रफलं जिनैः ॥ ३४ ॥

बाहा तु अत्र न संभवति ॥

तच्चेदं भरतं द्वेधा वैताढ्यगिरिणा कृतम् ।
दाक्षिणात्यं भरतार्द्धमुत्तरार्द्धं तथापरम् ॥ ३५ ॥
षोढा हिमवदुत्थाभ्यां भित्वा वैताढ्यभूधरम् ।
गंगासिन्धुभ्यां कृतं तत् गत्वा पूर्वापराम्बुधी ॥ ३६ ॥
अर्धस्य दाक्षिणात्यस्य स्याद्विष्कंभः शरोऽपि च ।
अष्टात्रिंशद्योजनानां द्वे शते च कलात्रयम् ॥ ३७ ॥
योजनानां सहस्राणि नव सप्तशतानि च ।
जीवाष्टचत्वारिंशानि द्वादशात्र कलास्तथा ॥ ३८ ॥
धनुःपृष्टं योजनानां सहस्राणि नवोपरि ।
शतानि सप्त षट्षष्टिः कलैका दक्षिणार्द्धके ॥ ३९ ॥

---

એનું ક્ષેત્રફળ ત્રેપન લાખ એંશી હજાર છસોને એકાશી યોજન, સત્તર કળા અને સત્તર વિકળા—એટલું છે. ૩૩-૩૪.

અહિં 'બાહા' તો હોય નહિં.

આવું જે ભરતક્ષેત્ર તે વૈતાઢ્ય પર્વતથી બે ભાગમાં વ્હેંચાયલું છે; (૧) દક્ષિણાર્દ્ધ ભરત અને ઉત્તરાર્દ્ધ ભરત. ૩૫.

વળી હિમવંત પર્વતમાંથી નીકળેલી અને વૈતાઢ્ય પર્વતને ભેદીને પૂર્વ તથા પશ્ચિમ સમુદ્રમાં મળેલી એવી ગંગા અને સિન્ધુ નદીઓથી એ ભરતક્ષેત્ર છ વિભાગમાં વ્હેંચાયલું છે. ૩૬.

દક્ષિણાર્દ્ધ ભરતનો વિષ્કંભ તેમ જ શર બસો આડત્રીશ યોજન અને ત્રણ કળા છે. ૩૭.

એની જીવા નવહજાર સાતસો અડતાળીશ યોજન અને બાર કળા છે. ૩૮.

એનું ધનુઃપૃષ્ટ નવહજાર સાતસો છાસઠ યોજન ને એક કળા છે. ૩૯.

लक्षाण्यष्टादश पंचत्रिंशदेव सहस्रकाः ।
चतुःशती योजनानां पंचाशीतिस्तथोपरि ॥ ४० ॥

कला द्वादश विकलाः षडित्येवं जिनेश्वरैः ।
दाक्षिणात्ये भरतार्द्धे सर्वं क्षेत्रफलं मतम् ॥ ४१ ॥ युग्मम् ॥

बाहा तु अत्र न संभवति ॥

वैताढ्याद्दक्षिणस्यां चोत्तरस्यां लवणार्णवात् ।
चतुर्दशाधिकशतं योजनानि कलास्तथा ॥ ४२ ॥

एकादशातीत्य मध्यखण्डेऽयोध्यापुरी भवेत् ।
नवयोजनविस्तीर्णा द्वादशयोजनायता ॥ ४३ ॥ युग्मम् ॥

खण्डेऽत्रैवार्यदेशानां स्यात् सार्द्धा पंचविंशतिः ।
खण्डोऽनार्यस्तान् विनासौ खण्डाः पंचापरे तथा ॥ ४४ ॥

मध्यखण्डगतेष्वार्यदेशेष्वेव भवेज्जनिः ।
अर्हतां चक्रिणामर्द्धचक्रिणां शीरिणां तथा ॥ ४५ ॥

अष्टात्रिंशे योजनानां द्वे शते त्रिकलाधिके ।
अतिक्रम्य हिमवतो दक्षिणस्यां तथाम्बुधेः ॥ ४६ ॥

---

અઢાર લાખ પાંત્રીશ હજાર ચારસો પંચ્યાશી યોજન, બાર કળા અને છ વિકળા જેટલું એનું ( દક્ષિણાર્દ્ધ ભરતનું )' ક્ષેત્રફળ છે. ૪૦-૪૧.

'બાહા' તો અહિં હોય નહિં.

હવે વૈતાઢ્ય પર્વતથી દક્ષિણે અને લવણ સમુદ્રથી ઉત્તરે એકસો ચૌદ યોજન અને અગ્યાર કળા મૂકીને, મધ્યખંડમાં, નવ યોજન પહોળી અને બાર યોજન લાંબી અયોધ્યા નામે નગરી છે. ૪૨-૪૩.

આજ (મધ્ય) ખંડમાં સાડીપચવીશ આર્યદેશો છે. એ શિવાયનો શેષ ખંડ અનાર્ય છે. વળી અન્ય પણ પાંચ ખંડ છે. ૪૪.

મધ્યખંડમાં રહેલા આર્યદેશોમાંજ તીર્થંકર, ચક્રી, વાસુદેવ અને બળદેવ ઉત્પન્ન થાય છે. ૪૫.

હિમવંત પર્વતથી દક્ષિણ દિશામાં બસો આડત્રીશ યોજન અને ત્રણ કળા મૂકીને, તથા

एतावदेवातिक्रम्योत्तरस्यामत्र राजतः
वैताढ्यो मध्यस्थ इव व्यभजत् भरतं स च ॥ ४७ ॥ युग्मम् ॥

पंचाशतं योजनानि विस्तीर्णः पंचविंशतिम् ।
योजनान्युन्नतः क्रोशाधिकानि षड् भुवोऽन्तरम् ॥ ४८ ॥

विहाय मन्दरं सर्वपर्वतानां भवेद्यतः ।
स्वस्वोच्छ्रयस्य तुर्यांशो व्यवगाढो भुवोऽन्तरे ॥ ४९ ॥

द्वे योजनशते साष्टाशीतिके त्रिकलाधिके ।
इषुः वैताढ्यशैलस्य प्रत्यंचाऽस्य प्रपंच्यते ॥ ५० ॥

योजनानां सहस्राणि दश सप्त शतानि च ।
विंशतिश्च कलाः किंचिदूना द्वादश कीर्त्तिताः ॥ ५१ ॥

धनुःपृष्ठं सहस्राणि दश सप्त शतानि च ।
त्रिचत्वारिंशताढ्यानि कलाः पंचदशाधिकाः ॥ ५२ ॥

साष्टाशीतिर्योजनानां चतुःशती तथा कलाः ।
सार्द्धाः षोडश बाहास्य प्रत्येकं पार्श्वयोर्द्वयोः ॥ ५३ ॥

ऊर्ध्वं च पर्वतस्यास्य दक्षिणोत्तरपार्श्वयोः ।
अतिक्रमे योजनानां दशानां समभूमितः ॥ ५४ ॥

---

સમુદ્રથી ઉત્તર દિશામાં એટલોજ ભાગ મૂકીને, વચ્ચે, મધ્યસ્થ હોયની એવો રૂપ્યમય વૈતાઢ્ય પર્વત આવ્યો છે તેથી ભરતક્ષેત્રના બે વિભાગ થાય છે. ૪૬–૪૭.

એ વૈતાઢ્ય પર્વતનો વિસ્તાર પચાસ યોજન છે, અને એની ઉંચાઇ પચવીશ યોજન છે. વળી એ છ યોજન અને એક કોસ પૃથ્વીની અંદર રહેલ છે, કેમકે મેરૂ શિવાય અન્ય સર્વ પર્વતો પોતપોતાની ઉંચાઈનો ચોથો ભાગ પૃથ્વીમાં ગૂઢ છે. ૪૮–૪૯.

આ વૈતાઢ્ય પર્વતનો 'શર' બસો અઠયાશી યોજન ને ત્રણ કળા છે; અને એની 'જીવા' દશહજાર સાતસો વીશ યોજન અને લગભગ બાર કળા છે. ૫૦–૫૧.

વળી એનું ધનુઃપૃષ્ઠ દશહજાર સાતસો તેંતાળીશ યોજન અને પંદર કળા છે. ૫૨.

અને એની બેઉ તરફની બાહા પ્રત્યેક ચારસો અઠયાશી યોજન અને સાડાસોળ કળા છે. ૫૩.

अत्रास्ति मेखलैकैका दशयोजनविस्तृता ।
आयामेन च वैताढ्यसमाने ते उभे अपि ॥ ५५ ॥

पृथुस्त्रिंशद्योजनानि वैताढ्यः स्यादतः परम् ।
प्रतिमेखलमेकैका मानतो मेखलासमा ॥ ५६ ॥

शोभिता वनखण्डेन पद्मवेदिकयापि च ।
वर्त्तते खेचरश्रेणी रत्नबद्धमहीतला ॥ ५७ ॥ युग्मम् ॥

स्युस्तत्र दक्षिणश्रेणौ वृतानि विषयैः निजैः ।
महापुराणि पंचाशत् परस्यां षष्टिरेव च ॥ ५८ ॥

दक्षिणस्यां पुरं मुख्यं भवेत् गगनवल्लभम् ।
उदीच्यां रथनूपुरचक्रवालाह्वयं भवेत् ॥ ५९ ॥

अयं जम्बूद्वीपप्रज्ञप्त्यभिप्रायः ॥ ऋषभचरित्रादौ तु दक्षिणश्रेण्यां रथनूपुरचक्रवालमुत्तरश्रेण्यां गगनवल्लभमुक्तम् । इति ॥

मुख्यत्वं त्वनयोर्ज्ञेयं स्वस्वश्रेण्यधिराजयोः ।
राजधानीरूपतया महासमृद्धिशालिनोः ॥ ६० ॥

---

હવે આ વૈતાઢ્યની દક્ષિણ અને ઉત્તર બાજુએ, સમભૂમિથી ઉંચે દશ યોજન મૂકીને, પહોળાઇમાં દશ યોજન અને લંબાઇમાં વૈતાઢ્ય જેવડીજ, એકેકી મેખલા છે. ૫૪-૫૫.

અહિં આગળથી વૈતાઢ્યની પહોળાઈ (જે મૂળે પચાસ યોજન હતી તે ઘટીને) ત્રીશ યોજન જેટલી રહે છે. ૫૬.

બેઉ મેખલા પર મેખલાનાજ માપની ખેચરોની શ્રેણી આવેલી છે. બેઉ શ્રેણિની ફરતા બગીચા અને પદ્મવેદિકા શોભી રહ્યાં છે. વળી એનાં ભોંતળીઆં રત્નજડિત છે. ૫૬-૫૭.

એમાંની દક્ષિણ શ્રેણિમાં મ્હોટાં પચાસ નગરો છે, અને ઉત્તર શ્રેણિમાં એવાં સાઠ છે. એ સર્વની આસપાસ એમના પોતાના મુલક કે દેશો આવેલા છે. ૫૮.

દક્ષિણ શ્રેણિનું મુખ્ય નગર 'ગગનવલ્લભ' છે અને ઉત્તરશ્રેણિનું 'રથનૂપુરચક્રવાલ' છે. ૫૯.

આ વાત અમે જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રને અભિપ્રાયે કહી છે. ઋષભચરિત્ર વગેરેમાં તો એથી ઉલટું અર્થાત્ દક્ષિણ શ્રેણિમાં 'રથનૂપુરચક્રવાલ' અને ઉત્તર શ્રેણિમાં 'ગગનવલ્લભ' કહ્યું છે.

એ બેઉ મુખ્ય નગરો એટલા માટે કહેવાય છે કે એઓ પોતપોતાની શ્રેણિના મહા સમૃદ્ધ રાજાની રાજધાની છે. ૬૦.

वसन्तः तेषु चोत्तुंगरत्नप्रासादशालिषु ।
तृणायापि न मन्यन्ते स्वर्गं विद्याधरेश्वराः ॥ ६१ ॥

दशयोजनतुंगस्य पंचाशद्विस्तृतेरपि ।
खंडस्याद्यस्य सकलं प्रतरं स्यात् भुवस्तले ॥ ६२ ॥

पंचलक्षाः सहस्राणि द्वादशाथ शतत्रयम् ।
सप्ताढ्यं द्वादश कलाः खण्डेऽथ प्रथमे घनम् ॥ ६३ ॥

लक्षाणामेकपंचाशत् त्रयोविंशतिरेव च ।
सहस्रा योजनानां षट्सप्ततिः षट्कलास्तथा ॥ ६४ ॥

त्रिभिः विशेषकम् ॥

श्रेणीभ्यामथ चैताभ्यां योजनानामतिक्रमे ।
दशानां मेखलैकैका वर्त्तते पार्श्वयोः द्वयोः ॥ ६५ ॥

तत्र याम्योत्तराभिख्ये श्रेण्यौ गिरिसमायते ।
वसन्त्यत्र शक्रसत्कलोकपालाभियोगिनः ॥ ६६ ॥

तथाहुः क्षमाश्रमणपादाः ।

विज्जाहरसेढीओ उड्ढं गंतूण जोअणे दसओ ।
दसजोअणपिहुलाए सेढीओ सक्करायस्स ॥ ६७ ॥

---

સર્વ નગરીઓમાં ઉંચા રત્ન મહેલોમાં વસતા વિદ્યાધરોના લેખામાં સ્વર્ગ તો તૃણસમાન પણ નથી. ૬૧.

હવે દશ યોજન ઊન્નત તથા પચાસ યોજન પહોળા એવા આ પ્રથમ ખંડનું ભોંતળીયાનું સઘળું 'પ્રતર' પાંચ લાખ બાર હજાર ત્રણસો સાત યોજન અને બાર કળા છે. વળી એનું 'ઘન' એકાવન લાખ ત્રેવીશ હજાર છોંતેર યોજન અને છ કળા છે. ૬૨-૬૪.

એ બે શ્રેણિઓ કહી તેથી દશ દશ યોજન ભૂકીને બેઉ બાજુએ અકેક મેખલા છે. ૬૫.

ત્યાં ઉત્તરશ્રેણિ અને દક્ષિણશ્રેણિ—એવી જે શ્રેણિઓ છે તે બેઉની લંબાઇ પર્વત જેટલી છે; અને ત્યાં, ઇન્દ્રના લોકપાલ દેવોના સેવકો રહે છે. ૬૬.

આ સંબંધમાં પૂજ્ય ક્ષમાશ્રમણ કહે છે કે—

વિદ્યાધરોની શ્રેણિઓથી દશ યોજન ઉપર ગયા કેડે વળી બે શ્રેણિઓ આવે છે તે શક-

सोमजमकाइयाणं देवाणं वरुणकाइयाणं च ॥
वेसमणकाइयाणं देवाणं आभियोगाणं ॥ ६८ ॥

बहूनि भवनान्यत्र तेषां पल्योपमायुषाम् ।
बहिर्वृत्तानि रत्नानि चतुरस्राणि चान्तरे ॥ ६९ ॥

वेदिकावनराजिन्योः श्रेण्योः व्यासोऽनयोः भवेत् ।
योजनानि दशैतावान् वैताढ्यस्यापि तत्र सः ॥ ७० ॥

दशयोजनतुंगस्य त्रिंशद्योजनविस्तृतेः ।
खण्डस्यास्य द्वितीयस्य गणितं प्रतरात्मकम् ॥ ७१ ॥

तिस्रो लक्षाः सहस्राणि सप्त त्रीणि शतानि च ।
तथा चतुरशीतिश्च कलाः एकादशाधिकाः ॥ ७२ ॥

अत्र च सर्वत्र यथोपयोगं योजनपदमनुक्तमपि अध्याहार्यम् ॥

तथा खण्डे द्वितीयस्मिन् निश्चितं सर्वतो घनम् ।
त्रिंशल्लक्षा योजनानां सहस्राणि त्रिसप्ततिः ॥ ७३ ॥

शतान्यष्टौ पंचचत्वारिंशदाढ्यानि चाधिकाः ।
कलाः पंचदशेत्युक्तं व्यक्तं युक्तिविशारदैः ॥ ७४ ॥

---

रायना सोम, यम, वरुण अने वैश्रमण-कुबेर नामना लोकपाळोना अभियोगी देवताओनी छे. ६७-६८

ए देवोनुं पल्योपमनुं आयुष्य छे. अने त्यां एमनां घणां भवनो छे—ते रत्नमय छे अने बहारथी गोळ अने अंदरथी चतुष्कोण छे. ६९.

आ बेउ श्रेणिओमां पण पद्मवेदिका अने सुंदर बगीचा आवेला छे. एमनो व्यास वळी दश योजननो छे; अने त्यां आगळ वैताढ्य पर्वतनो पण तेटलोज व्यास छे. ७०.

उपर प्रमाणे वैताढ्यना पहेला खंडनी हकीकत कही.

हवे एनां बीजा खंड विषे.

वैताढ्य पर्वतनो बीजो खंड दश योजन उंचो अने त्रीश योजन पहोळो छे. एनुं 'प्रतर'३५ गणित त्रण लाख सात हजार त्रणसो चोराशी अने उपर अग्यार कळा छे. ७२.

अभियोगिश्रेणितश्च योजनानामतिक्रमे ।
पंचानामूर्ध्वमत्रास्योपरिभागो विराजते ॥ ७५ ॥

नानारत्नालंकृतस्य दशयोजनविस्तृतेः ।
मध्ये पद्मवेदिकास्य तस्याश्चोभयतो वने ॥ ७६ ॥

तयोः क्रीडापर्वतेषु कंदल्यादिगृहेषु च ।
दीर्घिकादिषु च स्वैरं क्रीडन्ति व्यन्तरामराः ॥ ७७ ॥

पंचयोजनतुंगस्य दशयोजनविस्तृतेः ।
खण्डस्यास्य तृतीयस्य प्रतरं परिकीर्तितम् ॥ ७८ ॥

एकं लक्षं द्वे सहस्रे चतुःशत्येकषष्टियुक् ।
कला दशाथ गणितं ब्रवीम्यस्मिन् घनात्मकम् ॥ ७९ ॥

पंचलक्षा योजनानां सहस्रा द्वादशापरे ।
सप्तातिरेका त्रिशती कलाश्च द्वादशाधिकाः ॥ ८० ॥

त्रयाणामपि खण्डानां घनेष्वेकीकृतेषु च ।
वैताढ्यस्याखिलस्यापि जायते गणितं घनम् ॥ ८१ ॥

---

આ બીજા ખંડનું ઘનગણિત વળી ત્રીશ લાખ તોંતેર હજાર આઠસો પીસતાળીશ છે અને ઉપર પંદર કળા વધે છે. ૭૩–૭૪.

એ પૂર્વોક્ત અભિયોગી–સેવકદેવોની શ્રેણીથી ઉંચે પાંચ યોજન મૂકીને એનો ઉપરનો ભાગ આવે છે. ૭૫.

એ ભાગ નાના પ્રકારના રત્નોથી મનોહર છે અને દશ યોજન વિસ્તારમાં છે. એના મધ્યમાં પદ્મવેદી છે. અને એની બેઉ બાજુએ બગીચા આવી રહ્યા છે. ૭૬.

એ બેઉ બગીચામાં રહેલા ક્રીડાશૈલોપર, કદલીગૃહોમાં તેમજ વાવ વગેરેમાં વ્યન્તરદેવો યથેચ્છ ક્રીડા કરે છે. ૭૭.

હવે વૈતાઢ્યનો ત્રીજો ખંડ જે પાંચ યોજન ઉંચો અને દશ યોજન પહોળો છે—એનું 'પ્રતર' ગણિત એક લાખ બે હજાર ચારસો એકસઠ છે અને ઉપર દશ કળા જેટલું વધે છે. એનું 'ઘનગણિત' વળી પાંચ લાખ બાર હજાર ત્રણસો સાત છે અને ઉપર બાર કળા જેટલું વધે છે. ૭૮–૮૦.

આ ત્રણ ખંડોનું ઘનમાપ ગણાવ્યું તે ત્રણેને એકત્ર કરતાં જે આવે તે આખા વૈતા-

तच्चैदम्। सप्ताशीतिश्च लक्षाणि द्विनवतिः शतान्यपि।
एकोनत्रिंशदाढ्यानि कलाश्चतुर्दशाधिकाः ॥ ८२ ॥

सिद्धायतनं कूटं दक्षिणभरतार्द्धनामधेयं च।
खण्डप्रपातकूटं तुर्यं तन्माणिभद्राख्यम् ॥ ८३ ॥

वैताढ्याख्यं पंचममथ षष्ठं पूर्णभद्रसंज्ञं च।
भवति तमिस्रगुहं चोत्तरभरतार्द्धं च वैश्रमणम् ॥ ८४ ॥

वैताढ्ये नव कूटान्येवं ज्ञेयानि तत्र पूर्वाब्धेः।
सविधे सिद्धायतनं ततः क्रमात् प्रत्यगखिलानि ॥ ८५ ॥ विशेषकम् ॥

कूटान्येतानि सक्रोशान्युच्चत्वे योजनानि षट्।
तावन्त्येव मूलभूमौ विष्कम्भायामतोऽपि च ॥ ८६ ॥

मध्ये देशोनानि पंच योजनानि शिरस्यथ।
साधिकानि त्रीण्युदस्तगोपुच्छसंस्थितान्यतः ॥ ८७ ॥ युग्मम् ॥

परिक्षेपाः मूलमध्यशिरस्सूनानि विंशतिः।
तथोनानि पंचदश साग्राणि नव च क्रमात् ॥ ८८ ॥

---

ढ्यनुं घनमाप थाय. એ એકત્ર રકમ સત્યાશી લાખ નવ હજાર બસો ઓગણત્રીશ થાય છે. અને ઉપર ચૌદ કળા વધે છે. ૮૧-૮૨.

હવે વૈતાઢ્યપર્વતપર નવ કૂટો કહ્યાં છે તે આ પ્રમાણે:—(૧) સિદ્ધાયતન, (૨) દક્ષિણ ભરતાર્દ્ધ, (૩) ખંડપ્રપાત, (૪) માણિભદ્ર, (૫) વૈતાઢ્ય, (૬) પૂર્ણભદ્ર, (૭) તમિસ્રગુહ, (૮) ઉત્તરભરતાર્દ્ધ અને (૯) વૈશ્રમણ. ૮૩-૮૪.

એમાં જે પહેલું સિદ્ધાયતન છે તે પૂર્વસમુદ્રની પાસે છે; અને શેષ સર્વે પશ્ચિમમાં ક્રમવાર આવેલાં છે. ૮૫.

નવે શિખરો ઉંચાઇમાં છ યોજન અને એક કોસ છે. તેઓની લંબાઇપહોળાઇ મૂળઆગળ એ ઉંચાઇ જેટલી જ છે, મધ્યમાં પાંચ યોજનથી સહેજ ન્યૂન છે અને મથાળે ત્રણ યોજનથી કંઇક વિશેષ છે. એમ હોવાથી એઓનો આકાર ગાયે પૂચ્છ ઉંચું કર્યું હોય એવો છે. ૮૬-૮૭.

એમનો પરિક્ષેપ એટલે ઘેરાવો વળી મૂળ આગળ વીશયોજન, મધ્યમાં પંદર યોજનથી સહેજ ઓછો, અને મથાળે નવયોજનથી કંઇક ન્યૂન છે. ૮૮.

अधस्ताच्छिखराद्यावदागतं तत्किलार्द्धितम् ।
कूटोत्सेधार्द्धयुक्कूटे व्यासो यथेप्सितास्पदे ॥ ८९ ॥

तथाहि । सक्रोशार्द्धे योजनानां त्रयेऽतीते शिरोऽग्रतः ।
यदा जिज्ञास्यतेऽमीषु व्यासस्तदा तदर्द्धयेत् ॥ ९० ॥

स्युः षट् क्रोशाः सपादास्ते कूटोत्सेधार्द्धसंयुताः ।
सपादक्रोशहीनैवं संजाता पंचयोजनी ॥ ९१ ॥

मध्यप्रदेशे विष्कम्भ एतावानेषु जायते ।
एवं हिमवतादीनां सर्वकूटेषु भावना ॥ ९२ ॥

सिद्धायतनकूटस्योपरि रम्यं विराजते ।
सत्सिद्धायतनं मौलौ किरीटमिव भूपतेः ॥ ९३ ॥

तदत्र कनकमणिमयमेकक्रोशायतं तदर्द्धततम् ।
चापशतानि चतुर्दश चत्वारिंशानि चोत्तुंगम् ॥ ९४ ॥

पूर्वोत्तरादक्षिणासु द्वारमेकैकमत्र तत् ।
धनुःपंचाशतोत्तुंगं तदर्द्धं किल विस्तृतम् ॥ ९५ ॥

---

નીચેથી ચઢતાં કે મથાળેથી ઉતરતાં કોઇ સ્થળે ત્યાં આગળનો વ્યાસ ( પહોળાઇ ) કાઢવો હોય તો, જેટલું ચઢયા કે ઉતર્યા હોઇએ એનું અર્દ્ધ કરીને એમાં શિખરની અરધી ઉંચાઇ ભેળવવી. એનું જે પરિણામ આવે તે તે સ્થળ આગળનો ' વ્યાસ ' થાય. ૮૯.

જેમકે, મથાળેથી ત્રણયોજન ને અરધો કોસ નીચે ઉતરતાં ત્યાં આગળનો વ્યાસ કાઢવો હોય તો તે $\frac{\text{૩ યો. ૦ાા કો.}}{\text{૨}} + \frac{\text{શિખરની ઉંચાઇ}}{\text{૨}}$ થાય

એટલેકે ૧ાા યો ૦ા કો. + ૩ યો. ૦ાા કો. થાય=૧૮ાા કોસ થાય અર્થાત્ ૫ યોજનમાં ૧ા કોસ ઓછો થાય. એ શિખરના મધ્યભાગ આગળનો વ્યાસ નીકળ્યો. ૯૦-૯૨.

હિમવાન વગેરે પર્વતોના શિખરોના સંબંધમાં પણ આવી રીતે જ કરવું.

સિદ્ધાયતન નામના કૂટની ઉપર એક સિદ્ધમન્દિર આવી રહ્યું છે તે જાણે કોઇ રાજાના મસ્તકપર મુકુટ હોય એવું શોભાયમાન દેખાય છે. ૯૩.

તે વળી કનકમય અને મણિમય છે; એક કોસ લાંબુ છે, અર્દ્ધ કોસ પહોળું છે અને ચૌદસો ચાલીશ ધનુષ્ય ઉંચું છે. ૯૪.

पंचधनुःशतविष्कम्भायामा स्यात्तदर्द्धबाहल्या ।
मणिपीठिका तदन्तर्देवच्छन्दक उपरि चास्याः ॥ ९६ ॥

पंचचापशतान्येष विष्कम्भायामतो मतः ।
तान्येव सातिरेकाणि तुंगत्वेन प्ररूपितः ॥ ९७ ॥

अष्टोत्तरं शतं नित्यप्रतिमास्तत्र चार्हताम् ।
उत्सेधांगुलनिष्पन्नधनुःपंचशतोच्छ्रिताः ॥ ९८ ॥

एकैकस्यां दिशि सप्तविंशतिः सप्तविंशतिः ।
एवं चतुर्दिशं ताः स्युः नाम्ना च ऋषभादयः ॥ ९९ ॥

तासां च जिनमूर्तीनामंकरत्नमया नखाः ।
अन्तर्लोहिताक्षरत्नप्रतिसेकमनोहराः ॥ १०० ॥

पाणिपादतलानि च जिह्वा श्रीवत्सचूचुकम् ।
तालूनि च तपनीयमयानि रिष्टरत्नजाः ॥ १०१ ॥

श्मश्रुरोमराजयश्च ओष्ठाः विद्रुमनिर्मिताः ।
नासा अन्तर्लोहिताक्षनिषेकास्तपनीयजाः ॥ १०२ ॥ युग्मम् ॥

---

પૂર્વમાં, ઉત્તરમાં અને દક્ષિણમાં એમ ત્રણે દિશાએ એને એકેક દ્વાર છે. તે પચાસ ધનુષ્ય ઉંચાં અને પચવીશ ધનુષ્ય પહોળાં છે. ૯૫.

તે મંદિરમાં વળી પાંચસો ધનુષ્યના વિસ્તારમાં અઢીસો ધનુષ્ય જાડી એક મણિપીઠિકા છે અને તે ઉપર એક દેવચ્છંદક છે. ૯૬.

તે દેવચ્છંદક વિસ્તારમાં પાંચસો ધનુષ્ય છે અને ઉંચાઇમાં એથી સહેજ વધારે છે. ૯૭.

ત્યાં અરિહંતદેવની એકસોને આઠ શાશ્વત પ્રતિમાઓ છે. તે ઉત્સેધ અંગુલને માપે પાંચસો ધનુષ્ય ઉંચી છે. ૯૮.

એ પ્રતિમાઓ પ્રત્યેક દિશામાં સત્યાવીશ સત્યાવીશ હોઇને ચારે દિશાઓમાં થઇને એટલી સંખ્યામાં છે. વળી એમનાં ઋષભ વગેરે નામ છે. ૯૯.

એ જિનદેવની મૂર્ત્તિઓના અંકરત્નમય નખ છે, અને એમાં લાલરત્નોની છાંટ હોવાથી એ બહુ મનોહર લાગે છે. ૧૦૦.

વળી એમનાં હાથ પગનાં તળીયાં, જીભ્હા, શ્રીવત્સ, સ્તનાગ્ર અને તાળવાં સુવર્ણમય છે; દાઢી અને મૂછના વાળ રિષ્ટ રત્નોના છે; ઓષ્ઠ વિદ્રુમમય છે અને નાસિકા લાલરત્નની છાંટવાળી સુવર્ણની બનાવેલી છે. ૧૦૧-૧૦૨.

लोहिताक्षप्रतिसेकान्यक्षीण्यंकमयानि च ।
तारका अक्षिपक्ष्माणि भ्रुवश्च रिष्टरत्नजाः ॥ १०३ ॥
ललाटपट्टश्रवणकपोलं कनकोद्भवम् ।
केशभूमिस्तपनीयमयी केशाश्च रिष्टजाः ॥ १०४ ॥
वज्रजाः शीर्षघटिकास्तथा कनकनिर्मिताः ।
ग्रीवाबाहुपादजंघागुल्फोरुतनुयष्टयः ॥ १०५ ॥
नन्वेतानि भावजिनप्रतिरूपाणि तेषु च ।
उचितं श्मश्रुकूर्चादि श्रामण्यानुचितं कथम् ॥ १०६ ॥

तदुक्तं श्रीतपागच्छनायकश्रीदेवेन्द्रसूरिशिष्यश्रीधर्मघोषसूरिभिः भाष्यवृत्तौ। भगवतोऽपगतकेशशीर्षमुखनिरीक्षणेन श्रामण्यावस्था सुज्ञाता एव इति ॥

अत्रोच्यते। भावार्हतामपि श्मश्रुकूर्चादीनामसंभवः ।
न सर्वथा किन्तु तादृग्दिव्यातिशयसंभवात् ॥ १०७ ॥
स्यादवस्थितता तेषां श्रामण्यग्रहणादनु ।
पुरुषत्वप्रतिपत्तिः सौन्दर्यं चेत्थमेव हि ॥ १०८ ॥

---

વળી એમનાં ચક્ષુ લાલરત્નોની છાંટવાળા અંક રત્નોનાં છે; અને કીકી, આંખની પાંપણુ અને ભ્રમર રિષ્ટરત્નમય છે. ૧૦૩.

એમના લલાટપટ્ટ, શ્રવણુ અને કપોલ સુવર્ણુમય છે; મસ્તક પણુ સુવર્ણુમય છે; અને કેશ રિષ્ટરત્નમય છે. ૧૦૪.

એમની શીર્ષઘટિકા વજ્રમય છે. વળી એમની ગ્રીવા, હસ્ત, ચરણુ, જંઘા, ઘુંટી તથા દેહયષ્ટિ—આ સર્વ સુવર્ણુમય છે. ૧૦૫.

અહિં એવી શંકા ઉપસ્થિત થાય કે આ ભાવજિનની પ્રતિમાઓ છે એમને, શ્રમણાવસ્થાને અનુચિત એવી દાઢી મૂછ ઉચિત કેમ કહેવાય ? ૧૦૬.

કેમકે તપગચ્છાધિરાજ શ્રી દેવેન્દ્રસૂરિના શિષ્ય શ્રી ધર્મઘોષસૂરિએ 'ભાષ્ય'ની વૃત્તિમાં કહ્યું છે કે—ભગવાનનું કેશરહિત મસ્તકવાળું મુખ જોવાથી તેમની ચોખ્ખી શ્રમણાવસ્થા જણાઈ આવે છે.

એ શંકાનું સમાધાન આ પ્રમાણેઃ—ભાવ જિનેશ્વરોને દાઢી મૂછ વગેરેનો સર્વથા

यदुक्तं श्री समवायांगे । अवठियकेसमंसुरोमणहे । इति ॥ औपपातिकेऽप्युक्तम् । अवठ्ठियसुविभत्तचत्तमंसू ॥

एवं च । तासां भावजिनाधीशप्रतिरूपतया ततः ।
शाश्वतार्हत्प्रतिमानां श्मश्रुकूर्चादि युक्तिमत् ॥ १०९ ॥
भाष्ये त्वकेशशीर्षास्या या श्रामण्यदशोदिता ।
साऽवर्द्धिष्णुतयाल्पत्वात्तदभावविवक्षया ॥ ११० ॥
ऐकैकस्याः प्रतिमायाः पृष्टतश्छत्रधारिणी ।
द्वे द्वे चामरधारिण्यौ पार्श्वतः पुरतः पुनः ॥ १११ ॥
यक्षभूतकुंडधारप्रतिमानां द्वयं द्वयम् ।
विनयावनतं पादपतितं घटितांजलि ॥ ११२ ॥ युग्मम् ॥
यथा देवच्छन्दकेऽस्मिन् घंटाधूपकडुत्थकाः ।
तथा चन्दनकुम्भाद्याः प्रत्येकं शतमष्टयुक् ॥ ११३ ॥

---

અસંભવ નથી, પરંતુ એઓની એ પ્રકારની અવસ્થિતિ સાધુપણાના અંગીકાર પછી કોઇ એવા દિવ્ય અતિશયને લીધે થાય છે. અને એને લીધેજ પુરૂષપણાની પ્રતિપત્તિ થાય છે અને એમાં સૌન્દર્ય પણ લાગે છે. ૧૦૭–૧૦૮.

આ સબંધમાં સમવાયાંગસૂત્રમાં પણ કહ્યું છે કે—" જેમને કેશ, દાઢી મૂછ, રોમ અને નખ રહેલા છે એવી—" (જિનપ્રતિમા). વળી ઉવવાઇસૂત્રમાં પણ એવું કહ્યું છે કે—" જેમને શોભિતી દાઢી રહેલી છે એવી—" ( શ્રી જિનપ્રતિમા ).

અને એમ બાબત હોવાથી, જિનેશ્વરદેવની તે શાશ્વત પ્રતિમાઓને ભાવજિનની પ્રતિરૂપતાને લઇને શ્મશ્રુ, કૂર્ચ વિગેરે ઉચિત છે. ૧૦૯.

' ભાષ્ય ' માં કેશરહિત મસ્તકયુક્ત મુખવાળી શ્રમણાવસ્થા કહી છે તે, તે કૂર્ચ, શ્મશ્રુ વગેરે વધતાં ન હોવાથી અને વળી સ્વલ્પ હોવાથી, જાણે તેનો અભાવ હોયની એવું કહેવાની ઇચ્છાથી કહી છે. ૧૧૦.

એ પ્રતિમાઓમાંની દરેકની પાછળ એક છત્રધારિણી અને પડખે બબ્બે ચામરધારિણી રહેલી છે. વળી મોઢાગળનાં ભાગમાં વિનયપૂર્વક નમીને, હસ્ત જોડી ચરણસ્પર્શ કરતી બબ્બે યક્ષોની, ભૂતોની તથા કુંડધારીઓની પ્રતિમા રહેલી છે. ૧૧૧–૧૧૨.

વળી ત્યાં પ્રત્યેક બિંબ આગળ એક ઘંટા અને એક ધુપદાન તેમજ ચંદનનો કુંભ વગેરે પણ રહેલ છે. ૧૧૩.

तथाहि ।

चंदणकलसाभिंगारगा आयसगा य थाला य ।
पाईओ सुपइट्ठा मणगुलीया वायकरगा य ॥ ११४ ॥
चित्तारयणकरंडगहयगयनरकंठगा य चंगेरी ।
पडलगसीहासणछत्तचामरा समुगयझसा य ॥ ११५ ॥

तथा खंडप्रपातकूटे स्यान्नृत्तमालः सुरो विभुः ।
सप्तमे कृतमालश्च स्यात्तमिस्रगुहाभिधे ॥ ११६ ॥
षण्णां च शेषकूटानां कूटनामसमाभिधाः ।
सुराः कुर्वन्त्याधिपत्यं सर्वे पल्योपमायुषः ॥ ११७ ॥
एतेषां च परीवारो देवीसामानिकादिकः ।
तत्तदासनरीतिश्च सर्वं विजयदेववत् ॥ ११८ ॥
पूर्णभद्रं माणिभद्रं कूटं वैताढ्यनामकम् ।
त्रीण्येतानि स्वर्णजानि रात्निकान्यपराणि षट् ॥ ११९ ॥

---

'વગેરે' માં નીચેની વસ્તુઓ સમજવી:—

ચંદનના કળશ ઉપરાંત ઝારી, આદર્શ, થાળ, રકાબી, સુપ્રતિષ્ટ ( સુપડી ? ) મનોગુલી ( ? ), વીંજણા, રત્નજડાવ કરંડીઆ, અશ્વ-હસ્તી તથા મનુષ્યનાં મ્હોરાં, ચંગેરી, પાટલા, સિંહાસન, છત્ર, ચામર, ડાબલા તથા મત્સ્ય ( ? ). ૧૧૪–૧૧૫.

( વૈતાઢ્ય પર્વતનાં નવ શિખરોમાંથી પહેલા સિદ્ધાયતન શિખર સંબંધી સર્વ હકીકત ઉપર પ્રમાણે વર્ણવ્યા પછી હવે એના શેષ આઠ શિખરો વિષે કહે છે ).

ત્રીજા ખંડપ્રપાત નામના શિખરનો વૃત્તમાલ નામે દેવ અધિપતિ છે, અને સાતમા તમિસ્રગુહા નામના શિખરનો કૃતમાલ નામે દેવ સ્વામી છે. ૧૧૬.

હવે છ રહ્યાં એ શિખરોના, તે તે શિખરના સરખા નામવાળા દેવો અધિપતિઓ છે. એ સર્વ દેવો વળી એક પલ્યોપમના આયુષ્યવાળા છે. ૧૧૭.

વળી એ દેવોની દેવીઓ, સામાનિકદેવો વગેરે પરીવાર તથા એમનાં આસનની અવસ્થિતિ વગેરે સર્વ વાનાં વિજયદેવની જેવાં સમજી લેવાં. ૧૧૮.

પૂર્ણભદ્ર, માણિભદ્ર અને વૈતાઢ્ય નામનાં ત્રણ શિખરો સુવર્ણમય છે અને શેષ છ રત્નમય છે. ૧૧૯.

उपर्येषामथैकैकः स्यात्प्रासादावतंसकः ।
रात्निकः क्रोशतुंगोऽर्द्धक्रोशं च विस्तृतायतः ॥ १२० ॥

इदं जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तिबृहत्क्षेत्रसमासाभिप्रायेण ॥ श्रीउमास्वातिकृते जम्बूद्वीपसमासे तु अमी प्रासादावतंसकाः क्रोशदैर्घ्यविस्ताराः किंचिन्न्यूनतदुच्छ्रया उक्ताः सन्ति ॥

तस्य प्रासादस्य मध्ये महती मणिपीठिका ।
धनुःपंचाशतायामव्यासा तदर्द्धमेदुरा ॥ १२१ ॥
उपर्यस्या रत्नमयं सिंहासनमनुत्तरम् ।
तत्तत्कूटस्वामियोग्यं परिवारासनैर्वृतम् ॥ १२२ ॥
यदा स्वस्वराजधान्याः कूटानां स्वामिनः सुराः ।
अत्रायान्ति तदैतस्मिन् प्रासादे सुखमासते ॥ १२३ ॥
मेरोर्दक्षिणतोऽसंख्यद्वीपाब्धीनामतिक्रमे ।
जम्बूद्वीपेऽपरत्रैषां राजधान्यो यथायथम् ॥ १२४ ॥

---

પ્રત્યેક શિખરપર એક મહાન્ રત્નમય પ્રાસાદ આવેલો છે-જેની ઉંચાઇ એક કોસ, અને વિસ્તાર અરધો કોસ છે. ૧૨૦.

આ અમારો અભિપ્રાય જંબુદ્વીપપ્રજ્ઞપ્તિની ટીકા તથા બૃહત્ ક્ષેત્રસમાસને લઇને કહ્યો છે. પરન્તુ શ્રીઉમાસ્વાતિવાચકકૃત જંબુદ્વીપસમાસમાં એમ કહ્યું છે કે એ પ્રાસાદની લંબાઇપહોળાઇ અર્થાત્ વિસ્તાર એક કોસ છે અને ઉંચાઇ એક કોસ કરતાં સહેજ ન્યૂન છે.

પ્રત્યેક પ્રાસાદના મધ્યભાગમાં એક મહાન્ મણિપીઠિકા છે, જેની લંબાઇપહોળાઇ પચાસ ધનુષ્ય અને જાડાઇ પચવીશ ધનુષ્ય છે. ૧૨૧.

પ્રત્યેક મણિપીઠિકાપર તે તે શિખરના સ્વામીને લાયકનું, મ્હોટા પરીવારવાળું, અને અનેક આસનોથી વેષ્ટિત એવું સિંહાસન આવી રહ્યું છે. ૧૨૨.

જ્યારે જ્યારે એ શિખરોના સ્વામી-દેવો પોતાની રાજધાનીમાંથી અહિં આવે છે ત્યારે એઓ આ પ્રાસાદોને વિષે આનંદથી રહે છે. ૧૨૩.

એ દેવોની રાજધાનીઓ મેરૂપર્વતથી દક્ષિણમાં અસંખ્ય દ્વીપસમુદ્રો મૂકીને અન્ય જંબુદ્વીપમાં આવેલી છે. ૧૨૪.

वैताढ्यस्य पर्वतस्य द्वे गुहे भवतः क्रमात् ।
खण्डप्रपाता प्राच्यंशे तमिस्रा परतः पुनः ॥ १२५ ॥
उन्नते योजनान्यष्टौ तानि द्वादश विस्तृते ।
नित्यान्धकारगहने पंचाशद्योजनायते ॥ १२६ ॥
दक्षिणस्यामुदीच्यां च द्वारमेकैकमेतयोः ।
उच्छ्रितं योजनान्यष्टौ तानि चत्वारि विस्तृतम् ॥ १२७ ॥
नृत्तमालकृतमालावेकपल्यायुषौ सुरौ ।
महर्द्धिकौ विजयवदेतयोः स्वामिनौ क्रमात् ॥ १२८ ॥
प्रतिद्वारं द्वौ कपाटौ वाज्रिकौ घटितौ सदा ।
अष्टावष्टौ योजनानि तुंगौ द्वे द्वे च विस्तृतौ ॥ १२९ ॥
यदेह चक्री भरतोत्तरभागं जिगीषति ।
सेनान्या रत्नदंडेनाहतौ तदावसर्पतः ॥ १३० ॥
उद्घाटितस्यैकैकस्य पश्चाद्भागेऽस्ति तोडुकः ।
चतुर्योजनविष्कम्भायामोऽवष्टम्भ एतयोः ॥ १३१ ॥

---

હવે વૈતાઢ્યપર્વતને, પૂર્વછેડે ખંડપ્રપાતા નામની અને પશ્ચિમ છેડે તમિસ્રા નામની એમ બે ગુફા છે. ૧૨૫.

એઉ ગુફા સદાકાળ અન્ધકારમય છે. વળી એઓ પ્રત્યેક આઠ યોજન ઉંચી, બાર યોજન પહોળી અને પચાસ યોજન લાંબી છે. ૧૨૬.

પ્રત્યેક ગુફાને, દક્ષિણ અને ઉત્તર–એમ એઉ દિશાઓમાં થઇને બે દ્વાર છે. પ્રત્યેક દ્વાર આઠ યોજન ઉંચું અને ચાર યોજન પહોળું છે. ૧૨૭.

એ ગુફાઓના નૃત્તમાલ અને કૃતમાલ નામના દેવો અધિપતિ છે; જેમની આયુસ્થિતિ એક પલ્યોપમની, અને સમૃદ્ધિ વિજયદેવ જેવી છે. ૧૨૮.

દ્વારે દ્વારે બે વજ્રઘટિત કમાડ છે; જે આઠ આઠ યોજન ઉંચા અને બબ્બે યોજન પહોળા છે. ૧૨૯.

જ્યારે અહિં આગળનો કોઇ ચક્રવર્તી ભરતક્ષેત્રના ઉત્તરભાગને જીતવા નીકળે છે ત્યારે એના સેનાપતિના દંડરત્નના પ્રહારથી એ કમાડ ઉઘડી જાય છે–ખસી જાય છે. ૧૩૦.

એવાં એકેક કમાડની પાછળ એક ટોડલો છે, જેનો અવષ્ટંભ ચાર યોજન લાંબો-પહોળો છે. ૧૩૧.

हस्तिरत्नं समारुह्य कुम्भस्थलस्फुरन्मणिः ।
चक्री तदुद्योतिताध्वा तमिस्रां प्रविशेत् गुहाम् ॥ १३२ ॥

तत्र प्रविश्य पाश्चात्यसैन्यप्रकाशहेतवे ।
रत्नेन काकिणीनाम्ना खटीपिंडावलेखिना ॥ १३३ ॥

ऊर्ध्वाधो योजनान्यष्टौ तिर्यक् द्वादशयोजनीम् ।
प्रकाशयेत् योजनं चैकैकं दक्षिणवामयोः ॥ १३४ ॥ युग्मम् ॥

आदिमं योजनं मुक्त्वा प्रथमं मण्डलं लिखेत् ।
पंचचापशतायामविष्कम्भं भानुसन्निभम् ॥ १३५ ॥

ततोऽपि योजनं मुक्त्वा द्वितीयं मण्डलं लिखेत् ।
इत्येवमुत्तरद्वारे शेषेऽन्त्ये योजनेऽन्तिमम् ॥ १३६ ॥

एवं च स्यादेकं दाक्षिणात्यप्राक्कपाटोपरि मण्डलम् ।
द्वे तोडुके त्रिचत्वारिंशत्प्राग्भित्तावनुक्रमात् ॥ १३७ ॥

ततो द्वे उत्तराहप्राक्तोडुकेऽन्त्यं च मण्डलम् ।
उदीच्यप्राक्कपाटेऽयं पश्चिमायामपि क्रमः ॥ १३८ ॥

---

હસ્તિરત્નપર આરૂઢ થઇને ચક્રવર્તી તે ગુફામાં પ્રવેશ કરે છે ત્યારે તે એ હસ્તિના કુંભ-સ્થલપર એક અત્યંત તેજસ્વી મણિ મૂકીને એ અંધારી ગુફાને ઉદ્યોતમય-પ્રકાશિત કરે છે. ૧૩૨.

એવી રીતે પ્રવેશ કરીને, પાછળ આવતા સૈન્યને અજવાળું પડે એટલા માટે, ખડીના કટકાથી જ હોયની એમ, કાકિણી રત્નથી ગુફામાં બેઉ બાજુ ભીંતોપર, મંડળ આળેખતો જાય છે; જેનો, ઉંચેથી નીચે સુધી આઠ યોજનમાં, તીર્છો બાર યોજનમાં અને ડાબા જમણો એકેક યોજનમાં પ્રકાશ પડે છે. ૧૩૩-૧૩૪.

પહેલું મંડળ પહેલો એક યોજન પૂરો થાય ત્યાં આળેખે છે; જે મંડળ પાંચસો ધનુષ્ય લાંબુપહોળું અને જાણે સૂર્ય હોયની એવું પ્રકાશિત હોય છે. ૧૩૫.

એ જ પ્રમાણે, ત્યાંથી બીજો યોજન પૂરો થાય ત્યાં બીજું મંડળ આળેખે છે. એવી રીતે ઉત્તર તરફને દ્વારે શેષ છેલ્લે યોજને છેલ્લું મંડળ આળેખે છે. ૧૩૬.

એ પ્રકારના આલેખનથી, દક્ષિણ તરફના પહેલા કમાડપર એક મંડળ, ટોડલા પર બે ( મંડળ ) અને પછી અનુક્રમે પૂર્વતરફની ભીંતપર તેંતાળીશ મંડળો થાય છે. ૧૩૭.

પછી ઉત્તર તરફના પહેલા ટોડલા પર બે, અને ઉત્તર તરફના પહેલા કમાડપર છેલ્લું મંડળ થાય. વળી પશ્ચિમદિશામાં પણ એ જ ક્રમપ્રમાણે બધું થાય. ૧૩૮.

एवमेकोनपंचाशत् पूर्वभित्तौ भवन्ति वै ।
तावन्त्यपरभित्तौ तत्तुल्यानि संमुखानि च ॥ १३९ ॥

अयं च मलयगिरिकृतक्षेत्रविचारबृहद्वृत्त्याद्यभिप्रायः ॥ आवश्यकबृहद्वृत्त्याद्यभिप्रायस्तु अयम् । गुहायां प्रविशन् भरतः पाश्चात्यपान्थजनप्रकाशकरणाय दक्षिणद्वारे पूर्वदिक्कपाटे प्रथमं योजनं मुक्त्वा प्रथमं मण्डलमालिखति । ततो गोमूत्रिकान्यायेन उत्तरतः पश्चिमदिक्कपाटतोडुके तृतीययोजनादौ द्वितीयमण्डलमालिखति । ततः तेनैव न्यायेन पूर्वदिक्कपाटतोडुके चतुर्थयोजनादौ तृतीयम् । ततः पश्चिमदिग्भित्तौ पंचमयोजनादौ चतुर्थम् । ततः पूर्वदिग्भित्तौ षष्ठयोजनादौ पंचमम् । यावदष्टचत्वारिंशत्तममुत्तरद्वारसत्कपश्चिमदिक्कपाटे प्रथमयोजनादौ एकोनपंचाशत्तमं चोत्तरदिग्द्वारसत्कपूर्वदिक्कपाटे द्वितीययोजनादौ आलिखति ॥ एकस्यां भित्तौ पंचविंशतिः अन्यस्यां च चतुर्विंशतिः इति समग्रेण एकोनपंचाशत् मण्डलानि भवन्ति इति ॥

दक्षिणात्तोडुकात् सप्तदशभिः योजनैः परा ।
अस्त्युन्मग्नजला नाम नदी त्रियोजनातता ॥ १४० ॥

---

એવી રીતે પૂર્વતરફની ભીંતપર ઓગણપચાસ મંડળો થાય; અને એની સન્મુખ પશ્ચિમ તરફની ભીંતપર પણ એવાં તેટલાં જ થાય. ૧૩૯.

આ અમારૂં કથન મલયગિરિકૃત 'ક્ષેત્રવિચાર' ની બૃહત્ ટીકાને આધારે છે. પણ 'આવશ્યકસૂત્ર'ની મ્હોટી ટીકાનો અભિપ્રાય એવો છે કે—ગુફામાં પ્રવેશ કરતો ચક્રવર્તી પાછળ આવનારાઓને અજવાળું પડે એટલા માટે પહેલું યોજન પૂરૂં થાય ત્યાં દક્ષિણ તરફને દ્વારે પૂર્વદિશાના કમાડમાં પહેલું મંડળ આળેખે છે. પછી ગોમુત્રિકાન્યાયે ઉત્તર તરફના પશ્ચિમદિશાવાળા કમાડના ટોડલા પર ત્રીજા યોજનમાં બીજું મંડળ આળેખે છે. પછી તેજ ન્યાયે પૂર્વદિશાના કમાડના ટોડલા પર ચોથા યોજનમાં ત્રીજું મંડળ આળેખે છે, પછી પશ્ચિમ દિશાની ભીંતમાં પાંચમા યોજનમાં ચોથું મંડળ આળેખે છે. પછી પૂર્વદિશાની ભીંતમાં છઠ્ઠા યોજનમાં પાંચમું મંડળ આળેખે છે. એવી રીતે છેક ઉત્તર તરફના દ્વારના પશ્ચિમદિશાના કમાડપર પહેલા યોજનમાં અડતાળીશમું મંડળ, અને ઉત્તર તરફના દ્વારના પૂર્વદિશાના કમાડપર બીજા યોજનમાં ઓગણપચાસમું મંડળ આળેખે છે: એક ભીંતપર પચવીશ અને એની સન્મુખની બીજી ભીંતપર ચોવીશ એમ સમગ્ર ઓગણપચાસ મંડળો થાય છે.

દક્ષિણ દિશાના તોડુક એટલે ટોડલાથી સત્તર યોજન મૂકીને 'ઉન્મગ્નજલા' નામની

द्वादशयोजनायामा पूर्वभित्तिविनिर्गता ।
विभिद्य पश्चिमां भित्तिं प्रविष्टा सिन्धुनिम्नगाम् ॥१४१॥ युग्मम्॥
अस्यां पतंति यत्किंचित् दृषत्काष्टनरादिकम् ।
तत्सर्वमद्भिराहत्य बहिः प्रक्षिप्यते स्थले ॥ १४२ ॥
ततः परं योजनयोर्द्वयोरतिक्रमे परा ।
स्यान्निमग्नजला नाम नदी त्रियोजनातता ॥ १४३ ॥
द्वादशयोजनायामा पूर्वभित्तिविनिर्गता ।
प्रत्यग्भित्तिं प्रविभिद्य सिन्धुं विशत्यसावपि ॥ १४४ ॥
अस्यां पतति यत्किंचित्तृणकाष्टनरादिकम् ।
अधो मज्जति तत्सर्वमीदृक् स्वभावमेतयोः ॥ १४५ ॥
ततश्चोत्तरतः सप्तदशभिः योजनैः परः ।
चतुर्योजनविष्कम्भायाम उत्तरतोडुकः ॥ १४६ ॥
ततश्च उभाभ्यां द्वारभागाभ्यामित्येवं सर्वसंख्यया ।
योजनैरेकविंशत्या नद्यौ स्यातां यथोदिते ॥ १४७ ॥

---

નદી આવે છે. તે ત્રણ યોજન પહોળી અને બાર યોજન લાંબી છે; અને તે પૂર્વતરફની ભીંતમાંથી નીકળીને પશ્ચિમતરફની ભીંત ભેદી સિન્ધુ નદીમાં મળે છે. ૧૪૦–૧૪૧.

( એ નદીનો સ્વભાવ એવો છે કે ) એમાં પાષાણ, કાષ્ટ કે મનુષ્યાદિક જે કંઇ પડે છે તે બધાને એ નદીનું જળ બહાર જમીનપર કાઢી નાખે છે. ૧૪૨.

એ પછી બે યોજન મૂકીએ એટલે એક બીજી 'નિમગ્નજલા' નામની નદી આવે છે. એ પણ ત્રણ યોજન પહોળી અને બાર યોજન લાંબી છે. અને પૂર્વ તરફની ભીંતમાંથી નીકળીને પશ્ચિમતરફની ભીંતને ભેદી સિન્ધુમાં ભળે છે. ૧૪૩–૧૪૪.

આ નદીનો સ્વભાવ વળી એવો છે કે તૃણ, કાષ્ટ કે મનુષ્ય આદિ જે કંઇ એમાં પડે છે તે સર્વ અંદર ડુબી જાય છે. ૧૪૫.

ત્યાંથી ઉત્તરતરફ સત્તર યોજન મૂકીને ચાર યોજનના વિસ્તારનો ઉત્તરતોદક આવે છે. ૧૪૬.

એટલે એવી રીતે બેઉ દ્વારેથી સમગ્રપણે એકવીશ યોજન મૂકીને પૂર્વોક્ત બેઉ નદીઓ આવેલી છે. ૧૪૭.

अथ वार्द्धकिरत्नेन सद्यः सज्जितपद्यया ।
नद्यावुभे समुत्तीर्य यावत् गच्छति चक्रभृत् ॥ १४८ ॥
तावद्विना प्रयासेन कपाटावुत्तराश्रितौ
उद्घटेते स्वयमेव कृतक्रौंचारवौ रयात् ॥ १४९ ॥ युग्मम् ॥
निर्गत्य तेन द्वारेण विजित्योत्तरभारतम् ।
दर्याः खण्डप्रपातायाः चक्री समीपमापतेत् ॥ १५० ॥
उत्तरद्वारमुद्घाट्य सेनानीकृतयत्नतः ।
मण्डलान्यालिखन् प्राग्वत् चक्री विशति तां गुहाम् ॥ १५१ ॥
पूर्वं निमग्नसलिलां समुत्तरेत्ततः पराम् ।
तूर्णं वार्द्धकिरत्नेन कृतया ह्यपद्यया ॥ १५२ ॥
इमे मानादिभिः प्राग्वत् प्रत्यग्भित्तिविनिर्गते ।
प्राच्यभित्तिं किन्तु भित्त्वा प्राप्ते गंगामहानदीम् ॥ १५३ ॥
द्वारेण दाक्षिणात्येन स्वयमुद्घटितेन च ।
निर्गत्य कृतकृत्यः सन् चक्री निजपुरं विशेत् ॥ १५४ ॥

---

અહિં વાર્દ્ધકિ રત્નવડે તુરત પુલ ઉભો કરી જેવો ચક્રવર્તી એ બેઉ નદીઓ ઓળંગી જાય છે તેવા જ વિના પ્રયાસે, ઉત્તર તરફના બેઉ કમાડો ક્રૌંચપક્ષી જેવો શબ્દ કરતા, આપો આપ ઉઘડી જાય છે. ૧૪૮-૧૪૯.

એ દ્વારેથી નીકળીને ત્યાંથી ઉત્તરભરત જીતી આવીને ચક્રવર્તી ખંડપ્રપાતા ગુફા પાસે આવી ઉભો રહે છે. ૧૫૦.

સેનાપતિએ કરેલા પ્રયત્નથી ઉત્તરતરફનું દ્વાર ઉઘડી જાય છે તેથી એ ગુફામાં ચક્રવર્તી પૂર્વવત્ પ્રવેશ કરી મંડળ આળેખતો આગળ વધે છે. ૧૫૧.

અહિં પણ, વાર્ધકી રત્ને બનાવેલ સુંદર સેતુની સહાયવડે, પહેલી નિમગ્નજલા નદી ઓળંગે છે અને પછી તરત ઊન્મગ્નજલા નદી ઓળંગે છે. ૧૫૨.

એ બેઉ નદીઓ પ્રમાણમાં પૂર્વોક્ત નદીઓ જેવી છે પણ એઓ પશ્ચિમ તરફની ભીંતમાંથી નીકળી પૂર્વ તરફની ભીંતને ભેદીને ગંગાનદીમાં ભળી જાય છે. ૧૫૩.

પછી એની મેળેજ ઉઘડી ગયેલા દક્ષિણ દિશાને દ્વારેથી નીકળીને, કૃતકૃત્ય એવો ચક્રવર્તી પોતાની રાજધાનીમાં પાછો આવે છે. ૧૫૪.

स्याद्यावच्चक्रिणो राज्यं तावत्तिष्ठन्ति सन्ततम् ।
मंडलानि च पद्ये च गुहामार्गे गतागते ॥ १५५ ॥

अयं प्रवचनसारोद्धारवृत्त्यभिप्रायः ॥ त्रिषष्टीयाजितचरित्रे तु

उद्घाटितं गुहाद्वारं गुहान्तर्मण्डलानि च ।
तावत्तान्यपि तिष्ठन्ति यावज्जीवति चक्रभृत् ॥ १५६ ॥

इति उक्तम् ॥

द्वारात् खण्डप्रपातायां याम्यायाम्यदिशि ध्रुवम् ।
गंगायाः पश्चिमे कूले वसन्ति निधयो नव ॥ १५७ ॥

उदीच्यामथ वैताढ्यात् हिमवद्गिरिसीमया ।
स्यादुत्तरभरतार्द्धं पर्यंकासनसंस्थितम् ॥ १५८ ॥

अष्टात्रिंशे योजनानां द्वे शते त्रिकलाधिके ।
विष्कम्भतोऽथ बाहास्य प्रत्येकं पार्श्वयोः द्वयोः ॥ १५९ ॥

योजनानां शतान्यष्टादश द्विनवतिस्तथा ।
सार्द्धाः सप्त कलाः क्षेत्रफलमस्याथ कीर्त्यते ॥ १६० ॥

लक्षास्त्रिंशत् सहस्राणि द्वात्रिंशदथ चोपरि ।
शतान्यष्टौ योजनानामष्टाशीतिरथाधिका ॥ १६१ ॥

---

જ્યાં સુધી ચક્રવર્તીનું રાજ્ય હોય છે ત્યાં સુધી ગુફાને માર્ગે જવા આવવા માટે તે મંડળો અને સેતુ કાયમ રહે છે. ૧૫૫.

આ વાત અમે પ્રવચનસારોદ્ધારના અભિપ્રાય પ્રમાણે દર્શાવી છે. ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્રમાંના અજિતનાથના ચરિત્રમાં તો એમ લખ્યું છે કે–જ્યાં સુધી ચક્રવર્તી જીવે છે ત્યાં સુધી ગુફાના દ્વાર ઉઘાડાં રહે છે અને ગુફાની અંદર આળેખેલાં મંડળો પણ કાયમ રહે છે. ૧૫૬.

ખંડપ્રપાતાગુફાના દક્ષિણ તરફના દ્વારથી દક્ષિણ દિશામાં, ગંગાનદીને પશ્ચિમતટે નવ 'નિધાન' આવેલા છે. ૧૫૭.

હવે વૈતાઢ્યપર્વતથી ઉત્તર દિશામાં 'ઉત્તર ભરતાર્ધ' આવેલું છે. એની સીમા હિમવંત પર્વત સુધી છે, અને એ પર્યંકાસને રહેલું છે. ૧૫૮.

એનો વિષ્કંભ બસો આડત્રીશ યોજન અને ત્રણ કળા છે; એની બેઉ બાજુએ આવેલી

कला द्वादश विकला एकादश प्रकीर्त्तिताः ।
उक्तसामान्यभरतवत् शेषं तु शरादिकम् ॥ १६२ ॥ कलापकम् ॥

नितम्बस्य हिमवतो दाक्षिणात्यस्य सन्निधौ ।
क्षेत्रेऽस्मिन्नन्तरे गंगासिन्धुप्रपातकुण्डयोः ॥ १६३ ॥

गिरिः वृषभकूटाख्यः उच्चत्वेनाष्टयोजनः ।
द्वे योजने भूमिमग्नः चारुगोपुच्छसंस्थितः ॥ १६४ ॥ युग्मम् ॥

मूलेऽसौ योजनान्यष्टौ मध्ये षट् योजनानि च ।
चतुष्टयं योजनानां उपर्यायतविस्तृतः ॥ १६५ ॥

पंचविंशतिरेवाष्टादशैव द्वादशापि च ।
साधिकानि परिक्षेपो मूले मध्ये च मूर्ध्नि च ॥ १६६ ॥

द्वादशाष्ट च चत्वारि मूले मध्ये शिरस्यपि ।
योजनानि क्रमादस्य व्यासायामो मतान्तरे ॥ १६७ ॥

सप्तत्रिंशत् क्रमात् पंचविंशतिः द्वादशापि च ।
साधिकानि परिक्षेपो मूले मध्ये तथोपरि ॥ १६८ ॥

---

પ્રત્યેક ' બાહા ' અઢારસો બાણું યોજન અને સાડી સાત કળા છે; અને એનું ક્ષેત્રફળ ત્રીશ-લાખ બત્રીશ હજાર આઠસો અઠયાશી યોજન, બારકળા અને અગ્યાર વિકળા જેટલું છે. એનું ' શર ' વગેરે સામાન્ય ભરતક્ષેત્રનું કહી ગયા છીએ તે પ્રમાણે જાણવું. ૧૫૯—૧૬૨.

આ ક્ષેત્રમાં, હિમવંત પર્વતની દક્ષિણ દિશા તરફની મેખલા પાસે, ગંગા અને સિન્ધુ પ્રપાત કુંડની વચ્ચે વૃષભકૂટ નામે પર્વત છે. તે આઠ યોજન ઉંચો છે અને બે યોજન પૃથ્વીમાં ખુંચેલો છે. વળી એ ગોપુચ્છને આકારે રહેલો છે. ૧૬૩–૧૬૪.

એની લંબાઇપહોળાઇ મૂળમાં આઠ યોજન, મધ્યમાં છ યોજન અને મથાળે ચાર યોજન છે. ૧૬૫.

વળી એનો ઘેરાવો મૂળમાં પચવીશ યોજન, મધ્યમાં અઢાર યોજન અને ટોચ આગળ બાર યોજનથી કંઇક વિશેષ છે. ૧૬૬.

એક એવો મત પણ છે કે એની લંબાઇપહોળાઇ મૂળ આગળ, મધ્યમાં અને મથાળે અનુક્રમે બાર, આઠ અને ચાર યોજન છે; અને ઘેરાવો અનુક્રમે સાડત્રીશ યોજન, પચવીશ યોજન અને આશરે બાર યોજન છે. ૧૬૭—૧૬૮.

इदं च मतद्वयमपि जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे ॥

मतान्तरे ननु कथं श्रुते सर्वज्ञमूलके ।
तुल्यकैवल्यभाजां यदेकमेवार्हतां मतम् ॥ १६९ ॥

अत्रोच्यते । दुर्भिक्षे स्कन्दिलाचार्यदेवर्द्धिगणिवारके ।
गणनाभावतः साधुसाध्वीनां विस्मृतं श्रुतम् ॥ १७० ॥

ततः सुभिक्षे संजाते संघस्य मेलकोऽभवत् ।
वलभ्यां मथुरायां च सूत्रार्थघटनाकृते ॥ १७१ ॥

वलभ्यां संगते संघे देवर्द्धिगणिरग्रणीः ।
मथुरायां संगते च स्कन्दिलार्योऽग्रणीरभूत् ॥ १७२ ॥

ततश्च वाचनाभेदस्तत्र जातः क्वचित् क्वचित् ।
विस्मृतस्मरणे भेदो जातु स्यादुभयोरपि ॥ १७३ ॥

तत्तैस्ततोऽर्वाचीनैश्च गीतार्थैः पापभीरुभिः ।
मतद्वयं तुल्यतया कक्षीकृतमनिर्णयात् ॥ १७४ ॥

---

આ બેઉ મત જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રના છે.

અહિં એવી શંકા ઉપસ્થિત થાય છે કે શ્રુત તો સર્વજ્ઞભાષિત છે–ત્યારે એમાં મતાન્તર કેમ હોય ? સર્વ અર્હત્પ્રભુનું કેવળજ્ઞાન એક સરખું હોય એટલે એમનો મત પણ એક જ હોવો જોઇએ. ૧૬૯.

એ શંકાનું સમાધાન આ પ્રમાણે:—

સ્કંદિલ આચાર્ય અને દેવર્ધિગણિ ક્ષમાશ્રમણના સમયમા દુકાળને લઇને સાધુસાધ્વીઓએ અભ્યાસ પડતો મેલેલો તેથી શ્રુતજ્ઞાન વિસ્મૃત થઈ ગયું. ૧૭૦.

ત્યારપછી જ્યારે સુકાળ થયો ત્યારે સૂત્રો અને એના અર્થની ઘટનાને સારૂ વલ્લભીપુરમાં અને મથુરાનગરીમાં સંઘ એકઠો થયો હતો. ૧૭૧.

વલ્લભીપુરમાં એકત્ર થયેલ સંઘમાં દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ અગ્રેસર હતા; અને મથુરામાં એકત્ર થયેલ સંઘમાં સ્કંદિલ આચાર્ય અગ્રેસર હતા. ૧૭૨.

તેથી ત્યાં કોઇ કોઇ જગ્યાએ પાઠાફેર થઇ ગયું હશે. કેમકે વિસ્મૃત થયેલું પુનઃ સંભારતાં બેઉમાં તફાવત પડવાનો સંભવ છે. ૧૭૩.

તેથી એમણે અને ત્યારપછી પાપભીરૂ અર્વાચીન ગીતાર્થ પુરૂષોએ, કંઇ પણ નિર્ણય ન થયેલ હોઇ, બેઉ મત સ્વીકાર્યા છે. ૧૭૪.

सत्यप्येवं साम्प्रतीना विसंवादं श्रुतस्थितम् ।
निर्णेतुमुत्सहन्ते ये ते ज्ञेया मातृशासिताः ॥ १७५ ॥

एवमेवोक्तं श्रीमलयगिरिभिः ज्योतिष्करंडवृत्तौ ॥

देशोनक्रोशतुंगोऽर्द्धक्रोशविस्तृत एव च ।
क्रोशायाम उपर्यस्य प्रासादोऽतिमनोरमः ॥ १७६ ॥

देवोऽत्र वृषभाभिरव्य एकपल्योपमस्थितिः ।
महर्द्धिको विजयवत्तथास्य राजधान्यपि ॥ १७७ ॥

शैलोऽयं चित्रित इव चक्रिभिः जितभारतैः ।
काकिणीरत्नलिखितैः समन्तान्निजनामभिः ॥ १७८ ॥

नद्योऽष्टाविंशतिरिह सहस्रा द्व्युत्तरा मताः ।
अमुष्य भरतक्षेत्रस्योर्वीशस्यांगना इव ॥ १७९ ॥

अरकाश्च षडप्यत्र सुषमासुषमादयः ।
सदा विपरिवर्त्तन्ते नियोगिन इवेशितुः ॥ १८० ॥

इति भरतक्षेत्रम् ॥

---

આમ વાત હોવા છતાં, અત્યારના જે લોકો શાસ્ત્રનું વિસંવાદિપણું દૂર કરવાને માટે પ્રોત્સાહિત થાય છે તે પોતાની માતાને શિખામણ આપવા નીકળેલા જેવા જાણવા. પૂજ્યપાદ મલયગિરિ પણ પોતાના ' જ્યોતિષ્કરંડ ' ગ્રંથની ટીકામાં એજ વાત સ્વીકારે છે. ૧૭૫.

એ પર્વતપર એક સુંદર પ્રાસાદ છે. તે આશરે એક કોસ ઉંચો, અરધો કોસ પહોળો અને એક કોસ લાંબો છે. ૧૭૬.

એ પર્વતપર વૃષભ નામના દેવનો વાસ છે. એ દેવનું પલ્યોપમનું આયુષ્ય છે. એને વિજયદેવની જેવી મહાન્ સમૃદ્ધિ છે અને એની રાજધાની પણ એના જેવી જ છે. ૧૭૭.

એ પર્વત વળી ભરતક્ષેત્રપર વિજય મેળવનારા ચક્રવર્તીઓએ સર્વતઃ કાકિણીરત્નથી લખેલાં એમનાં પોતાનાં નામાભિધાનને લઇને જાણે ચિત્રોચિત્રોવાળો થયો હોયની એવો જણાય છે. ૧૭૮.

આ ક્ષેત્રમાં, જાણે ચક્રવર્તી રાજાની રાણીઓ હોયની એમ છપ્પન હજાર નદીઓ આવેલી છે. ૧૭૯.

ત્યાં વળી ' સુષમાસુષમા ' વગેરે છ એ ' આરા ' વારા ફરતી આવે છે, તે જાણે કોઇ શેઠના, હંમેશાં વારાફરતી ગ્રામપર આવતા મુનિમો હોયની ! ૧૮૦.

એ પ્રમાણે ભરતક્ષેત્રનું વર્ણન સંપૂર્ણ થયું.

अथोत्तरार्द्धभरतपर्यन्ते उत्तराश्रिते ।
जात्यस्वर्णमयो भाति हिमवान्नाम पर्वतः ॥ १८१ ॥
स्पृशन् द्वाभ्यां निजान्ताभ्यां पूर्वापरपयोनिधी ।
योजनानां शतं तुंगो भूमग्नः पंचविंशतिम् ॥ १८२ ॥
योजनानां दशशती द्विपंचाशत्समन्विता ।
कला द्वादश विष्कम्भः पर्वतस्यास्य कीर्त्तितः ॥ १८३ ॥
योजनानां पंचदशशतान्यथाष्टसप्ततिः ।
अष्टादश कलाश्चात्र शरः प्रोक्तो जितस्मरैः ॥ १८४ ॥
योजनानां सहस्राणि चतुर्विंशतिरेव च ।
स द्वात्रिंशन्नवशती प्रत्यंचास्य कलार्द्धयुक् ॥ १८५ ॥
धनुःपृष्टं योजनानां सहस्राः पंचविंशतिः ।
द्वे शते त्रिंशदधिके चतस्रश्चाधिकाः कलाः ॥ १८६ ॥
योजनानां सहस्राणि पंच त्रीणि शतानि च ।
सार्द्धानि बाहेकैकास्याप्यर्द्धाः पंचदशांशकाः ॥ १८७ ॥
कोटीद्वयं च लक्षाणि योजनानां चतुर्दश ।
षट्पंचाशत्सहस्राणि शतानि नव चोपरि ॥ १८८ ॥

---

હવે ઉત્તરાર્ધભરતના ઉત્તર તરફના છેડાપર જાતિવંતસુવર્ણમય હિમવાન નામનો પર્વત શોભી રહ્યો છે. ૧૮૧.

એનો એક છેડો પૂર્વ સમુદ્ર સુધી, અને બીજો પશ્ચિમ સમુદ્ર સુધી લંબાયલો છે. એ એકસો યોજન ઉંચો છે અને પચવીશ યોજન પૃથ્વીમાં ગૂઢ રહેલો છે. ૧૮૨.

એનો 'વિષ્કંભ' એક હજાર બાવન યોજન અને બાર કળા છે. ૧૮૩.

એનો ' શર ' પંદરસો અઠ્યોત્તેર યોજન ને અઢાર કળા છે. ૧૮૪.

એની ' જીવા ' ચોવીશ હજાર નવસો બત્રીશ યોજન અને અરધી કળા છે. ૧૮૫.

એનું ધનુઃપૃષ્ટ વળી પચવીશ હજાર બસો ત્રીશ યોજન અને ચાર કળા છે. ૧૮૬.

એની પ્રત્યેક ' બાહા ' પાંચ હજાર ત્રણસો પચાસ યોજન અને સાડાપંદર કળા છે. ૧૮૭.

एकसप्ततिरेवाष्टौ कलाश्च विकला दश ।
भूमौ प्रतरगणितं निर्दिष्टं हिमवद्गिरेः ॥ १८९ ॥ युग्मम् ॥
कोटीनां द्वे शते कोट्यश्चतुर्दशाथ लक्षकाः ।
षट्पंचाशत् तथा सप्तनवतिश्च सहस्त्रकाः ॥ १९० ॥
एकं शतं चतुश्चत्वारिंशं कलाश्च षोडश ।
विकला द्वादशेत्युक्तं शैलेऽस्मिन् सर्वतो घनम् ॥ १९१ ॥ यु० ॥
वेदिकावनखण्डाभ्यां रम्योऽयं पार्श्वयोः द्वयोः ।
वेदिकावनखण्डानां सर्वं मानादि पूर्ववत् ॥ १९२ ॥
अत्रैकादश कूटानि बिभ्रति प्रकटप्रभाम् ।
सिद्धायतनमुख्यानि प्राच्या आरभ्य पूर्ववत् ॥ १९३ ॥
स्यात् सिद्धायतनं क्षुल्लहिमवन्नामकं परम् ।
तृतीयं भरताभिख्यमिलाकूटं ततः परम् ॥ १९४ ॥
गंगावर्त्तनकूटं च श्रीदेवीकूटमित्यपि ।
रोहितांशासूरीकूटं सिन्ध्वावर्त्तनसंज्ञकम् ॥ १९५ ॥
सुरादेवीकूटमिति परं हैमवताभिधम् ।
एकादशं वैश्रमणं कूटानि हिमवद्गिरेः ॥ १९६ ॥ विशेषकम् ॥

---

એ પર્વતની ભૂમિનું 'પ્રતર' વળી બે કરોડ ચૌદ લાખ છપ્પન હજાર નવસો એકોતેર યોજન, આઠ કળા અને દશ વિકળા જેટલું છે. ૧૮૮–૧૮૯.

એ પર્વતનું સમગ્ર 'ઘન' બસોચૌદ ક્રોડ છપ્પન લાખ સતાણું હજાર એકસો ચુમાળીશ યોજન, સોળ કળા અને બાર વિકળા છે. ૧૯૦–૧૯૧.

એની બેઉ બાજુએ વળી પદ્મવેદિકા અને સુશોભિત બગીચા આવેલા છે. એ સર્વનું પ્રમાણ આદિ સઘળું પૂર્વવત્ સમજવું. ૧૯૨.

આ પર્વતપર પૂર્વની પેઠે પૂર્વ દિશાથી આરંભીને, સિદ્ધાયતન આદિ અગ્યાર શિખરો પ્રકટપણે શોભી રહ્યાં છે. ૧૯૩.

પહેલું સિદ્ધાયતન, બીજું ક્ષુલ્લહિમવંત, ત્રીજું ભરત, ચોથું ઇલાકૂટ, પાંચમું ગંગાવર્ત્તન, છઠ્ઠું શ્રીદેવીકૂટ, સાતમું રોહિતાંશાસૂરીકૂટ, આઠમું સિન્ધ્વાવર્ત્તન, નવમું સૂરાદેવીકૂટ, દશમું હૈમવત અને અગ્યારમું વૈશ્રમણ—આ પ્રમાણે એ અગ્યાર શિખરો છે. ૧૯૪–૧૯૬.

सर्वाण्यमूनि रात्नानि मूले च व्यासदैर्ध्यतः ।
योजनानां पंचशती तावदेवोच्छ्रितानि च ॥ १९७ ॥

मध्ये च त्रिशतीं पंचसप्तत्याढ्यां शिरस्यथ ।
ततानि द्वे शते सार्द्धे गोपुच्छसंस्थितान्यतः ॥ १९८ ॥ युग्मम् ॥

शताः पंचदशैकाशीत्यधिकाः किंचनाधिकाः ।
एकादश किंचिदूनषडशीतियुताः शताः ॥ १९९ ॥

शताः सप्तैकनवतिसंयुताः किंचिदूनकाः ।
परिक्षेपाः क्रमादेषु मूले मध्ये च मूर्धनि ॥ २०० ॥ युग्मम् ॥

सिद्धायतनकूटस्योपरि सिद्धालयो महान् ।
पंचाशद्योजनान्यायामतः स परिकीर्त्तितः ॥ २०१ ॥

विष्कम्भतो योजनानि प्रज्ञप्तः पंचविंशतिः ।
षट्त्रिंशद्योजनान्युच्चः त्रिद्वारो भास्वरप्रभः ॥ २०२ ॥ युग्मम् ॥

विना प्रतीचीं त्रिदिशं द्वारमेकैकमुच्छ्रितम् ।
योजनान्यष्ट चत्वारि स्याद्विस्तारप्रवेशयोः ॥ २०३ ॥

---

આ સઘળાં શિખરો રત્નમય છે. એઓ પાંચસો પાંચસો યોજન ઉંચા છે. એમનો વિસ્તાર મૂળ આગળ પાંચસો યોજન, મધ્યમાં ત્રણસો પંચોતેર યોજન અને મથાળે બસો પચાસ યોજન છે. આમ એઓ ઉંચા રહેલા ગોપુચ્છને આકારે છે. ૧૯૭-૧૯૮.

વળી પ્રત્યેક શિખરનો પરિક્ષેપ એટલે ઘેરાવો મૂળ આગળ પંદરસો એકાશી યોજનથી કંઇક અધિક, મધ્યભાગમાં અગ્યારસો છાશી યોજનથી કંઇક ન્યૂન, અને મથાળે સાતસો એકાણું યોજનથી સહેજ ઓછો છે. ૧૯૯-૨૦૦.

સિદ્ધાયતન નામના પહેલા શિખરપર એક સિદ્ધમંદિર છે. તે પચાસ યોજન લાંબુ, પચવીશ યોજન પહોળું અને છત્રીશ યોજન ઉંચું છે. એની કાન્તિ અત્યંત દેદીપ્યમાન છે. વળી એને ત્રણ દ્વાર છે. ૨૦૧-૨૦૨.

તે ત્રણે દ્વાર પશ્ચિમશિવાયની ત્રણે દિશામાં એકેક આવેલ છે. એ પ્રત્યેકની ઉંચાઈ આઠ યોજનની અને પહોળાઇ ચાર યોજનની છે. ૨૦૩.

सिद्धायतनमध्येऽथ विभाति मणिपीठिका ।
योजनान्यष्ट विस्तीर्णायता चत्वारि मेदुरा ॥ २०४ ॥

उपर्यैतस्या अथैको देवच्छन्दक आहितः ।
उच्चैस्त्वेन साधिकानि योजनान्यष्ट स श्रुतः ॥ २०५ ॥

विष्कम्भायामतोऽप्येष योजनान्यष्ट तत्र च ।
अष्टोत्तरशतं सिद्धप्रतिमास्तासु पूर्ववत् ॥ २०६ ॥

दशानां शेषकूटानामुपर्येकैक आलयः ।
द्वाषष्टिं योजनान्यर्द्धाधिकान्यायतविस्तृतः ॥ २०७ ॥

एकत्रिंशद्योजनानि सक्रोशानि समुन्नतः ।
तत्तत्कूटसमाह्वानस्वामिना समधिष्टितः ॥ २०८ ॥ युग्मम् ॥

कूटे द्वितीये तृतीये दशमे रुद्रसंमिते ।
चतुर्ष्वेषु सुरा ईशाः देव्यः शेषेषु षट्सु च ॥ २०९ ॥

तत्रापि इलादेवी सुरादेवी द्वे इमे दिक्कुमारिके ।
तिस्रश्च नद्यधिष्टात्र्यः श्रीश्चेति प्रथिता इमाः ॥ २१० ॥

---

એ સિદ્ધમંદિરમાં વળી એક મણિપીઠિકા છે. તે આઠ યોજન લાંબીપહોળી અને ચાર યોજન જાડી છે ૨૦૪.

એ મણિપીઠિકાપર વળી એક દેવચ્છંદક છે–જે આઠ યોજનથી કંઇક વિશેષ ઉંચો અને આઠ યોજન બરાબર લાંબોપહોળો છે. તેમાં વળી પૂર્વવત્ એકસો ને આઠ સિદ્ધની પ્રતિમાઓ છે. ૨૦૫–૨૦૬.

શેષ દશ શિખરોપર પણ એકેક સિદ્ધમંદિર છે–તે પ્રત્યેક સાડીબાસઠ યોજન લાંબુ-પહોળું છે તથા સવાએકત્રીશ યોજન ઉંચું છે. વળી એ પ્રત્યેક તેતે શિખરોના નામ સમાન નામવાળા સ્વામી–દેવો–થી અધિષ્ઠિત છે. ૨૦૭–૨૦૮.

બીજા, ત્રીજા, દશમા અને અગ્યારમા–આ ચાર શિખરો પર દેવો અને શેષ છ ઉપર દેવીઓ આધિપત્ય ભોગવે છે. ૨૦૯.

એ છ દેવીઓ આ પ્રમાણે છે:–પહેલી બે ઇલાદેવી અને સુરાદેવી નામની દિક્કુમારિકાઓ છે; બીજી ત્રણ નદીઓની અધિષ્ઠાત્રી દેવીઓ છે; અને છેલ્લી–છઠ્ઠી લક્ષ્મી નામની છે. ૨૧૦.

देवा देव्यश्च सर्वेऽमी एकपल्योपमायुषः ।
महर्द्धिका विजयवत्तथैषां राजधान्यपि ॥ २११ ॥

एता देव्यश्च भवनपतिजातिगता मताः ।
व्यन्तरीणामर्द्धपल्यमायुरुत्कर्षतोऽपि यत् ॥ २१२ ॥

एवं वक्ष्यमाणा अपि देव्यो ज्ञेयाः ॥

वक्ष्यमाणपर्वतेषु यानि चैत्यानि येऽपि च ।
प्रासादा देवतानां ते सर्वेऽत्रत्यैः समाः स्मृताः ॥ २१३ ॥

गिरेरस्योपरितले ह्रदः पद्मह्रदाभिधः ।
योजनानि दशोद्विद्धः सहस्रयोजनायतः ॥ २१४ ॥

शतानि पंच विस्तीर्णो वेदिकावनमण्डितः ।
चतुर्दिशं तोरणाढ्यत्रिसोपानमनोरमः ॥ २१५ ॥ युग्मम् ॥

अयं च वक्ष्यमाणाश्च महापद्मह्रदादयः ।
सर्वे पूर्वापरायामा दक्षिणोत्तरविस्तृताः ॥ २१६ ॥

---

આ સર્વ દેવદેવીઓનું એક પલ્યોપમનું આયુષ્ય છે. એઓ સર્વે વિજયદેવની જેવી સમૃદ્ધિવાળા છે. અને એમની રાજધાનીઓ પણ વિજયદેવવત્ જાણી લેવી. ૨૧૧.

જે દેવીઓ છે તે સર્વે ભવનપતિની જાતિની છે; કારણકે વ્યંતરદેવીઓનું તો આયુષ્ય ઉત્કૃષ્ટતઃ અરધા પલ્યોપમનું છે. ૨૧૨.

વળી જે દેવીઓની હવે પછી વાત આવશે એ દેવીઓ પણ એજ જાતિની સમજવી.

વળી જે પર્વતોનું હવે વર્ણન કરવામાં આવશે એ પર્વતોપર જે ચૈત્ય અને દેવોના પ્રાસાદ છે તે સર્વે આ પર્વતના ચૈત્ય અને પ્રાસાદ જેવા સમજી લેવા. ૨૧૩.

આ પર્વતપર એક પદ્મદ્રહ નામનો દ્રહ–ધરો આવેલો છે. તે દશ યોજન ઉંડો, હજાર યોજન લાંબો અને પાંચસો યોજન પહોળો છે. ૨૧૪.

એની આસપાસ પદ્મવેદિકા અને સુંદર વન શોભી રહ્યા છે; અને એને ચારે દિશાએ તોરણોવાળાં ત્રણ ત્રણ મનહર પગથીઆં છે. ૨૧૫.

આ પદ્મદ્રહ અને હવે પછી વર્ણવવામાં આવશે એ મહાપદ્મદ્રહ વગેરે સર્વે પુર્વપશ્ચિમ લાંબા અને ઉત્તરદક્ષિણ પહોળા છે. ૨૧૬

तथाहुः । हिमवंतसेलसिहरे वरारविंदद्दहो सलिलपुण्णो ।
दसजोअणावगाढो विच्छिन्नो दाहिणुत्तरओ ॥ २१७ ॥

तस्य मध्ये पद्ममेकं योजनायतविस्तृतम् ।
अर्द्धयोजनबाहल्यं तावदेवोच्छ्रितं जलात् ॥ २१८ ॥

जले मग्नं योजनानि दशैतज्जगतीवृतम् ।
जम्बूद्वीपजगत्याभा सा गवाक्षालिराजिता ॥ २१९ ॥

किन्त्वसौ योजनान्यष्टादशोच्चा सर्वसंख्यया ।
जलेऽवगाढा दश यद्योजनान्यष्ट चोपरि ॥ २२० ॥

यत्तु जम्बूद्वीपप्रज्ञप्तिमूलसूत्रे जम्बूद्दीवजगइप्पमाणा इत्युक्तं तज्जलावगाहप्रमाणमविवक्षित्वा इति तद्वृत्तौ ॥

किंच वज्रमूलं रिष्टकंदं वैदूर्यनालबन्धुरम् ।
वैदूर्यबाह्यपत्रं तज्जाम्बूनदान्तरच्छदम् ॥ २२१ ॥

---

એ સંબંધમાં અન્યત્ર કહ્યું છે કે:—હિમવંતશૈલના શિખર પર એક જળપૂર્ણ સુંદર પદ્મદ્રહ છે–તે દશ યોજન ઊંડો છે અને ઉત્તર દક્ષિણ પહોળા છે. ૨૧૭.

એ પદ્મદ્રહમાં એક કમળ છે તે એક યોજન લાંબુપહોળું છે, અરધો યોજન જાડું છે અને એટલું જ જળથી ઉંચું ( ઉપર ) છે. ૨૧૮.

એ કમળ વળી દશ યોજન જળની અંદર ખુડેલું છે અને એની આસપાસ એક જગતી–કોટ આવી રહ્યો છે. તે કોટ જમ્બૂદ્વીપના જગતી–કોટની જેમ અનેક ઝરૂખાઓથી યુક્ત હોઇને બહુ રમણીય લાગે છે. ૨૧૯.

આ જગતી–કોટ દશ યોજન જળમાં ડુબેલો અને આઠ યોજન જળની ઉપર હોઇને કુલ અઢાર યોજન ઉંચો છે. ૨૨૦.

જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના મૂળ સૂત્રમાં ' જંબૂદ્વીપના કોટ જેવડો ' એમ જે કહ્યું છે તે જળની અંદર રહેલા ભાગ શિવાયના ( ભાગ )–બહાર રહેલા ભાગનું માપ સમજવું. આવો એની વૃત્તિની અંદર ખુલાસો છે.

વળી એ કમળનું મૂળ વજ્રનું છે; એનો કંદ રિષ્ટરત્નમય છે; એની નાલિકા વૈદૂર્યરત્નની છે; એના બહારના પત્રો વૈદૂર્યરત્નના અને અભ્યન્તર સુવર્ણમય છે. ૨૨૧.

अत्रायं विशेषोऽस्ति ॥ बृहत्क्षेत्रविचारवृत्त्यादौ बाह्यानि चत्वारि पत्राणि वैडूर्यमयानि शेषाणि तु रक्तसुवर्णमयान्युक्तानि । जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे जाम्बूनदमीषद्रक्तस्वर्णं तन्मयान्यभ्यन्तरपत्राणि इत्युक्तम् । सिरिनिलयक्षेत्रविचारवृत्तौ तु पीतस्वर्णमयान्युक्तानि । इति ॥

तपनीयकेसरवृन्ता सौवर्णी कर्णिका भवेत्तस्य ।
द्विक्रोशायतवितता क्रोशोच्चा श्रीभवनमस्याम् ॥ २२२ ॥

एकक्रोशायतमेतत्तथार्द्धक्रोशविस्तृतम् ।
ऊनक्रोशोन्नतं तत्र दाक्षिणोत्तरपूर्वतः ॥ २२३ ॥

पंचचापशतोत्तुंगं तदर्द्धव्यासमेककम् ।
द्वारं तत्राथ भवनमध्येऽस्ति मणिपीठिका ॥ २२४ ॥ युग्मम् ॥

सापि पंचशतधनुर्व्यासायामार्द्धमेदुरा ।
उपर्यस्या शयनीयं श्रीदेवीयोग्यमुत्तमम् ॥ २२५ ॥

षड्जातीयैः परिक्षेपैः वेष्टितं मूलपंकजम् ।
क्रमादर्द्धार्द्धमानाब्जाः परिक्षेपाः समेऽप्यमी ॥ २२६ ॥

---

આ સંબંધમાં 'બૃહત્ ક્ષેત્રવિચાર' ની ટીકામાં એમ કહ્યું છે કે ફક્ત ચાર બાહ્ય પત્રો વૈડૂર્યરત્નનાં છે, શેષ પત્રો લાલ સુવર્ણનાં છે. વળી 'જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ' સૂત્રમાં અભ્યન્તર પત્રોને જામ્બૂનદમય એટલે સહેજ રક્તવર્ણના સુવર્ણનાં કહ્યાં છે. 'સિરિનિલય' ક્ષેત્રવિચારની વૃત્તિમાં વળી પીતસુવર્ણનાં કહ્યાં છે.

એના કેસરના વૃન્ત લાલ સુવર્ણનાં અને કર્ણિકા પીતસુવર્ણની કહી છે. એ કર્ણિકા બે કોસ લાંબીપહોળી અને એક કોસ ઉંચી છે, અને એની અંદર શ્રીદેવીનું ભવન આવેલું છે. ૨૨૨.

એ ભવન એક કોસ લાંબુ, અરધો કોસ પહોળું અને કોસ થોડેરૂં ઉંચું છે. એમાં દક્ષિણ, ઉત્તર અને પૂર્વ—એમ ત્રણ દિશાએ પાંચસો ધનુષ્ય ઉંચું અને એથી અરધું પહોળું એકેક દ્વાર છે. એ ભવનના મધ્ય ભાગમાં વળી એક મણિપીઠ છે. ૨૨૩–૨૨૪.

એ મણિપીઠ પાંચસો ધનુષ્યના વિસ્તારની અને એથી અરધી જાડી છે. એની ઉપર શ્રીદેવીને યોગ્ય ઉત્તમ શય્યા છે. ૨૨૫.

ઉપર જે એક કમળ કહ્યું છે તે—મૂળકમળ—ની આસપાસ, એનાથી અર્દ્ધ અર્દ્ધ માનનાં કમળોનાં છ વર્તુળ કે વલય છે. ૨૨૬.

अष्टोत्तरं शतं पद्माः प्रथमे परिधौ स्थिताः ।
मूलपद्मादर्द्धमानाः श्रीदेवीभूषणैर्भृताः ॥ २२७ ॥

वायूत्तरेशानदिक्षु सामानिकसुधाभुजाम् ।
चतुःसहस्री पद्मानां तावतां परिकीर्त्तिता ॥ २२८ ॥

महत्तराणां देवीनां प्राक् चत्वार्यम्बुजानि च ।
सहस्राण्यष्ट चाग्नेय्यामभ्यन्तरसभाजुषाम् ॥ २२९ ॥

सहस्राणि दशाब्जानामपाच्यां मध्यपर्षदाम् ।
द्वादशाब्जसहस्राणि नैर्ऋत्यां बाह्यपर्षदाम् ॥ २३० ॥

सेनापतीनां सप्तानां प्रत्यक् सप्ताम्बुजानि च ।
द्वितीयोऽयं परिक्षेपो मूलपद्मस्य वर्णितः ॥ २३१ ॥

आत्मरक्षिसहस्राणां षोडशानां चतुर्दिशम् ।
चतुःसहस्री प्रत्येकं परिवेषे तृतीयके ॥ २३२ ॥

त्रयः परे परिक्षेपा अभियोगिपयोरुहाम् ।
द्वात्रिंशत् प्रथमे लक्षा अभ्यन्तराभियोगिनाम् ॥ २३३ ॥

---

પહેલા વર્તુળમાં એકસોને આઠ કમળો છે તે મૂળકમળથી અર્દ્ધ માન-માપ-નાં છે. તેમાં શ્રીદેવીનાં આભૂષણો ભર્યાં છે. ૨૨૭.

( હવે બીજા વલયમાં ) વાયવ્ય, ઉત્તર અને ઈશાન દિશાઓમાં ચાર હજાર સામાનિક દેવોના ચાર હજાર કમળો છે. ૨૨૮.

પૂર્વદિશામાં મહત્તરા દેવીઓનાં ચાર કમળો છે; અગ્નિ કોણમાં અભ્યન્તર સભામાં બેસનારા દેવોનાં આઠ હજાર કમળો છે. ૨૨૯.

દક્ષિણ દિશામાં મધ્યસભામાં બેસનારા દેવોનાં દશ હજાર કમળો છે; અને નૈર્ઋત્યકોણમાં બાહ્યપર્ષદાના દેવોનાં બાર હજાર કમળો છે. વળી પશ્ચિમ દિશામાં સાત સેનાપતિઓનાં સાત કમળો છે.

એ પ્રમાણે મૂળકમળના બીજા વલયનું સ્વરૂપ થયું. ૨૩૦-૨૩૧.

હવે ત્રીજા વલયમાં, પ્રત્યેક દિશામાં ચારચાર હજાર એમ ચારે દિશામાં થઈને સોળ હજાર કમળો સોળ હજાર આત્મરક્ષક દેવોનાં છે. ૨૩૨.

હવે ચોથું, પાંચમું અને છઠ્ઠું એમ ત્રણ વલયો રહ્યાં એ ત્રણેમાં અભિયોગી ( સેવક )

चत्वारिंशत् पद्मलक्षा मध्ये मध्याभियोगिनाम् ।
लक्षाणामष्टचत्वारिंशत् बाह्ये बाह्यसेविनाम् ॥ २३४ ॥ युग्मम् ॥

कोट्येका विंशतिर्लक्षाः पद्मानां सर्वसंख्यया ।
सहस्राणि च पंचाशत् शतं विंशतिसंयुतम् ॥ २३५ ॥

अत्र षट् परिक्षेपा इति षट्जातीयाः परिक्षेपा इति वाच्यम् ॥

तथाहि ॥ आद्या मूलपद्मार्द्धमाना जातिः । द्वितीया तच्चतुर्थभागमाना जातिः । यावत् षष्ठी चतुःषष्टितमभागमाना जातिरिति ॥ अन्यथा तु योजनात्मना सहस्रत्रयात्मके धनुरात्मना चत्वारिंशल्लक्षाधिकद्विकोटिप्रमिते ह्रदपरमपरिधौ षष्ठपरिक्षेपपद्मानां षष्टिकोटिधनुःक्षेत्रमातव्यानाम् एकपंक्त्या अवकाशो न संभवति ॥

ततश्च तत्तत्परिधिक्षेत्रपरिक्षेपपद्मसंख्याविस्तारान् परिभाव्य यत्र यावत्यः पंक्तयः संभवन्ति तत्र तावतीभिः पंक्तिभिः एक एव परिक्षेपो ज्ञेयः । पद्मानामनेकजातीयत्वात् । एवं च पंचलक्षयोजनात्मके ह्रदक्षेत्रफले तानि सर्वाण्यपि पद्मानि सुखेन मान्त्येव । पद्मरुद्धक्षेत्रस्य सर्वसंक-

---

દેવોનાં કમળો છે. તે આવી રીતેઃ—ચોથા વલયમાં અભ્યન્તર પર્ષદાના અભિયોગી દેવોનાં બત્રીશ લાખ કમળો છે; પાંચમા વલયમાં મધ્યમ પર્ષદાના અભિયોગી દેવોનાં ચાળીશ લાખ કમળો છે; અને છઠ્ઠા વલયમાં બાહ્ય પર્ષદાના અભિયોગી દેવોનાં અડતાલીશ લાખ કમળો છે. ૨૩૩–૨૩૪.

એ પ્રમાણે સમગ્ર મળીને એક ક્રોડ વીશ લાખ પચાસ હજાર ને વીશ કમળો થયાં. ૨૩૫.

અહિં ' છ વલય ' એટલે ' છ જાતિનાં વલય ' એમ સમજવું. તે આ પ્રમાણેઃ— પહેલી જાતિ તે મૂળ પદ્મ કરતાં અરધા માન વાળી; બીજી જાતિ તે મૂળ પદ્મ કરતાં ચતુર્થાંશ માનવાળી; ત્રીજી જાતિ તે મૂળ પદ્મ કરતાં અષ્ટમાંશ માન વાળી; ચોથી જાતિ સોળમા ભાગના માનવાળી; પાંચમી બત્રીશમા ભાગના માનવાળી અને છઠ્ઠી જાતિ (મૂળ પદ્મ કરતાં) ચોસઠમા ભાગના માન વાળી. એમ બાબત છે. જો એમ ન હોય તો ત્રણ હજાર યોજન અથવા બે ક્રોડ ચાલીશ લાખ ધનુષ્ય જેટલા તે દ્રહના ઉત્કૃષ્ટ ઘેરાવામાં, સાઠ ક્રોડ ધનુષ્ય જેવડા ક્ષેત્રમાં સમાઈ શકે એવાં છઠ્ઠા વલયના કમળો, એક પંક્તિમાં સમાઇ શકે નહિં.

માટે તે તે પરિધિક્ષેત્રના ઘેરાવાના કમળોની સંખ્યા તથા વિસ્તાર–એઉ વાનાં વિચારીને, જ્યાં જેટલી પંક્તિઓ સંભવે ત્યાં તેટલી પંક્તિઓનું એક વલય કે વર્તુળ સમજવું; કેમકે કમ-

लनया विंशतिः सहस्राणि पंचाधिकानि योजनानां षोडशभागीकृतस्यैक-योजनस्य त्रयोदश भागा इति एतावतः एव संभवात् इति ॥ अधिकं तु उपाध्यायश्रीशान्तिचद्रगणिकृतजम्बूद्वीपप्रज्ञप्तिवृत्तितः अवसेयम् ॥

ततः पद्महृदात् गंगा प्राच्यतोरणनिर्गता ।
योजनानां पंचशतीं गिरौ पूर्वेण गच्छति ॥ २३६ ॥

गंगावर्त्तनकूटस्याधस्तादावृत्य सा ततः ।
दक्षिणाभिमुखी भूत्वा प्रवृत्ता पर्वतोपरि ॥ २३७ ॥

त्रयोविंशां पंचशतीं योजनानां कलात्रयम् ।
सार्द्धं गत्वा दक्षिणस्यां पतेत् जिव्हिकया नगात् ॥२३८॥ युग्मम्॥

सा च प्रणालिकारूपा भात्यर्धक्रोशमेदुरा ।
द्विक्रोशदीर्घा सक्रोशषट्योजनसुविस्तृता ॥ २३९ ॥

वाज्रिकी व्यात्तमकरवक्त्राकारा तयाथ सा ।
सातिरेकं योजनानां शतमेकं पतत्यधः ॥ २४० ॥

---

જોની અનેક જાતિ છે. અને એવી રીતે પાંચ લાખ યોજન જેટલા તે દ્રહના ક્ષેત્રફળમાં તે સર્વ કમળો વિનાઅડચણે સમાઇ શકે છે. કેમકે આ પદ્મોએ રોકેલા ક્ષેત્રના યોજનોનો એકંદર સરવાળો વીશહજાર ને પાંચ યોજન, અને ઉપર તેર ષોડશાંશ—એટલો સંભવે છે.

આ સંબંધમાં વિશેષ વાતના જિજ્ઞાસુએ ઉપાધ્યાય શ્રીમદ્ શાન્તિચંદ્રગણિકૃત જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રની વૃત્તિ જોવી.

પદ્મદ્રહના પૌર્વાત્ય તોરણમાંથી ગંગા નદી નીકળે છે. તે પાંચસો યોજન સુધી પૂર્વ દિશામાં પર્વત ભણી જાય છે. ૨૩૬.

ત્યાંથી 'ગંગાવર્ત્તન' કૂટની હેઠળ વળીને, દક્ષિણ સન્મુખ થઇ પર્વત પર જાય છે—ચઢે છે. ત્યાંથી પાંચસો ત્રેવીશ યોજન ને સાડાત્રણ કળા દક્ષિણ દિશામાં જઇને પાછી ધોધના રૂપમાં હેઠળ પૃથ્વી પર પડે છે, ૨૩૭–૨૩૮.

એ ધોધ પ્રણાલિકારૂપે અરધોકોસ જાડો, બે કોસ દીર્ઘ અને એક કોસ છ યોજન જેટલો પહોળો છે. ૨૩૯.

તેથી, કોઈ મગરમચ્છ મોં ફાડી રહ્યો હોય એવો જણાતો એ (ધોધ) એકસો યોજન

योजनानि दशोद्विद्धे षष्टिं च विस्तृतायते ।
कुंडे गंगाप्रपाताख्ये चारुमुक्तावलीसमा ॥ २४१ ॥ युग्मम् ॥

तथाहुः क्षमाश्रमणपादाः ।

आयामो विक्खंभो सट्ठिं कुंडस्स जोअणा हुंति ।
नउअसयं किंचूणं परिही दसजोअणोगाहो ॥ २४२ ॥

इति बृहत्क्षेत्रसमासे ॥

उमास्वातिकृतजम्बूद्वीपसमासे करणविभावनायां च मूले पएणासं जोअणवित्थारो उवरि सट्ठी इति विशेषोऽस्ति ॥

इत्थं च कुण्डस्य यथार्थनामोपपत्तिरपि भवति । एवमन्येष्वपि यथायोग्यं ज्ञेयम् ॥

तच्च कुण्डं वेदिकया वनखण्डेन वेष्टितम् ।
पूर्वापरादक्षिणासु सोपानश्रेणिशोभितम् ॥ २४३ ॥

सोपानश्रेणयः सर्वा वज्रस्तम्भाः सतोरणाः ।
रत्नालम्बनबाहाढ्या रैरुप्यफलकांचिताः ॥ २४४ ॥

---

કરતાં વિશેષ ઉંચાઇ પરથી, જાણે વજ્ર પડતું હોય એમ નીચે દશ યોજન ઉંડા અને સાઠ યોજનના વિસ્તારના ગંગાપ્રપાત નામના કુંડમાં પડે છે. ૨૪૦–૨૪૧.

એ સંબંધે પૂજ્યશ્રી ક્ષમાશ્રમણ પણ કહે છે કે—એ કુંડની લંબાઇ પહોળાઇ સાઠ યોજન, ઉંડાઇ દશ યોજન અને ઘેરાવો લગભગ એકસો ને નેવું યોજન છે. ૨૪૨.

વળી શ્રીઉમાસ્વાતિકૃત જમ્બૂદ્વીપસમાસમાં, કરણવિભાવનામાં તો એમ કહ્યું છે કે મૂળઆગળ વિસ્તાર પચાસ યોજન છે અને ઉપરના ભાગમાં સાઠ યોજન છે.

અને એ રીતે એ કુંડના યથાર્થ નામનું વ્યાજબીપણું પણ સમજી જવાય છે. એવી રીતે અન્ય કુંડોના સમ્બન્ધમાં પણ યથાયોગ્ય જાણી લેવું.

તે કુંડની આસપાસ વળી એક સુંદર પદ્મવેદિકા અને મનહર બગીચો છે. અને એને પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ—એમ ત્રણ દિશાએ સુશોભિત પગથીઆંની શ્રેણિઓ છે. ૨૪૩.

એ પગથીઆની શ્રેણિઓને તોરણો પણ છે, વજ્રના સ્તંભો છે, રત્નજડિત બાહાઓ છે અને સોનારૂપાની લાદી છે. ૨૪૪.

गंगाद्वीपश्च भात्यस्मिन् द्वौ क्रोशावुच्छ्रितो जलात्।
अष्टौ च योजनान्येष विष्कम्भायाममानतः ॥ २४५ ॥

गंगाद्वीपोपरि गंगाभवनं पीठिकादियुक्।
स्वरूपतो मानतश्च श्रीदेवीभवनोपमम् ॥ २४६ ॥

दाक्षिणात्यतोरणेन गंगाप्रपातकुण्डतः।
निर्गत्य वैताढ्योपान्ते नदीसप्तसहस्रयुक् ॥ २४७ ॥

खण्डप्रपातप्राग्भागे भित्वा वैताढ्यभूधरम्।
दाक्षिणात्यसप्तनदीसहस्रपरिवारिता ॥ २४८ ॥

एवं चतुर्दशनदीसहस्रापूरिताभितः।
पूर्वतो जगतीं भित्त्वा गंगा विशति वारिधिम् ॥ २४९ ॥ त्रिभिः विशेषकम् ॥

सक्रोशानि योजनानि षडस्या ह्रदनिर्गमे।
व्यासः क्रोशार्धमुद्वेधः कुण्डपातावधिः स च ॥ २५० ॥

तथोक्तं जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे। गंगामहानईपवाहे छक्कोसाइं जोअणाइं विक्खंभेणं पण्णत्ता अद्धकोसं उव्वेहेणं ॥

---

એ કુંડની અંદર ગંગાદ્વીપ નામનો એક સુંદર દ્વીપ છે. તે જળથી બે કોસ ઉંચો છે, અને આઠયોજન વિસ્તારમાં છે. ૨૪૫.

એ દ્વીપમાં પીઠિકા વગેરેથી યુક્ત એવું ગંગાદેવીનું ભવન શોભી રહ્યું છે-તેનું સ્વરૂપ, પ્રમાણ ઇત્યાદિ શ્રીદેવીના ભવન સમાન છે. ૨૪૬.

ગંગાપ્રપાતકુંડના દક્ષિણ દિશાના તોરણથી ગંગાનદી નીકળે છે. એને વૈતાઢ્યપર્વત પાસે સાત હજાર નદીઓ મળે છે. ત્યાંથી એ ખંડપ્રપાતા ગુફાના પૂર્વભાગમાં વૈતાઢ્યપર્વતને ભેદીને આગળ વહે છે ત્યાં એને બીજી સાત હજાર નદીઓ મળે છે. એમ ચૌદ હજાર નદીઓના પરિવાર સહિત પૂર્વતરફની જગતી-કોટને ભેદીને એ સમુદ્રમાં ભળે છે. ૨૪૭-૨૪૯.

દ્રહમાંથી નીકળે છે ત્યાં એની પહોળાઈ છ યોજન ને એક કોસ છે અને ત્યાંથી કુંડમાં પડતા સુધીમાં ઉંડાઇ અરધો કોસ છે. ૨૫૦.

આ સંબંધમાં જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રમાં તો આ જ અભિપ્રાય છે. પરંતુ સમવાયાંગસૂત્ર-માં એમ છે કેઃ—ગંગા અને સિંધુનદીનો પ્રવાહ ચોવીશ કોસથી કંઇક વિશેષ છે.

समवायांगे तु । गंगासिन्धुओ नईओ णं पवहे सातिरेगाइं चउविसं कोसाइं वित्थरेणं पण्णत्ते । इत्युक्तम् ॥

कुण्डोद्गमादनु व्यासो योजनं योजनं प्रति ।
पार्श्वद्वये समुदितो धनूंषि दश वर्द्धते ॥ २५१ ॥

एवं च वारिधेः संगमे सार्द्धा द्वाषष्टिः योजनान्यसौ ।
मौलाद्दशघ्नो यद्व्यासो नदीनामब्धिसंगमे ॥ २५२ ॥

व्यासात् पंचाशत्तमोंऽशः सर्वत्रोद्वेध ईरितः ।
क्रोशस्यार्द्धं ततो मूले प्रान्ते सक्रोशयोजनम् ॥ २५३ ॥

वेदिकावनखण्डौ च प्रत्येकं पार्श्वयोः द्वयोः ।
महानदीनां सर्वासां दृष्टौ दृष्टजगत्त्रयैः ॥ २५४ ॥

तथोक्तं जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे गंगावर्णने । उभओ पासिं दोहिं पउमवरवेइयाहिं दोहिं वणखंडेहिं संपरिक्खित्ता वेइयावणखंडवण्णओ भाणियव्वो ॥

अथ गंगामहानद्या यत्राम्भोनिधिसंगमः ।
तत्र तीर्थं मागधाख्यं तस्येशो मागधः सुरः ॥ २५५ ॥

---

કુંડમાંથી નીકળ્યા બાદ એની પહોળાઈ દરેક પડખે દર યોજને દશ દશ ધનુષ વધતી જાય છે અને એવી રીતે સમુદ્રપ્રવેશસમયે તે સાડાબાસઠ યોજન થાય છે. એટલા માટેજ કહેવાય છે કે નદીની પહોળાઈ સમુદ્રના સંગમ વખતે મૂળ કરતાં દશ ગણી થાય છે. ૨૫૧–૨૫૨.

વળી ઉંડાઈ સર્વત્ર પહોળાઇથી પચાસમા ભાગની હોય છે; એટલે એની ઉંડાઈ મૂળ આગળ અર્દ્ધ કોસની, અને પ્રાન્તે એક યોજન અને એક કોસની છે. ૨૫૩.

વળી દરેક મહાનદીને બેઉ પડખે પદ્મવેદિકા અને બગીચા હોય છે એમ શ્રીજિન પ્રભુઓએ કહેલું છે. ૨૫૪.

જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રમાં ગંગાનદીનું વર્ણન કર્યું છે ત્યાં પણ કહ્યું છે કે–એની બેઉ બાજુએ પદ્મવેદિકા અને વનખંડ–બગીચા આવેલા છે. તેજ પ્રમાણેનું વર્ણન અહિં પણ સમજવું.

હવે એ ગંગામહાનદીનો સમુદ્ર સાથે સંગમ થાય છે ત્યાં ‘ માગધ ’ નામનું તીર્થ છે અને તેનો માગધ નામે દેવ સ્વામી છે. ૨૫૫.

एवं सिन्धुनदीवार्द्धियोगे प्रभासनामकम् ।
एतयोरन्तराले च वरदामं पयोनिधौ ॥ २५६ ॥

तथोक्तं जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तौ । गंगा मागधतीर्थस्थाने समुद्रं प्रविशति तथा प्रभासनामतीर्थस्थाने सिन्धुनदी समुद्रं प्रविशति ॥

तीर्थं नामावतरणमार्गोऽम्भोधौ तटाकवत् ।
तीर्थस्यार्थो भाव्य एवं शीताशीतोदयोरपि ॥ २५७ ॥

तदुक्तं स्थानांगवृत्तौ । तीर्थानि चक्रवर्तिनः समुद्रशीतादिमहानद्यवतारलक्षणानि तन्नामकदेवनिवासभूतानि । तत्र भरतैरवतयोः तानि पूर्वदक्षिणापरसमुद्रेषु । विजयेषु तु शीताशीतोदामहानद्योः पूर्वादिक्रमेणैव । इति तृतीये स्थानके ॥

एषां तीर्थसदृक्नाम्नां देवानां स्वस्वतीर्थतः ।
योजनेषु द्वादशसु राजधान्यः पयोनिधौ ॥ २५८ ॥

कृताष्टमतपाश्चक्री रथनाभिस्पृगम्भसि ।
स्थित्वा वार्धौ स्वनामांकशरं मुक्त्वा जयत्यमून् ॥ २५९ ॥

---

એજ પ્રમાણે સિન્ધુનદીના સમુદ્રસંગમ આગળ ' પ્રભાસ ' તીર્થ છે. વળી એઉ તીર્થોની વચ્ચે, સમુદ્રની અંદર ' વરદામ ' તીર્થ આવેલું છે. ૨૫૬.

આ સંબંધમાં જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે—ગંગાનદી માગધતીર્થ આગળ સમુદ્રને મળે છે અને સિન્ધુનદી પ્રભાસતીર્થ આગળ સમુદ્રને મળે છે.

જેવી રીતે તળાવમાં ઉતરવાનો તેવીજ રીતે સમુદ્રમાં ઉતરવાનો માર્ગ—એ 'તીર્થ.' તીર્થ શબ્દનો આ અર્થ શીતા અને શીતોદા નદીઓના સંબંધમાં પણ સમજવો. ૨૫૭.

સ્થાનાંગસૂત્રના ત્રીજા ' સ્થાનક ' માં કહ્યું છે કે—સમુદ્ર અને શીતા આદિ મહાનદીઓમાં ચક્રવર્તીને ઉતરવાના માર્ગરૂપ જે તીર્થ તે એજ નામના દેવને રહેવાના સ્થાનરૂપ છે. ભરત અને ઐરવત ક્ષેત્રોના તીર્થો પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ સમુદ્રમાં છે; અને ' વિજયો ' ના તીર્થો, પૂર્વાદિકને અનુક્રમેજ શીતા અને શીતોદા નદીઓમાં છે.

જે તીર્થોનાં નામ છે તેજ તે તે તીર્થના અધિપતિઓનાં નામ છે. પ્રત્યેકની રાજધાની એના તીર્થથી બાર યોજન દૂર સમુદ્રમાં છે. ૨૫૮.

દિગ્વિજયાર્થે નિકળેલો ચક્રવર્તી ' અઠ્ઠમ ' નો તપ કરી, રથની નાભિસુધી આવે એટલા જળમાં સમુદ્રમાં રહી સ્વનામાંકિત બાણ ફેંકી એ તીર્થાધિપતિદેવોને જીતે છે. ૨૫૯.

प्रतीच्यतोरणेनाथ ह्रदात्तस्माद्विनिर्गता ।
गत्वा प्रतीच्यामावृत्ता सिन्ध्वावर्तनकूटतः ॥ २६० ॥
दक्षिणाभिमुखी शैलात् कुण्डे निपत्य निर्गता ।
प्रत्यग्भागे तमिस्राया भित्त्वा वैताढ्यभूधरम् ॥ २६१ ॥
ततः पश्चिमदिग्भागे विभिद्य जगतीमधः ।
विशत्यम्भोनिधिं सिन्धुः गंगास्वसेव युग्मजा ॥२६२॥ त्रिभिः ( विशेषकम् ॥
गंगावत् सर्वमस्याः स्यात् आरभ्य ह्रदनिर्गमात् ।
स्वरूपमब्धिसंगान्तं सिन्धुनामविशेषितम् ॥ २६३ ॥
वैताढ्यतो दक्षिणस्यां सरितोः सिन्धुगंगयोः ।
बिलानि स्युः नव नव पूर्वपश्चिमकूलयोः ॥ २६४ ॥
उदीच्यामपि षट्त्रिंशत् तथैव तटयोस्तयोः ।
कल्पान्तेऽन्नादिबीजानां स्थानानीति द्विसप्ततिः ॥ २६५ ॥
पंचस्वेवं भरतेषु पंचस्वैरवतेषु च ।
बिलानि भावनीयानि द्विसप्ततिः द्विसप्ततिः ॥ २६६ ॥

---

હવે, જાણે ગંગાનદીની જોડકે જન્મેલી બ્હેન હોયની એવી સિંધુ નદી એ દ્રહના પશ્ચિમ તરફના તોરણમાંથી નીકળે છે. નીકળીને પશ્ચિમ તરફ વહી સિંધ્વાવર્તન નામના કૂટપરથી ઉતરી, દક્ષિણ દિશાતરફના કુંડમાં પડી, વહેતી વહેતી તમિસ્રાગુફાના પૂર્વતરફના ભાગમાં થઇને વૈતાઢ્યપર્વતને ભેદી, ત્યાંથી પશ્ચિમમાં વહી ' જગતી ' ને નીચેથી ભેદીને સમુદ્રને મળે છે. ૨૬૦–૨૬૨.

દ્રહમાંથી નીકળવાથી તે સમુદ્રને મળતા સુધીનું, સિન્ધુનદીનું સર્વ સ્વરૂપ ગંગાનદીની પેઠે જાણવું. ફક્ત નામ સિન્ધુ–એટલોજ ફેર છે. ૨૬૩.

વૈતાઢ્યપર્વતથી દક્ષિણ દિશામાં સિન્ધુ અને ગંગા નદીના પૂર્વ અને પશ્ચિમ તટપર નવ નવ એટલે એકંદર છત્રીશ બિલ અર્થાત્ ગુફાઓ છે. ૨૬૪.

એવીજ રીતે એની ( વૈતાઢ્યની ) ઉત્તર દિશામાં પણ, એ નદીઓના એ બેઉ તટપર છત્રીશ બિલ છે.

એમ કુલ થઇને બ્હોંતેર બિલ થયાં. એ બ્હોંતેર કલ્પાંતસમયે ( હયાત રહેનારાં ) અન્ન વગેરે બીજોનાં બ્હોંતેર સ્થાનો છે. ૨૬૫.

उत्तराहतोरणेन तस्मात् पद्महृदादथ ।
निर्गता रोहितांशाख्योत्तराशाभिमुखी नदी ॥ २६७ ॥
द्वे योजनशते युक्ते षट्सप्तत्या कलाश्च षट् ।
पर्वतोपर्यतिक्रम्य वज्रजिह्विकया नगात् ॥ २६८ ॥
रोहितांशाप्रपाताख्ये कुण्डे निपत्य हारवत् ।
उदीच्यतोरणेनास्मान्निर्गतोत्तरसंमुखी ॥ २६९ ॥
मार्गे चतुर्दशनदीसहस्रपरिवारिता ।
तत्रत्यवृत्तवैताढ्यं मुक्त्वा क्रोशद्वयान्तरे ॥ २७० ॥
स्थानात्ततः परावृत्य प्रस्थिता पश्चिमामुखी ।
पुनश्चतुर्दशनदीसहस्रसेविताभितः ॥ २७१ ॥
अष्टाविंशत्या सहस्रैः नदीभिरेवमन्विता ।
द्वेधा विदधती हैमवतस्यार्द्धं च पश्चिमम् ॥ २७२ ॥
अधो विभिद्य जगतीं याति पश्चिमवारिधिम् ।
गंगासिन्ध्वोः सपत्नीव द्विगुणर्धिः पतिप्रिया ॥ २७३ ॥ सप्तभिः

[ कुलकम् ॥

---

એજ પ્રમાણે પાંચ ભરત અને પાંચ ઐરવત ક્ષેત્રોમાં પણ બ્હોંતેર બ્હોંતેર બિલ સમજી લેવાં. ૨૬૬.

હવે તે ( પદ્મસરોવર ) ના ઉત્તરતરફના તોરણમાંથી રોહિતાંશા નામની નદી નીકળે છે, જે ઉત્તર દિશા તરફ વહે છે. ૨૬૭.

તે નદી પર્વતપર બસો છોંતેર યોજન અને છ કળા જેટલું પરિક્રમણ કરી ત્યાંથી વજ્રજિહ્વાને આકારે રોહિતાંશપ્રપાત નામના કુંડમાં મુક્તાફ્લોનો હાર સરી પડતો હોય એમ પડી, ત્યાંથી પૂર્વોક્ત ઉત્તર દિશાના તોરણોમાં થઇને ઉત્તર તરફ વહેતાં, માર્ગમાં ભળેલી ચૌદ હજાર નદીઓનો પરીવાર લઇ તે ક્ષેત્રના વૈતાઢ્યથી બે કોસને અંન્તરે ત્યાંથી વળીને પશ્ચિમ તરફ વહી પુનઃ અન્ય ચૌદ હજાર નદીઓથી સંગત થઇ એટલે એકંદર અઠ્યાવીશ હજાર નદીઓનો પરિવાર લઇ હેમવંત પર્વતના પશ્ચિમતરફના અર્દ્ધભાગને ભેદી, તેમજ જગતી-કોટને પણ નીચેથી ભેદીને ગંગાસિન્ધુનદીઓની સપત્ની હોયની એમ બમણી સમૃદ્ધિથી યુકત થઇ છતી પશ્ચિમ સમુદ્રને મળે છે. ૨૬૮-૨૭૩.

कुण्डाद्विनिर्गमं यावदारभ्य ह्रदनिर्गमात् ।
सार्द्धानि योजनान्यस्या विष्कम्भो द्वादशोदितः ॥ २७४ ॥

गव्यूतमेकमुद्वेधस्ततः कुण्डोद्गमादनु ।
प्रतियोजनमेकैकपार्श्वे व्यासो विवर्द्धते ॥ २७५ ॥

कोदण्डानि दशदशोभयतस्तानि विंशतिः ।
लवः पंचाशत्तमश्च व्यासस्योद्वेध आहितः ॥ २७६ ॥ युग्मम् ॥

योजनानां शतं चैवं सपादमब्धिसंगमे ।
व्यासोऽस्याः क्रोशदशकमुद्वेधश्च प्रजायते ॥ २७७ ॥

व्यासायामौ जिव्हिकायाः सार्द्धा द्वादशयोजनी ।
बाहल्यमस्या निर्दिष्टमेकक्रोशमितं जिनैः ॥ २७८ ॥

सविंशं योजनशतं कुण्डस्यायतिविस्तृती ।
द्वीपस्यायामविष्कम्भौ योजनानीह षोडश ॥ २७९ ॥

अस्याः प्रपातकुण्डस्योद्वेधो द्वीपस्य चोच्छ्रयः ।
भवनस्य स्वरूपं च ज्ञेयं गंगासमं बुधैः ॥ २८० ॥

---

દ્રહમાંથી નીકળીને કુંડસુધી પહોંચતા સુધીમાં તેની પહોળાઈ સાડાબાર યોજનની કહી છે. વળી ઉંડાઇ એક યોજનની કહી છે. ૨૭૪.

કુંડમાંથી નીકળ્યા પછી એની પહોળાઇ બેઉ પડખે પ્રત્યેક યોજને દશ દશ ધનુષ્ય એટલે એકંદર વીશ ધનુષ્ય વધતી જાય છે. વળી એની ઉંડાઇ સર્વત્ર પહોળાઇના પચાસમા ભાગ જેટલી કહી છે, એટલે જ્યારે સમુદ્રસંગમ આગળ એની પહોળાઈ સવાસો યોજનની થાય છે ત્યારે ત્યાં એની ઉંડાઇ એના પચાસમા ભાગની અર્થાત્ દશ કોસ થાય છે. ૨૭૫-૨૭૭.

એના ધોધની લંબાઇપહોળાઇ સાડાબાર યોજન છે, અને જાડાઈ એક કોસ પ્રમાણ છે. ૨૭૮.

કુંડની લંબાઇપહોળાઇ એકસો ને વીશ યોજન છે અને એમાં રહેલા દ્વીપની લંબાઇપહોળાઇ સોળ યોજન છે. ૨૭૯.

વળી કુંડની ઉંડાઇ, એમાં રહેલા દ્વીપની ઉંચાઇ તથા એ દ્વીપમાં આવેલા ભવનનું સ્વરૂપ—એ સર્વ ગંગાના વર્ણનમાં છે તે પ્રમાણે જાણવું. ૨૮૦.

गिरेर्हिमवतोऽथास्य प्राचीनपश्चिमान्तयोः ।
लवणोदजलस्पर्शादारभ्य किल निर्गता ॥ २८१ ॥

दाढैकैका विदिशासु गजदन्तसमाकृतिः ।
ऐशान्यामथ चाग्नेय्यां नैर्ऋत्यां वायुकोणके ॥ २८२ ॥ युग्मम् ॥

ऐशान्यां तत्र जगतीपर्यन्ताल्लवणोदधौ ।
दाढायां योजनशतत्रयस्य समतिक्रमे ॥ २८३ ॥

द्वीप एकोरुकाख्योऽस्ति योजनानां शतत्रयम् ।
विष्कम्भायामतः पद्मवेदिकावनमण्डितः ॥२८४॥ युग्मम् ॥

किंचिदूनैकोनपंचाशता समधिका किल ।
योजनानां नवशती परिक्षेपोऽस्य कीर्त्तितः ॥ २८५ ॥

अस्य जम्बूद्वीपदिशि जलोपरि समुच्छ्रयः ।
सार्द्धं द्वयं योजनानां भागाश्चोपरि विंशतिः ॥ २८६ ॥

पंचनवतिभक्तस्य योजनस्य तथोच्छ्रयः ।
लवणाम्भोधिदिश्यन्ते क्रोशद्वयमुदीरितः ॥२८७॥ युग्मम् ॥

तत्रैव दाढायां तस्मात् द्वीपाच्चतुःशतोत्तरः ।
हयकर्णाभिधो द्वीपश्चतुःशतायतातत: ॥ २८८ ॥

---

હવે આ હિમવંત પર્વતને, ગજદંતના આકારની ચાર 'દાઢા' આવેલી છે; જે, એના પૂર્વ પશ્ચિમ છેડાને લવણ સમુદ્રના જળનો સ્પર્શ થાય છે ત્યાંથી નીકળીને ઇશાન, અગ્નિ, નૈર્ઋત્ય તથા વાયવ્ય–એમ ચાર વિદિશાઓમાં ગયેલી છે. ૨૮૧–૨૮૨.

એ ચારમાંથી ઇશાનતરફની દાઢામાં, જગતીના છેડાથી ત્રણસો યોજન લવણસમુદ્રમાં ગયા પછી, એકોરૂક નામનો એક દ્વીપ આવેલ છે; જેની લંબાઇપહોળાઈ ત્રણસો યોજન છે અને પરિક્ષેપ એટલે ઘેરાવો નવસો ઓગણપચાસ યોજનથી સહેજ ઓછો છે. વળી એની આસપાસ પદ્મવેદિકા અને અને સુંદર બગીચા આવેલા છે. એ દ્વીપ, જમ્બૂદ્વીપ તરફ અઢી યોજન ઉપર વીશપંચાણું અંશ ( એટલે કે બે પૂર્ણાંક સત્યાવીશ આડત્રીશાંશ યોજન) જેટલો જળ ઉપર છે; અને લવણુસમુદ્રતરફ બે કોસ જેટલો જળ ઉપર છે. ૨૮૩–૨૮૭.

એજ દાઢામાં વળી એજ દ્વીપથી ચારસો યોજનને અંતરે બીજો 'હયકર્ણ' નામનો દ્વીપ છે. એની લંબાઈપહોળાઇ ચારસો યોજન અને ઘેરાવો બારસો પાંસઠ યોજનથી કંઇક

शतानि द्वादश न्यूनपंचषष्टियुतानि च।
परिक्षेपोऽस्याब्धिदिशि द्वौ क्रोशावुच्छ्रयो जलात् ॥ २८९ ॥
योजनानां द्वयं सार्द्धं नवत्यांशैः समन्वितम्।
अस्य जम्बूद्वीपदिशि ख्यातः खलु समुच्छ्रयः ॥ २९० ॥

अत्रायमाम्नायः।

पूर्वद्वीपपरिक्षेपे योजनानां त्रिभिः शतैः।
षोडशाढ्यैः संकलिते परिक्षेपोऽग्रिमो भवेत् ॥ २९१ ॥

तथा जम्बूद्वीपदिशि जलात्प्राग्द्वीपे यः समुच्छ्रयः।
स पांचनवतेयांशसप्तत्या संयुतोऽग्रिमे ॥ २९२ ॥

जम्बूद्वीपजगत्याश्च द्वीपस्यास्य मिथोऽन्तरम्।
कर्णभूमिरूपमुक्तं योजनानां चतुःशती ॥ २९३ ॥

तत्रैव दाढायां तस्मात् द्वीपात् पंचशतान्तरः।
आदर्शमुखसंज्ञोऽस्ति द्वीपः पंचशतायतः ॥ २९४ ॥

तावदेव च विस्तीर्णो जगत्यास्तावदन्तरः।
सैकाशीतिः पंचदशशती परिरयोऽस्य च ॥ २९५ ॥

---

ઓછો છે. વળી એ સમુદ્રની દિશાએ બે કોસ જેટલો જળ ઉપર છે અને જંબૂદ્વીપતરફ અઢી યોજન ઉપર નેવું પંચાણુ અંશ જેટલો જળ ઉપર છે. ૨૮૮–૨૯૦.

એ સમજણ આ પ્રમાણે:—પૂર્વપૂર્વના દ્વીપના ઘેરાવા ( ના યોજન ) માં ત્રણસો સોળ યોજન ભેળવવાથી આગળ આગળના દ્વીપનો ઘેરાવો આવે છે; અને જંબૂદ્વીપતરફ પૂર્વપૂર્વના દ્વીપની જળથી ઉપર જેટલી ઉંચાઈ હોય તેમાં શીતેરપંચાણુઅંશ ભેળવવાથી, આગળ આગળના દ્વીપની ઉંચાઈ આવે છે. ૨૯૧–૨૯૨.

જંબૂદ્વીપની જગતી અને આ દ્વીપની વચ્ચે કર્ણભૂમિરૂપ, પરસ્પર, ચારસો યોજનનું અંતર છે. ૨૯૩.

વળી એજ દાઢામાં એજ દ્વીપથી પાંચસો યોજનને અંતરે ત્રીજો ' આદર્શમુખ ' નામનો દ્વીપ છે. તે પાંચસો યોજન લાંબોપહોળો છે, જગતીથી પાંચસો યોજનને અન્તરે છે, અને પંદરસો એકાશી યોજન ઘેરાવામાં છે. જંબૂદ્વીપતરફ એની જળની ઉપરની ઉંચાઈ સાડાત્રણ યોજન પાંસઠપંચાણુંઅંશ જેટલી છે, અને લવણસમુદ્ર તરફ બે કોસ જેટલી છે. ૨૯૪–૨૯૭.

जम्बूद्वीपदिशि भवेत् जलादस्य समुच्छ्रयः ।
सार्द्धा त्रियोजनी भागाः पंचषष्टिः पुरोदिताः ॥ २९६ ॥

द्वौ क्रोशौ लवणदिशि जलादस्य समुच्छ्रयः ।
दाढायां पुनस्तत्रैवातीत्य योजनषट्शतीम् ॥ २९७ ॥

षट्योजनशतायामविष्कम्भोऽश्वमुखाभिधः ।
द्वीपो भाति शतैः षड्भिः जगत्या दूरतः स्थितः ॥ २९८ ॥

योजनत्रितयोनानि शतान्येकोनविंशतिः ।
द्वीपस्यास्य परिक्षेपः प्रोक्तः शास्त्रपरीक्षकैः ॥ २९९ ॥

सार्द्धां चतुर्योजनीं सच्चत्वारिंशल्लवाधिकाम् ।
द्वीपदिश्युन्नतोऽद्भ्योऽब्धिदिशि तु क्रोशयामलम् ॥ ३०० ॥

सप्तभिः योजनशतैरस्ति द्वीपस्ततः परम् ।
अश्वकर्णाभिधः सप्तशतान्यायतविस्तृतः ॥ ३०१ ॥

जगत्यास्तावता दूरे जम्बूद्वीपदिशि स्फुटः ।
योजनान्यर्द्धषष्ठानि भागान् पंचदशोच्छ्रितः ॥ ३०२ ॥

द्वौ क्रोशौ परतो व्यक्तः परिक्षेपस्तथास्य च ।
द्वे सहस्रे द्वे शते च योजनानि त्रयोदश ॥ ३०३ ॥

---

વળી આજ દાઢામાં આજ દ્વીપથી છસો યોજનને અંતરે, છસો યોજન લાંબોપહોળો ચોથો 'અશ્વમુખ' નામનો દ્વીપછે, જે જગતીથી છસો યોજન દૂર છે. એનો ઘેરાવો ઓગણીશસો યોજનમાં ત્રણ યોજન ઓછો એટલેકે અઢારસો સતાણું યોજન છે. જળ ઉપર એની ઉંચાઈ દ્વીપ તરફ સાડાચાર યોજન ને પૂર્વ જેવા ચાલીશ અંશ જેટલી છે અને સમુદ્ર તરફ બે કોસ જેટલી છે. ૨૯૭–૩૦૦.

ત્યારપછી સાતસો યોજને પાંચમો 'અશ્વકર્ણ' નામનો દ્વીપ છે. તે સાતસો યોજન લાંબોપહોળો છે; અને જગતીથી સાતસો યોજન દૂરછે. જળની સપાટીથી એની ઉંચાઇ જંબૂદ્વીપની તરફ સાડાપાંચ યોજન અને પૂર્વ જેવા પંદર લવ છે, અને સમુદ્રની તરફ બે કોસ છે. વળી એનો ઘેરાવો બે હજાર બસો ને તેર યોજન પ્રમાણ છે. ૩૦૧–૩૦૩.

अतीत्य योजनशतान्यष्टौ द्वीपात्ततः परम् ।
द्वीप उल्कामुखोऽस्त्यष्टौ शतान्यायतविस्तृतः ॥ ३०४ ॥
जगत्या दूरतोऽष्टाभिः योजनानां शतैः स्थितः ।
अम्भोनिधेर्दिशि जलादुच्छ्रितः क्रोशयोर्द्वयम् ॥ ३०५ ॥
अर्धषष्ठयोजनानि पंचाशीतिं तदाधिकान् ।
भागान् पांचनवतेयान् जम्बूद्वीपदिशि स्फुटः ॥ ३०६ ॥
एकोनत्रिंशदाढ्यानि शतानि पंचविंशतिः ।
योजनानि परिक्षेपो द्वीपस्यास्य निरूपितः ॥ ३०७ ॥
योजनानां नवशतान्यतिक्रम्य ततः परम् ।
शतानि नव विस्तीर्णायतोऽस्ति घनदन्तकः ॥ ३०८ ॥
नवयोजनशत्यासौ जगत्याः परिधिस्त्विह ।
शतानि पंचचत्वारिंशान्यष्टाविंशतिः किल ॥ ३०९ ॥
सार्द्धां षड्योजनीं तादृक्षष्टिभागसमन्विताम् ।
जम्बूद्वीपदिशि व्यक्तो दिश्यब्धेस्त्वर्द्धयोजनम् ॥ ३१० ॥
एवं च एकोरुको हयकर्णः तथादर्शमुखोऽपि च ।
अश्वमुखाश्वकर्णोल्कामुखाश्च घनदन्तकः ॥ ३११ ॥

---

વળી એજ પ્રમાણે ( એજ દાઢામાં ) એ દ્વીપથી આઠસો યોજન દૂર છઠ્ઠો 'ઉલ્કામુખ' નામનો દ્વીપ છે. તે આઠસો યોજન લાંબોપહોળો છે; જગતીથી આઠસો યોજનને અંતરે છે; સમુદ્રની દિશાએ બે કોસ જળ ઉપર છે; અને દ્વીપની તરફ સાડાપાંચ યોજન અને પૂર્વ જેવાજ પંચાશી લવ જેટલો જળ ઉપર છે. એનો પરિક્ષેપ અર્થાત્ ઘેરાવો વળી બે હજાર પાંચસો ઓગણત્રીશ યોજન જેટલો થાય છે. ૩૦૪–૩૦૭.

અહિંથી પણ નવસો યોજન મૂકયા બાદ, તે દાઢામાં સાતમો 'ઘનદંતક' નામનો દ્વીપ આવે છે. તે નવસો યોજન લાંબો પહોળો છે, જગતીથી નવસો યોજનને અન્તરે છે, અને એનો પરિધિ એટલે ઘેરાવો બે હજાર આઠસો પીસતાલીશ યોજન છે. વળી જંબૂદ્વીપ તરફ એ સાડા છ યોજન ને ઉપર પૂર્વ જેવા જ સાઠ અંશ જેટલો જળ ઉપર છે; અને સમુદ્રની દિશાએ અર્દ્ધ યોજન જળ ઉપર છે. ૩૦૮–૩૧૦.

એ પ્રમાણે (૧) એકોરૂક, (૨) હયકર્ણ, (૩) આદર્શમુખ, (૪) અશ્વમુખ, (૫) અશ્વકર્ણ,

द्वीपाः सप्त यथैशान्यां दाढायां कथिता इमे ।
तावदायामविष्कम्भाः तावत्परस्परान्तराः ॥ ३१२ ॥

जगत्यास्तावता दूरे तावदेवोच्छ्रिता जलात् ।
तथैव सप्त सप्त स्युराग्नेय्यादिविदिक्त्रये ॥ ३१३ ॥ विशेषकम् ॥

एषां क्रमे स्वरूपे च न विशेषो मनागपि ।
विशेषः केवलं नाम्ना तान्येतानि यथाक्रमम् ॥ ३१४ ॥

आभासिको गजकर्णो मेंढहस्तिमुखौ तथा ।
हरिकर्णो मेघमुखो लष्टदन्तोऽग्निकोणके ॥ ३१५ ॥

वैषाणिकश्च गोकर्णस्तथायःसिंहतो मुखौ ।
अकर्णो विद्युन्मुखश्च नैर्ऋत्यां गूढदन्तकः ॥ ३१६ ॥

वायव्यां नांगोलिकाख्यः शष्कुलीकर्ण इत्यपि ।
गोमुखो व्याघ्रमुखश्च कर्णप्रावरणाभिधाः ॥ ३१७ ॥

---

(६) ઉલ્કામુખ અને (૭) ધનદંતક નામના સાત દ્વીપો જેમ ઇશાન તરફની દાઢામાં આવેલાછે, તેજ પ્રમાણે, તેટલી જ લંબાઇપહોળાઇવાળા, તેટલા જ પરસ્પર અંતરવાળા, તેટલા જ જગતીથી દૂરસ્થ, તેટલી જ જળપરની ઉંચાઇવાળા સાત સાત દ્વીપો અગ્નિકોણ વગેરે ત્રણ વિદિશાઓની દાઢામાં આવેલા છે. ૩૧૧-૩૧૩.

એ સર્વેના ક્રમપરત્વે કે સ્વરૂપપરત્વે લેશ પણ ફરક નથી. તફાવત છે તે માત્ર નામ પરત્વે જ. અને તે નામ અનુક્રમે આ પ્રમાણે છે:—

( ૧ ) આભાસિક, ( ૨ ) ગજકર્ણ, ( ૩ ) મેંઢમુખ, ( ૪ ) હસ્તિમુખ, ( ૫ ) હરિકર્ણ, ( ૬ ) મેઘમુખ અને ( ૭ ) લષ્ટદંત—એ નામના સાત દ્વીપો અગ્નિકોણ તરફની દાઢામાં આવેલા છે. ૩૧૪-૩૧૫.

વળી ( ૧ ) વૈષાણિક, ( ૨ ) ગોકર્ણ, ( ૩ ) અયોમુખ, ( ૪ ) સિંહમુખ, ( ૫ ) અકર્ણ, ( ૬ ) વિદ્યુન્મુખ અને ( ૭ ) ગૂઢદંતક—એ નામના સાત દ્વીપો નૈર્ઋત્યકોણ તરફની દાઢામાં આવેલા છે. ૩૧૬.

તેમજ ( ૧ ) નાંગોલિક, ( ૨ ) શષ્કુલીકર્ણ, ( ૩ ) ગોમુખ, ( ૪ ) વ્યાઘ્રમુખ, ( ૫ ) કર્ણપ્રાવરણ, ( ૬ ) વિદ્યુતદંત અને ( ૭ ) ક્ષુદ્રદંત—એવા નામના સાત દ્વીપો વાયવ્યકોણ તરફની દાઢામાં આવેલા છે. ૩૧૭-૩૧૮.

विद्युद्दन्तशुद्धदन्तावष्टाविंशतिरित्यमी ।
विराजन्तेऽन्तरद्वीपा हिमवद्गिरिनिश्रया ॥ ३१८ ॥ युग्मम् ॥

तावन्त एव शिखरिगिरेर्दाढाचतुष्टये ।
तथैव संस्थिता एवं षट्पंचाशत् भवन्त्यमी ॥ ३१९ ॥

प्रत्येकमेते सर्वेऽपि वेदिकावनमण्डिताः ।
समानं च तयोर्मानं जगतीवेदिकावनैः ॥ ३२० ॥

द्वीपेषु सर्वेष्वेतेषु नरास्तिष्ठन्ति युग्मिनः ।
अष्टचापशतोत्तुंगाः पल्यासंख्यांशजीविनः ॥ ३२१ ॥

दिनान्यशीतिमेकोनां विहितापत्यपालनाः ।
चतुःषष्ट्या लसत्पृष्टकरण्डकैः सुशोभिताः ॥ ३२२ ॥

चतुर्थभक्ताहाराश्च कल्पद्रुफलभोजिनः ।
सुन्दराकृतयो रागद्वेषशोकरुजोज्झिताः ॥ ३२३ ॥

युग्मं सुतसुतारूपं षण्मासशेषजीविताः ।
प्रसूय यान्ति त्रिदिवमेते मृत्वा समाधिना ॥३२४॥ विशेषकम् ॥

---

એમ સમગ્ર અઠ્યાવીશ દ્વીપ થયા. એ સર્વ અન્તર્દ્વીપ કહેવાય છે અને એ હિમવંત પર્વતના સાન્નિધ્યથી બહુ શોભી રહ્યા છે. ૩૧૮.

આ જ પ્રમાણે શિખરીપર્વતની ચારે દાઢાઓપર પણ અઠ્યાવીશ દ્વીપો આવેલા છે. એટલે એકંદર છપ્પન થયા. ૩૧૯.

એ છપ્પનેમાંના પ્રત્યેકની આસપાસ પદ્મવેદિકા અને બગીચા આવેલા છે-જેમનું પ્રમાણ જગતીની વેદિકા અને બગીચા જેવું જ છે. ૩૨૦.

એ સર્વ દ્વીપોને વિષે, આઠ ધનુષ્ય પ્રમાણ કાયાવાળા અને પલ્યોપમના અસંખ્યમા ભાગના આયુષ્યવાળા યુગ્મજ મનુષ્યો વસે છે. ૩૨૧.

એમનાં ચોસઠ પૃષ્ટકરંડકો ( પાંસળીઓ ) થી શોભિતાં સુંદર આકૃતિવાળાં શરીર છે. એઓ ઉપવાસ ઉપવાસને આંતરે કલ્પવૃક્ષના ફળોનો આહાર કરે છે. એમને રાગ, દ્વેષ, શોક કે રોગ કંઇ હોતાં નથી. છ માસ આયુષ્ય બાકી રહે છે ત્યારે એઓ પુત્રપુત્રીરૂપ યુગલને જન્મ આપે છે; અને એમનું ઓગણ્યાએંશી દિવસ પર્યન્ત લાલનપાલન કરી સમાધિપૂર્વક મૃત્યુપામી દેવલોકમાં જાય છે. ૩૨૨-૩૨૪.

एवं वक्ष्यमाणहैमवतादियुग्मिनोऽपि हि ।
षण्मासशेषे सुवतेऽपत्यान्यायुषि नान्यथा ॥ ३२५ ॥

तथोक्तं प्रथमारकस्वरूपाधिकारे जम्बूद्वीपप्रज्ञप्तौ अन्तरद्वीपाधिकारे जीवाभिगमे च । छम्मासावसेसाउया जुगलं पसवंतीति ॥

इति हिमवान् पर्वतः ॥

क्षेत्रं विभाति हिमवन्महाहिमवदन्तरे ।
अविभक्तं द्रव्यमिव द्वाभ्यां ताभ्यां सुरक्षितम् ॥ ३२६ ॥

द्वाभ्यां पूर्वापरान्ताभ्यां संस्पृष्टलवणार्णवम् ।
हारि हैमवताभिख्यं वर्यं पर्यंकसंस्थितम् ॥ ३२७ ॥ युग्मम् ॥

ददाति हेम युग्मिभ्यः आसनादितया ततः ।
यद्वा देवो हैमवतः स्वामी हैमवतं ततः ॥ ३२८ ॥

द्वे सहस्रे योजनानां शतं पंचोत्तरं तथा ।
कलाः पंचैव विष्कम्भः क्षेत्रस्यास्य निरूपितः ॥ ३२९ ॥

---

જેમનું હવે વર્ણન આવશે એવા હૈમવંત આદિ ક્ષેત્રનાં યુગલિક મનુષ્યો પણ છ માસ આયુષ્ય રહે છે ત્યારે એવાં યુગલોને જન્મ આપે છે. ૩૨૫.

જંબૂદ્વીપપ્રજ્ઞાપ્તસૂત્રમાં પણ પહેલા આરાના સ્વરૂપના અધિકારમાં એમજ કહ્યું છે. વળી જીવાભિગમસૂત્રમાં પણ અન્તરદ્વીપના અધિકારમાં એવીજ વાત કહેલી છે.

એ પ્રમાણે હિમવાન પર્વતનું સ્વરૂપ કહ્યું.

હવે હિમવંત અને મહાહિમવંત–એ બે પર્વતોની વચ્ચે ( સુરક્ષિત ), નહિં વ્હેંચી લીધેલા દ્રવ્યની પેઠે બેઉ પક્ષો તરફથી રક્ષણ પામેલું, હૈમવંત નામનું મનહર ક્ષેત્ર શોભી રહ્યું છે. પર્યંકાકારે રહેલા એ ક્ષેત્રના પૂર્વ અને પશ્ચિમના છેડા લવણસમુદ્રને સ્પર્શીને રહેલા છે. ૩૨૬–૩૨૭.

યુગલિક મનુષ્યોને આસનાદિકને માટે હેમ–સુવર્ણ આપતું હોવાથી, અથવા એનો હૈમવંત નામે દેવ અધિપતિ હોવાથી, એ ક્ષેત્ર 'હૈમવંત' કહેવાય છે. ૩૨૮.

આ ક્ષેત્રનો 'વિષ્કંભ' બે હજાર એકસો પાંચ યોજન ને પાંચ કળા છે. ૩૨૯.

तथा शतानि षट्त्रिंशच्चतुरशीतिरेव च ।
योजनानि चतस्रश्च कलाः शर इह स्मृतः ॥ ३३० ॥
सप्तत्रिंशत्सहस्राणि योजनानां शतानि षट् ।
चतुःसप्ततिरस्य ज्या न्यूनाः कलाश्च षोडश ॥ ३३१ ॥
अष्टात्रिंशत्सहस्राणि तथा सप्तशतानि च ।
चत्वारिंशानि कोदण्डपृष्टमस्य कला दश ॥ ३३२ ॥

सहस्राः षट् सप्तशती पंचपंचाशदन्विता ।
तिस्रः कलाश्च बाहात्र प्रत्येकं पार्श्वयोः द्वयोः ॥ ३३३ ॥
अत्र क्षेत्रफलं कोव्यः षट् लक्षाणि द्विसप्ततिः ।
त्रिपंचाशत् सहस्राणि योजनानां शतं तथा ॥ ३३४ ॥
पंचचत्वारिंशदाढ्यं कलाः पंच तथोपरि ।
अष्टौ च विकलाः प्रोक्तं खण्डैर्योजनसम्मितैः ॥३३५॥ युग्मम् ॥

सर्वरत्नमयो वृत्तवैताढ्यो धरणीधरः ।
मध्यभागे विभात्यत्र पल्यवत्सर्वतः समः ॥ ३३६ ॥
जम्बूद्वीपसंग्रहणीवृत्तौ तु पंचवर्णरत्नमयः ॥

---

વળી એનુ 'શર' ત્રણ હજાર છસો ચોરાશી યોજન અને ચાર કળા જેટલું છે. ૩૩૦.

વળી એની 'જ્યા' સાડત્રીશ હજાર છસો ચુમ્મોતેર યોજન અને ઉપર લગભગ સોળ કળા—એટલી છે. ૩૩૧.

તેમજ એનું 'ધનુઃપૃષ્ટ' આડત્રીશ હજાર સાતસો ચાળીશ યોજન અને ઉપર દશ કળા—એટલું છે. ૩૩૨.

વળી એને બેઉ પડખે જે 'બાહા' છે તે પ્રત્યેકનું પ્રમાણ છ હજાર સાતસો પંચાવન યોજન અને ત્રણ કળા છે. ૩૩૩.

એનું ક્ષેત્રફળ છ ક્રોડ બ્હોંતેર લાખ ત્રેપન હજાર એક સો પીસતાળીશ યોજન, પાંચ કળા અને આઠ વિકળા જેટલું, યોજન યોજનપ્રમાણ ખંડોથી થયેલું છે. ૩૩૪-૩૩૫.

એ ક્ષેત્રના મધ્યભાગમાં સર્વરત્નમય તથા એક પાલાની પેઠે સર્વતઃ સરખો,—એવો વૃત્તવૈતાઢ્યપર્વત શોભી રહ્યો છે. ૩૩૬.

'જંબૂદ્વીપસંગ્રહણી' ની ટીકામાં 'સર્વરત્નમય' ની જગ્યાએ 'પંચવર્ણરત્નમય' કહ્યું છે.

नाम्ना च शब्दापातीति सहस्रयोजनोन्नतः ।
शतान्यर्द्धतृतीयानि स निमग्नो भुवोऽन्तरे ॥ ३३७ ॥

सहस्रयोजनायामविष्कम्भः परिवेषतः ।
त्रयः सहस्रा द्वाषष्ट्या योजनानां शतं युतम् ॥३३८॥ युग्मम् ॥

अभितोऽयं गिरिः पद्मवेदिकावनमण्डितः ।
प्रासादो भात्युपर्यस्य स्वरूपं तस्य पूर्ववत् ॥ ३३९ ॥

स्वातिनामा सुरस्तस्य स्वाम्येकपल्यजीवितः ।
राजधान्यादिकं त्वस्य सर्वं विजयदेववत् ॥ ३४० ॥

अयं क्षेत्रसमासाभिप्रायः । यत्तु जम्बूद्वीपप्रज्ञप्त्यां अत्र शब्दापातिनामा देवः उक्तः तन्नामान्तरं वा मतान्तरं वेति सर्वविद्वेद्यम् ॥

द्विधा विभक्तं गिरिणानेन हैमवतं किल ।
पूर्वहैमवतं चैवापरहैमवतं तथा ॥ ३४१ ॥

पुनरेकैकमर्धं तत् सरिद्भ्यां विहितं द्विधा ।
रोहितांशारोहिताभ्यां स्नुषाभ्यामिव मन्दिरम् ॥ ३४२ ॥

---

નામે 'શબ્દાપાતી' એવો એ પર્વત એક હજાર યોજન ઉંચો, અસો પચાસ યોજન પૃથ્વીમાં ગૂઢ અને હજાર હજાર યોજન લાંબોપહોળો છે. વળી એનો ઘેરાવો ત્રણ હજાર એકસો બાસઠ યોજન થાય છે. ૩૩૭-૩૩૮.

એની આસપાસ સુંદર પદ્મવેદિકા અને વનખંડ એટલે બગીચો શોભી રહ્યો છે. એની ઉપર વળી એક પ્રાસાદ છે જેનું વર્ણન પૂર્વની પેઠે સમજવું. ૩૩૯.

સ્વાતિનામે દેવ એનો સ્વામી છે-જેનું આયુષ્ય એક પલ્યોપમનું છે અને જેની રાજધાની વગેરે સઘળું વિજયદેવવત્ છે. ૩૪૦.

એ પ્રમાણે ક્ષેત્રસમાસનો અભિપ્રાય છે. 'જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ' માં તો 'શબ્દાપાતી' નામનો દેવ કહ્યો છે. તે નામાન્તર હોય કે મતાન્તર હોય એ સર્વજ્ઞ જાણે.

એ વૃત્તવૈતાઢ્યપર્વતે હૈમવંત ક્ષેત્રને બે ભાગમાં વ્હેંચી નાખ્યું છે. એક ભાગ 'પૂર્વ હૈમવંત' અને બીજો 'પશ્ચિમહૈમવંત' એવા નામથી ઓળખાય છે. ૩૪૧.

વળી જેમ બે પુત્રવધુઓ આવીને ઘરને વ્હેંચી લેવા માટે એના બે ભાગ પાડે છે તેમ 'રોહિતા' અને 'રોહિતાંશા' નામની બે નદીઓએ એ પ્રત્યેક ભાગના, દક્ષિણાર્દ્ધ અને

दक्षिणार्द्धं चोत्तरार्द्धं इति जातं चतुर्विधम् ।
षट्पंचाशत्सहस्राणि द्व्युत्तराण्यत्र निम्नगाः ॥३४३॥ युग्मम् ॥

क्षेत्रानुभावतस्तत्र भूः शर्करादिजित्वरी ।
चक्रीभोज्यजिदास्वादफलपुष्पाः सुरद्रुमाः ॥ ३४४ ॥

येऽपि यूका मत्कुणाद्या लोकसन्तापकारिणः ।
यक्षभूतामयाद्युत्था दोषास्तत्र न सन्ति ते ॥ ३४५ ॥

भवन्त्यहिंसका व्याघ्रसिंहाद्याः स्वर्गगामिनः ।
उद्गतान्यपि धान्यानि नराणां नोपभुक्तये ॥ ३४६ ॥

मनुजास्तत्र गव्यूतोत्तुंगाः पल्योपमायुषः ।
उत्कर्षतो जघन्याच्च देशोनपल्यजीविनः ॥ ३४७ ॥

चतुःषष्टिपृष्टकरंडकाः सुन्दरभूघनाः ।
दिनान्यशीतिमेकोनां विहितापत्यपालनाः ॥ ३४८ ॥

---

ઉત્તરાર્દ્ધ—એમ બે બે વિભાગો પાડ્યા છે. એટલે એવી રીતે આ હૈમવંતક્ષેત્રના ચાર ભાગલા થયા. ૩૪૨–૩૪૩.

એ ક્ષેત્રમાં છપ્પનહજાર નદીઓ છે. વળી એ ક્ષેત્રનો એવો પ્રભાવ છે કે એની ભૂમિ સાકર કરતાં પણ મિઠ્ઠી છે. વળી એનાં કલ્પવૃક્ષોનાં પુષ્પફળ પણ ચક્રવર્તીના ભોજનના કરતાં પણ અધિક સ્વાદિષ્ટ છે. ૩૪૪.

વળી ત્યાં લોકોને સંતાપકારક એવા જૂ, માંકડ આદિનું દુઃખ નથી; તેમ નથી ભૂત–પ્રેત, યક્ષ કે રોગ વગેરેનો કોઈ જાતિનો ઉપદ્રવ. ૩૪૫.

ત્યાં વાઘ સિંહ આદિ હિંસક પશુઓ પણ અહિંસક બની રહ્યાં છે અને એઓ વળી સ્વર્ગગામી છે. ધાન્યો પણ ત્યાં પુષ્કળ ઉગે છે પણ માણસોને એનો ઉપયોગ કરવો પડતો નથી. ૩૪૬.

ત્યાંના મનુષ્યો એક ગાઉ ઉંચા છે. વળી એમનું આયુષ્ય ઉત્કર્ષતઃ એક પલ્યોપમનું અને જઘન્યથી પલ્યોપમ કરતાં કંઇક ન્યૂન છે. ૩૪૭.

એમની દેહાકૃતિ સૌન્દર્યવાન છે. એમને ચોસઠ ચોસઠ પૃષ્ટ કરંડકો છે. અને એઓ પોતાના અપત્યોને ઓગણએંશી દિવસ સુધી જ પાળી પોષી મ્હોટાં કરે છે. ૩૪૮.

सत्यपि स्वर्णरत्नादौ ममत्वावेशवर्जिताः ।
सतामपि गजादीनामग्रहात् पादचारिणः ॥ ३४९ ॥
विचक्षणाश्चारुवेषाः प्रेष्यप्रेषकतोज्झिताः ।
चतुर्थान्ते चामलकफलप्रमितभोजिनः ॥ ३५० ॥
आद्यसंहननाः पृथ्वीस्वर्द्रुपुष्पफलाशिनः ।
प्रकृत्या प्रतनुद्वेषरागाः स्वर्लोकयायिनः ॥ ३५१ ॥ कुलकम् ॥
बद्धस्नेह इवैतस्मिन् कालः सुषमदुःषमा ।
सार्वदीनस्तत्स्वरूपं दिष्टलोके प्रवक्ष्यते ॥ ३५२ ॥

इति हैमवंतक्षेत्रम् ॥

अस्योत्तरान्ते च महाहिमवान्नाम पर्वतः ।
सर्वरत्नमयो भाति द्वियोजनशतोन्नतः ॥ ३५३ ॥

अयं जम्बूद्वीपप्रज्ञप्त्यभिप्रायः ॥ बृहत्क्षेत्रविचारादौ तु अस्य पीतस्वर्णवर्णमयत्वमुक्तम् इति मतान्तरमवसेयम् । अनेनैव च मतान्तराभिप्रायेण जम्बूद्वीपपट्टादौ अस्य पीतवर्णत्वं दृश्यते इति ॥

---

ત્યાં સુવર્ણ, રત્ન વગેરે હોવા છતાં પણ કોઇનામાં મમત્વભાવ નથી. તેમ હસ્તી, અશ્વો આદિ વાહક પ્રાણીઓ હોવા છતાં પણ એમનો ઉપયોગ ન કરતાં એઓ પાદચારિપણું પસંદ કરે છે. ૩૪૯.

એઓ વિચક્ષણ છે, સુંદર વેષ ધારણ કરે છે અને અપવાસ અપવાસને પારણે ફક્ત એક આમળા પ્રમાણ આહાર લે છે. વળી ત્યાં સેવ્યસેવકભાવ જેવું કંઇ નથી. ૩૫૦.

એમનું પહેલું વજ્રઋષભનારાચ સંઘયણ છે. વળી એઓ પૃથ્વીપરના કલ્પવૃક્ષના પુષ્પફળનો આહાર કરે છે; અને સ્વભાવતઃ અલ્પરાગદ્વેષવાળા હોઇ સ્વર્ગગામી જ છે. ૩૫૧.

જાણે બહુ પ્રેમબદ્ધ થયો હોયની એમ ત્યાં કાયમને માટે સુષમદુઃષમ કાળ વાસ કરી રહ્યો છે. આ વાતનું સ્વરૂપ આગળ ઉપર 'કાળલોક' ના અધિકારમાં કહેશું. ૩૫૨.

એ પ્રમાણે હૈમવંત ક્ષેત્રનું સ્વરૂપ કહ્યું.

હવે આ હૈમવંતક્ષેત્રની ઉત્તર દિશાએ, સર્વરત્નમય અને બસો યોજન ઉંચો એવો મહાહિમવાન નામનો પર્વત છે. ૩૫૩.

આ અભિપ્રાય 'જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ' નો છે. 'બૃહત્ક્ષેત્ર વિચાર' વગેરે ગ્રંથોમાં તો

पंचाशतं योजनानि स निमग्नो धरान्तरे।
पूर्वापराम्भोनिधिस्पृक् प्रमिमासुरिवान्तरम् ॥ ३५४ ॥

योजनानां सहस्राणि चत्वार्यस्य शतद्वयम्।
दशोत्तरं दश कला विष्कम्भोऽथ शरं ब्रुवे ॥ ३५५ ॥

योजनानां सहस्राणि सप्तैवाष्टौ शतानि च।
चतुर्नवत्युपेतानि चतुर्दश तथा कलाः ॥ ३५६ ॥

त्रिपंचाशत्सहस्राणि शतानि नव चोपरि।
एकत्रिंशद्योजनानि ज्यास्य सार्धाश्च षट् कलाः ॥ ३५७ ॥

सहस्राः सप्तपंचाशत्रिनवत्यधिकौ शतौ।
महाहिमवति प्रोक्तं धनुःपृष्टं कलाः दश ॥ ३५८ ॥

सहस्राणि नव शतद्वयं षट्सप्ततिस्तथा।
सार्द्धाः नव कलाः प्रोक्ता बाहास्यैकैकपार्श्वतः ॥ ३५९ ॥

एकोनविंशतिः कोटयो योजनानां समन्विताः।
अष्टपंचाशता लक्षैरष्टषष्टया सहस्रकैः ॥ ३६० ॥

शतं च षडशीत्याढयं कला दश तथाधिकाः।
विकलाः पंच शैलेस्मिन् गणितं प्रतरात्मकम् ॥३६१॥ युग्मम् ॥

---

'સર્વરત્નમય' ની જગાએ 'પીતસ્વર્ણમય' લખ્યુ છે. એ મતાન્તર સમજવું. અને એ મતાન્તરના જ અભિપ્રાયને લઈને જમ્બૂદ્વીપના પટ્ટ વગેરેમાં પીતવર્ણ દેખાય છે.

એ પર્વત પચાસ યોજન પૃથ્વીમા ખુંચેલો છે. વળી જાણે એ પૂર્વસમુદ્ર અને પશ્ચિમ-સમુદ્ર વચ્ચેનું અન્તર માપતો હોયની એમ એ એઉને સ્પર્શીને રહેલો છે. ૩૫૪.

એનો 'વિષ્કંભ' ચાર હજાર બસો દશ યોજન અને દશ કળા છે અને એનું 'શર' સાત હજાર આઠસો ચોરાણું યોજન અને ચૌદ કળા છે. ૩૫૫-૩૫૬.

એની 'જ્યા' ત્રેપન હજાર નવસો એકત્રીશ યોજન અને સાડા છ કળા છે. ૩૫૭.

એનું 'ધનુઃપૃષ્ટ' સતાવન હજાર બસો ત્રાણું યોજન અને દશ કળા છે. ૩૫૮.

એની બે બાજુની 'બાહા' પ્રત્યેક નવહજાર બસો છોંતેર યોજન અને સાડાનવ કળા છે. ૩૫૯.

એનું 'પ્રતરાત્મક ગણિત' અર્થાત્ 'પ્રતર' ઓગણીશ ક્રોડ, અઠ્ઠાવન લાખ અડસઠ હજાર એકસો છયાશી યોજન, દશ કળા અને પાંચ વિકળા—એટલું છે. ૩૬૦-૩૬૧.

शतान्येकोनचत्वारिंशत्कोटीनां तथा पराः ।
कोटयः सप्तदश लक्षाः षट्त्रिंशदथ चोपरि ॥ ३६२ ॥
सप्तत्रिंशत्सहस्राणि त्रिशती सहिताष्टभिः ।
विकला द्वादशेत्युक्तं महाहिमवतो घनम् ॥ ३६३ ॥ युग्मम् ॥

कूटान्यष्टौ पर्वतेऽस्मिन् सिद्धायतनमादिमम् ।
महाहिमवदाव्हानं तथा हेमवताभिधम् ॥ ३६४ ॥
रोहिताख्यं च ह्रीकूटं हरिकान्ताभिधं तथा ।
हरिवर्षं च वैडूर्यं कूटानि हिमवद्‌गिरेः ॥ ३६५ ॥ युग्मम् ॥
पूर्वापरायतश्रेण्याः स्थितिः मानं च पूर्ववत् ।
प्राग्वत्सिद्धायतने च प्रासादः शाश्वतोऽर्हताम् ॥ ३६६ ॥
शेषेषु देवदेवीनां प्रासादास्तेऽपि पूर्ववत् ।
स्वरूपं राजधान्यश्च प्राग्वत्तत्स्वामिनामपि ॥ ३६७ ॥

महापद्महृदश्चास्योपरि मध्ये विराजते ।
द्वे सहस्रे योजनानामायामेनोदितः स च ॥ ३६८ ॥
एकं सहस्रं विस्तीर्णः उद्विद्धो दशयोजनीम् ।
तस्य मध्ये पद्ममेकं षट्परिक्षेपशोभितम् ॥ ३६९ ॥ युग्मम् ॥

---

વળી એનું 'ઘન' ઓગણચાલીશ સો સત્તર ક્રોડ છત્રીશ લાખ સાડત્રીશ હજાર ત્રણુસો આઠ યોજન અને ઉપર બાર વિકળા—એટલું કહ્યું છે. ૩૬૨–૩૬૩.

આ પર્વતને આઠ 'કૂટ' કે શિખરો છે. તેમાં પહેલું સિદ્ધાયતન, બીજું મહાહિમવત, ત્રીજું હેમવત, ચોથું રોહિત, પાંચમું હ્રીકૂટ, છઠ્ઠું હરિકાંત, સાતમું હરિવર્ષ અને આઠમું વૈડૂર્ય છે. ૩૬૪–૩૬૫.

એની પૂર્વપશ્ચિમ લંબાયલી શ્રેણિની સ્થિતિ અને માન પૂર્વપેઠે સમજવું. તેમજ સિદ્ધાયતન કૂટ અને એની ઉપરના શાશ્વતા જિનપ્રભુના પ્રાસાદનું સ્વરૂપ પણ પૂર્વવત્ જાણવું. ૩૬૬.

વળી શેષ સાત કૂટ પરનાં દેવદેવીઓના પ્રાસાદો પણ પૂર્વવત્ જાણવાં. તેમ એમની રાજધાનીઓ અને સ્વામીઓનું સ્વરૂપ પણ પૂર્વોક્ત પ્રમાણે સમજવું. ૩૬૭.

આ પર્વતને મથાળે મધ્યમાં 'મહાપદ્મ' નામનો દ્રહ છે. તે બે હજાર યોજન લાંબો,

पद्महृदाब्जतुल्यानि पद्मान्येतानि संख्यया ।
विष्कम्भायामबाहल्यैः द्विगुणानि ततः पुनः ॥ ३७० ॥
तत्समानोद्विद्धतया हृदस्यास्य कजान्यपि ।
तावदेवोच्छ्रितानि स्युरेवमग्रेऽपि भाव्यताम् ॥ ३७१ ॥
मूलपद्मे च भवनं श्रीदेवीभवनोपमम् ।
ह्रीदेवी च वसत्यस्मिन्नेकपल्योपमस्थितिः ॥ ३७२ ॥
दाक्षिणात्यतोरणेन महापद्महृदात्ततः ।
निर्गता रोहिता नाम्नी दक्षिणाभिमुखी नदी ॥ ३७३ ॥
सहस्रं योजनानां षट्शतीं पंचसमन्विताम् ।
कलाः पंच दक्षिणस्यां सा गत्वा पर्वतोपरि ॥ ३७४ ॥
वज्रजिह्विकया शैलात् प्रवाहेण पतत्यधः ।
सद्रोहिताप्रपाताख्ये कुण्डे रज्जुरिवावटे ॥ ३७५ ॥ युग्मम् ॥

अत्रायमाम्नायः ।

---

એક હજાર યોજન પહોળો અને દશ યોજન ઉંડા છે. એની વચ્ચે એક સુંદર કમળ છે. તે કમળની આસપાસ બીજા પુષ્કળ કમળોના છ વલયો છે. ૩૬૮–૩૬૯.

એ સર્વ કમળોની સંખ્યા 'પદ્મદ્રહ' ના કમળો જેટલી છે. પરન્તુ એઓની લંબાઈ, પહોળઇ અને જાડાઈ બમણી બમણી છે. ૩૭૦.

વળી એ દ્રહ સરખા ઉંડા હોવાથી એના કમળો ઉંચાઇમાં સરખાં છે. આગળ આવી વાત આવે ત્યાં પણ એમજ ભાવી લેવુ. ૩૭૧.

જે એક કમળ કહ્યું-તે મૂળકમળ-માં પૂર્વોક્ત શ્રીદેવીના ભવન સરખું ભવન છે અને તેમાં પલ્યોપમના આયુષ્યવાળી 'હ્રીદેવી' રહે છે. ૩૭૨.

તે 'મહાપદ્મદ્રહ' થકી એના દક્ષિણતરફના તોરણમા થઇને 'રોહિતા' નામની નદી નીકળી દક્ષિણદિશામાં વહે છે. ૩૭૩.

તે નદી એક હજાર છસો પાંચ યોજન અને પાંચ કળા જેટલુ પર્વતપર વહીને, પછી કુવા-માં દોરડું સરતું હોય એમ, ધોધરૂપે રોહિતાપ્રપાત નામના કુંડમા પડે છે. ૩૭૪–૩૭૫.

અહિ નીચે મુજબ નિયમ છેઃ—

व्यासं ह्रदस्य संशोध्य गिरिव्यासेऽर्द्धिते च यत् ।
तावन्नदीनां क्रमणं गिरौ स्याद्दक्षिणोत्तरम् ॥ ३७६ ॥

दाक्षिणात्यतोरणेन तस्मान्निर्गत्य कुण्डतः ।
प्राच्यं हेमवतस्यार्द्धं द्वेधा विदधती किल ॥ ३७७ ॥

क्रोशद्वयेनासंप्राप्ता शब्दापातिमहीधरम् ।
आलीव रोहितांशाया हृष्टागात्पूर्वसंमुखी ॥ ३७८ ॥

अष्टाविंशत्या सहस्रैः नदीभिः परिवारिता ।
अधो विभिद्य जगतीं पूर्वाब्धिं याति रोहिता ॥३७९॥ विशेषकम्॥

प्रवाहजिह्विकाकुण्डद्वीपादिषु भवेदिह ।
विष्कम्भदैर्ध्योद्वेधादि रोहितांशासमं समम् ॥ ३८० ॥

उत्तराहतोरणेन महापद्मह्रदात्ततः ।
हरिकान्तेति तटिनी निर्गतोत्तरसन्मुखी ॥ ३८१ ॥

पूर्वोक्तमानमुल्लंघ्य गिरिं सोत्तरसन्मुखम् ।
हरिकान्ताप्रपाताख्ये कुण्डे पतति जिव्हया ॥ ३८२ ॥

---

પર્વતના વ્યાસમાંથી દ્રહનો વ્યાસ બાદ કરતાં જે આવે તેનું અર્ધ કરવું. એનું જે પરિણામ આવે તે નદીનું પર્વતપરનું દક્ષિણોત્તર ક્રમણ સમજવું. ૩૭૬.

( પર્વતપરથી કુંડમાં પડી ) ત્યાંથી પાછી એના દક્ષિણતરફના તોરણમાં થઇને બહાર નીકળી પૂર્વાર્દ્ધ હેમવંતને બે ભાગમાં વ્હેંચી નાખી, શબ્દાપાતી પર્વતથી બે કોસ દૂર રહી, એ રોહિતા નદી, જાણે રોહિતાંશા નદીની સહચરી-સખી હોયની એમ હર્ષપૂર્વક એની સન્મુખ આવી, ત્યાં એને આવી મળેલી અઠ્યાવીશ હજાર નદીઓને સાથે લઈ જગતીના કોટને હેઠળથી ભેદી પૂર્વ સમુદ્રને મળે છે. ૩૭૭-૩૭૯.

એના પ્રવાહ, ધોધ, કુંડ, દ્વીપ આદિ સર્વેની લંબાઇ, પહોળાઇ, અને ઉંડાઈ વગેરે સઘળાં વાનાં રોહિતાંશા સમાન જાણવાં. ૩૮૦.

વળી એ મહાપદ્મદ્રહના ઉત્તર તરફના તોરણમાંથી હરિકાંતા નામની નદી નીકળે છે, અને તે ઉત્તર તરફ વહે છે. ૩૮૧.

પૂર્વોક્ત પ્રમાણ જેટલું પર્વતપર વહીને તે નદી હરિકાંતાપ્રપાત નામના કુંડમાં ધોધરૂપે પડે છે. ૩૮૨.

उत्तराहतोरणेन तस्मान्निर्गत्य कुण्डतः ।
अष्टाविंशत्या सहस्रैः नदीभिः पथि संगता ॥ ३८३ ॥
गन्धापातिनमप्राप्तान्तरितं योजनेन सा ।
स्मृतप्रयोजनेवेतः प्रस्थिता पश्चिमामुखी ॥ ३८४ ॥
अष्टाविंशत्या सहस्रैः नदीभिः पुनराश्रिता ।
एवं नदीनां षट्पंचाशता सहस्रकैर्वृता ॥ ३८५ ॥
हरिवर्षपश्चिमार्धं द्वेधा विदधती किल ।
अधो विभिद्य जगतीं पतिता पश्चिमाम्बुधौ ॥३८६॥ कलापकम् ॥

योजनानि ध्रुवं पंचविंशतिर्ह्रदनिर्गमे ।
विष्कम्भोऽस्या योजनार्धं चोद्वेधः कुण्डसीमया ॥ ३८७ ॥
ततश्च वर्धते व्यासो धनूंषि प्रतियोजनम् ।
एकतो विंशतिश्चत्वारिंशच्चोभयतः पुनः ॥ ३८८ ॥
एवं च द्वे शते सार्धे योजनान्यब्धिसंगमे ।
विष्कम्भोऽस्यास्तत्र पुनरुद्वेधः पंचयोजनी ॥ ३८९ ॥
योजनायामबाहल्या जिव्हिकास्याः प्रकीर्त्तिता ।
विष्कम्भतः पुनः पंचविंशतिर्योजनान्यसौ ॥ ३९० ॥

---

ત્યાંથી વળી પાછી નીકળી ઉત્તર તરફ વહેતાં માર્ગને વિષે આવી મળેલા અઠ્યાવીશ હજાર નદીઓનો પરીવાર લઇ, ગંધાપાતી પર્વતથી ખાસ્સો એક યોજન દૂરનેદૂર રહી, જાણે કંઇ કામ યાદ આવ્યું હોય એમ પશ્ચિમ તરફ પાછી વળી પુનઃ આવી મળેલી બીજી અઠ્યાવીશ હજાર નદીઓથી પરિવરિત થઇ એટલે કે એકંદર છપ્પન હજાર નદીઓથી સંયુક્ત થઇ પશ્ચિમાર્દ્ધ હરિવર્ષને બે વિભાગમાં વ્હેંચી નાખી, જગતીના કોટને હેઠળથી ભેદી, એ નદી પશ્ચિમસમુદ્રને મળે છે. ૩૮૩–૩૮૬.

એની ઉંડાઈ કુંડસુધીમાં અરધા યોજનની છે. વળી પહોળાઇ દ્રહમાંથી નીકળતી વખતે પચવીશ યોજનની છે, પણ ત્યારપછી પ્રત્યેક યોજને એકેક પડખે વીશ વીશ મળીને ચાલીશ ધનુષ્ય જેટલી વધતી જાય છે. એટલે એ પ્રમાણે સમુદ્રને મળતા સુધીમાં પહોળાઇ અઢીસો યોજનની અને ઉંડાઈ પાચ યોજનની થાય છે. ૩૮૭–૩૮૯.

એનો ધોધ એક યોજન જેટલો લાંબો તથા જાડો કહ્યો છે; અને પચવીશ યોજન પહોળો કહ્યો છે. ૩૯૦.

द्वे शते योजनानां च चत्वारिंशत्समन्विते ।
कुण्डस्यायामविष्कम्भावुद्वेधो दशयोजनी ॥ ३९१ ॥
द्वीपस्यायामविष्कम्भो द्वात्रिंशद्योजनानि च ।
जलात्समुच्छ्रयः क्रोशद्वयं शेषं तु पूर्ववत् ॥ ३९२ ॥

इति महाहिमवान् पर्वतः ॥

उत्तरस्यां हरिवर्षं महाहिमवतो गिरेः ।
प्रौढपर्यंकसंस्थानमन्ताभ्यां वारिधिं स्पृशत् ॥ ३९३ ॥
व्यासोऽस्याष्टौ सहस्राणि योजनानां चतुःशती ।
तथैकविंशतिश्चैका कलात्राथ शरं ब्रुवे ॥ ३९४ ॥
सहस्राः षोडश त्रीणि योजनानां शतानि च ।
युक्तानि पंचदशभिः कलाः पंचदशोपरि ॥ ३९५ ॥
त्रिसप्ततिः सहस्राणि जीवा नवशतानि च ।
एकोत्तराण्यथ कलाः सार्द्धाः सप्तदशोपरि ॥ ३९६ ॥
धनुःपृष्ठं सहस्राणि चतुरशीतिरेव च ।
षोडशाढ्यान्यथ कलाश्चतस्रः परिकीर्त्तिताः ॥ ३९७ ॥

---

કુંડની લંબાઇપહોળાઈ બસો ચાલીશ યોજન અને ઉંડાઇ દશ યોજનની છે. ૩૯૧.

એમાં રહેલા દ્વીપની લંબાઇપહોળાઈ બત્રીશ યોજન છે અને ( જળ ઉપર ) ઉંચાઇ બે કોસ છે. શેષ સર્વ પૂર્વવત્ સમજવું. ૩૯૨.

એ પ્રમાણે મહાહિમવાનપર્વતનું સ્વરૂપ સમજવું.

હવે એ મહાહિમવંત પર્વતની ઉત્તરે હરિવર્ષ ક્ષેત્ર છે. એનો પલંગજેવો આકાર છે અને એના બેઉ છેડા સમુદ્રસુધી પહોંચેલા છે. ૩૯૩.

એ ક્ષેત્રનો ' વિષ્કંભ ' આઠ હજાર ચારસો એકવીશ યોજન અને એક કળા છે. ૩૯૪.

એનું ' શર ' સોળહજાર ત્રણુસો પંદર યોજન અને ઉપર પંદર કળા છે. ૩૯૫.

એની ' જ્યા ' તોંતેર હજાર નવસો એક યોજન અને સાડાસતર કળા છે. ૩૯૬.

એનું ' ધનુઃપૃષ્ઠ ' ચોરાશી હજાર સોળ યોજન અને ચાર કળા છે. ૩૯૭.

त्रयोदश सहस्राणि त्रिशती चैकषष्टियुक्।
योजनानां षट् कलाश्च सार्द्धा बाहैकपार्श्वतः ॥ ३९८ ॥

चतुःपंचाशच्च कोट्यो योजनानां तथा पराः।
सप्तचत्वारिंशदेव लक्षाः किल तथोपरि ॥ ३९९ ॥

त्रिसप्ततिः सहस्राणि सप्तत्याढ्याष्टशत्यथ।
कलाः सप्तात्र सकलं गणितं प्रतरात्मकम् ॥ ४०० ॥ युग्मम् ॥

मध्येऽस्य गन्धापातीति वृत्तवैताढ्यपर्वतः।
स्वरूपमस्य पूर्वोक्तशब्दापातिसमं समम् ॥ ४०१ ॥

पद्मनामा सुरस्त्वस्य स्वाम्येकपल्यजीवितः।
स्वरूपं सर्वमेतस्य ज्ञेयं विजयदेववत् ॥ ४०२ ॥

लक्षमेकं सहस्राश्च द्वादश द्व्यधिका इह।
हरिवर्षाभिधक्षेत्रे नद्यः प्रोक्ता जिनेश्वरैः ॥ ४०३ ॥

क्षेत्रे पुनर्वसन्त्यत्र नरा युगलधर्मिणः।
क्रोशद्वयसमुत्तुंगाः सल्लक्षणा विचक्षणाः ॥ ४०४ ॥

---

એની પ્રત્યેક 'બાહા' તેરહજાર ત્રણુસો એકસઠ યોજન અને સાડા છ કળાછે. ૩૯૮.

એનું પ્રતરાત્મક ગણિત ચોપન ક્રોડ સુડતાળીશ લાખ તોંતેર હજાર આઠસો શીતેર યોજન અને સાત કળા જેટલુ છે. ૩૯૯-૪૦૦.

એ હરિવર્ષક્ષેત્રના મધ્ય ભાગમા 'ગંધાપાતી' નામનો વૃત્તવૈતાઢ્ય પર્વત છે. તેનું સર્વ સ્વરૂપ પૂર્વોક્ત 'શબ્દાપાતી' પર્વત તુલ્ય છે. ૪૦૧.

'પદ્મ' નામનો એક પલ્યોપમના આયુષ્યવાળો દેવ એનો સ્વામી છે. એનું સ્વરૂપ વળી પૂર્વોક્ત વિજયદેવવત્ સમજવું. ૪૦૨.

આ હરિવર્ષ ક્ષેત્રમાં એક લાખ બાર હજાર ને બે નદીઓ છે એવું જિનભગવાનનું કહેવું છે. ૪૦૩.

ત્યાં વળી પુત્રપુત્રીરૂપ જોડલે જન્મતા વિચક્ષણ મનુષ્યો વસે છે. તેઓની બે કોસની કાયા છે અને એમનામાં ઉત્તમ લક્ષણો છે. ૪૦૪.

आयुरुत्कर्षतस्त्वेषां पूर्णं पल्योपमद्वयम् ।
पल्योपमासंख्यभागहीनं तच्च जघन्यतः ॥ ४०५ ॥

तेऽसकृत् षष्ठभक्तान्ते बदरप्रमिताशिनः ।
अष्टाविंशं शतं तेषां देहे पृष्टकरंडकाः ॥ ४०६ ॥

चतुःषष्टिं च दिवसान् विधायापत्यपालनाम् ।
स्वर्लोकमेव ते यान्ति कालश्च सुषमान्वहम् ॥ ४०७ ॥

क्षेत्रानुभावः सर्वं च बलसंहननादिकम् ।
अनन्तगुणपर्यायं ज्ञेयं हैमवतादिह ॥ ४०८ ॥

इति हरिवर्षक्षेत्रम् ॥

हरिवर्षस्योत्तरान्ते निषधो नाम पर्वतः ।
स चतुर्योजनशतोऽत्तुंगो रक्तसुवर्णजः ॥ ४०९ ॥

योजनानां शतं भूमौ मग्नोऽन्तस्पृष्टवारिधिः ।
दाक्षिणात्या भित्तिरिव महाविदेहवेश्मनः ॥ ४१० ॥ युग्मम् ॥

---

એમનું આયુષ્ય ઉત્કર્ષતઃ પૂરાં બે પલ્યોપમનું છે; અને જઘન્યતઃ બે પલ્યોપમ કરતાં પલ્યોપમના અસંખ્યમા ભાગ જેટલું ન્યૂન છે. ૪૦૫.

એઓ હંમેશાં છઠ્ઠ છઠ્ઠને પારણે ફક્ત બોર જેટલો આહાર લે છે. વળી એઓનાં શરીરમાં એકસોને અઠયાવીશ પૃષ્ટકરંડક છે. ૪૦૬.

એઓ ચોસઠ દિવસ પર્યન્ત પોતાની સંતતિનું પાલનપોષણ કરી મૃત્યુ પામી સ્વર્ગેજ જાય છે. વળી ત્યાં હંમેશાં સુષમા કાળ વર્તે છે. ૪૦૭.

એ ક્ષેત્રનો પ્રભાવ, ત્યાંના મનુષ્યોનું બળ સંઘયણ આદિ સર્વવાનાં હૈમવંત ક્ષેત્રનાથી અનન્તગણા પર્યાયવાળાં છે. ૪૦૮.

એ પ્રમાણે હરિવર્ષ ક્ષેત્રનું સ્વરૂપ કહ્યું.

હવે આ હરિવર્ષક્ષેત્રની ઉત્તર દિશાએ છેડાપર નિષધ નામનો રક્ત સુવર્ણનો પર્વત છે. તે ચારસો યોજન ઊંચો છે, એકસો યોજન પૃથ્વીમાં ખુંચેલો છે અને બેઉ છેડે સમુદ્રને અડીને રહેલો છે. વળી તે જાણે મહાવિદેહક્ષેત્રરૂપી ઘરની દક્ષિણ તરફની એક ભીંત હોયની એવો છે. ૪૦૯–૪૧૦.

योजनानां सहस्राणि षोडशाष्टौ शतानि च ।
द्विचत्वारिंशदाढ्यानि विष्कम्भोऽस्य कलाद्वयम् ॥ ४११ ॥
त्रयस्त्रिंशत्सहस्राणि सप्तपंचाशता युतम् ।
शतमेकं सप्तदश कलाश्च निषधे शरः ॥ ४१२ ॥
योजनानां सहस्राणि चतुर्नवतिरेव च ।
षट्पंचाशं शतमेकं प्रत्यंचास्य कलाद्वयम् ॥ ४१३ ॥
लक्षं चतुर्विंशतिश्च सहस्राणि शतत्रयम् ।
षट्चत्वारिंशतोपेतं धनुःपृष्ठं कला नव ॥ ४१४ ॥
विंशतिश्च सहस्राणि पंचषष्ट्युतं शतम् ।
सार्द्धं कलाद्वयं ज्ञेयं बाहास्यैकैकपार्श्वतः ॥ ४१५ ॥
कोटीनां शतमेकं द्विचत्वारिंशच्च कोटयः ।
चतुःपंचाशच्च लक्षाः षट्षष्टिश्च सहस्रकाः ॥ ४१६ ॥
सैकोनसप्ततिः पंचशती तथाधिकाः कलाः ।
अष्टादशास्य प्रतरगणितं भूवि कीर्त्तितम् ॥ ४१७ ॥ युग्मम् ॥
सप्तपंचाशत्सहस्राः कोटीनां कोटयः पराः ।
अष्टादश तथा लक्षाः षट्षष्टिरथ चोपरि ॥ ४१८ ॥

---

એનો 'વિષ્કંભ' સોળહજાર આઠસો બેંતાળીશ યોજન ને બે કળા છે. ૪૧૧.

એનું 'શર' તેત્રીશ હજાર એકસો સતાવન યોજન અને સત્તર કળા છે. ૪૧૨.

એની 'જ્યા' ચોરાણુ હજાર એકસો છપ્પન યોજન અને બે કળા છે. ૪૧૩.

એનું ધનુ:પૃષ્ટ એક લાખ ચોવીશ હજાર ત્રણસો છેંતાળીશ યોજન ને નવ કળા જેટલુ છે. ૪૧૪.

એની બેઉ બાજુની બે 'બાહા' પ્રત્યેક વીશ હજાર એકસો પાંસઠ યોજન અને અઢી કળા છે. ૪૧૫.

એનું પ્રતરરૂપ ગણિત એકસોબેંતાળીશ ક્રોડ ચોપન લાખ છાસઠ હજાર પાંચસો ઓગણોતેર યોજન અને અઢાર કળા છે. ૪૧૬–૪૧૭.

सहस्राणि योजनानां सप्तविंशतिरेव च ।
शतानि नव सैकोनाशीतीन्यत्र भवेत् घनम् ॥ ४१९ ॥ युग्मम् ॥

सिद्धायतनकूटं च द्वितीयं निषधाभिधम् ।
हरिवर्षाभिधं कूटं पूर्वविदेहसंज्ञकम् ॥ ४२० ॥

हरिकूटं धृतिकूटं शीतोदाकूटमित्यपि ।
अपरविदेहकूटं कूटं च रूचकाह्वयम् ॥ ४२१ ॥

निषधे नव कूटानि श्रेण्या स्थितानि पूर्ववत् ।
आद्ये चैत्यं देवदेव्योऽन्येषु कूटसमाभिधाः ॥ ४२२ ॥ विशेषकम् ।

तिगिंछिस्तु पौष्परजस्तत्प्रधान इह ह्रदः ।
तिगिंछिनामा चत्वारि सहस्राण्ययमायतः ॥ ४२३ ॥

विस्तीर्णश्च द्वे सहस्रे उद्विद्धो दशयोजनीम् ।
पद्मह्रदसमसंख्यैः पद्मैः संशोभितोऽभितः ॥ ४२४ ॥

विष्कम्भादि तु पद्मेभ्यस्तेभ्य एषां चतुर्गुणम् ।
यथात्र स्यान्मूलपद्मं चतुर्योजनसम्मितम् ॥ ४२५ ॥

---

વળી એનું 'ઘન' સત્તાવન હજાર ને અઢાર ક્રોડ, છાસઠ લાખ, સત્યાવીશ હજાર, નવસો ઓગણ્યાએશી યોજન જેટલું છે. ૪૧૮–૪૧૯.

આ નિષધપર્વતને (૧) સિદ્ધાયતનકૂટ, (૨) નિષધકૂટ, (૩) હરિવર્ષકૂટ, (૪) પૂર્વવિદેહકૂટ, (૫) હરિકૂટ, (૬) ધૃતિકૂટ, (૭) શીતોદાકૂટ, (૮) અપરવિદેહકૂટ અને (૯) રૂચકકૂટ—એમ નવ શિખરો છે અને તે પૂર્વવત્ શ્રેણિબદ્ધ રહેલાં છે. એમાં પહેલા શિખરપર એક ચૈત્ય છે અને શેષ આઠપર શિખરોના જ નામવાળા દેવદેવીઓના નિવાસ છે. ૪૨૦–૪૨૨.

તિગિંછિ એટલે પુષ્પરજ પ્રધાનપણે હોવાથી તિગિંછિ કહેવાતો એક દ્રહ અહિં આવેલો છે. તે ચાર હજાર યોજન લાંબો, બે હજાર યોજન પહોળો અને દશ યોજન ઉંડો છે. એ દ્રહમાં ચોદિશ પદ્મદ્રહના જેટલાં જ અને વળી સુંદર કમળો શોભી રહ્યાં છે. ૪૨૩–૪૨૪.

એ કમળોની પહોળાઇ વગેરે પદ્મદ્રહના કમળોથી ચાર ગણી છે. દ્દષ્ટાન્ત તરીકે આ સરોવરનું મૂળ કમળ લ્યો. તે પેલા કરતા ચારગણું અર્થાત્ ચાર યોજનનું છે. ૪૨૫.

भवनं मूलपद्मेऽत्र श्रीदेवीभवनोपमम् ।
धीदेवी स्वामिनी तस्य सैकपल्योपमस्थितिः ॥ ४२६ ॥

दाक्षिणात्यतोरणेन तिगिंछिह्रदतोऽमुतः ।
तटिनी हरिसलिला निर्गता दक्षिणामुखी ॥ ४२७ ॥
योजनानां सहस्राणि सप्तोपरि शतानि च ।
चत्वारि चैकविंशानि कलां च पर्वतोपरि ॥ ४२८ ॥
गत्वासौ हरिसलिलाकुण्डे पतति पर्वतात् ।
दक्षिणेन तोरणेन तस्मान्निर्गत्य कुण्डतः ॥ ४२९ ॥
हरिवर्षपूर्वभागं विभजन्ती द्विधा किल ।
एकेन योजनेनार्वाक् गन्धापातिधराधरात् ॥ ४३० ॥
चलिता प्राङ्मुखीभूय विशति प्राच्यवारिधौ ।
षट्पंचाशच्छैवलिनीसहस्रैः परिवारिता ॥४३१॥ कलापकम् ॥
प्रमाणं जिह्विकाकुण्डद्वीपप्रवाहवृद्धिगम् ।
हरिकान्तासमं सर्वं ज्ञेयमत्राविशेषितम् ॥ ४३२ ॥

उत्तराहतोरणेन तिगिंछिह्रदतस्ततः ।
शीतोदेति निर्झरिणी निर्गतोत्तरसन्मुखी ॥ ४३३ ॥

---

આ દ્રહના મૂળ કમળમાં પણ શ્રીદેવીના ભવન જેવુ એક ભવન છે. એમાં એક પલ્યો-પમના આયુષ્યવાળી ' ધી દેવી ' નું સ્વામિત્વ છે. ૪૨૬.

એ તિગિંછિ દ્રહના દાક્ષિણાત્ય તોરણમાંથી હરિસલિલા નામની નદી નીકળે છે. નીકળીને દક્ષિણ તરફ સાત હજાર ચારસો એકવીશ યોજન અને એક કળા જેટલું પર્વતપર ફરી, ત્યાંથી હરિસલિલ નામના કુંડમાં પડી, એમાંથી પાછી દક્ષિણ તરફના તોરણમાંથી નીકળી, વહેતી વહેતી પૂર્વહરિવર્ષક્ષેત્રને બે ભાગમાં વ્હેંચી નાખી, ' ગંધાપાતિ ' પર્વતથી એક યોજન પ્રમાણ દૂર ને દૂર રહી, પૂર્વ તરફ વળણ લઇ, માર્ગમાં આવી મળેલી છપ્પન હજાર નદીઓના પરીવાર સાથે પૂર્વસમુદ્રને મળે છે. ૪૨૭-૪૩૧.

એના ધોધ, કુંડ, દ્વીપ અને પ્રવાહની વૃદ્ધિ સંબંધી સર્વ સ્વરૂપ લેશપણ ફેરફાર વિના હરિકાંતાનદીવત્ સમજવું. ૪૩૨.

प्राग्युक्तमानमुल्लंघ्य चेत्रं च्चितिधरोपरि ।
शीतोदाकुण्डे पतति वज्रजिह्विकया नगात् ॥ ४३४ ॥ युग्मम् ॥

कुण्डादस्मादौत्तराहतोरणेनोत्तरामुखी ।
यान्ती कुरुह्रदान् पंच खलेव कुर्वती द्विधा ॥ ४३५ ॥

नदीसहस्रैश्चतुरशीत्या पथ्याश्रिता क्रमात् ।
यान्ती देवकुरुप्रान्ते भद्रसालवनान्तरे ॥ ४३६ ॥

यावद्द्वाभ्यां योजनाभ्यां सुमेरुः दूरतः स्थितः ।
तावत्तत्संमुखा याता कामुकीव रसाकुला ॥ ४३७ ॥

वक्षस्कारगिरेर्विद्युत्प्रभस्याधोविभागतः ।
परावृत्ता पश्चिमातो लज्जितेवाभिसारिका ॥ ४३८ ॥

द्वेधापरविदेहांश्च कुर्वती सरितां श्रिता ।
अष्टाविंशत्या सहस्रैरेकैकविजयोद्गतैः ॥ ४३९ ॥

श्रिताम्भोधिप्रवेशे च मूलतः सर्वसंख्यया ।
नदीनां पंचभिः लक्षैः सद्वात्रिंशत्सहस्रकैः ॥ ४४० ॥

अधो जयन्तद्वारस्य विभिद्य जगतीतटम् ।
प्रविष्टा पश्चिमाम्भोधौ शीतोदाख्या महानदी ॥ ४४१ ॥ कुलकम् ॥

---

આ તિગિંછિ દ્રહના ઉત્તર તરફના તોરણમાંથી શીતોદા નામની નદી નીકળે છે અને ઉત્તર તરફ વહે છે તથા પૂર્વે કહ્યું છે એટલું પર્વતપર ફરીને ત્યાંથી ધોધરૂપે શીતોદા કુંડમાં પડે છે. ત્યાંથી એના ઉત્તર તરફના તોરણમાંથી નીકળી ઉત્તર તરફ વહેતી પ્રપંચી માણસની પેઠે (ઉત્તર) કુરૂક્ષેત્રના પાંચ દ્રહોને દ્વિધા ભેદતી, માર્ગને વિષે આવી મળેલી ચોરાશી હજાર નદીઓને સાથે લઇ અનુક્રમે દેવકુરૂક્ષેત્રને છેડે ભદ્રશાળવનમાં પહોંચતાં પહોંચતાં, સુમેરૂપર્વત બે યોજન દૂર રહેતાં સુધી કામાતુર સ્ત્રીની પેઠે તેની સન્મુખ જઇ, વિદ્યુત્પ્રભ નામના વક્ષસ્કાર પર્વતના નીચેના ભાગથી, લજ્જિત અભિસારિકાની પેઠે પાછું વળણ લઇ, અપર વિદેહને બે ભાગમાં વ્હેંચી, એકેક વિજયમાંથી નીકળી આવી મળેલી અઠ્યાવીશ અઠ્યાવીશ હજાર નદીઓને સાથે લઇ, એ રીતે છેક મૂળથી આરંભીને સમુદ્રમાં ભળતાં સુધી એકંદર પાંચ લાખ બત્રીશ હજાર નદીઓના પરીવાર સહિત વહેતી વહેતી જયન્ત દ્વારની નીચે જગતીના કોટને ભેદી આખરે એ મહાનદી પશ્ચિમ સમુદ્રમાં ભળે છે. ૪૩૩-૪૪૧.

पंचाशद्योजनान्यस्या विष्कम्भो ह्रदनिर्गमे ।
एकं योजनमुद्वेधः स कुण्डनिर्गमावधि ॥ ४४२ ॥

व्यासेऽशीतिश्च वर्धन्ते धनूंषि प्रतियोजनम् ।
तत् पंचयोजनशतव्यासेयं वार्धिसंगमे ॥ ४४३ ॥

तत्रोद्वेधो योजनानि दशैतस्याश्च जिह्विका ।
पंचाशद्विस्तृता द्वे च योजने मेदुरायता ॥ ४४४ ॥

चत्वारि योजनशतान्यशीतिश्च तथोपरि ।
कुण्डस्यायामविष्कम्भौ दशोद्वेधश्च कीर्त्तितः ॥ ४४५ ॥

चतुःषष्टियोजनानि द्वीपोऽस्या विस्तृतायतः ।
योजनार्द्धमुच्छ्रितोऽद्भ्यो गंगावत् भवनादिकम् ॥ ४४६ ॥

शीतोप्येवं नीलवतो निर्गता केसरिह्रदात् ।
शीताकुण्डे निपत्यातः प्रस्थिता दक्षिणामुखी ॥ ४४७ ॥

प्रागद्विदधती द्वेधा पंचोत्तरकुरुह्रदान् ।
नदीसहस्रैश्चतुरशीत्योदक्कुरुगैः श्रिता ॥ ४४८ ॥

प्राप्तोत्तरकुरुप्रान्ते भद्रसालवनं क्रमात् ।
असंप्राप्ता योजनाभ्यां द्वाभ्यां मन्दरभूधरम् ॥ ४४९ ॥

---

કુંડમાં પડતા અગાઉ એની ઉંડાઇ એક યોજનની છે. વળી દ્રહમાંથી નીકળતી વખતે એની પહોળાઈ પચાસ યોજનની કહી છે,—જે ત્યારપછી પ્રત્યેક યોજને એંશી એંશી ધનુષ્ય વધતાં વધતાં છેવટ સમુદ્રમાં ભળતી વખતે પાંચસો યોજન થાય છે. વળી તે સ્થાને એની ઉંડાઇ પણ વધીને દશ યોજન થયેલી હોય છે. વળી એનો ધોધ પચાસ યોજન પહોળો અને બે યોજન જાડો છે. ૪૪૨-૪૪૪.

કુંડની લંબાઇ પહોળાઇ ચારસો એંશી યોજન છે અને ઉંડાઇ દશ યોજન છે. ૪૪૫.

દ્વીપની લંબાઇ પહોળાઇ ચોસઠ યોજન છે અને એની જળ ઉપરની ઉંચાઇ અરધો યોજન છે. તે પર ભવનો વગેરે છે તે સર્વ ગંગાપ્રમાણે જાણવાં. ૪૪૬.

એજ પ્રમાણે નીલવાન પર્વતના કેસરી નામના દ્રહમાંથી વળી શીતા નામની નદી નીકળે

गिरेर्माल्यवतोऽधस्तात् प्रस्थिता पूर्वसंमुखी ।
द्वेधा विदधती पूर्वविदेहान् पथि चाश्रिता ॥ ४५० ॥

अष्टाविंशत्या सहस्रैरेकैकविजयोद्गतैः ।
नदीनां पंचभिर्लक्षैः सद्वात्रिंशत्सहस्रकैः ॥ ४५१ ॥

सर्वाग्रेणेति संयुक्ता विभिद्य जगतीतटम् ।
द्वारस्य विजयस्याधो विशति प्राच्यवारिधिम् ॥ ४५२ ॥ कुलकम् ॥

अस्या वार्धिप्रवेशान्तमारभ्य ह्रदनिर्गमात् ।
शीतोदया समं सर्वं ज्ञातव्यमविशेषितम् ॥ ४५३ ॥

इति निषधपर्वतः प्रसंगात् शीतास्वरूपं च ॥

हिमवता महता च कनीयसा
जलधिना निषधेन च यत् त्रिधा ।
तदिह दक्षिणपार्श्वमिहोदितम्
बहुविधं नियतानियतारकैः ॥ ४५४ ॥

---

છે. નીકળીને વહેતી વહેતી શીતાકુંડમાં પડે છે. વળી ત્યાંથી પાછી નીકળી દક્ષિણ સન્મુખ વહી પૂર્વવત્ પાંચ ઉત્તરકુરૂદ્રહોને બે બે વિભાગમાં વ્હેંચતી ઉત્તરકુરૂની ચોરાશી હજાર નદીઓને સાથે લઇ, ભદ્રશાળવનમાં જઇ, મંદરાચળથી બે યોજનને છેટે માલ્યવાન પર્વતથી નીચે ઉતરી, પૂર્વ સન્મુખ ચાલતી, વળી પૂર્વ વિદેહને બે વિભાગમાં વ્હેંચતી, માર્ગમાં એકેકા વિજયમાંથી નીકળેલી અઠ્યાવીશ અઠ્યાવીશ હજાર નદીઓને સાથે લઇ, એવી રીતે સમગ્રપણે પાંચ લાખ બત્રીશ હજાર નદીઓના પરિવાર સહિત વિજયદ્વારના નીચે જગતીનો તટ ભેદીને પૂર્વ સમુદ્રમાં ભળે છે. ૪૪૭-૪૫૨.

આ 'શીતા' નદીનું, દ્રહમાંથી નીકળવાથી તે છેક સમુદ્રમાં ભળવા સુધીનું સમગ્ર વૃત્તાન્ત લેશપણ તફાવત વિના શીતોદા નદીના વૃત્તાન્ત જેવું છે. ૪૫૩.

એ પ્રમાણે નિષધપર્વતનું, અને પ્રસંગને લઇને કહેલું શીતાનદીનું સ્વરૂપ જાણવું.

એવી રીતે મહા-હિમવંત અને ક્ષુદ્ર હિમવંતથી તથા સમુદ્ર અને નિષધ પર્વતથી ત્રણ ત્રણ વિભાગ પડેલા હોવાને લીધે તથા નિયતાનિયત આરાઓને લીધે બહુવિધ-એવા આ દક્ષિણ બાજુના ભાગનું વર્ણન કર્યું. ૪૫૪.

विश्वाश्चर्यदकीर्त्तिकीर्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगः पूर्णः सुखं षोडशः ॥ ४५५ ॥

इति षोडशः सर्गः ।



---

અખિલ વિશ્વને આશ્ચર્ય પમાડી રહી છે કીર્તિ જેમની એવા શ્રીકીર્તિવિજયવાચકના અન્તેવાસી તથા માતા રાજશ્રી અને પિતા તેજપાળના સુપુત્ર—એવા વિનયવિજયજીએ જગતના નિશ્ચિત સ્વરૂપપર દીપક સમાન પ્રકાશ પાડવાને રચેલા આ ગ્રન્થનો, એમાં વર્ણવેલા અર્થના સમૂહથી મનહર—એવો સોળમો સર્ગ નિર્વિઘ્ને સંપૂર્ણ થયો.

## સોળમો સર્ગ સમાપ્ત.



## अथ सप्तदशः सर्गः ।

मध्ये द्वयोर्पर्वतयोर्नीलवन्निषधाख्ययोः ।
भात्यायतचतुरस्रं क्षेत्रं महाविदेहकम् ॥ १ ॥
सर्वक्षेत्रगुरुत्वात् महाप्रमाणांगजनयुतत्वात् वा ।
इदमुत महाविदेहाभिधसुरयोगात् महाविदेहाख्यम् ॥ २ ॥
त्रयस्त्रिंशद्योजनानां सहस्राणि च षट्शती ।
युक्ता चतुरशीत्यास्य व्यासः कलाचतुष्टयम् ॥ ३ ॥
वर्षवर्षधराद्रीणामन्येषां तु जिनेश्वरैः ।
अन्त्यप्रदेशपंक्तिर्या सा जीवेति निरूपिता ॥ ४ ॥
अस्मिन्क्षेत्रे पुनर्मध्यप्रदेशपंक्तिरायता ।
सा प्रत्यंचा भवेत् पूर्णलक्षयोजनसम्मिता ॥ ५ ॥
ततश्चापेक्ष्य तां जीवां धनुःपृष्ठद्वयं भवेत् ।
तत्रैकं दक्षिणाब्धिस्पृगुत्तराब्धिश्रितं परम् ॥ ६ ॥

---

## સર્ગ ૧૭ મો.

નીલવાન અને નિષધ પર્વતોની વચ્ચે મહાવિદેહ નામનું ચોરસ ક્ષેત્ર આવેલું છે. ૧.

સર્વ ક્ષેત્રોમાં મ્હોટું હોવાથી અથવા એનો મહાવિદેહ નામનો અધિષ્ટાયક દેવ હોવાથી અથવા મ્હોટા શરીરવાળા મનુષ્યો ત્યાં વસતા હોવાથી એનું 'મહાવિદેહ' એવું યોગ્ય જ નામ પાડેલું છે. ૨.

એ ક્ષેત્રનો 'વિષ્કંભ' તેત્રીશહજાર છસો ચોરાશી યોજન અને ચાર કળા છે. ૩.

અન્ય ક્ષેત્રો અને વર્ષધર પર્વતોના તો અન્ત્ય પ્રદેશની પંક્તિને જિનભગવાનોએ 'જીવા' કહેલી છે. ૪.

પરંતુ આ ક્ષેત્રમાં તો મધ્યપ્રદેશની પંક્તિ લંબાયલી છે તે પૂરા એક લાખ યોજનની પંક્તિ જ 'જીવા' થશે. ૫.

एवं शरोऽपि द्विविधो दक्षिणोत्तरभेदतः ।
पूर्वापरैवं बाहापि प्रत्येकं द्विविधा भवेत् ॥ ७ ॥
लक्षार्धं योजनान्यस्य विशिखौ दक्षिणोत्तरौ ।
दाक्षिणात्येतरधनुःपृष्टमानमथ ब्रुवे ॥ ८ ॥
अष्टपंचाशत्सहस्राधिकं योजनलक्षकम् ।
शतं त्रयोदशयुतं सार्धाः कलाश्च षोडश ॥ ९ ॥
सहस्राः षोडशशतान्यष्टौ त्र्यशीतिरेकिका ।
बाहा त्रयोदश कलाः कलातुर्यांशसंयुताः ॥ १० ॥
शतानि त्रीणि कोटीनां कोटयः सप्तविंशतिः ।
लक्षाश्चतुर्दश तथा सहस्राण्यष्टसप्ततिः ॥ ११ ॥
पंचभिश्चाभ्यधिकानि योजनानां शतानि षट् ।
कलाद्वयं च विकला एकादश तथोपरि ॥ १२ ॥
एतन्महाविदेहस्य गणितं प्रतरात्मकम् ।
भव्यलोकोपकाराय तत्वविद्भिर्निरूपितम् ॥ १३ ॥ विशेषकम् ॥
महाविदेहक्षेत्रं तच्चतुर्धा वर्णितं जिनैः ।
पूर्वापरविदेहाश्च द्विविधाः कुरवस्तथा ॥ १४ ॥

---

અને તેથી તે ' જીવા ' ની અપેક્ષાએ બે ' ધનુઃપૃષ્ઠ ' થયાં: એક દક્ષિણ સમુદ્રને જઇને અડે છે એ, અને બીજું ઉત્તર સમુદ્રને અડે છે એ. ૬

એ જ પ્રમાણે ' શર ' પણ બે થશે: એક ઉત્તર તરફનું અને બીજું દક્ષિણ તરફનું. તેવી રીતે પ્રત્યેક 'બાહા' પણ પૂર્વ તરફની અને પશ્ચિમ તરફની–એમ બે પ્રકારની થાય છે. ૭.

એક ઉત્તરતરફનુ અને બીજુ દક્ષિણતરફનું એમ, બેઉ ' વિશિખ ' એટલે ' શર ' પચાસ હજાર યોજનના છે. અને એના, દક્ષિણ અને ઉત્તર તરફના ધનુઃપૃષ્ઠનુ પ્રમાણ એક લાખ અઠાવન હજાર એકસો તેર યોજન અને સાડાસોળ કળા છે. ૮–૯.

એની પ્રત્યેક ' બાહા ' સોળહજાર આઠસો ત્ર્યાશી યોજન અને સવાતેર કળા છે. ૧૦.

આ મહાવિદેહક્ષેત્રનું ' પ્રતરગણિત ' ત્રણસો સત્યાવીશ ક્રોડ ચૌદ લાખ અઠયોતેર હજાર છસો પાંચ યોજન, બે કળા અને અગ્યાર વિકળા છે. ૧૧–૧૩.

तत्र मेरोरुत्तरस्यामुत्तराः कुरवः स्मृताः ।
गन्धमादनसन्माल्यवतोरन्तर्गिरीन्द्रयोः ॥ १५ ॥

दक्षिणस्यां पुनर्देवकुरवः सुरभूभृतः ।
विद्युत्प्रभसौमनसगजदन्तनगान्तरे ॥ १६ ॥

मेरोश्च पूर्वतः पूर्वविदेहाः परिकीर्तिताः ।
तथापरविदेहाश्च मेरोः पश्चिमतः स्मृताः ॥ १७ ॥

शीतया सरिता पूर्वविदेहा विहिता द्विधा ।
कृताः शीतोदयाप्येवं द्विधापरविदेहकाः ॥ १८ ॥

अष्टौ पूर्वविदेहेषु शीतोत्तरतटे किल ।
भवन्ति विजयाश्चक्रिजेयषट्खण्डलक्षिताः ॥ १९ ॥

अन्तर्नदीभिस्तिसृभिर्वक्षस्काराचलैस्तथा ।
चतुर्भिः कृतसीमानो भवन्तीत्येवमष्ट ते ॥ २० ॥

शीताया दक्षिणतटे तथैव विजयाष्टकम् ।
अष्टाष्टौ विजया एवं शीतोदाकुलयोरपि ॥ २१ ॥

---

આ મહાવિદેહ ક્ષેત્ર ચાર ભાગમાં વ્હેંચાયલું છે; (૧) પૂર્વવિદેહ, (૨) પશ્ચિમવિદેહ, (૩) ઉત્તરકુરૂ અને (૪) દેવકુરૂ. ૧૪.

મેરૂની ઉત્તર તરફનો ભાગ-એ ઉત્તરકુરૂ. તે ગંધમાદન અને માલ્યવાન પર્વતોની વચ્ચે છે. ૧૫.

મેરૂપર્વતની દક્ષિણ તરફનો ભાગ-તે દેવકુરૂ. એ વિદ્યુત્પ્રભ અને સૌમનસ નામના બે ગજદંત પર્વતોની વચ્ચે છે. ૧૬.

વળી મેરૂપર્વતની પૂર્વદિશામાં પૂર્વવિદેહ, અને પશ્ચિમ દિશામાં પશ્ચિમવિદેહ છે. ૧૭.

હવે પૂર્વવિદેહના 'શીતા' નદીવડે બે વિભાગ થાય છે, અને પશ્ચિમવિદેહના 'શીતોદા' નદી વડે બે વિભાગ થાય છે. ૧૮.

પૂર્વવિદેહમાં શીતા નદીને ઉત્તર તટે, ચક્રવર્તીને જીતવા પડે છે એ છ ખંડથી લક્ષિત આઠ વિજયો છે. ૧૯.

ત્રણ અન્તર નદીઓ અને ચાર વક્ષસ્કાર પર્વતો-આમ સાત સીમા થઇ એટલે વિજયો આઠ થયા. ૨૦.

पूर्वार्धे च विदेहानां मही करतलोपमा ।
ततो नद्यद्रिविजयाः समश्रेण्या स्थिता इह ॥ २२ ॥

अपरार्धे तु धरणी वियोगिनीव हीयते ।
समभूमेः समारभ्य पश्चिमायां क्रमात्ततः ॥ २३ ॥

विजये नलिनावत्यां वप्राख्ये चान्तवर्त्तिनः ।
सहस्रं योजनान्युण्डा ग्रामा भवन्ति केचन ॥ २४ ॥ युग्मम् ॥

ततोऽधोलौकिकग्रामा इति ते ख्यातिमैयरुः ।
तेषामन्ते स्थिता भूमिभित्ती रोद्धुमिवार्णवम् ॥ २५ ॥

तत्रैव जगतीभित्तिर्जयन्तद्वारराजिता ।
ऊर्ध्वं स्थिताधोग्रामाणां दिदृक्षुरिव कौतुकम् ॥ २६ ॥

शीतोदापि स्त्रीस्वभावादिवाधोगामिनी क्रमात् ।
योजनानां सहस्रेऽब्धिं याति भित्त्वा जगत्यधः ॥ २७ ॥

---

શીતા નદીને દક્ષિણતટે પણ એ જ રીતે આઠ વિજયો છે. એવી જ રીતે વળી શીતોદા નદીના બેઉ તટપર આઠ આઠ વિજયો છે. ૨૧.

પૂર્વ તરફના (અર્ધ) વિદેહમાં જમીન હથેળી જેવી સપાટ છે. તેથી ત્યા નદીઓ. પર્વતો અને વિજયો સમશ્રેણીએ રહેલા છે. ૨૨.

પણ પશ્ચિમ તરફના વિદેહમાં તો જમીન વિયોગિની સ્ત્રીની પેઠે ક્ષીણ થતી જાય છે. એટલે સપાટ ભૂમિથી આરંભીને પશ્ચિમ તરફ જતાં છેવટે 'નલિનાવતી' તથા 'વપ્ર' નામના વિજયોમાં છેવાડે આવેલાં કેટલાક ગામો તો હજાર હજાર યોજન જેટલા નીચાણમાં છે. અને તેથી એઓ અધોલોકગ્રામ—એ નામથી પ્રસિદ્ધ છે આ ગામોને છેડે જાણે સમુદ્રને રોકી રાખવાને માટે ભીંત હોયની એવી જમીન છે. ૨૩-૨૫.

ત્યાં જ જયન્ત નામના દરવાજાથી સુશોભિત એવો 'જગતીનો કોટ' આવેલ છે. એ જાણે અધોગ્રામના કૌતુક જોવા માટે ઉંચે ઉભો રહ્યો હોયની એમ લાગે છે. ૨૬.

શીતોદા નદી પણ જાણે સ્ત્રીઓના એવા સ્વભાવને લીધેજ હોયની એમ અધોગમન કરતી કરતી એક સહસ્ર યોજન જેટલે નીચાણે 'જગતી' ના અધોભાગને ભેદીને સમુદ્રને મળે છે. ૨૭.

एवं च पश्चिमार्धस्य क्रमनिम्ना क्षितिर्भवेत् ।
कूपकोशसमाकर्षिवृषगन्तव्यभूरिव ॥ २८ ॥

ततो निम्ननिम्नतरा भवन्ति समभूतलात् ।
तत्रत्या विजयाः शैलाः सरितश्च यथोत्तरम् ॥ २९ ॥

माल्यवद्गजदन्तस्य पूर्वतो विजयो भवेत् ।
कच्छाख्यस्तस्य पूर्वान्ते सीमकृच्चित्रपर्वतः ॥ ३० ॥

ततः सुकच्छविजयस्तस्यापि सीमकारिणी ।
गाहावती नाम नदी महाकच्छस्ततः परम् ॥ ३१ ॥

विजयस्यास्य पूर्वान्ते ब्रह्मकूटाभिधो गिरिः ।
कच्छावतीति विजयस्ततः परमुदीरितः ॥ ३२ ॥

हृदावती नदी तस्य मर्यादाकारिणी ततः ।
आवर्त्तविजयोऽस्यान्ते नलिनीकूटपर्वतः ॥ ३३ ॥

मंगलावर्त्तविजय एतस्मात्पूर्वतो भवेत् ।
तस्य वेगवती नाम नदी सीमाविधायिनी ॥ ३४ ॥

विजयः पुष्कलः तस्याः पूर्वतस्तस्य सीमकृत् ।
एकशैलगिरिस्तस्माद्विजयः पुष्कलावती ॥ ३५ ॥

---

આ પ્રમાણે પશ્ચિમવિદેહની ભૂમિ કુવામાંથી કોસ ખેંચનારા બળદને ઓળંગવી પડતી ભૂમિની પેઠે ક્રમે ક્રમે નીચી નીચી થતી જાય છે એથી ત્યાંના વિજયો, નદીઓ અને પર્વતો સપાટ ભૂતળથી ઉત્તરોત્તર નીચાં નીચાં છે. ૨૮–૨૯.

માલ્યવાન ગજદંતની પૂર્વદિશાએ ' કચ્છ ' નામનો વિજય છે. એને પૂર્વને છેડે ચિત્ર પર્વત સીમા બાંધી રહેલો છે. ૩૦.

એની પછી ' સુકચ્છ ' નામે વિજય છે અને એને સીમાડે ' ગાહાવતી ' નામની નદી છે. ત્યારપછી ' મહાકચ્છ ' નામનો વિજય આવે છે–એને સીમાડે બ્રહ્મકૂટ પર્વત આવેલો છે. એની પછી ' કચ્છાવતી ' નામનો વિજય આવે છે એની મર્યાદા બાંધનારી હૃદાવતી નામની નદી છે. તે પછી ' આવર્ત ' નામનો વિજય આવે છે એને સીમાડે ' નલિનીકૂટ ' નામે પર્વત છે. એની પછી વળી મંગળાવર્ત નામનો વિજય આવે છે એને સીમાડે વેગવતી નામની નદી છે. ૩૧–૩૪.

विजयेस्मिन् विजयते सीमन्धरजिनोऽधुना ।
जगद्दीनकरः पुण्यप्रकर्षप्राप्यदर्शनः ॥ ३६ ॥

ततःपरं वनमुखमित्येवं विजयाष्टकम् ।
शीताया उत्तरतटे पर्यन्ते वनराजितम् ॥ ३७ ॥

तत्संमुखं वनमुखं शीताया दक्षिणे तटे ।
तस्मात्पश्चिमतो वत्सनामा विजय आहितः ॥ ३८ ॥

बाहुनामा जिनः श्रीमान् विजयेऽस्मिन् विराजते ।
सुरेश्वरकरामर्शैरसकृन्मसृणक्रमः ॥ ३९ ॥

त्रिकूटः पर्वतोऽस्यान्ते सुवत्सविजयस्ततः ।
तप्ता नामान्तरनदी तस्य सीमाविधायिनी ॥ ४० ॥

ततो महावत्सनामा विजयोऽस्य च सीमनि ।
शैलो वैश्रमणकूटस्तस्य पश्चिमतः पुनः ॥ ४१ ॥
वत्सावतीति विजयस्तस्य सीमाविधायिनी ।
नदी मत्ता ततः प्रत्यग् रम्याख्यो विजयस्ततः ॥ ४२ ॥

---

ત્યારપછી ' પુષ્કળ ' નામનો વિજય છે-એને સીમાડે એકશૈલ પર્વત આવેલો છે. એની પછી ' પુષ્કલાવતી ' નામનો વિજય આવે છે-જેમાં અત્યારે, પૂરાં પુણ્ય કર્યાં હોય તોજ દર્શન થાય એવા અને જગતનો અંધકાર દૂર કરવામાં સૂર્યસમાન શ્રીસીમંધર તીર્થંકર વિચરે છે. એ પછી વનમુખ આવે છે. ૩૫-૩૬.

આ પ્રમાણે આઠે વિજયો છે. એઓ શીતા નદીને ઉત્તર કિનારે આવેલા છે અને એમના પર્યન્ત ભાગમાં વળી સુશોભિત વન આવી રહેલાં છે. ૩૭.

એની સન્મુખ, શીતા નદીને દક્ષિણતટે વનમુખ છે. એની પશ્ચિમે ' વત્સ ' નામનો વિજય છે-જેમાં અત્યારે, ઈન્દ્રોસુદ્ધાં જેમના ચરણની સેવા કરી રહેલા છે એવા, શ્રીમાન્ બાહુ નામે તીર્થંકર વિચરે છે. આ વિજયને સીમાડે ' ત્રિકૂટ ' નામનો પર્વત છે. ત્યારપછી ' સુવત્સ ' નામનો વિજય આવે છે-એને સીમાડે ' તપ્તા ' નામની અન્તર નદી આવી છે. ૩૮-૪૦.

ત્યારપછી 'મહાવત્સ' નામનો વિજય છે-એને સીમાડે વૈશ્રમણ નામનો પર્વત છે. એની પશ્ચિમે ' વત્સાવતી ' નામનો વિજય છે-એની સીમા મત્તા નામની નદીથી બંધાયલી છે. એની પછી ' રમ્ય ' નામે વિજય છે, જેની સીમા અંજન નામના પર્વતથી બંધાયલી છે. ૪૧-૪૨.

अंजनाद्रिरमुष्यान्ते रम्यको विजयस्ततः ।
उन्मत्ताख्या नदी तस्या विजयो रमणीयकः ॥ ४३ ॥

मातंजनगिरिस्तस्य सीम्न्यथो मंगलावती ।
विजयोऽस्य च सीमायां गिरिः सौमनसाभिधः ॥ ४४ ॥

अस्य पश्चिमतो देवकुरवस्तदनन्तरम् ।
गिरिर्विद्युत्प्रभनामा गजदन्ताकृतिः स्थितः ॥ ४५ ॥

तस्य पश्चिमतः पद्मविजयः परिकीर्त्तितः ।
ततोऽङ्कापाती क्षितिभृत् सुपद्मो विजयस्ततः ॥ ४६ ॥

ततः क्षीरोदाख्यनदी महापद्माभिधस्ततः ।
विजयोऽन्तेऽस्य च पद्मपातीति क्षितिभृद्भवेत् ॥ ४७ ॥

पक्ष्मावतीति विजयः कथितस्तदनन्तरम् ।
शीतस्रोता नाम नदी तस्य सीमाविधायिनी ॥ ४८ ॥

तस्याः पश्चिमतः शंखविजयोऽन्तेऽस्य राजते ।
आशीविषगिरिस्तस्माद्विजयो नलिनोऽग्रतः ॥ ४९ ॥

नद्यन्तर्वाहिनी तस्य मर्यादाकारिणी भवेत् ।
तस्याः पश्चिमतः ख्यातो विजयः कुमुदाभिधः ॥ ५० ॥

---

ત્યાર પછી રમ્યક્ નામે વિજય આવે છે–એની સીમા બાંધનારી ઉન્મત્તા નામની નદી છે. તે પછી રમણિક નામે વિજય આવે છે–એની સીમામાં ' માતંજન ' પર્વત છે. પછી ' મંગળાવતી ' વિજય આવે છે–એની સીમામાં સૌમનસ પર્વત છે. ૪૩–૪૪.

આ સૌમનસ પર્વતની પશ્ચિમે 'દેવકુરૂ' છે. ત્યારપછી ગજદંતના આકારનો ' વિદ્યુત્પ્રભ' પર્વત આવે છે. એની પશ્ચિમે ' પક્ષ્મ ' નામનો વિજય છે–જેને છેડે ' અંકાપાતી ' પર્વત છે. ત્યાર પછી ' સુપક્ષ્મ ' નામે વિજય આવે છે–જેને છેડે ક્ષીરોદા નામે નદી છે. પછી 'મહાપક્ષ્મ' નામે વિજય છે–જેને સીમાડે ' પક્ષ્મપાતી ' નામનો પર્વત આવી રહ્યો છે. તે પછી પક્ષ્માવતી નામનો વિજય છે, જેના સીમાડામાં ' શીતસ્રોતા નદી આવી છે. ૪૫–૪૮.

શીતસ્રોતાની પશ્ચિમે શંખ નામે વિજય છે–એની સીમા ' આશીવિષ ' પર્વતથી બંધાયલી છે. ત્યાર પછી ' નલિન ' નામે વિજય છે–એની મર્યાદા અન્તર્વાહિની નામે નદીથી બંધા-

सुखावहो गिरिस्तस्य मर्यादाकारको भवेत्।
ततः परं च नलिनावतीति विजयो मतः ॥ ५१ ॥
नमस्यते सुकृतिभिः सुबाहुर्जगदीश्वरः।
विजये विहरन्नस्मिन् शतक्रतुशतस्तुतः ॥ ५२ ॥
शीतोदादाक्षिणतटाश्रितं वनमुखं ततः।
तत्संमुखं वनमुखं शीतोदोत्तरकूलजम् ॥ ५३ ॥
वनस्यैतस्य पूर्वस्यां विजयो वप्रनामकः।
पूर्वतस्तस्य चन्द्राख्यो वक्षस्कारगिरिर्भवेत् ॥ ५४ ॥
विजये विहरत्यस्मिन् युगंधरजिनेश्वरः।
अधुना देशनासारैः पुनानो भव्यमण्डलम् ॥ ५५ ॥
ततः सुवप्रविजयस्ततो नद्यूर्मिमालिनी।
ततो महावप्रनामा विजयः कथितो जिनैः ॥ ५६ ॥
ततः सूरो नाम गिरिस्ततो वप्रावती भवेत्।
विजयोऽन्तेऽस्य गम्भीरमालिनी कथिता नदी ॥ ५७ ॥

---

વહી છે. એની પાશ્ચમે ‘ કુમુદ ’ નામે વિજય છે—એની સીમા ‘ સુખાવહ ’ નામે પર્વત બાંધી રહ્યો છે. ત્યાર પછી ‘ નલિનાવતી ’ નામનો વિજય આવે છે, જેમાં સેંકડો ઈન્દ્રો જેમને સેવી રહ્યા છે અને પુણ્યશાળી પ્રાણીઓ નમન કરી રહ્યા છે એવા શ્રીસુબાહુજિન વર્તમાન કાળે વિચરી રહ્યા છે. ૪૯–૫૨.

ત્યાર પછી શીતોદા નદીના દક્ષિણ તટપર વનમુખ આવે છે અને એની સન્મુખ એના ઉત્તર તટપર પણ વનમુખ છે. ૫૩.

આ વનની પૂર્વદિશામાં ‘ વપ્ર ’ નામે વિજય છે, અને એની પણ પૂર્વે ‘ ચન્દ્ર ’ નામનો વક્ષસ્કાર પર્વત આવેલો છે. ૫૪.

એ ‘ વપ્ર ’ નામના વિજયમાં હાલમા ઉપદેશાત્મક તત્વો સંભળાવી ભવ્યજનોને પવિત્ર કરતા શ્રીયુગંધરજિન વિચરે છે. ૫૫.

તે પછી સુવપ્રવિજય અને ઊર્મિમાલિની નદી આવે છે. ત્યારપછી મહાવપ્ર નામે વિજય અને સૂર નામનો પર્વત આવે છે. તે પછી ‘ વપ્રાવતી ’ વિજય અને એને છેડે ગંભીરમાલિની નદી આવી રહી છે. ૫૬–૫૭.

ततश्च वल्गुविजयस्ततो नागाभिधो गिरिः ।
ततः सुवल्गुविजयस्ततश्च फेनमालिनी ॥ ५८ ॥

स्यादन्तरनदी तस्या गन्धिलो विजयः परः ।
ततोगिरिर्देवनामा ततश्च विजयः किल ॥ ५९ ॥

स्यात् गन्धिलावती नाम्ना ततश्च गन्धमादनः ।
गजदन्तगिरिस्तस्मादुत्तराः कुरवः पराः ॥ ६० ॥ युग्मम् ॥

एवं च कच्छः सुकच्छश्च महाकच्छः कच्छावतीति च ।
आवर्तो मंगलावर्तः पुष्कलः पुष्कलावती ॥ ६१ ॥

वत्सः सुवत्सश्च महावत्सो वत्सावतीति च ।
रम्यो रम्यकरमणीयौ मंगलावतीति च ॥ ६२ ॥

पद्मः सुपद्मश्च महापक्ष्मः पद्मावतीति च ।
शंखश्च नलिनश्चैव कुमुदो नलिनावती ॥ ६३ ॥

वप्रः सुवप्रश्च महावप्रो वप्रावती तथा ।
वल्गुः सुवल्गुर्विजयो गन्धिलो गन्धिलावती ॥ ६४ ॥

द्वात्रिंशदेते विजयाः कच्छाद्याः स्पष्टितः क्रमात् ।
माल्यवद्गजदन्ताद्रेरारभ्यागन्धमादनम् ॥ ६५ ॥

---

ત્યારપછી 'વલ્ગુ' વિજય અને ' નાગ ' પર્વત આવે છે. તે પછી ' સુવલ્ગુ ' વિજય અને એને છેડે ' ફેનમાલિની ' નદી આવી રહી છે. ૫૮.

ત્યારપછી ' ગન્ધિલ ' નામનો વિજય અને એને છેડે ' દેવ ' નામનો પર્વત આવેલ છે. વળી એની પછી ગન્ધિલાવતી વિજય અને એને છેડે ' ગન્ધમાદન ' નામે ગજદંતપર્વત ઉભો છે. ૫૯–૬૦.

ત્યારપછી ' ઉત્તરકુરૂ ' ક્ષેત્ર આવે છે.

અને એવી રીતે (૧) કચ્છ, (૨) સુકચ્છ, (૩) મહાકચ્છ, (૪) કચ્છાવતી, (૫) આવર્ત્ત, (૬) મંગળાવર્ત્ત, (૭) પુષ્કલ, (૮) પુષ્કલાવતી, (૯) વત્સ, (૧૦) સુવત્સ,(૧૧) મહાવત્સ,(૧૨) વત્સાવતી, (૧૩) રમ્ય, (૧૪) રમ્યક, (૧૫) રમણીય, (૧૬) મંગળાવતી, (૧૭) પક્ષ્મ, (૧૮) સુપક્ષ્મ, (૧૯) મહાપક્ષ્મ, (૨૦) પક્ષ્માવતી, (૨૧) શંખ, (૨૨) નલિન, (૨૩) કુમુદ, (૨૪) નલિનાવતી, (૨૫) વપ્ર, (૨૬) સુવપ્ર, (૨૭) મહાવપ્ર, (૨૮) વપ્રાવતી, (૨૯) વલ્ગુ, (૩૦)

द्वाविंशतिः शतानीषन्न्यूनानि च त्रयोदश ।
योजनानीह विष्कम्भः सर्वेषु विजयेष्वथ ॥ ६६ ॥
सहस्राणि षोडशैषामायामः पंचभिः शतैः ।
योजनानां द्वानवत्या चाढ्यानि द्विकलाढ्यया ॥ ६७ ॥
अन्तर्नदीनां सर्वासां वक्षस्कारमहीभृताम् ।
सर्वेषामप्यसावेवायामो ज्ञेयो विचक्षणैः ॥ ६८ ॥

अत्रायमाम्नायः ।

शीताशीतोदयोर्वार्द्धिप्रवेश एव यद्यपि ।
विष्कम्भः स्याद्योजनानां पूर्णपंचशतात्मकः ॥ ६९ ॥
हीनो हीनतरोऽन्यत्र तथाप्युभयकूलयोः ।
कच्छादीनां विजयानां समीपे रमणोचितौ ॥ ७० ॥
द्वौ द्वौ तयोः स्तः रमणप्रदेशौ तदपेक्षया ।
सर्वत्राप्यनयोर्व्यासो भाव्यः पंचशतात्मकः ॥ ७१ ॥ विशेषकम् ॥
ततो विदेहविष्कम्भे शीताव्यासेन वर्जिते ।
अर्धितेऽन्तर्नदीवक्षस्काराद्रिविजयाततिः ॥ ७२ ॥

---

સુવલ્ગુ, (૩૧) ગન્ધિલ અને (૩૨) ગન્ધિલાવતી—એ બત્રીશ વિજયો માલ્યવાન નામના ગજદંત પર્વતથી આરંભીને ગન્ધમાદન પર્વત સુધીમાં આવેલા છે. ૬૧–૬૫.

એ બત્રીશે વિજયોનો વિષ્કંભ બે હજાર બસો ને તેર યોજનમા કંઈક ન્યૂન છે; અને એમની લંબાઇ સોળહજાર પાંચસો બાણું યોજન અને બે 'કળા' છે. ૬૬–૬૭.

વળી સર્વ અન્તર નદીઓ તથા સર્વ વક્ષસ્કાર પર્વતોની લંબાઇ પણ એટલી જ સમજવી. ૬૮.

એ સમજણ આ પ્રમાણે:—શીતા અને શીતોદા નદીઓનો વિષ્કંભ સમુદ્રને મળતી વખતે સંપૂર્ણ પાંચસો યોજન છે અને બીજી જગ્યાએ એથી ઘટતો ઘટતો છે, તોપણ 'કચ્છ' વગેરે વિજયોની સમીપમાં બેઉ તટપર એમને જોઇએ એવા રમણપ્રદેશો છે—એ અપેક્ષાએ સર્વસ્થળે એમનો વ્યાસ પાંચસો યોજન ગણવો. અને તેથી શીતાનો વ્યાસ બાદ કરતાં વિદેહનો જેટલો વિષ્કંભ રહે તેનુ અરધોઅરધ કરતાં જે આવે તે અન્તરનદી તથા વક્ષસ્કાર તથા વિજયોની લંબાઇ આવી. [ (૩૩૬૮૪ યો૦ ૪ ક૦–૫૦૦ યો૦)÷ ૨=૧૬૫૯૨ યો૦ ૨ ક૦ ] ૬૯–૭૨.

एते च विजयाः सर्वे वैताढ्यैर्विहिता द्विधा ।
पूर्वापरायततया स्थितैः रजतकान्तिभिः ॥ ७३ ॥

स्वरूपतोऽमी भरतवैताढ्यस्य सहोदराः ।
आयामतश्च विजयविष्कम्भसदृशा इमे ॥ ७४ ॥

समक्षेत्रस्थितेश्चैषां धनुर्बाहाद्यसम्भवः ।
मूलादूर्ध्वं योजनानां दशानां समतिक्रमे ॥ ७५ ॥

एषु द्वे खेचरश्रेण्यौ तयोर्विद्याभृतामिह ।
पुराणि पंचपंचाशत् प्रत्येकं पार्श्वयोर्द्वयोः ॥ ७६ ॥ युग्मम् ॥

ततः पुनर्योजनानां दशानां समतिक्रमे ।
शक्रेशानाभियोग्यानां द्वे श्रेण्यौ पार्श्वयोर्द्वयोः ॥ ७७ ॥

तत्रापि शीताया दक्षिणतटे वैताढ्याः विजयेषु ये ।
तत्राभियोग्यश्रेण्यो यास्ताः सौधर्मस्य वज्रिणः ॥ ७८ ॥

शीतायाश्चोत्तरतटे वैताढ्याः विजयेषु ये ।
तत्राभियोग्यश्रेण्यो यास्ता ईशानसुरेशितुः ॥ ७९ ॥

---

એ સર્વ વિજયોને, પૂર્વપશ્ચિમ લાંબા પડેલા વૈતાઢ્યપર્વતોએ બે વિભાગમાં વ્હેંચી નાખ્યા છે. ૭૩.

એ વૈતાઢ્યોનું સ્વરૂપ ભરતક્ષેત્રના વૈતાઢ્ય સમાન છે. અને એમની લંબાઈ વળી વિજયોની પહોળાઈ જેવડી છે. ૭૪.

સપાટ જમીનપર રહેલા હોવાથી એમને શર કે બાહા વગેરે હોતાં નથી. ૭૫.

એમના મૂળ આગળથી દશ યોજન ઉંચે ચઢતા બે વિદ્યાધરોની શ્રેણિઓ આવે છે. પ્રત્યેક શ્રેણિમાં બેઉ પડખે વિદ્યાધરોના પંચાવન પંચાવન નગરો છે. ૭૫-૭૬.

વળી ત્યાંથી યે દશ યોજન આગળ વધતાં, બેઉ બાજુએ સૌધર્મેન્દ્ર તથા ઇશાનેન્દ્રના અભિયોગી દેવો ( સેવકો ) ની બે શ્રેણિઓ આવેલી છે. ૭૭.

એમાં પણ, શીતા નદીના દક્ષિણતટપરના વિજયોના વૈતાઢ્ય પર જે શ્રેણિઓ છે તે સૌધર્મેન્દ્રના અભિયોગી દેવોની છે; અને શીતાના ઉત્તરતટપરના વિજયોના વૈતાઢ્ય પર જે શ્રેણિઓ છે તે ઇશાનેન્દ્રના અભિયોગી દેવોની સમજવી. ૭૮-૭૯.

सर्वेऽप्यमी नवनवकूटालंकृतमौलयः ।
मानं स्वरूपं कूटानामुक्तवैताढ्यकूटवत् ॥ ८० ॥

पूर्वस्यां प्रथमं कूटं सिद्धायतनसंज्ञितम् ।
ततः स्वस्वविजयार्धकूटं दक्षिणशब्दयुक् ॥ ८१ ॥

खण्डप्रपातकूटं स्यान्माणिभद्रं ततः परम् ।
वैताढ्यं पूर्णभद्रं च तमिस्रगुहमित्यपि ॥ ८२ ॥

ततः स्वस्वविजयार्धकूटमुत्तरशब्दयुक् ।
वैताढ्येष्वन्तिमं कूटं ज्ञेयं वैश्रमणाभिधम् ॥ ८३ ॥

वैताढ्येषु हि सर्वेषु कूटं द्वितीयमष्टमम् ।
स्याद्दक्षिणोत्तरस्वस्वविजयार्धाभिधं क्रमात् ॥ ८४ ॥

यथा दक्षिणकच्छार्धकूटं द्वितीयमष्टमम् ।
भवेदुत्तरकच्छार्धं कच्छवैताढ्यपर्वते ॥ ८५ ॥

अर्धे द्वे द्वे विजयानां वैताढ्यगिरिणा कृते ।
यथा दक्षिणकच्छार्धं तथा कच्छार्धमुत्तरम् ॥ ८६ ॥

---

આ સર્વ વૈતાઢયો નવ નવ શિખરોથી વિરાજી રહ્યા છે. એમનું માન અને સ્વરૂપ પૂર્વોક્ત ભરતના વૈતાઢયના શિખરો પ્રમાણે છે. ૮૦.

પહેલુ શિખર પૂર્વ દિશામાં 'સિદ્ધાયતન' નામે છે; બીજું તે તે વિજયનું દક્ષિણાર્ધકૂટ, ત્રીજું ખંડપ્રપાત, ચોથું માણિભદ્ર, પાંચમું વૈતાઢય, છઠ્ઠું પૂર્ણભદ્ર, સાતમું તમિસ્રગુહ, આઠમું તે તે વિજયનું ઉત્તરાર્ધકૂટ અને નવમુ વૈશ્રમણ–એ પ્રમાણે છે. ૮૧–૮૩.

અહિં બીજા અને આઠમા–એમ જે બે શિખરના નામ કહ્યાં તેમાં જે જે વિજયના તે શિખર હોય તે તે વિજયના નામ એમાં ઉમેરવાં. એટલે એમ કે 'કચ્છ' નામના વિજયના વૈતાઢયનું બીજું શિખર 'દક્ષિણકચ્છાર્ધકૂટ' અને એનું આઠમું શિખર 'ઉત્તરકચ્છાર્ધકૂટ' એ નામે હોય. ૮૪–૮૫.

વૈતાઢ્યપર્વતથી થયેલા બબ્બે ભાગમાંથી એક અરધા ભાગમાં દક્ષિણકચ્છાર્ધશિખર અને બીજા અરધા ભાગમાં ઉત્તરકચ્છાર્ધશિખર–એમ આવે છે. ૮૬.

अर्धस्य तस्यैकैकस्य सहस्राण्यष्ट दीर्घता ।
योजनानां द्विशत्येकसप्तत्याढ्या तथा कला ॥ ८७ ॥

नीलवन्निषधक्ष्माभृद्दक्षिणोदग्नितम्बयोः ।
शैलो वृषभकूटः स्याद्विजयं विजयं प्रति ॥ ८८ ॥

तस्य चाद्रेरुभयतः कुण्डमेकैकमस्ति तत् ।
सिन्धुकुण्डं पश्चिमतो गंगाकुण्डं च पूर्वतः ॥ ८९ ॥

ते च षष्टिं योजनानि विष्कम्भायामतो मते ।
किंचिदूननवत्याढ्यं शतं च परिवेषतः ॥ ९० ॥

योजनानि दशोद्विद्धे विमलोदकपूरिते ।
द्वीपेनैकैकेन रम्ये स्वदेवीभवनस्पृशा ॥ ९१ ॥ युग्मम् ॥

एताभ्यामथ कुण्डाभ्यां सिन्धुर्गंगा च निम्नगे ।
दक्षिणेन तोरणेन निर्गते दक्षिणामुखे ॥ ९२ ॥

अपान्तरालेऽनेकाभिर्नदीभिः पथि संश्रिते ।
वैताढ्यसविधे सप्तनदीसहस्रसेविते ॥ ९३ ॥

तमिस्रायाः पश्चिमतः सिन्धुर्वैताढ्यभूधरम् ।
गंगा खण्डप्रपातायाः प्राग्विभिद्य च निर्गते ॥ ९४ ॥

---

એવા દરેક અરધીઆની લંબાઇ આઠહજાર બસો એકોતેર યોજન અને એક કળા છે. ૮૭.

હવે નીલવાન અને નિષધપર્વતની ઉત્તર અને દક્ષિણ એમ બેઉ બાજુએ વિજયેવિજયે વૃષભકૂટ પર્વત પડેલો છે. ૮૮.

તે પર્વતની બેઉ બાજુએ અકેક કુંડ છે: પશ્ચિમે સિન્ધુકુંડ, અને પૂર્વે ગંગાકુંડ. ૮૯.

બેઉ કુંડ સાઠસાઠ યોજન લાંબા પહોળા છે. એમનો ઘેરાવો એકસો નેવું યોજનમાં કંઇક ઓછો છે. અને એઓની ઉંડાઇ દશ યોજન છે. એઓ નિર્મળ જળથી ભરેલા છે. વળી પ્રત્યેકમાં અકેક દ્વીપ છે એમાં પોતપોતાની દેવીનું ભવન આવેલું છે. ૯૦-૯૧.

હવે એ બેઉ કુંડમાંથી, દક્ષિણબાજુના તોરણમાંથી, ગંગા અને સિન્ધુ નદીઓ દક્ષિણ તરફ વહે છે. માર્ગમાં એમનામાં અનેક નદીઓ ભળે છે અને વૈતાઢ્ય નજદીક પહોચતામાં તો એવી નદીઓની સંખ્યા સાતહજાર થાય છે. સિન્ધુ નદી તમિસ્રા ગુફાથી પશ્ચિમે, અને ગંગા-

याम्यार्धेऽपि नदीसप्तसहस्रसंश्रिते इति ।
सरित्सहस्रकैः प्रत्येकं चतुर्दशभिरन्विते ॥ ९५ ॥
शीतानदीं प्रविशतः दक्षिणाभिमुखाध्वना ।
ततो भवन्ति षट्खंडाः सर्वेऽपि विजया इमे ॥ ९६ ॥ कुलकम् ॥

शीताया याम्यकूलेऽपि विजयेष्वेवमष्टसु ।
निषधस्योदग्नितम्बे एकैको वृषभाचलः ॥ ९७ ॥
तस्याप्युभयतः प्राग्वत् कुण्डे द्वे द्वे तथाविधे ।
प्रत्यग् रक्तवतीकुण्डं रक्ताकुण्डं च पूर्वतः ॥ ९८ ॥
एताभ्यामपि कुण्डाभ्यां निर्गते उत्तरामुखे ।
रक्तारक्तवती नद्यौ भित्त्वा वैताढ्यभूधरम् ॥ ९९ ॥
शीतानदीं प्रविशतः स्वरूपं पुनरेतयोः ।
पूर्वोक्ताभिः नदीभिः स्यान्निःशेषमविशेषितम् ॥१००॥ युग्मम् ॥

शीतोदायाम्यकूलेऽपि विजयेष्वेवमष्टसु ।
निषधस्योदग्नितम्बे एकैको वृषभाचलः ॥ १०१ ॥

---

नदी खंडप्रपात गुफानी पूर्वे, वैताढ्यपर्वतने भेदीने नीकळे छे. जेम उत्तरार्द्धमां तेम दक्षिणार्द्धमां पण, बेउ नदीओमां सातसात हजार नदीओ आवीने भळे छे. एटले दरेक चौदचौद हजार नदीओने लइने दक्षिणतरफने मार्गे शीतानदीमां प्रवेश करे छे. अने तेथी ज आ सर्व विजयोना छ छ खंड थाय छे. ९२-९६.

शीता नदीना दक्षिणतटपर पण जे आठ विजयो छे तेमां निषधपर्वतनी उत्तरतरफनी बाजुए अकेको 'वृषभाचळ' पर्वत छे. ९७.

एनी पण बेउ बाजुए पूर्वनी पेठे बब्बे कुंड छे; पश्चिम तरफ 'रक्तवती कुंड' छे अने पूर्व तरफ 'रक्ता कुंड' छे. ९८.

ए बेउ कुंडोमांथी पण उत्तरसन्मुख 'रकता' अने 'रकतवती' नामनी नदीओ नीकळेली छे अने एओ वैताढ्यपर्वतने भेदीने 'शीता' नदीमां भळे छे. ९९.

ए बेउ नदीओनुं सर्व स्वरूप लेश पण तफावत विना पूर्वोकत नदीओ जेवुंज छे. १००.

एवी ज रीते 'शीतोदा' नदीने पण दक्षिणतटे जे आठ विजयो छे तेमां आवेला निषधपर्वतनी उत्तरमेखलापर पण एकेक वृषभाचळ पर्वत छे. १०१.

तस्याप्युभयतः कुण्डे प्राग्वद् द्वे द्वे मनोरमे ।
सिन्धुकुण्डं पश्चिमतो गंगाकुण्डं च पूर्वतः ॥ १०२ ॥
ताभ्यां गंगासिन्धुनद्यौ प्रव्यूढे उत्तराध्वना ।
प्राग्वद्विभिन्नवैताढ्ये शीतोदां विशतो नदीम् ॥ १०३ ॥
इत्थमेवोत्तरतटे शीतोदासरितः किल ।
नितम्बे दक्षिणे नीलवतोऽस्ति वृषभाचलः ॥ १०४ ॥
प्राग्वद् वृषभकूटस्य गिरेरस्यास्ति पूर्वतः ।
रक्ताकुण्डं रक्तवतीकुण्डं पश्चिमतस्ततः ॥ १०५ ॥
एताभ्यामपि कुण्डाभ्यां निर्गत्य दक्षिणामुखे ।
रक्तारक्तवती नद्यौ भित्त्वा वैताढ्यभूधरम् ॥ १०६ ॥
शीतोदायां प्रविशतः याम्येन रुजुनाध्वना ।
गंगासिन्धुश्रवन्तीभ्यामिमाः सर्वात्मना समाः ॥१०७॥ युग्मम् ॥

तथाहुः क्षमाश्रमणमिश्राः ।

सीयाइउइन्नेसु सीओयाए य जम्मविजएसु ।
गंगासिन्धु नईओ इयरेसु य रत्तरत्तवई ॥ १०८ ॥

---

એ પર્વતની પણ બેઉ બાજુએ પૂર્વપ્રમાણે બબ્બે સુંદર કુંડો છે; પશ્ચિમ તરફ સિન્ધુ કુંડ છે અને પૂર્વતરફ ગંગાકુંડ છે. એમાંના સિન્ધુ કુંડમાંથી સિન્ધુ અને ગંગાકુંડમાંથી ગંગા નદી નીકળે છે. તેઓ ઉત્તર તરફ વહેતી પૂર્વની પેઠે વૈતાઢ્યને ભેદીને શીતા નદીને મળે છે. ૧૦૨-૧૦૩.

એજ પ્રમાણે શીતોદા નદીને ઉત્તર તટે, નીલવાન પર્વતની દક્ષિણ મેખલાપર પણ વૃષભાચળ પર્વત આવ્યો છે. ૧૦૪.

એ પર્વતની પૂર્વે, પૂર્વપ્રમાણે, રક્તાકુંડ નામે કુંડ છે, અને પશ્ચિમે 'રક્તવતી' કુંડ છે. આ બેઉ કુંડમાંથી પણ 'રક્તા' અને 'રક્તવતી' નામે નદીઓ નીકળી, દક્ષિણ તરફ વહી, વૈતાઢ્યપર્વતને ભેદી સીધી દક્ષિણતરફ શીતોદા નદીને મળે છે. આ બેઉ નદીઓનું સર્વસ્વરૂપ ગંગા અને સિન્ધુ નદીઓની જેવુંજ સમજવું. ૧૦૫-૧૦૭.

આ બાબતમાં શ્રીક્ષમાશ્રમણમિશ્ર કહે છે કે-શીતા નદીની ઉત્તરમાં અને શીતોદા નદીની દક્ષિણમાં ( જે વિજયો છે તેમાં ) ગંગા અને સિન્ધુ નદીઓ છે. અને એથી ઇતર, એટલે

कुण्डान्येवं चतुःषष्टिः द्वात्रिंशत् वृषभाद्रयः ।
स्वरूपमेषां भरतवर्तिकुण्डर्षभाद्रिवत् ॥ १०९ ॥

चतुःषष्टेः तथैवासां नदीनां ह्रदनिर्गमात् ।
आरभ्य शीताशीतोदावाहिनीसंगमावधि ॥ ११० ॥

सर्वं स्वरूपं भरतगंगासिन्धुसरित्समम् ।
प्रत्येकं परिवारोऽपि तावान् ज्ञेयो विशारदैः ॥ १११ ॥ युग्मम् ॥

गंगारक्तान्यतरस्याः प्रवेशे मागधाभिधम् ।
शीताशीतोदयोरन्यतरस्यां तीर्थमाहितम् ॥ ११२ ॥

एवं सिन्धुरक्तवत्योर्योगे प्रभासनामकम् ।
तयोर्द्वयोरन्तराले वरदामं भवेदिह ॥ ११३ ॥

एवं तीर्थत्रयं ज्ञेयं विजयं विजयं प्रति ।
स्वरूपमेषां भरततीर्थवत् परिभाव्यताम् ॥ ११४ ॥

उत्तराहेषु शीताया कच्छादिविजयेष्विमाः ।
राजधान्यो दक्षिणार्धमध्यखण्डेषु कीर्त्तिताः ॥ ११५ ॥

---

શીતાની દક્ષિણમાં અને શીતોદાની ઉત્તરમા જે વિજયો છે તેમાં ' રક્તા ' અને ' રક્તવતી ' નદીઓ છે. ૧૦૮.

એવીરીતે ( મહાવિદેહક્ષેત્રમાં ) કુંડો ચોસઠ અને વૃષભાચળ પર્વતો બત્રીશ થયા —એઓનું સર્વ સ્વરૂપ ભરતક્ષેત્રના કુંડ અને વૃષભાચળ સમાન છે. ૧૦૯.

વળી, છેક દ્રહમાંથી નીકળવાથી આરંભીને શીતાશીતોદાના સંગમ સુધીનું ચોસઠે નદીઓનું સ્વરૂપ પણ એજ પ્રમાણે ભરતક્ષેત્રની ગંગાસિન્ધુ નદીઓના જેવું છે. તેમનો તેમનો પરીવાર પણ તેટલોજ જાણવો. ૧૧૦–૧૧૧.

ગંગાનદી કે રક્તાનદી જે સ્થળે શીતા કે શીતોદા નદીને મળે છે તે સ્થળ ' માગધ ' તીર્થ કહેવાય છે. એવી જ રીતે સિન્ધુ અને રક્તવતીના સંગમપર ' પ્રભાસ ' નામનું તીર્થ છે. અને એ બેઉ તીર્થોની વચમાં ' વરદામ ' નામનું તીર્થ છે. ૧૧૨–૧૧૩.

એ પ્રમાણે પ્રત્યેક વિજયે ત્રણ ત્રણ તીર્થ છે. એમનું સ્વરૂપ સર્વથા ભરતક્ષેત્રના તે તે તીર્થો જેવું છે. ૧૧૪.

શીતા નદીની ઉત્તરદિશાએ દક્ષિણાર્ધના મધ્યખંડોમાં કચ્છ વગેરે આઠ વિજયોની નીચે

क्षेमा क्षेमपुरी चैवारिष्टा रिष्टवती पुरी ।
खड्गी मंजूषौषधिश्च पुरी च पुण्डरीकिणी ॥ ११६ ॥

शीताया दाक्षिणात्येषु वत्सादिविजयेष्विमाः ।
राजधान्य उत्तरार्द्धे मध्यखण्डेषु वर्णिताः ॥ ११७ ॥

सुसीमा कुण्डला चैवापराजिता प्रभंकरा ।
अंकावती पद्मवती शुभाथ रत्नसंचया ॥ ११८ ॥

शीतोदाया याम्यतटे पद्मादिविजयेष्विमाः ।
उत्तरार्द्धमध्यखण्डे राजधान्यो निरूपिताः ॥ ११९ ॥

अश्वपुरी सिंहपुरी महाख्या विजयाभिधा ।
अपराजितापराख्या शोका च वीतशोकिका ॥ १२० ॥

शीतोदाया उदीच्येषु वप्रादिविजयेष्विमाः ।
याम्यार्द्धे मध्यखण्डेषु राजधान्यो जिनैः स्मृताः ॥ १२१ ॥

विजया वैजयन्ती च जयन्ती चापराजिता ।
चक्रपुरी खड्गपुर्यवन्ध्यायोध्येति नामतः ॥ १२२ ॥

---

પ્રમાણે આઠ રાજધાની છે :—(૧) ક્ષેમા, (૨) ક્ષેમપુરી, (૩) અરિષ્ટા, (૪) રિષ્ટવતી, (૫) ખડ્ગી, (૬) મંજૂષા, (૭) ઔષધી અને (૮) પુંડરીકિણી. ૧૧૫–૧૧૬.

વળી શીતા નદીની દક્ષિણે ઉત્તરાર્ધમધ્યખંડોમાં વત્સ વગેરે આઠ વિજયોની નીચે પ્રમાણે આઠ રાજધાની છે:—(૧) સુસીમા, (૨) કુંડલા, (૩) અપરાજિતા, (૪) પ્રભંકરા, (૫) અંકાવતી, (૬) પદ્મવતી, (૭) શુભા અને (૮) રત્નસંચયા. ૧૧૭–૧૧૮.

એજ પ્રમાણે, શીતોદા નદીના દક્ષિણ તટપર ઉત્તરાર્ધમધ્યખંડમાં પદ્મ વગેરે આઠ વિજયોની નીચે પ્રમાણે આઠ રાજધાની છે :—(૧) અશ્વપુરી, (૨) સિંહપુરી, (૩) મહા, (૪) વિજયા, (૫) અપરાજિતા, (૬) અપરા, (૭) શોકા અને (૮) વીતશોકા. ૧૧૯–૧૨૦.

એજ પ્રમાણે શીતોદાના ઉત્તર તટ પર પણ દક્ષિણાર્ધમધ્યખંડમાં વપ્ર વગેરે આઠ વિજયોની નીચે પ્રમાણે આઠ રાજધાની છે:—(૧) વિજયા, (૨) વૈજયન્તી, (૩) જયન્તી, (૪) અપરાજિતા, (૫) ચક્રપુરી (૬) ખડ્ગપુરી, (૭) અવન્ધ્યા અને (૮) અયોધ્યા. ૧૨૧–૧૨૨.

विजयेष्वेषु मनुजाः पंचचापशतोन्नताः ।
जघन्योत्कर्षतः पूर्वकोटीक्षुल्लभवायुषः ॥ १२३ ॥
नानासंहनना नानासंस्थाना विविधाशयाः ।
मृत्वा नानागतिं यान्ति स्वस्वकर्मानुसारतः ॥ १२४ ॥ युग्मम् ॥
कालः सदात्र दुःषमासुषमारकसन्निभः ।
साम्प्रतीनभरतवत् गर्भापत्यावनादिकम् ॥ १२५ ॥
आहारस्यान्तरे माने चानैयत्यं तथैव हि ।
ततश्चतुःशतगुणं मानं च स्यात् गृहादिषु ॥ १२६ ॥
चित्राद्यान् देवशैलांस्तान् वक्षस्कारगिरीन् विदुः ।
चतुरः चतुरः शीताशीतोदयोः तटद्वये ॥ १२७ ॥
चित्रश्च ब्रह्मकूटश्च नलिनीकूट इत्यपि ।
एकशैलश्चेति शीतोत्तरकूले धराधराः ॥ १२८ ॥
त्रिकूटश्च वैश्रमणोऽञ्जनो मातंञ्जनोऽपि च ।
शीताया दक्षिणतटे वक्षस्काराचला इमे ॥ १२९ ॥

---

આ સર્વ વિજયોમાં જે મનુષ્યો વસે છે તે ઉંચાઇમાં પાંચસો ધનુષ્ય છે અને એમનું આયુષ્ય એકસરખું ક્રોડ પૂર્વ ક્ષુલ્લક ભવનું છે. એ મનુષ્યોના સંઘયણ અને સંઠાણ એક જ જાતિના ન હોતાં વિવિધ પ્રકારનાં છે અને એમના આશયો પણ વિવિધ છે. મૃત્યુ બાદ એઓ પોતપોતાના કર્મોને અનુસારે વિવિધ જન્મ ધારણ કરે છે. ૧૨૩–૧૨૪.

ત્યાં સદા દુષમસુષમા કાળ વર્તે છે. વળી ત્યાં ગર્ભધારણ, અપત્યપાલન વગેરે અર્વાચીન ભરતક્ષેત્રની પેઠે છે. વળી એઓ કેટલે કેટલે અન્તરે આહાર લે છે તથા કેટલા પ્રમાણમાં લે છે એ વાતનો કંઈ નિયમ નથી. એમના ઘર વગેરેનું પ્રમાણ ભરતક્ષેત્રના ઘર વગેરે કરતાં ચારસોગણું છે. ૧૨૫–૧૨૬.

શીતા અને શીતોદાના બેઉ તટપર ચારચાર દેવગિરિ તથા ચાર ચાર વક્ષસ્કાર પર્વતો આવેલા છે. ૧૨૭.

એ આ પ્રમાણે:—

ચિત્રકૂટ, બ્રહ્મકૂટ, નલિનીકૂટ અને એકશૈલ એ ચાર દેવગિરિ શીતા નદીના ઉત્તર તટપર આવેલા છે; અને એના દક્ષિણ તટપર ત્રિકૂટ, વૈશ્રમણ, અંજન અને માતંજન નામના ચાર વક્ષસ્કાર પર્વતો આવી રહ્યા છે. ૧૨૮–૧૨૯.

अंकापाती पद्मपाती आशीविषः सुखावहः ।
शीतोदाया याम्यतटे वक्षस्काराद्रयः स्मृताः ॥ १३० ॥

चन्द्रः सूर्यश्च नागश्च देवश्चेति महीधराः ।
शीतोदाया उदक्कूले सर्वं एवं च षोडश ॥ १३१ ॥

एकतोऽमी नीलवता सज्यन्ते निषधेन वा ।
द्वितीयान्तेन शीतोदां शीतां वा संस्पृशन्ति च ॥ १३२ ॥

योजनानां पंचशतान्येते विष्कम्भतो मता ।
सर्वत्र सर्वे सदृशाः सर्वरत्नमया अपि ॥ १३३ ॥

नीलवन्निषधक्ष्माभृत्समीपेऽमी समुन्नताः ।
चतुःशतीं योजनानां शतमेकं भुवोऽन्तरे ॥ १३४ ॥

ततश्च मात्रया वर्द्धमानाः सर्वे यथाक्रमम् ।
शीताशीतोदयोः पार्श्वे जाताः पंचशतोन्नताः ॥ १३५ ॥

पंचविंशं योजनानां शतं तत्र भुवोऽन्तरे ।
तुरंगस्कन्धसंस्थानसंस्थिता इति वर्णिताः ॥ १३६ ॥

---

અંકાપાતી, પક્ષ્મપાતી, આશીવિષ અને સુખાવહ એ નામના ચાર વક્ષસ્કાર પર્વતો શીતોદા નદીના દક્ષિણ તટપર આવ્યા છે; જ્યારે એના ઉત્તર તટપર ચંદ્ર, સૂર્ય, નાગ અને અને દેવ–એવા નામના ચાર દેવગિરિ આવેલા છે. ૧૩૦–૧૩૧.

એ પ્રમાણે કુલ થઇને સોળ થયા.

એ પર્વતો એક તરફ નીલવાન અથવા નિષધ પર્વતને અડીને રહેલા છે, જ્યારે બીજી બાજુએ શીતોદા અથવા શીતા નદીની અડોઅડ રહેલા છે. ૧૩૨.

આ પર્વતોનો વિષ્કંભ અર્થાત્ પહોળાઈ પાંચસો યોજન છે. એઓ વળી સર્વત્ર સમાન અને સર્વરત્નમય છે. નીલવાન અને નિષધ પર્વતોની સમીપમાં એઓની ઉંચાઈ ચારસો યોજન છે. વળી ત્યાં એઓ પૃથ્વીની અંદર એકસો યોજન ઉંડા ગયેલા છે. ૧૩૩–૧૩૪.

પછી ધીમેધીમે માત્રામાત્રા વધતા વધતા એઓ શીતા અને શીતોદાની પાસે પહોંચતા સુધીમાં પાંચસો યોજનની ઉંચાઈએ પહોચ્યા છે. અહિં એઓ પૃથ્વીની અંદર સવાસો યોજન ઉંડા ( ખુંચેલા ) છે. એઓનો આકાર વળી ઘોડાના સ્કંધ જેવો કહેવાય છે. ૧૩૫–૧૩૬.

स्वस्वाह्वानसमाह्वानैकैकवृन्दारकाश्रिताः ।
यथा चित्रगिरौ चित्रः स्वाम्येवमपरेष्वपि ॥ १३७ ॥
अथ चत्वारि चत्वारि कूटान्येषु किलाद्रिषु ।
भवन्त्येवं चतुःषष्टिरेतानि सर्वसंख्यया ॥ १३८ ॥
आद्यं विवक्षितं गिरिप्राग्वर्तिविजयाख्यया ।
नीलवन्निषधग्राव्णोः समीपेऽन्यतरस्य तत् ॥ १३९ ॥
यः पश्चिमायां विजयो द्वैतीयीकं तदाख्यया ।
तृतीयं निजनाम्नैव सिद्धायतनमन्तिमम् ॥ १४० ॥
वियच्चुम्बिचलत्केतुसिद्धायतनबन्धुरम् ।
शीताशीतोदयोरन्यतरस्याः सविधे च तत् ॥ १४१ ॥
कच्छसुकच्छयोर्मध्यस्थिते चित्रगिरौ यथा ।
आद्यं सुकच्छकूटं स्यात् कच्छकूटं द्वितीयकम् ॥ १४२ ॥
तृतीयं चित्रकूटं स्यात् सिद्धायतनमन्तिमम् ।
शीताशीतोदयोरेवमुदग्रोधसि भाव्यताम् ॥ १४३ ॥

---

એમનામાંનો દરેક વળી પોતાના સરખા નામવાળા દેવથી અધિષ્ઠિત છે. દૃષ્ટાન્ત તરીકે; ચિત્ર નામના પર્વતપર ચિત્ર નામનો દેવ અધિષ્ઠાયક છે. બીજા પર્વતોના સંબંધમાં પણ એમજ સમજવું. ૧૩૭.

આ સોળે પર્વતોને વળી ચારચાર શિખરો છે અને એ પ્રમાણે સર્વ મળીને ચોસઠ શિખરો છે. ૧૩૮.

પહેલું, ગિરિની પૂર્વમાં આવેલા વિજયના નામનું, જે નીલવાન અને નિષધ–એ બેમાંથી એક પર્વતની સમીપે રહેલું છે, બીજું, ગિરિની પશ્ચિમે આવેલા વિજયના નામનું, ત્રીજું ગિરિના જ નામનું અને ચોથું 'સિદ્ધાયતન' નામનું છે. આ છેલ્લું ગગનતળને સ્પર્શ કરી રહેલી ધ્વજાવાળા સિદ્ધમંદિરને લીધે અત્યન્ત મનોહર હોઈ શીતા અને શીતોદામાંથી એકની સમીપમાં આવેલું છે. ૧૩૯–૧૪૧

જેમકે; કચ્છ અને સુકચ્છ વિજયોની વચ્ચે રહેલા ચિત્રગિરિ નું પહેલું શિખર 'સુકચ્છ' છે; બીજું 'કચ્છ' છે. વળી ત્રીજું 'ચિત્રકૂટ' છે અને ચોથું 'સિદ્ધાયતન' છે.

त्रिकूटे च गिरौ वत्सकूटं निषधसन्निधौ ।
द्वितीयं च सुवत्साख्यं ततस्त्रिकूटसंज्ञितम् ॥ १४४ ॥
तुर्यं च सिद्धायतनं सर्वेष्वप्येवमद्रिषु ।
शीताशीतोदयोर्याम्यतटस्थेषु विभाव्यताम् ॥ १४५ ॥ युग्मम् ॥

एवं चतुर्णां चतुर्णां सिद्धायतनशालिनाम् ।
कूटानां श्रेणयः शीताशीतोदोभयकूलयोः ॥ १४६ ॥
पिधानमालिनां दिव्यकलशानामिवालयः ।
भान्त्यर्हदभिषेकाय न्यस्तानामम्बुपूर्त्तये ॥ १४७ ॥ युग्मम् ॥

सिद्धायतनवर्जानि स्वस्वतुल्याख्यनाकिना ।
तान्याश्रितानि विजयदेववत्ते महर्द्धिकाः ॥ १४८ ॥
शीताशीतोदयोर्याम्योत्तरयोर्ये सुधाभुजः ।
क्रमात्तेषां राजधान्यो मेरुतो दक्षिणोत्तराः ॥ १४९ ॥

गाहावती ह्रदावती तृतीया वेगवत्यपि ।
शीताया उत्तरतटे स्युस्तिस्रोऽन्तरनिम्नगाः ॥ १५० ॥

---

શીતા અને શીતોદાને ઉત્તરતટે ( આવેલા સર્વ પર્વતોની બાબતમા ) એ પ્રમાણે સમજવું. ૧૪૨–૧૪૩.

વળી 'ત્રિકૂટ' પર્વતના ચાર શિખરો આ પ્રમાણેઃ—પહેલું 'નિષધ'ની પાસેનું 'વત્સ', બીજું 'સુવત્સ', ત્રીજું 'ત્રિકૂટ' અને ચોથું તો 'સિદ્ધાયતન' છે જ. એ પ્રમાણે શીતા અને શીતોદાના દક્ષિણ તટપર આવેલા સર્વ પર્વતોની બાબતમાં સમજી લેવું. ૧૪૩–૧૪૫.

એવી રીતે સિદ્ધાયતનોથી મનોહર એવા ચચ્ચાર શિખરોની પંક્તિઓ શીતા અને શીતોદાના બન્ને તટ પર આવી રહી છે. આ શિખરો જાણે જિનભગવાનના અભિષેકને અર્થે જળ ભરવાને રાખેલા દિવ્ય કળશો હોયની એવા વિરાજી રહ્યા છે. ૧૪૬–૧૪૭.

ચોસઠમાંથી સોળ 'સિદ્ધાયતન' નામના શિખરો બાદ કરતાં શેષ રહેલા અડતાળીશે શિખરો પોતપોતાના નામ સરખા નામવાળા દેવોથી અધિષ્ઠિત છે. એ દેવો વિજયદેવની જેવા મહર્દ્ધિક એટલે મહા ઋદ્ધિવાળા છે. શીતા અને શીતોદાની દક્ષિણે અને ઉત્તરે રહેલા આ દેવોની રાજધાનીઓ અનુક્રમે મેરૂની દક્ષિણે અને ઉત્તરે આવેલી છે. ૧૪૮–૧૪૯.

હવે અહિં બાર અન્તર નદીઓ આવેલી છે તે વિષે.

શીતા નદીને ઉત્તર તટે ત્રણ–તે આ પ્રમાણે–ગાહાવતી, હૃદાવતી અને ત્રીજી વેગવતી. ૧૫૦.

शीतायाम्यतटे तप्ता मत्तोन्मत्तेति निश्चिताः ।
क्षीरोदा शीतस्रोताः चान्तर्वाहिनीति नामतः ॥ १५१ ॥
शीतोदाया याम्यतटे तस्या उत्तरतः पुनः ।
ऊर्मिगम्भीरफेनेभ्यो मालिन्योऽन्तरनिम्नगाः ॥ १५२ ॥ युग्मम् ॥

द्वादशानामप्यमूषामेकैकं कुण्डमीरितम् ।
स्वतुल्याख्यं नीलवतः समीपे निषधस्य वा ॥ १५३ ॥
कुण्डं पुनस्तदेकैकं विष्कम्भायामतो मतम् ।
सपादं योजनशतमुद्विद्धं दशयोजनीम् ॥ १५४ ॥
परिक्षेपेण साशीति योजनानां शतत्रयम् ।
मध्ये च द्वीप एकैको नदीकुण्डसमाभिधः ॥ १५५ ॥
यथा गाहावतीनद्याः कुण्डं गाहावतीति च ।
तत्र गाहावतीद्वीपो भवत्येवं परेऽप्यमी ॥ १५६ ॥
योजनानि षोडशामी विष्कम्भायाममानतः ।
सातिरेकाणि पंचाशत् प्रज्ञप्ताः परिवेषतः ॥ १५७ ॥

---

'શીતા' ને દક્ષિણતટે ત્રણ–તે આ પ્રમાણેઃ–તપ્તા, મત્તા અને ત્રીજી ઉન્મત્તા.

'શીતોદા' ને દક્ષિણ તટે ત્રણ–તે આ પ્રમાણેઃ—ક્ષીતોદા, શીતસ્રોતા અને ત્રીજી અન્તરવાહિની.

'શીતોદા' ને ઉત્તર તટે ત્રણ—તે આ પ્રમાણેઃ—ઉર્મિમાલિની, ગંભીરમાલિની અને ત્રીજી ફેનમાલિની. ૧૫૧–૧૫૨.

આ બારે નદીઓને પોતપોતાના નામનો એકેક કુંડ છે અને એ નીલવાન અથવા નિષધ પર્વતની સમીપે છે. ૧૫૩.

એ પ્રત્યેક કુંડની લંબાઇ પહોળાઇ સવાસો યોજનની છે, ઉંડાઇ દસ યોજનની છે, અને ઘેરાવો ત્રણસો એંશી યોજનનો છે. ૧૫૪–૧૫૫.

પ્રત્યેક કુંડની મધ્યમાં નદી તથા કુંડના નામાભિધાનવાળો એકેક દ્વીપ આવેલો છે. જેમકે ગાહાવતી નામની નદીનો ગાહાવતી નામનો કુંડ છે; અને એમાં દ્વીપ છે એનું નામ પણ ગાહાવતી છે. એવી રીતે સર્વત્ર સમજી લેવું. ૧૫૫–૧૫૬.

( એમ બાર દ્વીપો થયા ). તે સોળ યોજન લાંબાપહોળા છે, અને એમનો

किंच सर्वेऽप्यमी द्वीपा द्वौ क्रोशावुच्छ्रिता जलात् ।
पद्मवेदिकया सर्वे वनेन च विराजिताः ॥ १५८ ॥

मध्ये च तेषां द्वीपानामेकैकं भवनं भवेत् ।
नदीनामसदृग्नाम्न्या देव्या योग्यमनुत्तरम् ॥ १५९ ॥

अर्धक्रोशव्यासमेकक्रोशायतं मनोहरम् ।
देशोनक्रोशतुंगं स्वदेवीशय्याविभूषितम् ॥ १६० ॥ युग्मम् ॥

एताश्च गाहावत्याद्या निम्नगा निखिला अपि ।
पंचविंशं योजनानां शतं विष्कम्भतो मताः ॥ १६१ ॥

सार्द्धे द्वे योजने निम्ना आरभ्य ह्रदनिर्गमात् ।
शीताशीतोदाप्रवेशपर्यन्तं सर्वतः समाः ॥ १६२ ॥ युग्मम् ॥

यत्तु श्रीमलयगिरयः क्षेत्रसमासवृत्तौ जम्बूद्वीपाधिकारे एताश्च गाहावतीप्रमुखा नद्यः सर्वा अपि सर्वत्र कुण्डाद्विनिर्गमे शीताशीतोदयोः प्रवेशे च तुल्यप्रमाणविष्कम्भोद्वेधा इति स्वयमुक्त्वा तस्मिन्नेव ग्रन्थे धातकीखण्डपुष्करार्धाधिकारयोस्तत्रत्यनदीनां द्विगुणविस्तारातिदेशं व्या-

---

ઘેરાવો પચાસ યોજનથી કંઇક અધિક છે. વળી એઓ સર્વે જળથી બે કોસ ઉંચા છે. ૧૫૭–૧૫૮.

વળી એ સર્વેમાં પદ્મવેદીઓ અને બગીચા શોભી રહ્યા છે.

પ્રત્યેક દ્વીપના મધ્ય ભાગમાં એકેક અનુપમ ભવન છે અને તે નદીના નામ સરખા નામવાળી ત્યાં રહેનારી દેવીને લાયકનું છે. ૧૫૯.

પ્રત્યેક ભવનમાં વળી અર્દ્ધ કોસ પહોળી, એક કોસ લાંબી અને લગભગ એટલી જ ઉંચી, દેવીની મનહર શય્યા છે. ૧૬૦.

ગાહાવતી વગેરે આ સર્વે નદીઓ **એકસો પચવીશ યોજન પહોળી** છે. અને ધરામાંથી નીકળીને છેક શીતાશીતોદામાં ભળતાં સુધી એમની ઉંડાઇ સર્વત્ર સરખી **અઢી યોજનની** છે. ૧૬૧–૧૬૨.

શ્રીમલયગિરિમહારાજે ક્ષેત્રસમાસની ટીકામાં જંબૂદ્વીપના અધિકારમાં કહ્યું છે કે–"આ ગાહાવતી વગેરે નદીઓની, કુંડમાંથી નીકળતી વખતે તથા શીતા કે શીતોદામાં ભળતી વખતે સર્વત્ર સરખી પહોળાઇ અને સરખી ઉંડાઇ છે." આમ કહ્યા પછી પાછું એજ ગ્રંથમાં

ख्यानयन्तः प्रोचुः यथा जम्बूद्वीपे रोहितांशारोहितासुवर्णकूलारुप्यकूलानां गाहावत्यादीनां च द्वादशानामन्तरनदीनां सर्वाग्रेण षोडशानां नदीनां प्रवाहे विष्कम्भो द्वादशयोजनानि सार्द्धानि उद्वेधः क्रोशमेकं समुद्रप्रवेशे गाहावत्यादीनां च महानदीप्रवेशे विष्कम्भो योजनानि १२५ उद्वेधो योजने २ क्रोश २ । तदभिप्रायं न विद्मः । किंच आसां सर्वत्र समविष्कम्भकत्वे आगमवत् युक्तिः अपि अनुकूला । तथाहि । आसां विष्कम्भवैषम्ये उभयपार्श्ववर्तिनोः विजययोरपि विष्कम्भवैषम्यं स्यात् । इष्यते च समविष्कम्भकत्वमिति ॥

जगतीसन्निधौ शीताशीतोदयोस्तटद्वये ।
स्यादेकैकं वनमुखमेवं चत्वारि तान्यपि ॥ १६३ ॥
आद्यं वनमुखं शीतानीलवद्भूधरान्तरे ।
द्वितीयं च वनमुखं शीतां निषधमन्तरा ॥ १६४ ॥
तृतीयं च वनमुखं शीतोदानिषधान्तरे ।
शीतोदानीलवन्मध्ये चतुर्थं परिकीर्त्तितम् ॥ १६५ ॥

---

ધાતકીખંડ તથા પુષ્કરાર્દ્ધના અધિકારમાં ત્યાંની નદીઓના બમણા વિસ્તારની વાત કરતાં વળી એમ કહે છે કે:–" જંબૂદ્વીપમાં રોહિતાંશા, રોહિતા, સુવર્ણકૂલા અને રૂપ્યકૂલા એમ ચાર નદીઓ, તથા ગાહાવતી વગેરે બાર અન્તરનદીઓ–એમ કુલ થઈને સોળે નદીઓના પ્રવાહની **પહોળાઇ સાડાબાર યોજન** છે અને ઉંડાઇ **એક કોસ** છે; પણ પછી, પહેલી ચારની સમુદ્રપ્રવેશસમયે અને પછીની બારની મહાનદીમાં ભળતી વખતે **પહોળાઇ સવાસો યોજન** થાય છે અને **ઉંડાઈ બે યોજન ને બે કોસ** થાય છે." આમ એમનો પરસ્પર વિરોધી અભિપ્રાય છે તે કંઇ સમજમાં આવતો નથી. આ નદીઓની પહોળાઇ તો સર્વત્ર સમાન હોય એજ યુક્તિ અનુકૂળ છે; કેમકે જો એને ઓછીવત્તી ગણીએ તો એમની બેઉ બાજુએ રહેલા વિજયોની પહોળાઇ પણ ઓછી વત્તી થાય. એ અયુક્ત થાય કેમકે એ વિજયોની પહોળાઇ તો સર્વત્ર સમાન જ હોવી જોઇએ.

હવે 'જગતી'ની ભીંત–કોટ–ની પાસે શીતા અને શીતોદાના બેઉ તટપર એકેક વનમુખ છે. એમ કુલ ચાર છે. ૧૬૩.

તે આ પ્રમાણે:—

પહેલું, શીતા અને નીલવાન પર્વતની વચ્ચે; બીજું શીતા અને નિષધપર્વતની વચ્ચે;

याम्योत्तरायतानां प्राक्प्रत्यग्विष्कम्भशालिनाम् ।
एषां विजयवद्दैर्घ्यं सर्वेषामपि भाव्यताम् ॥ १६६ ॥
एका कलेषां विष्कम्भो नीलवन्निषधान्तिके ।
ततो जगत्या वक्रत्वाद्वर्धते जगतीदिशि ॥ १६७ ॥
त्रिसहस्री योजनानामष्टसप्ततिवर्जिता ।
शीताशीतोदयोः पार्श्वे वर्द्धमानः क्रमादभूत् ॥ १६८ ॥ युग्मम् ॥

अत्रायमाम्नायः ।

षोडशानां विजयानां वक्षस्काराष्टकस्य च ।
षण्णामन्तर्निम्नगानां कुरूणां गजदन्तयोः ॥ १६९ ॥
नीलवन्निषधज्याभ्यां विष्कम्भे शोधिते स्थितम् ।
कलाद्वयं तत्सैकैका विष्कम्भो वनयोर्द्वयोः ॥ १७० ॥ युग्मम् ॥
दैर्घ्येऽतीते योजनादौ यावति व्यास इष्यते ।
निहन्यते तद् द्वाविंशैरेकोनत्रिंशता शतैः ॥ १७१ ॥
पुनरेकोनविंशत्याहत्य लक्षैस्त्रिभिर्भजेत् ।
सहस्रपंचदशकसार्धद्विशतसंयुतैः ॥ १७२ ॥

---

ત્રીજું શીતોદા અને નિષધ પર્વતની વચ્ચે; તથા ચોથું શીતોદા અને નીલવાન પર્વતની વચ્ચે. ૧૬૪–૧૬૫.

આ સર્વ વનમુખો ઉત્તર દક્ષિણ લાંબા છે તથા પૂર્વ પશ્ચિમ પહોળા છે. એમની લંબાઇ તો વિજયોની લંબાઈ જેટલી છે. એમની પહોળાઇ, નીલવાન અને નિષધ પર્વતની પાસે એક 'કળા' જેટલી છે; પણ પછી 'જગતી'ના વક્રત્વને લીધે જગતીની દિશામાં વધવા માંડે છે તે ક્રમે ક્રમે વધતી વધતી શીતા અને શીતોદાની પાસે પહોંચતામાં તો તે પહોળાઇ બે હજાર નવસો બાવીશ યોજન થાય છે. ૧૬૬–૧૬૮.

અહિં આ પ્રમાણે આમ્નાય છે:—

સોળવિજયો, આઠ વક્ષસ્કારપર્વતો, છ અન્તરનદી, અને કુરૂના બે ગજદંત—એ બધાંની સમગ્ર પહોળાઇને નીલવાન અને નિષધપર્વતની 'જ્યા' અથવા 'જીવા' માંથી બાદ કરતાં શેષ બે 'કળા' રહે છે. એટલે તેમાંથી એકેકી કળા જેટલી બન્ને વનની પહોળાઈ સમજવી. ૧૬૯–૧૭૦.

અમુક 'લંબાઇ' વ્યતીત થયે ત્યાં આગળની 'પહોળાઇ' જાણવી હોય તો તે 'લંબાઇ'ને

लब्धं व्यासो योजनादिः स्यादत्राभीप्सितास्पदे ।
भाज्यभाजकयोरत्रोपपत्तिर्लिख्यते स्फुटा ॥ १७३ ॥
परमव्यासरूपोऽत्र सर्वत्र गुणको ध्रुवः ।
तेन हत्वैकोनविंशत्याहतिस्तु कलाकृते ॥ १७४ ॥
आयाम एव परमो भाजकोऽत्र ध्रुवो भवेत् ।
उपरिस्थकलायुग्मप्रक्षेपाय कलीकृतः ॥ १७५ ॥
अथोत्तरकुरूणां यौ पर्वतौ सीमकारिणौ ।
गन्धमादनसन्माल्यवन्तौ तौ वर्णयाम्यहम् ॥ १७६ ॥
तत्रोत्तरकुरूणां यः पश्चिमायां व्यवस्थितः ।
वायव्यां मेरुतः सोऽयं प्रज्ञप्तो गन्धमादनः ॥ १७७ ॥
गन्धः कोष्टपुटादिभ्यो रम्यो यदिह पर्वते ।
तथा क्षेत्रस्वभावेन ततोऽयं गन्धमादनः ॥ १७८ ॥
गन्धमादननामा च देवः पल्योपमस्थितिः ।
स्वाम्यस्येति तथा ख्यातोऽपरं च शाश्वताभिधः ॥ १७९ ॥

---

બે હજાર નવસો બાવીશ—એટલાએ ગુણવા, વળી ફરી ઓગણીશે ગુણવા. જે આવે એને, ત્રણ લાખ પંદર હજાર બસો પચાસ—આ રકમે ભાગવા. પરિણામ જે આવે તે ઇચ્છિત સ્થળની 'પહોળાઈ' આવી સમજવી. ૧૭૧–૧૭૩.

અહિં ભાજ્ય અને ભાજકની રકમોની ઉત્પત્તિ વિષે સ્ફુટપણે કહેવું જોઈએઃ ઉત્કૃષ્ટી પહોળાઇ—એજ સર્વત્ર ધ્રુવ ગુણક હોય છે તે વડે ગુણવા. પછી 'કળા' કાઢવામાટે ઓગણીશે ગુણવા. વળી અહિં ઉત્કૃષ્ટી લંબાઇજ ધ્રુવ ભાજક હોય છે. 'કળા' એટલા માટે કાઢવી કે એમાં ઉપલી બે કળા ઉમેરવી છે માટે. ૧૭૩–૧૭૫.

હવે ઉત્તરકુરૂક્ષેત્રની સીમા બાંધનારા ગન્ધમાદન અને સન્માલ્યવાન નામના બે પર્વત કહી ગયા છીએ એનું વર્ણન કરવામાં આવે છે. ૧૭૬.

ઉત્તરકુરૂની પશ્ચિમે અને મેરૂપર્વતથી વાયવ્યકોણમાં રહેલો પર્વત–તે ગન્ધમાદન પર્વત. ૧૭૭.

આ પર્વતપર, કોઇ એવા ક્ષેત્રસ્વભાવને લઇને કોષ્ટપુટ જેવા સુગન્ધિ દ્રવ્યથી પણ વિશેષ સુગન્ધ છે. માટે એ ગન્ધમાદન કહેવાય છે. અથવા પલ્યોપમના આયુષ્યવાળો કોઈ ગન્ધમાદન

पीतरत्नमयश्चैष मतान्तरे हिरण्मयः ।
शोभितः सप्तभिः कूटैर्नानारत्नोपशोभितैः ॥ १८० ॥

जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे तु अयं सव्वरयणमये इति सर्वात्मना रत्नमय उक्तः । जम्बूद्वीपसमासे तु कनकमय उक्तः । बृहत्क्षेत्रसमासे तु गिरिगंधमायणो पीयओ अ पीतकः पीतमणिमय इत्येतद्वृत्तौ ॥

तत्राद्यं मन्दरासन्नं वायव्यां मन्दराचलात् ।
कूटं सिद्धायतनाख्यं तत्रोत्तुंगो जिनालयः ॥ १८१ ॥
कूटात्ततोऽपि वायव्यां कूटं स्यात् गन्धमादनम् ।
स्यात् गन्धिलावतीकूटं वायव्याममुतो दिशि ॥ १८२ ॥
तुर्यं तूत्तरकुर्वाख्यं स्याद्वायव्यां तृतीयतः ।
पंचमात्तद्दक्षिणस्यां वक्रत्वेनास्य भूभृतः ॥ १८३ ॥
तुरीयादुत्तरस्यां च पंचमं स्फटिकाभिधम् ।
अस्मादुत्तरतः षष्ठं लोहिताक्षाभिधं भवेत् ॥ १८४ ॥

---

નામનો દેવ એનો સ્વામી છે તે માટે એ ગંધમાદન કહેવાય છે. અથવા તો એમજ સમજવું કે એ પર્વતનું એ નામ શાશ્વત જ છે. ૧૭૮-૧૭૯.

આ પર્વત પીતરત્નમય છે અથવા અન્યમતે સુવર્ણમય છે. અને તે વિવિધ રત્નોથી દેદીપ્યમાન એવાં સાત શિખરોથી વિરાજી રહ્યો છે. ૧૮૦.

જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રમાં તો આ ગન્ધમાદન પર્વતને સર્વરત્નમય કહ્યો છે; જ્યારે જંબૂદ્વીપસમાસમાં એને સુવર્ણમય કહ્યો છે. વળી બૃહતક્ષેત્રસમાસમાં એને પીળો એટલે-પીળામણિઓનો કહ્યો છે.

આ ગંધમાદનપર્વતને સાત શિખરો છે:—

મેરૂપર્વતની પાસે, એના વાયવ્યકોણમાં પહેલું 'સિદ્ધાયતન' નામનું શિખર છે, જેનાપર એક ઉંચું જિનમંદિર છે. ૧૮૧.

એ શિખરથી વાયવ્યકોણમાં બીજું 'ગંધમાદન' નામનું શિખર છે અને તેથી વાયવ્યકોણમાં ત્રીજું 'ગન્ધિલાવતી' નામનું શિખર છે. ૧૮૨.

એ ત્રીજા શિખરથી વળી વાયવ્યકોણમાં ચોથું 'ઉત્તરકુરૂ' નામનું શિખર છે, જે એ પર્વતની વક્રતાને લીધે પાંચમા શિખરની દક્ષિણે આવી ગયું છે. ૧૮૩.

ચોથા શિખરથી ઉત્તરદિશામાં પાંચમું 'સ્ફટિક' નામનું શિખર છે. અને એની ઉત્તરે વળી છઠ્ઠું 'લોહિતાક્ષ' નામનું શિખર આવેલું છે. ૧૮૪.

लोहिताक्षादुत्तरस्यां सप्तमं कूटमाहितम् ।
आनन्दाख्यमिति सप्त कूटानि गन्धमादने ॥ १८५ ॥

भोगंकराभोगवत्यौ द्वयोः पंचमषष्ठयोः ।
दिक्कुमार्यावपरेषु कूटतुल्याभिधाः सुराः ॥ १८६ ॥

एतत्कूटाभिधदेवदेवीनां मन्दराचलात् ।
राजधान्योऽन्यत्र जम्बूद्वीपे वायव्यकोणके ॥ १८७ ॥

अथोदक्कुरुतः प्राच्यां याम्यां नीलवतो गिरेः ।
ऐशान्यां मन्दरात् कच्छात् प्रतीच्यां माल्यवान् गिरिः ॥ १८८ ॥

नानाकुसुमगुल्मानि विधूतानि समीरणैः ।
कुर्वन्त्येनं कीर्णपुष्पं ततोऽयं माल्यवानिति ॥ १८९ ॥

महर्द्धिको वसत्यत्र माल्यवान्नाम निर्जरः ।
पल्योपमायुरिति वा यद्वासौ शाश्वताभिधः ॥ १९० ॥

स वैदूर्यमयश्चायं नवकूटोपशोभितः ।
मेर्वासन्नं कूटमाद्यं सिद्धायतनसंज्ञितम् ॥ १९१ ॥

---

એ લોહિતાક્ષની ઉત્તરે સાતમું ' આનંદ ' નામનું શિખર છે. ૧૮૫.

એ સાત પૈકી પાંચમા અને છઠ્ઠા શિખરોપર ' ભોગંકરા ' અને 'ભોગવતી ' નામે બે દિક્કુમારિકા રહે છે. શેષ પાંચ શિખરોપર શિખરના નામ સદૃશ નામવાળા દેવો વસે છે. ૧૮૬.

એ શિખરના નામવાળા દેવદેવીઓની રાજ્યધાની બીજા જમ્બૂદ્વીપમાં મેરૂપર્વતથી વાયવ્યકોણમાં છે. ૧૮૭.

હવે ઉત્તરકુરૂથી પૂર્વે, નીલવાનપર્વતની દક્ષિણે, મેરૂથી ઇશાનકોણમા તથા કચ્છ નામના વિજયથી પશ્ચિમ દિશામાં માલ્યવાન નામે પર્વત છે. ૧૮૮.

પવનોએ ઉરાડેલાં વિવિધ જાતિના માલ્ય એટલે પુષ્પના ગુચ્છો એ પર્વતપર વેરાયલા પડ્યા રહે છે એ પરથી એનું નામ 'માલ્યવાન ' પડ્યું છે. અથવા ત્યાં પલ્યોપમના આયુષ્ય-વાળો કોઇ મહર્દ્ધિક માલ્યવાન નામનો દેવ વસે છે તે પરથી એ નામ પડ્યું છે. અથવા તો સમજો કે એનુ એ શાશ્વતુંજ નામ છે. ૧૮૯-૧૯૦.

એ માલ્યવાનપર્વત વૈડૂર્યરત્નમય છે અને એને નવ શિખરો છે:—

પહેલુ 'સિદ્ધાયતન ' નામનું છે, જે મેરૂની નિકટમાં આવેલું છે. ૧૯૧.

द्वितीयं माल्यवत्कूटं तृतीयं तु ततः परम् ।
भवेदुत्तरकुर्वाख्यं तुर्यं कच्छाभिधं मतम् ॥ १९२ ॥
पंचमं सागराभिख्यं षष्ठं तु रजताभिधम् ।
शीताकूटं पूर्णभद्रकूटं हरिस्सहाभिधम् ॥ १९३ ॥
ऐशान्यां मन्दरात् पंक्त्यास्थितं कूटचतुष्टयम् ।
तुर्यात् पंचममैशान्यां षष्ठाद्दक्षिणतश्च तत् ॥ १९४ ॥
पंचमादुत्तरस्यां च षष्ठं रजतमित्यथ ।
दक्षिणोत्तरया पंक्त्या शेषं कूटत्रयं ततः ॥ १९५ ॥
पूर्णभद्रादुत्तरस्यां याम्यां नीलवतो गिरेः ।
कूटं नाम्ना सहस्रांकं ख्यातं हरिस्सहं च तत् ॥ १९६ ॥
एतन्नीलवतो वर्षधरस्यासन्नमीरितम् ।
जात्यस्वर्णमयं दीप्रप्रभापटलपिंजरम् ॥ १९७ ॥
योजनानां सहस्रं तत्तुंगं वृत्ताकृति ध्रुवम् ।
अर्ध्यर्धयोजनशतद्वयमुद्वेधतो भवेत् ॥ १९८ ॥

---

બીજું 'માલ્યવાન', ત્રીજું 'ઉત્તરકુરૂ' અને ચોથું 'કચ્છ' નામનું છે. ૧૯૨.

પાચમું 'સાગર' અને છઠ્ઠું 'રજત' છે. ત્યારપછી સાતમું 'શીતાકૂટ" આઠમુ 'પૂર્ણભદ્ર' અને નવમું 'હરિસ્સહ' છે. ૧૯૩.

એ નવમાં ચાર તો મેરૂથી ઇશાનકોણમાં શ્રેણિબદ્ધ રહેલાં છે; અને પાંચમું ચોથાથી ઈશાનકોણમાં અને છઠ્ઠાની દક્ષિણે છે. ૧૯૪.

છઠ્ઠું શિખર પાંચમાથી ઉત્તરે છે. અને શેષ ત્રણ શિખરો એનાથી દક્ષિણોત્તરમા પંક્તિ-બદ્ધ આવેલાં છે. ૧૯૫.

એટલે 'હરિસ્સહ' નામથી–પ્રસિદ્ધ એવું 'સહસ્રાંક' નામે-શિખર છે તે પૂર્ણભદ્રથી ઉત્તરમાં અને નીલવાનથી દક્ષિણે આવે છે. ૧૯૬.

એ હરિસ્સહ શિખર નીલવાન નામના વર્ષધર પર્વતની નજદીક આવેલું છે. વળી એ સુવર્ણમય છે અને તેજસ્વી કાન્તિના સમૂહને લીધે પિંજરવર્ણનું જણાય છે. ૧૯૭.

વળી એ એક હજાર યોજન ઉંચુ છે. એની આકૃતિ ગોળ છે. અને એ બસોને પચાસ યોજન જેટલું જમીનની અંદર ખુચેલું છે. ૧૯૮.

तथोक्तं जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तौ ।

अवशिष्टं यमकगिरिप्रमाणेन नेतव्यम् । तच्चेदम् । अड्ढाइज्जाइं जोअणसयाइं उव्वेहेणं ॥

सहस्रं योजनानां च स्यान्मूले विस्तृतायतम् ।
मध्ये सार्द्धां सप्तशतीं शतानि पंच चोपरि ॥ १९९ ॥

योजनानां त्रिसहस्री सद्वाषष्टिशतान्विता ।
द्वे सहस्रे च द्विसप्तत्यधिकत्रिशतांचिते ॥ २०० ॥

सहस्रं साधिकैकाशीत्याढ्यपंचशतान्वितम् ।
क्रमादस्य परिक्षेपा मूले मध्ये तथोपरि ॥ २०१ ॥ युग्मम् ॥

शतानि पंच विस्तीर्णे गजदन्तगिराविदम् ।
सहस्रयोजनपृथु कूटं माति कथं ननु ॥ २०२ ॥

अत्रोच्यते । गजदन्तगिरिं व्याप्य निजार्धेन स्थितं ततः ।
गिरेरुभयतो व्योम्नि शेषार्धेन प्रतिष्ठितम् ॥ २०३ ॥

तथोक्तं क्षेत्रसमासबृहद्वृत्तौ ।

---

એ સંબંધમાં જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રની ટીકામાં કહ્યું છે કે—શેષ વાત યમકગિરિની સમાન છે એટલે કે એ બસોને પચાસ યોજન ઉંડું છે.

વળી એ ' હરિસ્સહ ' શિખરનો , મૂળ આગળ એકહજાર યોજન વિસ્તાર છે; મધ્યમાં સાતસો પચાસ યોજન વિસ્તાર છે અને ઉપરના ભાગમાં પાંચસો યોજન વિસ્તાર છે. ૧૯૯.

એનો મૂળનો, મધ્યભાગનો અને ઉપરના ભાગનો ઘેરાવો અનુક્રમે ત્રણ હજાર એકસો બાસઠ યોજન, બે હજાર ત્રણસો બ્હોંતેર યોજન અને એક હજાર પાંચસો એકાશી યોજન છે. ૨૦૦–૨૦૧.

અહિં કોઇ એવી શંકા કરે છે કે પાંચસો યોજન વિસ્તૃત—એવા ગજદંતપર્વતપર આ એક હજાર યોજન વિસ્તૃત શિખર સમાય કેવી રીતે ? ૨૦૨.

એ શંકાના સમાધાનમા કહેવાનું કે—એ શિખર ગજદંતની ઉપર તો ફક્ત અરધું જ રહેલું છે; બાકીનું અરધું તો ગિરિની બેઉ બાજુએ આકાશમાં–ઝુલતું રહ્યું છે. ૨૦૩

एवं हरिकूटहरिस्सहकूटयोरपि निजनिजाश्रयगिर्योः यथारूपं उभयपार्श्वे आकाशमवरुद्ध्य स्थितत्वं परिभावनीयमिति ॥

आद्यकूटे जिनगृहं तथा पंचमषष्ठयोः ।
सुभोगाभोगमालिन्यौ दिक्कुमार्यौ निरूपिते ॥ २०४ ॥

शेषेषु षट्सु कूटेषु पल्योपमायुषः सुराः ।
कूटानुरूपनामानो महर्द्ध्या विजयोपमाः ॥ २०५ ॥

एतेषां देवदेवीनामैशान्यां मन्दराद्गिरेः ।
जम्बूद्वीपेऽन्यत्र राजधान्यो हरिस्सहं विना ॥ २०६ ॥

हरिस्सहस्य तु ख्याता राजधानी सुमेरुतः ।
उत्तरस्यामन्यज्जम्बूद्वीपे हरिस्सहाभिधा ॥ २०७ ॥

सहस्राश्चतुरशीतिर्योजनानां भवेदिह ।
व्यासायामावपरं तु तुल्यं चमरचंचया ॥ २०८ ॥

इमावद्री योजनानां दक्षिणोत्तरमायतौ ।
त्रिंशत्सहस्रान् द्विशतीं नवोत्तरां सषट्कलाम् ॥ २०९ ॥

---

એ બાબતમાં ક્ષેત્રસમાસની બૃહત્ વૃત્તિમાં કહ્યું છે કે—એવી રીતે હરિકૂટ અને હરિસ્સહ શિખરો પોતપોતાના આશ્રયરૂપ પર્વતોપર યથારૂપ બન્ને પડખે આકાશમાં–ઝુલતા રહ્યા છે એમ સમજી લેવું.

પહેલા શિખરપર એક જિનચૈત્ય છે; અને પાંચમા તથા છઠ્ઠા શિખરોપર અનુક્રમે ' સુભોગા ' અને ' ભોગમાલિની ' નામની દિક્કુમારિકાઓ રહે છે. ૨૦૪.

શેષ છ શિખરોપર ' પલ્યોપમ ' ના આયુષ્યવાળા, શિખરો સદૃશ નામવાળા તથા વિજયદેવ જેટલી ઋદ્ધિવાળા દેવો વસે છે. ૨૦૫.

હરિસ્સહ શિવાયના શિખરોપર રહેનારા દેવદેવીઓની રાજધાની; મેરૂપર્વતથી ઇશાન કોણમાં અન્ય જંબૂદ્વીપમાં છે. ૨૦૬.

હરિસ્સહ શિખરના હરિસ્સહ દેવની ' હરિસ્સહા ' નામે રાજધાની છે તે મેરૂપર્વતથી ઉત્તરદિશમાં છે. ૨૦૭.

એનો વિસ્તાર ચોરાશી હજાર યોજન છે. શેષ સર્વ ' ચમરચંચા ' પ્રમાણે જાણવું. ૨૦૮.

એ બેઉ ( ગન્ધમાદન અને માલ્યવાન ) પર્વતો ' ત્રીશહજાર બસો નવ યોજન છ કળા '

पूर्वापरं च विस्तीर्णौ समीपे नीलवद्गिरेः ।
शतानि पंच पर्यन्तेऽङ्गुलासंख्यांशविस्तृतौ ॥ २१० ॥

चतुःशतीं योजनानां गिरेर्नीलवतोऽन्तिके ।
अभ्युन्नतौ शतमेकमवगाढौ भुवोऽन्तरे ॥ २११ ॥

समीपे मन्दरस्याथ स्यातां पंचशतोन्नतौ ।
निमग्नौ पंच गव्यूतशतानि वसुधान्तरे ॥ २१२ ॥ कलापकम् ॥

नीलवत्पर्वतोपान्ताद्वर्धमानाविमौ क्रमात् ।
समुत्सेधावगाहाभ्यां विस्तृत्या हीयमानकौ ॥ २१३ ॥

पूर्वोक्तमानविस्तीर्णौद्विद्धोच्चावुपमन्दरम् ।
नीलवच्छैलकरिणो दशनाविव राजतः ॥ २१४ ॥ युग्मम् ॥

प्रत्येकं च पद्मवरवेदिकावनमण्डितौ ।
कुरुतस्तौ मिथो योगादधिज्यधनुराकृतिम् ॥ २१५ ॥

गन्धमादनसन्माल्यवतोः पर्वतयोरथ ।
अभ्यन्तरे स्थिताः कान्तभुजयोरिव कामिनी ॥ २१६ ॥

---

દક્ષિણોત્તર લાંબા છે; અને નીલવાન પર્વતની સમીપ પાંચસો યોજન પૂર્વપશ્ચિમપહોળા છે. જો કે છેક ટોચપર તો અંગુલના અસંખ્યમા ભાગ જેટલા પહોળા છે. ૨૦૯–૨૧૦.

બેઉ વળી નીલવાન પર્વતની પાસે ચારસો યોજન ઉંચા છે, અને એકસો યોજન જમીનની અંદર રહેલા છે. ૨૧૧.

એઓ મેરૂપર્વતની પાસે તો પાંચસો યોજન ઉંચા છે અને સવાસો યોજન જમીનની અંદર રહેલા છે. ૨૧૨.

નીલવાન પર્વતથી આગળ એમની પહોળાઇ ઘટતી જાય છે પણ ક્રમે ક્રમે એમની ઉચાઇ અને ઉંડાઇ વધતી જાય છે તે મેરૂ આગળ પહોંચતાં ઉપર કહ્યા પ્રમાણે વિસ્તાર પામેલી હોઇને, એ બેઉ જાણે નીલવાન પર્વતરૂપી હસ્તીના બે દન્તૂશળ હોયની એવા જણાય છે. ૨૧૩–૨૧૪.

એ બેઉ પર્વતો ઉપર પદ્મવેદિકા અને બગીચા શોભી રહ્યા છે. વળી એમનો પરસ્પર યોગ થવાથી એમની જે આકૃતિ થાય છે તે જાણે દોરી ચઢાવેલું ધનુષ્ય હોયની એવી થાય છે. ૨૧૫.

હવે, મંદરાચળની ઉત્તરે અને નીલવાનની દક્ષિણે ઉત્તરકુરૂક્ષેત્ર આવેલું છે. જાણે

मन्दराद्रेरुत्तरस्यां दक्षिणस्यां च नीलतः ।
उत्तराः कुरवः ख्याता अनुत्तरचिदाश्रयैः ॥ २१७ ॥ युग्मम् ॥

उदग्दक्षिणविस्तीर्णास्ताः पूर्वपश्चिमायताः ।
अर्धेन्दुमण्डलाकारा भुवो भालमिवाहिताः ॥ २१८ ॥

अत्रोत्तरकुरुर्नाम देवः पल्योपमस्थितिः ।
वसत्यतस्तथा ख्याता यद्वेदं नाम शाश्वतम् ॥ २१९ ॥

एकादश सहस्राणि शतान्यष्ट तथोपरि ।
योजनानां द्विचत्वारिंशत् कलाद्वितयं तथा ॥ २२० ॥

दक्षिणोत्तरविस्तार एतासां वर्णितो जिनैः ।
ज्ञातव्यात्रोपपत्तिश्च पूर्वाचार्यप्रदर्शिता ॥ २२१ ॥ युग्मम् ॥

महाविदेहविष्कम्भे मेरुविष्कम्भवर्जिते ।
अर्धीकृते कुरुव्यासमानं भवति निश्चितम् ॥ २२२ ॥

त्रिपंचाशद्योजनानां सहस्राणि भवेदिह ।
प्रत्यंचा नीलवत्पार्श्वे सा चैवं परिभाव्यताम् ॥ २२३ ॥

---

ભરતારની બે ભુજાની વચ્ચે સ્ત્રી રહેલી હોયની એમ એ વળી ગન્ધમાદન અને માલ્યવાન-એ બે પર્વતોની વચ્ચે રહેલુ છે. ૨૧૫-૨૧૬.

આ ઉત્તરકુરૂક્ષેત્ર ઉત્તર દક્ષિણ પ્રહોળું છે અને પૂર્વપશ્ચિમ લાંબું છે. વળી એનો આકાર અર્ધચંદ્ર જેવો હોવાથી એ જાણે પૃથ્વીનું લલાટ હોયની એવું જણાય છે. ૨૧૭-૨૧૮.

ત્યાં પલ્યોપમના આયુષ્યવાળો ઉત્તરકુરૂ નામનો દેવ રહે છે તે પરથી એ ક્ષેત્ર ઉત્તરકુરૂ કહેવાય છે. અથવા એ શાશ્વતું જ નામ સમજવું. ૨૧૯.

એનો ઉત્તર દક્ષિણ વિસ્તાર અગ્યાર હજાર આઠસો બેંતાળીશ યોજન અને બે કળા છે. ૨૨૦-૨૨૧.

આ સંબંધમાં પૂર્વાચાર્યોએ જે " ઉપપત્તિ " કહી છે તે નીચે પ્રમાણે છે :—

મહાવિદેહના વિષ્કંભમાંથી મેરૂનો વિષ્કંભ બાદ કરતાં જે રહે એનું અરધોઅરધ કરતાં જે આવે તે 'કુરૂ'નો વિષ્કંભ કે વિસ્તાર સમજવો. ૨૨૨.

એની " જીવા " નીલવંતપર્વતની પાસે ત્રેપન હજાર યોજન છે. તે આ પ્રમાણે:—મેરૂ

भद्रशालवनायामो द्विगुणो मन्दरान्वितः ।
गजदन्तव्यासहीनः कुरुजीवामितिर्भवेत् ॥ २२४ ॥

योजनानां सहस्राणि षष्टिः किंच चतुःशती ।
अष्टादशाधिका शेषा कला द्वादश तद्धनुः ॥ २२५ ॥

तच्चैवम् । आयाममानयोर्योगे उभयोर्गजदन्तयोः ।
भवेत्कुरुधनुःपृष्टमानं मेरुसमीपतः ॥ २२६ ॥

अत्यन्तं रमणीयात्र क्षितिरीतिविवर्जिता ।
कल्पद्रुमा दशविधाः पूरयन्ति जनेप्सितम् ॥ २२७ ॥

सदा युगलधर्माणो जना ललितमूर्त्तयः ।
गव्यूतत्रयमुत्तुंगाः कलाकौशलशालिनः ॥ २२८ ॥

दधानाश्चायुरुत्कर्षात्पूर्णं पल्योपमत्रयम् ।
पल्यासंख्येयभागोनं पल्यत्रयं जघन्यतः ॥ २२९ ॥

षट्पंचाशत्संयुते द्वे शते पृष्टकरण्डकान् ।
धारयन्तः क्रोधमानमायालोभाल्पताजुषः ॥ २३० ॥ विशेषकम् ॥

---

પર્વત સહિત ભદ્રશાળવનની લંબાઈને દ્વિગુણિત કરો. તેમાંથી ગજદંતનો વ્યાસ બાદ કરો. જે આવે તે ' કુરૂ ' ની ' જીવા ' નુ પ્રમાણ. ૨૨૩-૨૨૪.

વળી એનુ ધનુઃપૃષ્ટ સાઠ હજાર ચારસો અઢાર યોજન અને બાર કળા છે. તે આ પ્રમાણે.—બેઉ ગજદંતપર્વતોની લંબાઈનો સરવાળો—એ જ મેરૂનજદીક ' કુરૂ ' ના ધનુઃપૃષ્ટનુ માન. ૨૨૫-૨૨૬.

અહિંની એટલે આ ઉત્તરકુરૂક્ષેત્રની જમીન અતીવ રમણીય છે અને ત્યાં કોઇ પણ જાતના ઉપદ્રવનો ભય નથી. ત્યાં દશ પ્રકારના કલ્પવૃક્ષો છે તે લોકોના સર્વ મનવાંછિત પૂરે છે. ૨૨૭.

ત્યાં નિરન્તર યુગલધર્મી, સુંદર આકૃતિવાળા, ત્રણ ગાઉ ઉંચા અને કળાકૌશલ્યમાં પારગત એવા મનુષ્યો છે. ૨૨૮.

એમનું આયુષ્ય ઉત્કૃષ્ટપણે પૂરા ત્રણ પલ્યોપમનુ, અને જઘન્યપણે ત્રણ પલ્યોપમ કરતાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલું ઓછું છે. ૨૨૯.

એમના શરીરમાં બસોને છપ્પન પાસળીઓ છે. એમને ક્રોધ, માન, માયા અને લોભ બહુ સ્વલ્પ છે. ૨૩૦.

ते षोढा स्युः पद्मगन्धा मृगगन्धास्तथा समाः।
सहाश्च तेजस्तलिनः शनैश्चारिण इत्यपि ॥ २३१ ॥

सकृदष्टमभक्तान्ते तुवरीकणमात्रया।
पृथ्वीकल्पद्रुमफलभोजिनो मनुजाश्च ते ॥ २३२ ॥

एकोनपंचाशदहस्त्रविहितापत्यपालनाः।
कासजृम्भादिभिस्त्यक्तप्राणा यान्ति त्रिविष्टपम् ॥२३३॥ युग्मम् ॥

अनन्तगुणमाधुर्यो हरिवर्षाद्यपेक्षया।
पृथ्वीपुष्पफलादीनामास्वादस्तत्र वर्णितः ॥ २३४ ॥

तादृशा एव तिर्यंचः तत्र हिंसादिवर्जिताः।
पालयित्वा युग्मधर्मं गच्छन्ति नियमाद्दिवम् ॥ २३५ ॥

आहारयन्त्यमी षष्ठान्तरमित्थं यथागमम्।
अन्ययुग्मितिरश्चामप्याहारेऽन्तरमूह्यताम् ॥ २३६ ॥

पंचेन्द्रियतिरश्चां यद्वज्ञने परमान्तरम्।
भाषितं षष्ठरूपं तदेषामेव व्यपेक्षया ॥ २३७ ॥

---

એઓની વળી, (૧) પદ્મગંધ, (૨) મૃગગંધ, (૩) સમ, (૪) સહ, (૫) તેજસ્તલિન અને (૬) શનૈશ્ચર–એમ છ જાતિ છે. ૨૩૧.

વળી એઓ નિરન્તર અઠ્ઠમને પારણે, એકજવાર, અને કલ્પવૃક્ષના ફળનો તુવેરના કણ જેટલા જ ભાગનો આહાર કરે છે. ૨૩૨.

ઓગણ પચાસ દિવસ સુધી અપત્યનુ પાલનપોષણ કર્યા પછી ખાંસી કે બગાસુ આવીને એમનું મૃત્યુ થાય છે; અને મૃત્યુ બાદ એઓ સ્વર્ગે જાય છે. ૨૩૩.

ત્યાંની પૃથ્વી, પુષ્પ, ફળ વગેરેની મીઠાશ 'હરિવર્ષ' ક્ષેત્રની અપેક્ષાએ અનન્તગણી છે. ૨૩૪.

ત્યાંના તિર્યંચો પણ હિંસાદિકથી રહિત છે. અને એઓ પણ ત્યાંના મનુષ્યોની માફક પોતાનો યુગલધર્મ પાળીને મૃત્યુબાદ સ્વર્ગેજ જાય છે. આ તિર્યંચો વળી છઠ્ઠ છઠ્ઠને આંતરે આહાર લે છે. આ પ્રમાણે બીજા યુગ્મિ તિર્યંચોનો પણ આહારનો અન્તર આગમમાં કહ્યા પ્રમાણે સમજી લેવો. ૨૩૫–૨૩૬.

જે એમ કહ્યું કે તિર્યંચો છઠ્ઠ છઠ્ઠને આંતરે આહાર લે છે તે પંચેન્દ્રિયતિર્યંચોના સંબંધમાં કહ્યું છે. ૨૩૭.

तथोक्तम् । पंचिन्दियतिरिनराणं सहाविय छट्ठअट्ठमओ । इत्यादि ॥

कालः सदात्र सुषमसुषमाख्यः प्रवर्त्तते ।
वृद्धः साधुरिव क्षेत्रपरावृत्तिपराङ्मुखः ॥ २३८ ॥

क्षेत्रेऽस्मिंश्च नीलवतो गिरेर्दक्षिणतः किल ।
योजनानां शतान्यष्टौ चतुस्त्रिंशतमेव च ॥ २३९ ॥

चतुरः सातिकान् भागानतिक्रम्य स्थिताविह ।
यमकाख्यौ गिरी शीतापूर्वपश्चिमकूलयोः ॥ २४० ॥ युग्मम् ॥

मिथस्तुल्यस्वरूपौ तौ यमलभ्रातराविव ।
तदेतौ यमकाभिख्यौ कथितौ जिननायकैः ॥ २४१ ॥

अथवा यमकानामशकुन्याकृतिशालिनौ ।
ततस्तथोदितौ स्वर्णमयौ गोपुच्छसंस्थितौ ॥ २४२ ॥

व्यासायामपरिक्षेपतुंगत्वोद्विद्धतादिभिः ।
हरिस्सहोपमौ पद्मवेदिकावनमण्डितौ ॥ २४३ ॥

---

તે સંબંધમાં શાસ્ત્રવચન છે કે

ત્યાં પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્ય અનુક્રમે છઠ્ઠ છઠ્ઠને આંતરે અને અઠ્ઠમ અઠ્ઠમને આંતરે આહાર લે છે.

અહિં હમ્મેશાં "સુષમસુષમ" કાળ જ વર્તે છે, તે જાણે વૃદ્ધાવસ્થાને લઇને ક્ષેત્ર ન બદલી શકનાર સાધુજ હોયની. ૨૩૮.

આ ક્ષેત્રમાં, નીલવાન પર્વતથી દક્ષિણ દિશામાં આઠસો ચોત્રીશ પૂર્ણાંક ચાર સપ્તમાંશ યોજન ગયા પછી, શીતા નદીના પૂર્વ અને પશ્ચિમ તટ પર બે 'યમક' પર્વતો આવેલા છે. ૨૩૯–૨૪૦.

એમને 'યમક' એટલા પરથી કહ્યા છે કે જોડીઆ ભાઇઓની પેઠે એઓનું સ્વરૂપ પરસ્પર એકસરખું છે. અથવા તો એમનો 'યમક' નામના પક્ષી જેવો આકાર છે તેથી એમને યમક કહ્યા છે. ૨૪૧–૨૪૨.

એઓ સ્વર્ણમય છે, ગોપુચ્છની જેમ રહેલા છે, અને એમની પહોળાઇ, લંબાઈ, ઘેરાવો, ઉંચાઈ તથા ઉંડાઈ વગેરે હરિસ્સહ પર્વતની પેઠે છે. ૨૪૩.

तयोः पर्वतयोर्मौलौ भूमिभागोऽतिबन्धुरः ।
प्रत्येकं तत्र चैकैकः स्यात्प्रासादावतंसकः ॥ २४४ ॥

द्वाषष्टिं योजनान्यर्द्धाधिकानि स समुच्छ्रितः ।
योजनान्येकत्रिंशतं क्रोशं च विस्तृतायतः ॥ २४५ ॥

तन्मध्ये सपरीवारमस्ति सिंहासनं महत् ।
यमकाख्यामरार्हं तच्छेषं विजयदेववत् ॥ २४६ ॥

मेरोरुत्तरतो जम्बूद्वीपेऽन्यत्र निरूपिते ।
राजधान्यौ यमकयोर्निःशेषं विजयोपमे ॥ २४७ ॥

यदुक्तमन्तरं नीलवतो यमकभूभृतोः ।
यमकाद्याद्यह्रदयोस्तावदेवान्तरं भवेत् ॥ २४८ ॥

परस्परं ह्रदानां च तावदेवोक्तमन्तरम् ।
अन्त्यह्रदात्तावतेव क्षेत्रपर्यन्तभूरपि ॥ २४९ ॥

एवं च यमकह्रददीर्घत्वैः सप्तभिश्च तथान्तरैः ।
यथोक्तमुत्तरकुरुव्यासमानं प्रजायते ॥ २५० ॥

---

એઓ પદ્મવેદિકા અને બગીચાને લઇને બહુ સુંદર લાગે છે. એમની મથાળાની ભૂમિ અત્યન્ત મનોહર છે. અને ત્યાં એકેક મહાન પ્રાસાદ છે. ૨૪૪.

એ પ્રાસાદ સાડાબાસઠ યોજન ઉંચા, અને એકત્રીશ યોજન એક કોસ લાંબા પહોળા છે. ૨૪૫.

એની અંદર 'યમક' નામના દેવને લાયક મ્હોટા પરિવારવાળા સિંહાસન આવેલાં છે. એનું શેષ સ્વરૂપ વિજયદેવ પ્રમાણે સમજવું. ૨૪૬.

અન્યત્ર જમ્બૂદ્વીપમાં મેરૂ પર્વતની ઉત્તરે વિજયદેવની રાજધાની સરખીજ યમકદેવોની રાજધાનીએ છે. ૨૪૭.

નીલવાન અને યમક પર્વતો વચ્ચે જેટલું અન્તર કહેલું છે તેટલુંજ અન્તર પાછું યમક પર્વતો અને એમના પહેલા બેઉ કુંડો વચ્ચે છે. ૨૪૮.

વળી એ બેઉ કુંડોનું પરસ્પર અન્તર પણ તેટલું જ કહ્યું છે. અને આ ક્ષેત્રની પર્યન્ત ભૂમિ પણ છેલ્લા કુંડથી તેટલી જ છે. ૨૪૯.

એવી રીતે સર્વ યમકકુંડોની લંબાઇ અને સાત આંતરા—એ બધાંનો સરવાળો કરવાથી ઉત્તરકુરૂનો યથોક્ત વ્યાસ આવી રહે છે. ૨૫૦.

तदुक्तम्।

जावइयंमि पमाणंमि होंति जमगाओ नीलवंताओ।
तावइयमंतरं खलु जमगदहाणं दहाणं च ॥ २५१ ॥

अथाभ्यां यमकाद्रिभ्यां दक्षिणस्यां समान्तराः।
शीतायाः सरितो मध्ये ह्रदाः पंच यथाक्रमम् ॥ २५२ ॥
प्रथमो नीलवन्नामा नीलवद्गिरिसन्निभैः।
शोभितः शतपत्राद्यैस्तत्तथाप्रथिताभिधः ॥ २५३ ॥
यद्वा नागकुमारेन्द्रो नीलवन्नाम निर्जरः।
पालयत्यस्य साम्राज्यमित्येवं प्रथिताभिधः ॥ २५४ ॥
द्वितीयस्तूत्तरकुरुसंस्थानाब्जादिमत्तया।
तुल्याख्यव्यन्तरावासाद्वोत्तरकुरुह्रदः ॥ २५५ ॥
चन्द्राभशतपत्रादिमत्त्वाच्चन्द्राभिधो ह्रदः।
व्यन्तरेन्द्रचन्द्रदेवस्वामित्वाद्वा तृतीयकः ॥ २५६ ॥

---

અન્યત્ર કહ્યું છે કે—

યમક અને નીલવાન વચ્ચે જેટલું અંતર છે તેટલું જ અન્તર યમક અને એના કુંડો વચ્ચે તેમજ પરસ્પર કુંડો વચ્ચે છે. ૨૫૧.

હવે આ યમક પર્વતોથી દક્ષિણ દિશામાં, શીતા નદીની અંદર એક સરખે અન્તરે, અનુક્રમે પાંચ દ્રહ આવેલા છે. ૨૫૨.

એ આ પ્રમાણેઃ—

પહેલો દ્રહ 'નીલવાન' નામનો છે. નીલવાન પર્વત સમાન શત્રપત્ર-કમળો વગેરેથી તે શોભી રહ્યો છે એટલે એ એ નામથી પ્રખ્યાત છે; અથવા નીલવાન નામના નાગકુમારોના ઇન્દ્રદેવનું ત્યાં સામ્રાજ્ય છે એને લીધે એ નામથી ઓળખાય છે. ૨૫૩–૨૫૪.

બીજો 'ઉત્તરકુરૂ' નામનો દ્રહ છે. એમાં ઉત્તરકુરૂ જેવાં કમળપુષ્પો હોવાથી અથવા ઉત્તરકુરૂ નામના વ્યન્તરનો વાસ હોવાથી એનું એ નામ પડેલું છે. ૨૫૫.

ત્રીજો 'ચંદ્ર' નામનો દ્રહ છે. એમાં ચંદ્રમા જેવી આભાવાળાં કમળ વગેરે હોવાથી અથવા એનો ચંદ્રદેવ નામનો વ્યન્તરેન્દ્ર સ્વામી હોવાથી એ એ નામે પ્રસિદ્ધ છે. ૨૫૬.

ऐरावताकारहारिपद्मादिमत्तयाथवा।
व्यन्तरैरावताढ्यत्वात्तुर्यश्चैरावतो ह्रदः ॥ २५७ ॥

माल्यवत्पर्वताकाराम्बुजादिमत्तयाथवा।
माल्यवद्व्यन्तरावासात् पंचमो माल्यवान् ह्रदः ॥ २५८ ॥

पद्मह्रदसमाकाराः सर्वे सहोदरा इव।
तथैव पद्मवलयैः षड्जातीयैरलंकृताः ॥ २५९ ॥

विशेषस्तु पद्मह्रदः परिक्षिप्तः समन्ततः।
एकेन वनखण्डेन पद्मवेदिकयैकया ॥ २६० ॥

विभक्ताभ्यां प्रविश्यान्तर्विनिर्यान्त्या च शीतया।
अमी पद्मवेदिकाभ्यां वनाभ्यां च परिष्कृताः ॥ २६१ ॥

याम्योत्तरायताश्चामी पूर्वपश्चिमविस्तृताः।
सहस्रयोजनायामाः शतानि पंच विस्तृताः ॥ २६२ ॥

तथाहुः।

---

ચોથો 'ઐરાવત' નામનો દ્રહ છે. એમાં ઐરાવતના આકારના મનોહર કમળો હોવાથી, અથવા એના સ્વામી—વ્યન્તર દેવનું ઐરાવત નામ હોવાથી એ નામ પડેલ છે. ૨૫૭.

પાંચમો માલ્યવાન નામનો દ્રહ છે. એમાં માલ્યવાન પર્વતના આકારના કમળો વગેરે હોવાથી અથવા એમાં માલ્યવાન નામે વ્યન્તરદેવનો આવાસ હોવાથી એ માલ્યવાન કહેવાય છે. ૨૫૮.

આ સર્વે દ્રહો જાણે સહોદર—ભાઇઓ હોયની એમ એકસરખી આકૃતિના છે. વળી છ વિવિધ કમળવલયો વડે અલંકૃત હોઇ એઓ પદ્મદ્રહ સમાન શોભી રહ્યા છે. ૨૫૯.

તફાવત માત્ર એટલો જ છે કે જ્યારે પદ્મહ્રદની આસપાસ એક પદ્મવેદિકા અને એક બગીચો છે, ત્યારે આ દ્રહોની આસપાસ, અંદર પ્રવેશ કરીને પાછી બહાર નીકળતી શીતા નદીવડે વિભક્ત એવી બે પદ્મવેદિકા અને બે વન છે. ૨૬૦–૨૬૧.

આ દ્રહો વળી એક હજાર યોજન ઉત્તરદક્ષિણ લાંબા છે; અને પાંચસો યોજન પૂર્વ-પશ્ચિમ પહોળા છે. ૨૬૨.

અન્યત્ર પણ કહ્યું છે કે:—

सीयासीओयाणं बहुमज्झे हुंति पंच हरयाओ ।
उत्तरहदाहिणदीहा पुव्वावरवित्थडा इणमो ॥ २६३ ॥

पद्महृदादयो ये तु परे वर्षधरा हृदाः ।
ते स्युः पूर्वापरायामा दक्षिणोत्तरविस्तृताः ॥ २६४ ॥

हृदाधिदेवतानां च पंचानाममृताशिनाम् ।
राजधान्योऽन्यत्र जम्बूद्वीपे मेरोरुदग्दिशि ॥ २६५ ॥

एकैकस्य हृदस्यास्य पूर्वपश्चिमयोर्दिशोः ।
योजनानि दश दश मुक्त्वा तटभुवि स्थिताः ॥ २६६ ॥

शैलाः कांचननामानो मूले लग्नाः परस्परम् ।
एकैकतो दश दश क्षेत्रेऽस्मिन् निखिलाः शतम् ॥ २६७ ॥ युo ॥

सर्वेऽपि योजनशतोत्तुंगा रम्या हिरण्मयाः ।
विष्कम्भायामतो मूले योजनानां शतं मताः ॥ २६८ ॥

मध्ये पंचसप्ततिं च योजनानि प्रकीर्त्तिताः ।
पंचाशतं योजनानि मस्तके विस्तृतायताः ॥ २६९ ॥ युग्मम् ॥

---

શીતા અને શીતોદા નદીઓમાં વચ્ચોવચ્ચ પાંચ દ્રહ છે એઓ ઉત્તરદક્ષિણ લાંબા છે અને પૂર્વપશ્ચિમ પહોળા છે. ૨૬૩.

પદ્મદ્રહ આદિ જે અન્ય વર્ષધર દ્રહો છે તે તો ઉત્તરદક્ષિણ પહોળા અને પૂર્વપશ્ચિમ લાંબા છે. ૨૬૪.

આ પાંચે દ્રહોના પાંચે અધિષ્ઠાયક દેવોની રાજધાનીઓ અન્યત્ર જંબૂદ્વીપમાં મેરૂ પર્વતની ઉત્તરે કહેલી છે. ૨૬૫.

આ પાંચે દ્રહોમાથી પ્રત્યેકની પૂર્વ અને પશ્ચિમ દિશાએ, કિનારા પર દશ દશ યોજન મૂકીને, મૂળ આગળ પરસ્પર જોડાયલા એવા 'કાંચન' નામના પર્વતો છે. પ્રત્યેક બાજુએ દશ દશ હોઇને, એઓ સર્વ મળીને આ ક્ષેત્રમાં એકસો થાય છે. ૨૬૬-૨૬૭.

એ સર્વે એકસો યોજન ઉંચા છે. વળી એમનો વિસ્તાર મૂળ આગળ એકસો યોજન છે, મધ્યમાં પંચોતેર યોજન છે અને મથાળે પચાસ યોજન છે. ૨૬૮-૨૬૯.

शतत्रयं षोडशाढ्यं किंचिद्विशेषतोऽधिकम् ।
योजनानि परिक्षेपः तेषां मूले प्रकीर्त्तितः ॥ २७० ॥

मध्ये विशेषाभ्यधिका सप्तत्रिंशा शतद्वयी ।
सातिरेकाष्टपंचाशद्युक्तं शतमथोपरि ॥ २७१ ॥ युग्मम् ॥

वसुन्धरावधुक्रीडास्वर्णसारिसमाः स्थिताः ।
दक्षिणोत्तरपंक्त्यैते वेदिकावनमण्डिताः ॥ २७२ ॥

कांचनप्रभपाथोजाद्यलंकृतजलाश्रयाः ।
कांचनाख्यास्ततो यद्वा कांचनाख्यैः सुरैः श्रिताः ॥ २७३ ॥

सर्वेऽप्येकैकप्रासादावतंसाश्रितमौलयः ।
प्रासादास्ते च यमकप्रासादसदृशा मताः ॥ २७४ ॥

सपरिच्छदमेकैकं तत्र सिंहासनं स्फुरत् ।
ऐश्वर्यं भुजते तेषु निर्जराः कांचनाभिधाः ॥ २७५ ॥

ऋद्धिश्चैषां विजयवदायुः पल्योपमं स्मृतम् ।
मेरोरुदग् राजधान्यो जम्बूद्वीपे परत्र च ॥ २७६ ॥

---

એમનો પરિધિ એટલે ઘેરાવો મૂળ આગળ ત્રણસો સોળ યોજનથી કંઇક અધિક, મધ્યમાં બસો સાડત્રીશ યોજનથી કંઈક અધિક અને મથાળે એકસો અઠાવન યોજનથી સહેજ વધારે છે. ૨૭૦-૨૭૧.

પૃથ્વી રૂપી વધુના રમવાના સુવર્ણનાં સોગઠાં હોયની એવા એ પર્વતો પદ્મવેદિકા અને બગીચા વડે સૌન્દર્યવાન હોઈને ઉત્તરદક્ષિણ શ્રેણિબદ્ધ રહેલા છે. ૨૭૨.

કાંચન સમાન કાન્તિવાળા કમળો વગેરેથી શોભી રહેલા જળાશયો એ પર્વતો પર છે તેથી અથવા કાંચન નામના એમના અધિષ્ટાયક દેવો હોવાથી એમનું 'કાંચન' એવું નામ કહેવાય છે. ૨૭૩.

આ કાંચનપર્વતોના શિખરો પર એકેક સુંદર પ્રાસાદ છે. એ સર્વે પ્રાસાદો યમકપર્વતોના પ્રાસાદ જેવા છે. ૨૭૪.

સઘળા પ્રાસાદોને વિષે વળી મ્હોટા પરિવારવાળા સિંહાસનો શોભી રહ્યાં છે. એમનો કાંચન નામના દેવો ઐશ્વર્યપૂર્વક ઉપભોગ કરી રહ્યા છે. ૨૭૫.

એ કાંચનદેવોની સમૃદ્ધિ વિજયદેવની જેવી છે. એમનું આયુષ્ય એક પલ્યોપમનું કહ્યું છે અને એમની રાજધાનીઓ અન્યત્ર જંબૂદ્વીપમાં મેરૂની ઉત્તરે કહેલી છે. ૨૭૬.

अथोत्तरकुरुक्षेत्रस्थिता जम्बूर्निरूप्यते ।
सुदर्शनाख्या यन्नाम्ना जम्बूद्वीपोऽयमुच्यते ॥ २७७ ॥

उत्तराः कुरवो द्वेधा विभक्ताः शितया किल ।
पूर्वापरार्धभावेन सीमन्तेनालका इव ॥ २७८ ॥

तत्र च दक्षिणस्यां नीलगिरेः उदीच्यां मन्दराचलात् ।
पश्चिमायां माल्यवतः शीतायाः प्राक्तने तटे ॥ २७९ ॥

उदक्कुरुप्राक्तनार्धमध्यभागे निरूपितम् ।
जाम्बूनदमयं जम्बूपीठं नम्रसुरासुरैः ॥ २८० ॥ युग्मम् ॥

शतानि पंच विष्कम्भायामौ परिधिरस्य च ।
एकाशीत्यधिकं सार्धसहस्रं किंचनाधिकम् ॥ २८१ ॥

पीठस्यास्य मध्यभागे बाहल्यं परिकीर्त्तितम् ।
योजनानि द्वादशान्त्यभागेषु क्रोशयोर्द्वयम् ॥ २८२ ॥

तदेकया पद्मवरवेदिकया वनेन च ।
समावृतं तन्मानादि जगतीवेदिकादिवत् ॥ २८३ ॥

---

હવે આ ઉત્તરકુરૂક્ષેત્રમાં આવેલા ' સુદર્શન ' નામના જમ્બૂવૃક્ષનું વર્ણન કરૂં છું–જે જમ્બૂવૃક્ષપરથી ' જબૂદ્વીપ ' એવું નામ પડેલું છે. ૨૭૭.

વાળ જેમ સીમન્ત એટલે સેંથાને લીધે બે ભાગમાં વ્હેંચાઇ જાય છે એમ આ ઉત્તર-કુરૂક્ષેત્ર શીતાનદીને લીધે ( ૧ ) પૂર્વ–ઉત્તરકુરૂ અને ( ૨ ) પશ્ચિમ–ઉત્તરકુરૂ–એમ બે ભાગમાં વ્હેંચાયલું છે. ૨૭૮.

એ બે ભાગમાંના એક--પૂર્વોત્તરકુરૂ–ના મધ્યમાં, નીલગિરિથી દક્ષિણે, મેરૂપર્વતથી ઉત્તરે અને માલ્યવાન પર્વતથી પશ્ચિમે, શીતાનદીના પૂર્વતટપર, સુવર્ણમય જમ્બૂપીઠ આવેલું છે એમ જિનભગવાનોએ કહેલું છે. ૨૭૯–૨૮૦.

એ જમ્બૂપીઠનો વિસ્તાર ( લંબાઈ પહોળાઇ ) પાંચસો યોજનનો છે અને એનો ઘેરાવો પંદરસો એકાશી યોજનથી સહેજ વધારે છે. એની જાડાઇ મધ્યભાગમાં બાર યોજનની અને પ્રાન્તભાગે બે કોસની છે. ૨૮૧–૨૮૨.

એ પીઠની આસપાસ એક પદ્મવેદિકા તથા સુંદર બગીચો આવી રહ્યાં છે–એનું માન વગેરે ' જગતી ' ની વેદિકા જેવું જાણવું. ૨૮૩.

दिक्षु पूर्वाद्यासु तस्य जम्बूपीठस्य तीर्थपैः ।
एकैकं द्वारमुक्तं त्रिसोपानप्रतिरूपकम् ॥ २८४ ॥

तदेकक्रोशविस्तीर्णं क्रोशद्वयसमुच्छ्रितम् ।
वज्ररत्नमयैर्भूमिमूलभागैर्मनोहरम् ॥ २८५ ॥

भूमेरूर्ध्वं प्रतिष्ठानभूतैश्च रिष्टरत्नजैः ।
प्रदेशैः शोभितं वर्यवैदूर्यस्तम्भबन्धुरम् ॥ २८६ ॥

सुवर्णरूप्यफलकैः वैदूर्यसन्धिबन्धुरैः ।
रत्नालम्बनबाहाभिः रत्नालम्बनकैः युतम् ॥२८७॥ विशेषकम् ॥

द्वारेषु तेषु सर्वेषु प्रत्येकं तोरणं भवेत् ।
रत्नस्तम्भसन्निविष्टं वृषभाश्वादिचित्रयुक् ॥ २८८ ॥

तोरणानामुपर्येषामुत्तरंगेषु सन्ति वै ।
अष्टावष्टौ मंगलानि तथा तत्तोरणोपरि ॥ २८९ ॥

दण्डा वज्रमयाः पंचवर्णाश्च चामरध्वजाः ।
पताकातिपताकाश्च छत्रातिछत्रकाणि च ॥ २९० ॥

भूयांसि घण्टायुग्मानि भूयांस उत्पलोच्चयाः ।
भूयांसः पद्मकुमुदनिकराः सन्ति रत्नजाः ॥२९१॥ विशेषकम् ॥

---

એ પીઠની પૂર્વાદિ ચારે દિશાઓમાં ત્રણત્રણ પગથીઆવાળું એકેક દ્વાર કહ્યું છે. ૨૮૪.

એમ ચાર દ્વાર થયાં. એ ચારે કોસ કોસ પહોળાં અને બબ્બે કોસ ઉંચાં છે. એમના મૂળ આગળની જમીન વજ્રરત્નમય છે, એમની આસપાસનો ભૂપ્રદેશ રિષ્ટરત્નમય છે અને એમના સ્તંભો વૈડૂર્યરત્નમય છે. એ દ્વારોના ફલક એટલે કમાડ વૈડૂર્યરત્ને બેસાડેલાં સુવર્ણ અને રૂપાનાં છે. લટકતાં રત્નોએ યુક્ત એની બાહાઓ છે અને એમનાપર રત્નોના ઝુમખા શોભી રહેલાં છે. ૨૮૫-૨૮૭.

ચારે દ્વારોપર વળી રત્નમય સ્તંભોપર ગોઠવેલાં અને વૃષભ, અશ્વ વગેરેના ચિત્રોવાળાં તોરણો છે. ૨૮૮.

એ તોરણોપર વળી ઉત્તરંગ એટલે બારસાખોમાં અષ્ટમંગળ, વજ્રમય દંડ, પંચવર્ણના ચામર અને ધ્વજાઓ, પતાકાઓપર પતાકા, અને છત્રોપર છત્રો શોભી રહ્યાં છે; એટલું જ નહિં પણ ત્યાં અનેક ઘંટાઓ, પુષ્કળ કમળો અને રાશિબદ્ધ રત્નમય પદ્મો અને કુમુદો વિરાજી રહ્યાં છે. ૨૮૯-૨૯૧.

मध्यभागेऽस्य पीठस्य स्याच्चतुर्योजनोन्नता ।
योजनान्यष्ट विस्तीर्णायतैका मणिपीठिका ॥ २९२ ॥

उपर्यस्याः पीठिकाया जम्बूवृक्षोऽस्ति वेष्टितः ।
वेदिकाभिर्द्वादशभिः प्राकाराकारचारुभिः ॥ २९३ ॥

अथास्य जम्बूवृक्षस्य मूलं वज्रमयं मतम् ।
मूलादुपरि यः कन्दो भूमध्यस्थः स रिष्टजः ॥ २९४ ॥

स्कन्धः कन्दादुत्थितो यः स तु वैदूर्यरत्नजः ।
सुवर्णमय्यस्तच्छाखाः प्रशाखा जातरूपजाः ॥ २९५ ॥

शाखानां दिक्प्रसृतानां मध्ये स्कन्धात्समुत्थिता ।
योर्ध्वशाखा विडिमाख्या सोक्ता रजतनिर्मिता ॥ २९६ ॥

पत्राणि तस्य वैदूर्यमयानि जगदुः जिनाः ।
तपनीयवृन्तवन्ति गुच्छा जाम्बूनदोद्भवाः ॥ २९७ ॥

रजतोत्थास्तत्प्रवालांकुराः पुष्पफलावली ।
नानारत्नमयी जम्बूतरुरिद्दग् श्रुतः श्रुते ॥ २९८ ॥

शाखाप्रभवपर्यन्तः स्कन्धः कन्दाच्च ऊर्ध्वगः ।
द्वे योजने स उत्तुंगो विस्तीर्णः क्रोशयोर्द्वयम् ॥ २९९ ॥

---

આ જમ્બૂપીઠના મધ્ય ભાગમાં એક મણિપીઠિકા છે તે ચાર યોજન ઉંચી અને આઠ યોજન લાંબી પહોળી છે. ૨૯૨.

એ પીઠિકાપર પૂર્વોક્ત જમ્બૂવૃક્ષ આવેલું છે-જેની આસપાસ કિલ્લાના આકારની બાર બાર વેદિકાઓ શોભી રહી છે. ૨૯૩.

આ જમ્બૂવૃક્ષનું મૂળ વજ્રમય છે; એના મૂળથકી ઉપર, પૃથ્વીના મધ્યમાં ' કંદ ' છે તે રિષ્ટરત્નમય છે; કંદમાંથી નીકળેલું સ્કન્ધ વૈદૂર્યરત્નમય છે; એની શાખાઓ સુવર્ણમય છે; અને પ્રશાખાઓ રક્તસુવર્ણમય છે ૨૯૪-૨૯૫.

વળી ચોતરફ વિસ્તરેલી શાખાઓના મધ્યમાં, સ્કન્ધમાંથી નીકળેલી ' વિડિમ ' નામની એક ઉંચી શાખા છે તે રૂપ્યમય એટલે કે રૂપાની છે. એના પત્રો વૈદૂર્યરત્નમય, ગુચ્છો સુવર્ણમય અને વૃન્તો એટલે ડીંટ પણ સુવર્ણના છે. વળી એના પ્રવાલના અંકુરો રૂપ્યમય અને પુષ્પ તથા ફળ વિવિધરત્નમય છે. ૨૯૬-૨૯૮.

या दिक्प्रसृतशाखान्तर्जाता शाखोर्ध्वगामिनी ।
विडिमापरपर्याया सोच्चुंगा योजनानि षट् ॥ ३०० ॥
एवं च कन्दादारभ्य सर्वाग्रेणाष्टयोजनीम् ।
जम्बूतरुः समुत्तुंगो भूमग्नः क्रोशयोर्द्वयम् ॥ ३०१ ॥
या तस्य प्रसृता स्कन्धाच्छाखा दिक्षु चतसृषु ।
पूर्वादिषु किलैकैका शिष्यशाखा गुरोरिव ॥ ३०२ ॥
क्रोशेनोनानि चत्वारि योजनान्यायताश्च ताः ।
प्रत्येकं चित्रकृत्पत्रफलपुष्पाद्यलंकृताः ॥ ३०३ ॥ युग्मम् ॥
एवं चोभयतः शाखादैर्घ्यं स्कन्धोर्वतान्विते ।
विष्कम्भायामतः सोऽयं भवेत् पूर्णाष्टयोजनः ॥ ३०४ ॥
शाखायाः प्रसृतायाः प्राक् मध्यभागे विराजते ।
अनादृतस्य देवस्य भवनं रत्ननिर्मितम् ॥ ३०५ ॥
अनेकरत्नस्तम्भाढ्यं क्रोशमायामतो मतम् ।
विष्कम्भतस्तु क्रोशार्धं देशोनं क्रोशमुन्नतम् ॥ ३०६ ॥ यु० ॥

---

આ જમ્બૂવૃક્ષનો, કંદથી ઉપરનો, શાખાઓ નીકળી ત્યાં સુધીનો ભાગ જે સ્કંધ કહેવાય–તે બે યોજન ઉંચો અને બે કોસ પહોળો છે. ૨૯૯.

વળી ચોતરફ વિસ્તરેલી શાખાઓની અંદર ‘ વિડિમ ’ નામની સર્વથી ઉંચી શાખા છે તે છ યોજન ઉંચી છે. ૩૦૦.

એવી રીતે આ જમ્બૂવૃક્ષ કંદથી આરંભીને સમગ્ર આઠ યોજન ઉંચાઇમાં છે; અને બે કોસ પૃથ્વીમાં ગૂઢ રહેલ છે. ૩૦૧.

હવે એને, સ્કંધમાંથી ચાર દિશાઓમાં પ્રસરેલી, ગુરૂની શિષ્યપરમ્પરા જેવી, ચાર શાખાઓ છે તે પ્રત્યેકની લંબાઈ ચાર યોજનમાં એક કોસ ઓછી છે. વળી એ પ્રત્યેક વિવિધ જાતિના પત્ર, પુષ્પ અને ફળથી અલંકૃત છે. ૩૦૨–૩૦૩.

એવી રીતે સ્કન્ધની પહોળાઇ અને શાખાઓની બેઉ બાજુની લંબાઇ ગણતાં, આ જમ્બૂવૃક્ષની પહોળાઇ પણ સંપૂર્ણ આઠ યોજનની થાય છે. ૩૦૪.

આ જમ્બૂવૃક્ષની, પૂર્વતરફ ફેલાયલી શાખાની વચ્ચે ‘ અનાદૃત ’ દેવનું અનેક રત્નમય સ્તંભોવાળું એક રત્નમય ભવન શોભી રહ્યું છે. ૩૦૫.

धनुःपंचशतोत्तुंगं तदर्धं प्रथुलं क्रमात् ।
प्राच्युदीचीदक्षिणासु द्वारमेकैकमत्र च ॥ ३०७ ॥
धनुःपंचशतायामविष्कम्भा मणिपीठिका ।
तदर्धमानबाहल्या तत्र शय्याविराजिता ॥ ३०८ ॥
शेषशाखासु तिसृषु स्युः प्रासादावतंसकाः ।
प्राक्शाखाभाविभवनानुकाराः सर्वमानतः ॥ ३०९ ॥
सर्वरत्नमया दीप्रप्रभापटलभासुराः ।
अनादृतस्वर्गियोग्यसिंहासनविभूषिताः ॥ ३१० ॥ युग्मम् ॥

यद्यपि विषमायामविष्कम्भं भवनं श्रीदेव्यादिभवनवत् समायामविष्कम्भः प्रासादः विजयादिप्रासादवत् इति भवनप्रासादयोर्विशेषं आमनन्ति तथापि श्रीजम्बूद्वीपप्रज्ञप्तिसूत्रश्रीजिनभद्रगणिक्षमाश्रमणकृतक्षेत्रसमासश्रीउमास्वातिवाचककृतजम्बूद्वीपसमासश्रीसोमतिलकसूरिकृतनव्यबृहत्क्षेत्रसमासादिषु एतेषां वक्ष्यमाणवनगतानां च प्रासादतया व्यपदिष्टत्वात् क्रोशायामक्रोशार्द्धविष्कम्भत्वस्य च उक्तत्वात् जम्बू-

---

એ ભવન લંબાઈમાં એક કોસ, પહોળાઈમાં અરધો કોસ અને ઉંચાઈમાં એક કોસથી સહેજ ઓછું છે. ૩૦૬.

એને વળી પૂર્વમાં, ઉત્તરે તથા દક્ષિણે—એમ ત્રણ દ્વારો છે. એઓ પાંચસો પાંચસો ધનુષ્ય ઉંચા તથા અઢીસો અઢીસો ધનુષ્ય પહોળાં છે. ૩૦૭.

ત્યાં વળી એક મણિપીઠિકા છે—તે પાંચસો ધનુષ્ય લાંબીપહોળી છે અને અઢીસો ધનુષ્ય જાડી છે. ૩૦૮

શેષ ત્રણ શાખાઓમાં પણ મહાન પ્રાસાદો છે. એઓનું પ્રમાણ પૂર્વ તરફની શાખામાં રહેલા ભવનની જેટલું જ છે. એઓ સર્વ પ્રકારના રત્નોએ યુકત છે, દેદીપ્યમાન કાન્તિને લીધે ચકચકિત થઇ રહેલાં છે અને અનાદૃત દેવને લાયકના સિંહાસનથી અલંકૃત છે. ૩૦૯—૩૧૦.

જો કે, જેની લંબાઇ પહોળાઇ વિષમ હોય એ ‘ ભવન ’ કહેવાય, જેમકે લક્ષ્મીદેવીનું ‘ ભવન ’, અને સમાન લંબાઈ પહોળાઇ હોય તે ‘ પ્રાસાદ ’ કહેવાય, વિજયદેવ વગેરેના પ્રાસાદની જેમ—આમ ‘ભવન’ અને ‘પ્રાસાદ’ માં તફાવત ગણાવાય છે તો પણ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્ર, જિનભદ્રગણિક્ષમાશ્રમણકૃત ક્ષેત્રસમાસની ટીકા, શ્રી ઉમાસ્વામિવાચકકૃત જમ્બૂદ્વીપસમાસ અને શ્રીસોમતિલકસૂરિકૃત નવીન બૃહત્ક્ષેત્રસમાસ વગેરેમાં એઓને તથા વક્ષ્યમાણ-

प्रकरणे प्रासादा अपि विषमायामविष्कम्भा इति ध्येयम् । इति अर्थतः उपाध्यायश्रीशान्तिचन्द्रोपज्ञजम्बूद्वीपप्रज्ञप्तिवृत्तौ ॥

जीवाभिगमसूत्रे तु एषामपि समायामविष्कम्भत्वमेव दृश्यते । तथा च तद्ग्रन्थः । तत्थ जे दाहिणिल्ले साले एत्थ णं एगे महं पासायावडिंसए पण्णत्ते कोसं च उड्ढं उच्चत्तेणं अद्धकोसं आयामविक्खंभेणं इति ॥

शेषप्रासादसूत्राणि अपि अस्यैव सूत्रस्य अतिदेशेन उक्तानि इति ज्ञेयम् ॥

चतुर्दिग्गतशाखान्तः शाखा या विडिमाभिधा ।
तस्या मौलौ मध्यभागे सिद्धायतनमुत्तमम् ॥ ३११ ॥
विष्कम्भायामतश्चैतत् प्राक्शाखाभवनोपमम् ।
देशोनक्रोशमुत्तुंगप्रथुद्वारत्रयान्वितम् ॥ ३१२ ॥
तस्य मध्ये महत्येका शोभते मणिपीठिका ।
धनुःपंचशतायामव्यासा तदर्धमेदुरा ॥ ३१३ ॥
उपर्यस्या महानेको देवच्छन्दक आहितः ।
पंचचापशतायामविष्कम्भः सर्वरत्नजः ॥ ३१४ ॥

---

વનગતભવનોને પ્રાસાદ તરીકે ગણેલાં હોવાથી અને એમની લંબાઇ એક કોસની તથા પહોળાઇ અરધા કોસની કહેલી હોવાથી આ જંબૂવૃક્ષના પ્રકરણમાં પ્રાસાદો પણ વિષમ લંબાઇ પહોળાઇવાળા છે એમ સમજવું. આવો અર્થ શ્રીશાંતિચંદ્રઉપાધ્યાયકૃત જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિની ટીકામાં કહેલો છે.

જીવાભિગમસૂત્રમાં તો એઓની પણ સમાન લંબાઇ પહોળાઇ જોવામાં આવે છે. એ સૂત્રમાં જે પાઠ છે એનો અર્થ આ પ્રમાણે છે:—દક્ષિણ દિશામાં જે વૃક્ષ છે તેમાં એક મહાન પ્રાસાદ કહેલો છે તે ઉંચાઈમાં એક કોસ તથા લંબાઈ પહોળાઇમાં અરધો કોસ છે.

શેષ પ્રાસાદસૂત્રો પણ આજ સૂત્રના અતિદેશને લઇને કહેલાં છે એમ સમજવું.

હવે ચારે દિશાઓમાં પ્રસરેલી ચાર શાખાઓની અંદર-વચ્ચે જે 'વિડિમ' નામની શાખા કહી છે તેની ટોચપર એક ઉત્તમ 'સિદ્ધાયતન' કે સિદ્ધમન્દિર છે. ૩૧૧.

એ સિદ્ધાયતનની લંબાઇ પહોળાઇ પૂર્વોક્ત શાખાન્તર્ગત ભવન જેટલી છે, અને ઉંચાઈ એક કોસથી સ્હેજ ઓછી છે. એ સિદ્ધાયતનને ત્રણ દ્વાર છે. વળી એમાં એક મ્હોટી મણિપીઠિકા છે-જે પાંચસો ધનુષ્ય લાંબીપહોળી અને એથી અરધી જાડી છે. ૩૧૨-૩૧૩.

सातिरेकधनुःपंचशतोत्तुंगोऽथ तत्र च ।
अष्टाधिकं जिनार्चानां शतं वैताढ्यचैत्यवत् ॥ ३१५ ॥ युग्मम् ॥

एवमुक्तस्वरूपोऽयं जम्बूवृक्षः समन्ततः ।
भात्यष्टाग्रेण जम्बूनां शतेन परिवेष्टितः ॥ ३१६ ॥

अमी आद्यपरिक्षेपगता जम्बूमहीरुहः ।
मूलजम्बूतरोरर्धमाना भवन्ति सर्वथा ॥ ३१७ ॥

यथा द्वादशभिः पद्मवेदिकाभिः स वेष्टितः ।
तथामी निखिला षड्भिर्वेदिकाभिरलंकृताः ॥ ३१८ ॥

श्रीदेवीपद्मवच्चैते सर्वेऽनादृतनाकिनः ।
स्वीयाभरणसर्वस्वनिक्षेपवणिगापणाः ॥ ३१९ ॥

एतेषु च १०८ जम्बूवृक्षेषु श्रीजम्बूद्वीपप्रज्ञप्तिश्रीजीवाभिगमक्षेत्रविचारादौ सूत्रकृद्भिः वृत्तिकृद्भिश्च जिनभवनप्रासादचिन्ता न कापि चक्रे । बहवो बहुश्रुताः श्राद्धप्रतिक्रमणचूर्णिकारादयः शाश्वतजिनस्तो-

---

એ મણિપીઠિકાપર એક મ્હોટો સર્વરત્નમય દેવચ્છન્દક આવેલો કહેવાય છે—જે પાંચસો ધનુષ્ય લાંબોપહોળો છે અને એથી કંઇક વિશેષ ઉંચો છે. એમાં વૈતાઢ્યના ચૈત્યની પેઠે એકસો આઠ જિનબિમ્બ છે. ૩૧૪–૩૧૫.

આવા આવા સ્વરૂપવાળા એ જમ્બૂવૃક્ષની ફરતાં એકસોઆઠ બીજાં જમ્બૂવૃક્ષો વીંટાઇને રહ્યાં છે. ૩૧૬.

એ એકસોઆઠ પહેલા ઘેરાવામાં રહેલા છે અને એઓનું માન મૂળના જમ્બૂવૃક્ષથી અરધુ છે. ૩૧૭.

વળી મૂળ જમ્બૂવૃક્ષની આસપાસ જ્યારે બાર પદ્મવેદિકા આવી રહી છે ત્યારે આ સર્વની ફરતી છ પદ્મવેદિકા છે. ૩૧૮.

વળી શ્રીદેવીને જેમ કમળ તેમ 'અનાદૃત' દેવને આ સર્વ વૃક્ષો પોતાનાં આભૂષણાદિક સર્વ ચાનાં રાખવાની બજાર દુકાન જેવાં છે. ૩૧૯.

આ એકસો આઠ જમ્બૂવૃક્ષોમાં જિનભવન કે પ્રાસાદ આદિક કંઈ છે કે નહિં તે સંબંધમાં, સૂત્રકાર કે ટીકાકારોએ શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, શ્રી જીવાભિગમ કે ક્ષેત્રવિચાર વિગેરે ગ્રંથોમાં કંઈ પણ ઉલ્લેખ કર્યો નથી. પરન્તુ શ્રાદ્ધપ્રતિક્રમણની ચૂર્ણીના કર્તા વગેરે બહુશ્રુતો

त्रकर्तृश्रीजयानन्दसूरिप्रभृतयश्च मूलजम्बूवृक्षवत् प्रथमवलयजम्बूवृक्षप्रथमवनखंडगतकूटकाष्टकजिनभवनैः सह जम्बूवृक्षे सप्तदशोत्तरं जिनभवनानां शतं मन्यमाना इहापि एकैकं सिद्धायतनं पूर्वोक्तमानं मेनिरे । ततः अत्र तत्त्वं केवलिनो विदुः । इति जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तौ ॥

मूलजम्बूतरोस्तस्माद्यथाक्रमं दिशां त्रये ।
वायव्यामुत्तरस्यां चैशान्यां च तुल्यनाकिनाम् ॥ ३२० ॥

जम्बूसहस्राश्चत्वारः तावतां कीर्त्तिता जिनैः ।
जम्ब्वश्चतस्रः पूर्वस्यां महिषीणां चतसृणाम् ॥ ३२१ ॥ युग्मम् ॥

सहस्राण्यष्ट चाग्नेय्यां जम्ब्वोऽभ्यन्तरपर्षदाम् ।
जम्बूसहस्राणि दश याम्यां मध्यमपर्षदाम् ॥ ३२२ ॥

ता द्वादशसहस्राणि नैर्ऋत्यां बाह्यपर्षदाम् ।
प्रत्यक् च सप्त सेनान्यां परिक्षेपे द्वितीयके ॥ ३२३ ॥

जम्बूसहस्राश्चत्वारः प्रत्येकं दिक्चतुष्टये ।
सहस्राः षोडशेत्यात्मरक्षकाणां तृतीयके ॥ ३२४ ॥

---

તેમજ શાશ્વત જિનની સ્તુતિના રચયિતા શ્રી જયાનંદ સૂરિ વગેરે, મૂળ જમ્બૂવૃક્ષપર તથા એની આસપાસના પ્રથમ વલયમાં રહેલા જમ્બૂવૃક્ષોપર તથા પ્રથમના વનખંડમાં રહેલા આઠ કૂટ પર–એમ સર્વ મળીને એકસો સત્તર જિનભવનો માનવાની સાથે અહિં પણ પૂર્વોક્ત પ્રમાણવાળું એકેક સિદ્ધાયતન માને છે. તો એ બે હકીકતમાં સત્ય કઇ છે તે કેવળીગમ્ય છે.

એ મુજબ 'જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ' ની ટીકામાં છે.

હવે વળી, એ મૂળજમ્બૂવૃક્ષની વાયવ્ય, ઉત્તર અને ઈશાન એમ ત્રણ દિશાઓમાં સામાનિક દેવોનાં ચાર હજાર જમ્બૂવૃક્ષો અને પૂર્વદિશામાં ચાર અગ્ર મહિષીઓના ચાર જમ્બૂવૃક્ષો કહેલાં છે. ૩૨૦–૩૨૧.

અગ્નિકોણમાં અભ્યન્તર પર્ષદાનાં આઠ હજાર અને દક્ષિણ દિશામાં મધ્યમ પર્ષદાના દશ હજાર જમ્બૂવૃક્ષો કહ્યાં છે. વળી નૈઋત્ય કોણમાં બાહ્ય પર્ષદાના બાર હજાર કહ્યાં છે. ૩૨૨–૩૨૩.

બીજા ઘેરાવામાં પશ્ચિમ તરફ સેનાપતિના સાતહજાર જમ્બૂવૃક્ષો કહેલાં છે. ૩૨૩.

ત્રીજા ઘેરાવામાં આત્મરક્ષક દેવોનાં, પ્રત્યેક દિશામાં ચાર હજાર એટલે ચારે દિશાઓમાં થઈને સોળહજાર જમ્બૂવૃક્ષો કહ્યાં છે. ૩૨૪.

यद्यप्युक्तं वलययोर्मानं नैवानयोः स्फुटम् ।
पूर्वाचार्यैरुच्चतादेः प्राज्ञैः ज्ञेयाः तथापि हि ॥ ३२५ ॥
श्रीदेवीपद्मदृष्टान्तात् प्रथमाद्वलयादिह ।
अर्धार्धमानका जम्ब्वोऽनयोर्वलययोर्द्वयोः ॥ ३२६ ॥

तथाहुः जिनभद्रगणिपादाः क्षेत्रसमासे ।

पउमद्दहे सिरीए जो परिवारो कमेण निद्दिट्ठो ।
सो चेव य नायव्वो जम्बूएणाढियसुरस्स ॥ ३२७ ॥

तथैवोक्तं जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तौ ॥

अत्राप्येकैकया पंक्त्या परिक्षेपे विवक्षिते ।
न जम्बूनामवकाशः श्रीदेवीपद्मवत् भवेत् ॥ ३२८ ॥
तदिहापि परिक्षेपजातयस्तिस्र इत्यहो ।
ज्ञेयं जम्बूपंक्तयस्तु यथायोगमनेकशः ॥ ३२९ ॥
स चैवं सपरीवारो जम्बूवृक्षः समन्ततः ।
काननैः योजनशतमानैः त्रिभिः समावृतः ॥ ३३० ॥
आन्तरेण मध्यमेन बाह्येन च यथाक्रमम् ।
तत्रादिमे वने पूर्वादिषु दिक्षु चतसृषु ॥ ३३१ ॥

---

જો કે આ બીજા અને ત્રીજા ઘેરાવામાં રહેલા એ વૃક્ષોનું ઉંચાઇ આદિનું માન પૂર્વાચાર્યોએ કંઇ કહ્યું નથી તોપણ વિદ્વાનોએ તો લક્ષ્મીદેવીના પદ્મના દૃષ્ટાન્ત પરથી, એ (બીજા ત્રીજા) વલયો એટલે ઘેરાવામાં આવેલા એ વૃક્ષોનું માન પૂર્વના વલયના વૃક્ષો કરતાં અરધું અરધું છે એમ સમજી લેવું. ૩૨૫-૩૨૬.

ક્ષેત્રસમાસમાં શ્રી જિનભદ્ર ગણિ મહારાજ કહે છે કે--લક્ષ્મીદેવીના પદ્મહ્રદમાં અનુક્રમે જે પરિવાર બતાવ્યો છે તેજ પ્રમાણે જમ્બૂવૃક્ષના ' અનાદૃત ' દેવનો પણ જાણવો. ૩૨૭.

જમ્બુદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રની ટીકામાં પણ એજ ભાવાર્થનું કહ્યું છે.

અહિં પણ એકેક પંક્તિવડે વિવક્ષિત ઘેરાવામાં શ્રીદેવીના કમળની પેઠે, જમ્બુવૃક્ષોનો અવકાશ થઇ શકે નહી. માટે અહિં પણ ઘેરાવા ત્રણ પ્રકારના જ સમજવા, વળી જંબુવૃક્ષની પંક્તિઓ તો યોગ પ્રમાણે અનેક છે જ. ૩૨૮-૩૨૯.

पंचाशतं योजनानि वगाह्यात्रान्तरे महत् ।
एकैकं भवनं जम्बूशाखाभवनसन्निभम् ॥ ३३२ ॥ युग्मम् ॥

भवनेष्वेषु सर्वेषु प्रत्येकं मणिपीठिका ।
तत्रानादृतदेवस्य शयनीयं श्रमापहम् ॥ ३३३ ॥

तस्मिन्नेवादिमवनखंडेऽखंडश्रियोज्ज्वले ।
पंचाशतो योजनानामैशान्यां समतिक्रमे ॥ ३३४ ॥

अत्रान्तरे पुष्करिण्यः चतस्रः स्युश्चतुर्दिशम् ।
प्राच्यां पद्मा दक्षिणस्यां पद्मप्रभेति नामतः ॥३३५॥

कुमुदाख्या पश्चिमायामुदीच्यां कुमुदप्रभा ।
सर्वाः क्रोशार्द्धविष्कम्भा एकक्रोशायताश्च ताः ॥ ३३६ ॥

धनुःपंचशतोद्वेधाः सचतुर्द्वारतोरणाः ।
वृताः पद्मवेदिकया वनखंडेन चाभितः ॥ ३३७ ॥ कलापकम् ॥

तासां चतसृणां मध्ये प्रासादः परिकीर्त्तितः ।
स च जम्बूवृक्षशाखाप्रासादसदृशोऽभितः ॥ ३३८ ॥

---

આવા આવા પરિવારવાળા એ જમ્બૂવૃક્ષની આસપાસ સો સો યોજનના માનવાળા ત્રણ વનો આવેલાં છે. તેમાં એક આન્તર, બીજું મધ્યમ અને ત્રીજું બાહ્ય એમ છે. ૩૩૦-૩૩૧.

પહેલા એટલે આન્તર (અંદરના) વનમાં, પૂર્વાદિક ચારે દિશાઓમાં પચાસ પચાસ યોજન મૂકયા બાદ, જમ્બૂવૃક્ષની શાખાના ભવન જેવું એકેક મ્હોટું ભવન છે. ૩૩૨.

એ પ્રત્યેક ભવનને વિષે મણિપીઠિકા છે અને એ મણિપીઠિકાની ઉપર અનાદૃત દેવનું આસાયેશ લેવાનું બીછાનું છે. ૩૩૩.

આ જ અતીવ સુશોભિત વનખંડમાં વળી, ઇશાનકોણમાં પચાસ યોજન ગયા બાદ, ચારે દિશાએ ચાર વાવ આવે છે: (૧) પૂર્વદિશામાં 'પદ્મા,' (૨) દક્ષિણમાં 'પદ્મપ્રભા,' (૩) પશ્ચિમમાં 'કુમુદા' અને (૪) ઉત્તરમાં 'કુમુદપ્રભા.' ૩૩૪-૩૩૫.

એ સર્વ અરધો કોસ પહોળી, એક કોસ લાંબી અને પાંચસો ધનુષ ઉંડી છે. પ્રત્યેકને ચચ્ચાર દરવાજા અને તોરણો છે. વળી એમની ચારે બાજુએ પદ્મવેદિકા અને બગીચા છે. ૩૩૬-૩૩૭.

વળી ચારે વાવમાં, મધ્યમાં એકેક પ્રાસાદ છે-જે જમ્બૂવૃક્ષની શાખામા રહેલા પ્રાસાદની જેવો છે. ૩૩૮.

एवमस्मिन्नेव वने वायव्यां दिशि योजनैः ।
पंचाशता पुष्करिण्यः चतस्रः स्युश्चतुर्दिशम् ॥ ३३९ ॥
प्राच्यामुत्पलगुल्माख्या याम्यां च नलिनाभिधा ।
स्यादुत्पला पश्चिमायामुदीच्यामुत्पलोज्ज्वला ॥ ३४० ॥

अयं जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रजीवाभिगमसूत्राभिप्रायः ॥बृहत्क्षेत्रसमासे तु

उप्पलभोमानलिणुज्जलुप्पला उप्पला य बीयंमि

इति वचनात् तृतीयतुर्ययोः नाम्नि व्यत्ययः प्रथमायाः नाम्नि विशेषश्च दृश्यते । इति ज्ञेयम् ॥

उक्त पुष्करिणीतुल्या एता अपि प्रमाणतः ।
मध्ये तथैव प्रासादो जम्बूप्रासादसन्निभः ॥ ३४१ ॥
वनेऽस्मिन्नेव नैर्ऋत्यां पंचाशद्योजनोत्तराः ।
यथाक्रमं पुष्करिण्यः प्राच्यादिदिक्चतुष्टये ॥ ३४२ ॥
भृंगा भृंगनिभा किं चांजनाथ कज्जलप्रभा ।
मध्ये प्रासाद एतासां सर्वं मानं तु पूर्ववत् ॥३४३ ॥

---

એજ પ્રમાણે વળી ત્યાં, વાયવ્યકોણમાં પણ પચાસ યોજન ગયા બાદ ચાર દિશાઓમાં ચાર વાવ છેઃ ( ૧ ) પૂર્વમાં ઉત્પલગુલ્મા, ( ૨ ) દક્ષિણમાં ' નલિના, ' (૩) પશ્ચિમમાં ' ઉત્પલા ' અને ( ૪ ) ઉત્તરમાં ઉત્પલોજ્જવલા. ૩૩૯–૩૪૦.

આ અભિપ્રાય જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રનો તથા જીવાભિગમસૂત્રનો છે.

બૃહત્ ક્ષેત્રસમાસમાં તો એમ કહ્યું છે કે-બીજા વલયમાં એટલે ઘેરાવામાં ( ૧ ) ઉત્પલભૂમા, ( ૨ ) નલિના, ( ૩ ) ઉજ્જવલોત્પલા અને ( ૪ ) ઉત્પલા એ નામની વાવો છે. " એટલે કે ત્રીજી ચોથીનાં નામ ઉલટસુલટ છે, અને પહેલીના નામમાં જરા ફેર છે.

આ વાવોનું પ્રમાણ પણ ઉપરોક્ત વાવોની જેટલું છે અને એઓમાં પણ જમ્બૂવૃક્ષના પ્રાસાદ જેવો પ્રાસાદ છે. ૩૪૧.

વળી આ વનમાં નૈઋત્યકોણમાં પણ પચાસ યોજન મૂકીને, ચતુર્દિશામાં ચાર વાવો છે. તેમનાં ( ૧ ) ભૃંગા, ( ૨ ) ભૃંગનિભા, ( ૩ ) અંજના અને ( ૪ ) કજ્જલપ્રભા—એવાં નામ છે. એમની વચ્ચે પણ એકેક પ્રાસાદ છે. વળી એમનું પ્રમાણાદિક સઘળું પૂર્વવત્ સમજવું. ૩૪૨–૩૪૩.

आग्नेय्यां च योजनानां पंचाशतो व्यतिक्रमे ।
वनेऽत्रैव पुष्करिण्यो दिक्चतुष्के यथाक्रमम् ॥ ३४४ ॥

श्रीकान्ता श्रीमहिता च श्रीचन्द्रा च ततः परम् ।
श्रीनिलयाख्येति शेषं प्रासादादि तु पूर्ववत् ॥ ३४५ ॥

प्रासादेष्वेषु चैकैकमस्ति सिंहासनं महत् ।
अनादृतस्य देवस्य क्रीडार्हं सपरिच्छदम् ॥ ३४६ ॥

अत्र जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे सीहासणा सपरिवारा इति । जीवाभिगमे च सीहासणं अपरिवार इति ॥

अस्मिन्नेव वने पूर्वदिक्भाविभवनात् किल ।
उदीच्यां दक्षिणस्यां चैशानीप्रासादशेखरात् ॥ ३४७ ॥

एकः कूटः द्वितीयस्तु प्राग्भाविभवनादितः ।
दक्षिणस्यामुदीच्यां चाग्नेयीप्रासादपुंगवात् ॥ ३४८ ॥ युग्मम् ॥

पश्चिमायामथाग्नेयीप्रासादात् पूर्वतोऽपि च ।
दाक्षिणात्यात् भवनतः कूटोऽत्रास्ति तृतीयकः ॥ ३४९ ॥

---

વળી અગ્નિકોણમાં પણ પચાસ યોજન મૂકીને, ચારે દિશાએ ચાર વાવ છે—તે અનુક્રમે આ પ્રમાણે છે: (૧) શ્રીકાન્તા, (૨) શ્રીમહિતા, (૩) શ્રીચન્દ્રા અને (૪) શ્રીનિલયા. આ સઘળી વાવોમાં પણ પ્રાસાદ વગેરે પૂર્વવત્ સમજવાં. પ્રત્યેક પ્રાસાદમાં ' અનાદૃત ' દેવને ક્રીડા કરવાને લાયકનું મ્હોટું પરીવારવાળું સિંહાસન છે. ૩૪૪–૩૪૬.

જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રમાં સિંહાસનો પરીવારવાળાં કહ્યાં છે, જ્યારે જીવાભિગમ સૂત્રમાં પરીવાર વિનાનાં કહ્યાં છે.

આ જ વનને વિષે વળી, પૂર્વસ્થ ભવનથી ઉત્તરે અને ઇશાનસ્થ પ્રાસાદથી દક્ષિણે એક ' કૂટ ' અર્થાત્ શિખર છે. ૩૪૭.

તથા પૂર્વસ્થ ભવનથી દક્ષિણે અને અગ્નિકોણમાં આવેલા પ્રાસાદથી ઉત્તરમાં બીજું ' કૂટ ' છે. ૩૪૮.

વળી અગ્નિકોણમાં આવેલા પ્રાસાદથી પશ્ચિમે અને દક્ષિણસ્થ ભવનથી પૂર્વે એક ત્રીજું ' કૂટ ' છે. ૩૪૯.

दाक्षिणात्यभवनतोऽपरस्यां पूर्वतोऽपि च ।
प्रासादान्नैर्ऋतीनिष्ठात्तुर्यः कूटो भवेदिह ॥ ३५० ॥
प्रासादान्नैर्ऋतीसंस्थादुदीच्यामथ याम्यतः ।
प्रतीचीनभवनतः कूटो भवति पंचमः ॥ ३५१ ॥
प्रतीचीनभवनतः उदीच्यामथ याम्यतः ।
वायव्यकोणप्रासादात् षष्ठः कूटः निरूपितः ॥ ३५२ ॥
वायव्यकोणप्रासादात् प्राच्यां पश्चिमतोऽपि च ।
उदग्भवनतस्तत्र कूटो भवति सप्तमः ॥ ३५३ ॥
उदग्भवनतः प्राच्यामथ पश्चिमतोऽपि च ।
ऐशानकोणप्रासादादत्र कूटोऽष्टमो मतः ॥ ३५४ ॥
एवमष्टाप्यमी कूटा जात्यस्वर्णमयाः स्मृताः ।
द्वे योजने भूनिमग्ना योजनान्यष्ट चोच्छ्रिताः ॥ ३५५ ॥
विष्कम्भायामतो मूले योजनान्यष्ट कीर्तिताः ।
मध्ये षडूर्ध्वं चत्वारि गोपुच्छाकृतयस्ततः ॥ ३५६ ॥

---

દાક્ષિણાત્ય ભવનથી ઉત્તરમાં અને નૈઋત્યસ્થ પ્રાસાદથી પૂર્વમાં એક ચોથું 'કૂટ' છે. ૩૫૦.

નૈઋત્યસ્થ પ્રાસાદથી ઉત્તરમાં અને પશ્ચિમસ્થ ,ભવનથી દક્ષિણે એક પાંચમું 'કૂટ' છે. ૩૫૧.

પશ્ચિમસ્થ ભવનથી ઉત્તરમા અને વાયવ્ય કોણના પ્રાસાદથી દક્ષિણમાં એક છઠ્ઠું 'કૂટ' છે. ૩૫૨.

વાયવ્ય કોણસ્થ પ્રાસાદથી પૂર્વમાં અને ઉત્તરસ્થ ભવનથી પશ્ચિમમાં વળી એક સાતમું .'કૂટ' છે ૩૫૩.

અને ઉત્તરસ્થ ભવનથી પૂર્વમાં અને ઇશાનકોણસ્થ પ્રાસાદથી પશ્ચિમમાં આઠમું 'કૂટ' છે. ૩૫૪.

એમ આઠ 'કૂટ' કે શિખરો છે-તે આઠે શ્રેષ્ઠ સુવર્ણમય છે. વળી એઓ બે યોજન પૃથ્વીને વીષે રહેલાં છે અને આઠ યોજન ઉંચાં છે. ૩૫૫.

એઓની લંબાઈ પહોળાઇ મૂળ આગળ આઠ યોજન, મધ્યભાગમાં છ યોજન અને ટોચ આગળ ચાર યોજન છે. અને તેથી એમનો આકાર ગોપુચ્છ જેવો છે. ૩૫૬.

एषां मूले परिक्षेपोऽधिकानि पंचविंशतिः ।
मध्येऽष्टादश मौलौ च योजनान्यर्कसंख्यया ॥ ३५७ ॥

तथोक्तम् ।

पणविसट्ठारसबारसेव मूले अ मज्झि उवरिं च ।
सविसेसाइं परिरओ कूडस्स इमस्स बोधव्वो ॥ ३५८ ॥

अयं जम्बूद्वीपप्रज्ञप्तिसूत्राभिप्रायः ॥ जिनभद्रगणिक्षमाश्रमणैः तु

अठुसहकूडसरिसा सव्वे जम्बूणाया भणिया ।

इत्यस्यां गाथायां ऋषभकूटसमत्वेन भणितत्वात् मूले द्वादश योजनानि अष्टौ मध्ये चत्वारि च उपरि आयामविष्कम्भेत्यादि ऊचे ॥ तथैव मलयगिरिपादैः व्याख्यातमपि ॥ जीवाभिगमसूत्रेऽपीत्थमेवैषां मानं दृश्यते ॥ तत्वं बहुश्रुतगम्यम् ॥

प्रत्येकमेषामुपरि चैकैकं सिद्धमन्दिरम् ।
एतच्च जम्बूविडिमासिद्धायतनसन्निभम् ॥ ३५९ ॥

अष्टाप्येते पद्मवरवेदिकावनमंडिताः ।
दिगंगनानामष्टानां क्रीडायै निर्मिता इव ॥ ३६० ॥

---

એમનો પરિધિ એટલે ઘેરાવો મૂળ આગળ પચવીશ યોજનથી સહેજ વધારે, મધ્યમાં અઢાર યોજનથી વિશેષ અને મથાળે બાર યોજનથી કંઈક વધારે છે. ૩૫૭.

જંબુદ્વીપપ્રજ્ઞપ્તિમાં પણ એમનો ઘેરાવો મૂળ, મધ્ય અને ટોચ આગળ અનુક્રમે સવિશેષ-પચવીશ, અઢાર અને બાર યોજનનો કહ્યો છે. ૩૫૮.

પણ જિનભદ્રગણિક્ષમાશ્રમણે તો આઠે જમ્બૂકૂટો ઋષભકૂટ જેવા છે એમ કહ્યું છે એ પરથી તો એમનું એ માન બરાબર બાર, આઠ અને ચાર યોજન કહેવાય. આ વાતને શ્રીમલયગિરિએ પણ પ્રમાણ માની છે અને શ્રી જીવાભિગમસૂત્રમાં પણ એમજ કહ્યું છે. તો સત્ય કયું એ બહુશ્રુત જાણે.

એ આઠે 'કૂટ' માંના પ્રત્યેકપર એકેક સિદ્ધાયતન એટલે સિદ્ધમંદિર છે. અને એ જમ્બૂવૃક્ષની મ્હોટી 'વિડિમા' શાખાપર રહેલા સિદ્ધાયતન જેવું છે. ૩૫૯.

વળી એ આઠે કૂટની ચોદિશ, જાણે આઠ દિશારૂપી સ્ત્રીઓને ક્રીડા કરવા માટે નિર્માણ કર્યાં હોય એવા બગીચાઓ અને પદ્મવેદિકાઓ આવી રહ્યાં છે. ૩૬૦.

एवमुक्तस्वरूपाया अस्या जम्ब्वा महातरोः ।
नामानि द्वादशैतानि प्रज्ञप्तानि जिनेश्वरैः ॥ ३६१ ॥
सुदर्शना तथामोघा सुप्रबुद्धा यशोधरा ।
भद्रा विशाला सुमनाः सुजाता नित्यमंडिता ॥ ३६२ ॥
विदेहजम्बूः नियता सौमनस्येति कीर्त्तिताः ।
रत्नमय्या अप्यमुष्या द्रुमेषु मुख्यतां विदुः ॥ ३६३ ॥

तथोक्तं बहुश्रुताध्ययने ।

जहा दुमाणपवरा जम्बू नाम सुदंसणा ।
अणाढीयस्स देवस्स एवं हवइ बहुस्सुए ॥ ३६४ ॥
जम्बूद्वीपपतिर्देवो वसत्यस्यामनादृतः ।
जम्बूस्वामिपितृव्यो यः प्राग्भवे सोऽधुनास्त्यसौ ॥ ३६५ ॥
चतुःसामानिकसुरसहस्रसेवितक्रमः ।
महिषीभिः चतसृभिः स्नेहिनीभिः कटाक्षितः ॥ ३६६ ॥
पर्षद्भिः तिसृभिः जुष्टः सप्तभिः सैन्यसैन्यपैः ।
उदायुधैः षोडशभिः सहस्रैश्चात्मरक्षिणाम् ॥ ३६७ ॥

---

આ પ્રમાણે જેની હકીકત છે એવા એ મહાન ' જમ્બૂવૃક્ષનાં ' જિનભગવાનોએ બાર જેટલાં નામ કહ્યાં છે. ૩૬૧.

તે આ પ્રમાણે:—(૧) સુદર્શના, (૨) અમોઘા, (૩) સુપ્રબુદ્ધા, (૪) યશોધરા, (૫) ભદ્રા (૬) વિશાલા, (૭) સુમનસ્, (૮) સુજાતા, (૯) નિત્યમંડિતા, (૧૦) વિદેહજમ્બૂ, (૧૧) નિયતા અને (૧૨) સૌમનસ્યા. ૩૬૨-૩૬૩.

વળી એ ' જમ્બૂ ' રત્નમય હોવા છતાં એને સર્વવૃક્ષ શિરોમણિ કહ્યું છે.

' બહુશ્રુત ' અધ્યયનમાં એ માટે કહ્યું છે કે—જેમ ' અનાદૃત ' દેવનું સુદર્શના નામે જમ્બૂવૃક્ષ સર્વ વૃક્ષોમાં મુખ્ય-સર્વશિરોમણિ છે તેમ ' બહુશ્રુતો ' માં જમ્બૂસ્વામી મુખ્ય છે. ૩૬૪.

આ જમ્બૂવૃક્ષમાં ' અનાદૃત ' નામનો, જમ્બૂદ્વીપનો સ્વામી અધિષ્ઠાયક દેવ રહે છે. પૂર્વભવમાં એ જમ્બૂસ્વામીનો કાકો હતો અને અત્યારે ત્યાં છે. ૩૬૫.

એની સેવા અર્થે ચાર હજાર સામાનિક દેવો અને ઉપભોગ અર્થે ચાર પ્રેમાળ પટ્ટ-રાણીઓ સતત-કાયમ હાજર હોય છે. ૩૬૬.

व्यन्तराणां व्यन्तरीणामन्येषामपि भूयसाम् ।
अनादृतराजधानीवास्तव्यानामधीश्वरः ॥ ३६८ ॥

मेरोरुदीच्यामन्यत्र जम्बूद्वीपे महर्द्धिकः ।
पुर्यामनादृताख्यायां साम्राज्यं पालयत्यसौ ॥३६९॥ कलापकम् ॥

यौ सीमाकारिणौ देवकुरूणां धरणीधरौ ।
सौमनसविद्युत्प्रभाभिधौ तौ वर्णयाम्यथ ॥ ३७० ॥

निषधाद्रेरुत्तरस्यामाग्नेय्यां मन्दराचलात् ।
प्रतीच्यां मंगलावत्या योऽसौ सौमनसाभिधः ॥ ३७१ ॥

देवा देव्यो वसन्त्यत्र यतः प्रशान्तचेतसः ।
ततः सौमनसो यद्वा सौमनसाख्यभर्तृकः ॥ ३७२ ॥

तुरंगस्कन्धसंस्थानो गजदन्तसमोऽपि सः ।
मनोहरो रूप्यमयः सप्तकूटोपशोभितः ॥ ३७३ ॥

---

વળી એને ત્રણ સભાઓ છે, સાત સૈન્યો અને સેનાપતિઓ છે; અને એના સંરક્ષણ અર્થે સોળ હજાર દેવો શસ્ત્રસજ્જ થઇને રહેલા હોય છે. ૩૬૭.

વળી એને એની રાજધાનીમાં રહેલા અન્ય પણ અનેક વ્યન્તરદેવો અને વ્યન્તરદેવીઓ સેવા કરનારા-સેવકો છે. ૩૬૮.

વળી મહર્દ્ધિક-અતુલ સમૃદ્ધિવાળા એ 'અનાદત' દેવને મેરૂની ઉત્તરે અન્યત્ર જમ્બૂદ્વીપને વિષે ' અનાદત ' નામની રાજધાની છે ત્યાં એ રાજ્ય ભોગવે છે. ૩૬૯.

હવે દેવકુરૂની સીમા બાંધી રહેલા અર્થાત્ એને સીમાડે આવેલા " સૌમનસ " અને " વિદ્યુત્પ્રભ " નામના પર્વતો છે તે વિષે કંઇક કહું છું. ૩૭૦.

એ એમાંથી જે ' સૌમનસ ' છે તે નિષધપર્વતથી ઉત્તરે, મંદરાચળથી અગ્નિકોણમાં અને ' મંગળાવતી ' વિજયની પશ્ચિમે આવેલ છે. ૩૭૧.

અહિં સુ-મના અર્થાત શાંતમનવાળા દેવદેવીઓ વસે છે એ પરથી, અથવા તો એનો સૌમનસ નામનો અધિષ્ઠાયક દેવ છે એ પરથી, એ ' સૌમનસ ' કહેવાય છે. ૩૭૨.

એનો અશ્વના સ્કંધ જેવો આકાર છે, ગજદંતસમાન મનહર દેખાવ છે, અને એ વળી રૂપ્યમય છે. ૩૭૩.

सिद्धायतनमाद्यं स्यात् परं सौमनसाभिधम् ।
सन्मंगलावतीकूटं देवकुर्वभिधं परम् ॥ ३७४ ॥
विमलं कांचनं चैव वासिष्टं कूटमन्तिमम् ।
प्रमाणं ज्ञेयमेतेषां हिमवद्गिरिकूटवत् ॥ ३७५ ॥ युग्मम् ॥
आग्नेय्यामादिमं कूटं मन्दरासन्नमाहितम् ।
तस्याग्नेय्यां द्वितीयं तु तस्याप्याग्नेयकोणके ॥ ३७६ ॥
कूटं तृतीयमित्येतत्कूटत्रयं विदिक्स्थितम् ।
अथो तृतीयादाग्नेय्यामुत्तरस्यां च पंचमात् ॥ ३७७ ॥
कूटं चतुर्थं प्रज्ञप्तमेतस्मात्कूटतः परम् ।
दक्षिणोत्तरया पंक्त्या शेषं कूटत्रयं भवेत् ॥ ३७८ ॥ विशेषकम् ॥
वत्समित्रासुमित्राख्ये षष्ठपंचमकूटयोः ।
दिक्कुमार्यौ कूटसमाभिधा देवाश्चतुर्षु च ॥ ३७९ ॥

अत्र जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे बृहत्क्षेत्रसमासे सिरिनिलय इति क्षेत्रसमासादिषु च सौमनसपंचमषष्ठकूटवासिन्यौ सुवत्सावत्समित्राख्ये एव दिक्कुमार्यौ उक्ते ॥ यत्तु जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे एव जिनजन्माधिकारे

---

એને સાત શિખરો છે:—(૧) સિદ્ધાયતન, (૨) સૌમનસ, (૩) મંગળાવતી, (૪) દેવકુરૂ, (૫) વિમળ, (૬) કાંચન અને (૭) વસિષ્ટ. એમનું પ્રમાણ હિમવંતના શિખર પ્રમાણે જાણવું. ૩૭૪–૩૭૫.

પહેલું શિખર મેરૂપર્વતપાસે અગ્નિકોણમાં આવ્યું છે; એના અગ્નિકોણમાં વળી બીજું છે અને એ બીજાના અગ્નિકોણમાં ત્રીજું આવ્યુ છે. વળી એ ત્રીજાથી અગ્નિકોણમાં અને પાંચમાની ઉત્તરે ચોથું શિખર છે. શેષ ત્રણ શિખરો ચોથાથી દક્ષિણોત્તરે એક હારમાં આવેલાં છે. ૩૭૬–૩૭૮.

પાંચમા અને છઠ્ઠા શિખરપર 'સુમિત્રા' અને 'વત્સમિત્રા' નામની દિક્કુમારિકાઓ રહે છે. શેષ શિખરોપર તે તે શિખરોના નામવાળા દેવોનો વાસ છે. ૩૭૯.

આ સબંધમાં જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રમા, બૃહત્ ક્ષેત્રસમાસમાં તથા 'સિરિનિલય' નામના ક્ષેત્રસમાસ વગેરેમાં સુમિત્રા અને વત્સમિત્રાની જગ્યાએ સુવત્સા અને વત્સમિત્રા—એવાં નામ કહ્યા છે. વળી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રમાંજ જિનજન્મના અધિકારમા અધોલોકમાં

अधोलोकवासिनीनां भोगंकरादीनामष्टानां दिक्कुमारीणां मध्ये पंचमी तोयधारा षष्ठी विचित्रा च इति उक्तं तदयं लिखितदोषः नामान्तरं वा इति सर्वविद् वेद ॥

एतत्कूटाधिपदेवदेवीनां मन्दराचलात् ।
दक्षिणस्यां राजधान्यो जम्बूद्वीपेऽपरत्र वै ॥ ३८० ॥

उत्तरस्यां निषधाद्रेः नैर्ऋत्यां कनकाचलात् ।
पूर्वस्यां पद्मविजयात् गिरिः विद्युत्प्रभाभिधः ॥ ३८१ ॥

तपनीयमयत्वेन विद्युद्दीप्तिमत्तया ।
विद्युत्प्रभेशयोगाद्वा ख्यातो विद्युत्प्रभाख्यया ॥ ३८२ ॥

आद्यं सिद्धायतनाख्यं विद्युत्प्रभं द्वितीयकम् ॥
तृतीयं देवकुर्वाख्यं ब्रह्मकूटं तुरीयकम् ॥ ३८३ ॥

पंचमं कनकाभिख्यं षष्ठं सौवस्तिकाभिधम् ॥
सप्तमं सीतोदाकूटं स्याच्छतज्वलमष्टमम् ॥ ३८४ ॥

हरिकूटं तु नवमं कूटैरेभिरलंकृतः ॥
विभाति सानुमानेष वेदिकावनशोभितः ॥ ३८५ ॥

---

રહેનારી 'ભોગંકરા' આદિ આઠ કુમારિકાની અંદર તો પાંચમી અને છઠ્ઠી 'તોયધારા' અને 'વિચિત્રા' એ નામની કહી છે. આ કદાચ લખવામા ભૂલ થઇ હોય અથવા એ એમનાં બીજાં નામ હોય. ખરીવાત કેવળી ભગવાન જાણે.

આ શિખરોના સ્વામી–દેવદેવીઓની રાજધાનીઓ અપરત્ર જમ્બૂદ્વીપમાં મેરૂની દક્ષિણે છે. ૩૮૦.

હવે બીજો જે 'વિદ્યુત્પ્રભ' નામનો પર્વત ઉપર કહી ગયા છીએ તે નિષધપર્વતથી ઉત્તરે, કનકાચલના નૈર્ઋત્યકોણમાં 'પક્ષ્મ' વિજયથી પૂર્વદિશાએ આવ્યો છે. ૩૮૧.

સુવર્ણમય હોવાથી, વિદ્યુત્–વિજળીસમાન ચમકતો હોઇને, અથવા વિદ્યુત્પ્રભ નામનો એનો અધિષ્ઠાયક દેવ હોઈને, એનું 'વિદ્યુત્પ્રભ' નામ પડેલું છે. ૩૮૨.

આ વિદ્યુત્પ્રભ પર્વતને નવ શિખરો છે, તે આ પ્રમાણે :—( ૧ ) સિદ્ધાયતન, ( ૨ ) વિદ્યુત્પ્રભ, ( ૩ ) દેવકુરૂ, ( ૪ ) બ્રહ્મકૂટ, ( ૫ ) કનક, ( ૬ ) સૌવસ્તિક, ( ૭ ) સીતોદા, ( ૮ )

नैर्ऋत्यां मन्दरात् ज्ञेयमाद्यं कूटचतुष्टयम् ।
षष्ठादुत्तरतस्तुर्यान्नैर्ऋत्यां पंचमं मतम् ॥ ३८६ ॥

दक्षिणोत्तरया पंक्त्या शेषं कूटचतुष्टयम् ।
मानतोऽष्टापि कूटानि हिमवद्गिरिकूटवत् ॥ ३८७ ॥

नवमं निषधासन्नं दक्षिणस्यां किलाष्टमात् ।
सर्वथा माल्यवद्भाविहरिस्सहसमं च तत् ॥ ३८८ ॥

ज्ञेया चमरचंचावदेतत्कूटपतेर्हरेः ।
मेरोरपाच्यां नगरी जम्बूद्वीपे परत्र सा ॥ ३८९ ॥

तथोक्तं जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे । जहा मालवंतस्स हरिस्सहकूडे तह चेव हरिकूडे रायहाणी तह चेव दाहिणेणं चमरचंचारायहाणी तह णेयव्वा ॥ क्षेत्रसमासवृत्तावपि सा चमरचंचाराजधानीवत् प्रत्येया इति॥

शेषकूटपतीनां तु नगर्यो विजयोपमाः ।
जम्बूद्वीपेऽन्यत्र मेरोर्दक्षिणस्यां यथायथम् ॥ ३९० ॥

---

શતજ્વલ અને ( ૯ ) હરિકૂટ. અને એની આસપાસ પણ પદ્મવેદિકાઓ અને બગીચાઓ શોભી રહ્યા છે. ૩૮૩–૩૮૫.

એ નવ શિખરોમાંથી પહેલાં ચાર મેરૂપર્વતથી નૈર્ઋત્યકોણમાં આવેલાં છે. પાંચમું શિખર છઠ્ઠાથી ઉત્તરે અને ચોથાથી નૈર્ઋત્યમાં આવેલું છે. વળી શેષ ચાર રહ્યાં તે ઉત્તરથી દક્ષિણ એક-હારમાં રહેલાં છે. ૩૮૬–૩૮૭.

એ નવ શિખરોમાંથી આઠનું માન હિમવંત પર્વતના શિખરસમાન છે.

અને નવમું શિખર જે આઠમાથી દક્ષિણે નિષધપર્વતની નજદીક છે એનું માન માલ્યવાન પર્વતના હરિસ્સહશિખર પ્રમાણે છે. ૩૮૮.

આ નવમા કૂટના સ્વામી હરિદેવની રાજધાની, ચમરચંચાનગરીનીપેઠે અન્યત્ર જમ્બૂદ્વીપમાં મેરૂની દક્ષિણે છે. ૩૮૯.

જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રમાં પણ કહ્યું છે કે—આ હરિકૂટ નામનું શિખર છે તે માલ્યવાન પર્વતના હરિસ્સહ શિખર જેવું સમજવું; અને આ હરિદેવની રાજધાની પણ ચમરચંચા રાજધાનીની પેઠે દક્ષિણદિશામાં સમજવી. ક્ષેત્રસમાસની ટીકામાં પણ એને ચમરચંચા જેવી કહી છે.

दिक्कुमार्यौ निवसतः तत्र पंचमषष्ठयोः ।
पुष्पमालाऽनिन्दिताख्ये शेषेषु पूर्ववत् सुराः ॥ ३९१ ॥

भोगंकरादिमा गन्धमादनाद्यद्रिसानुषु ।
वसन्त्यो दिक्कुमार्योऽष्टौ या एवमिह भाषिताः ॥ ३९२ ॥

शैलेष्वमीषु क्रीडार्थं तासां वासो भवेत् ध्रुवम् ।
वसन्ति च स्वस्वगजदन्ताधोभवनेष्विमाः ॥ ३९३ ॥

एकैकगजदन्ताधो द्वे द्वे स्तो भवने तयोः ।
तिर्यग्लोकं व्यतिक्रम्यासुरादिभवनास्पदे ॥ ३९४ ॥

अधोलोकनिवासिन्योऽत एवामूः श्रुते मताः ।
भूशुद्धिसूतिवेश्मादिनियुक्ता जिनजन्मनि ॥ ३९५ ॥

यद्यपि उत्तरकुरुवक्षस्कारयोः यथायोगं सिद्धहरिस्सहकूटवर्जकूटाधिपराजधान्यो यथाक्रमं वायव्यामैशान्यां च यथा प्राग् अभिहिताः तथा देवकुरुवक्षस्कारयोः यथायोगं सिद्धहरिकूटवर्जकूटाधिपराजधान्यो यथाक्रमं आग्नेय्यां नैर्ॠत्यां च वक्तुमुचिताः तथापि प्रस्तुतसूत्रसम्बन्धि

---

શેષ શિખરોના સ્વામીઓની રાજધાનીઓ વિજયા રાજધાનીની પેઠે અન્યત્ર જમ્બૂદ્વીપમાં મેરૂથી દક્ષિણે કહી છે. ૩૯૦.

એ શિખરોમાંના પાંચમા અને છઠ્ઠાપર પુષ્પમાળા અને અનિન્દિતા નામની દિક્કુમારિકાઓ રહે છે અને શેષ સાત શિખરો પર પૂર્વવત દેવોનો વાસ કહ્યો છે. ૩૯૧.

ગન્ધમાદન વગેરેના શિખરો પર ભોગંકરા વગેરે આઠ દિક્કુમારિકાઓનો વાસ કહ્યો છે તે સંબંધમાં એમ સમજવું કે એઓ ત્યાંતો ક્રીડા કરવા જતી આવતી રહે છે. બાકી એઓ (ખરી રીતે) રહે છે તો ગજદન્તોના અધોભુવનમાં. પ્રત્યેક ગજદન્તની નીચે એઓનાં બબ્બે ભવનો છે અને એ તીર્છાલોકને મૂકીને અસુરાદિકના ભવનો આવેછે ત્યાં છે. એમને શાસ્ત્રમાં અધોલોકમાં વસનારી કહી છે તે આજ હેતુને લઈને કહી છે. વળી એઓનું કાર્ય જિનભગવાનના જન્મ વખતે ભૂમિશુદ્ધિ કરવા સંબંધી તથા સૂતિકાગૃહ સંબંધી છે. ૩૯૨–૩૯૫.

પૂર્વે ઉત્તરકુરૂના વક્ષસ્કારોમાં, સિદ્ધહરિસ્સહ કૂટ વરજીને અન્ય શિખરોના સ્વામીઓની રાજધાનીઓ અનુક્રમે વાયવ્યકોણમાં અને ઈશાનકોણમાં યથાયોગ કહેલી છે તે પ્રમાણે દેવકુરૂના વક્ષસ્કારોમાં, સિદ્ધહરિકૂટ શિવાયના શિખરોના અધિપતિઓની રાજધાનીઓ અનુક્રમે અગ્નિકોણ અને નૈર્ઋત્યકોણમાં યથોચિત કહેવી જોઇએ. પણ પ્રસ્તુત સૂત્રની એક

यावत् आदर्शेषु पूज्यश्रीमलयगिरिकृतक्षेत्रविचारवृत्तौ च तथा दर्शनाभावात् अस्माभिरपि राजधान्यो दक्षिणेन इति अलेखि । इति श्रीजम्बूद्वीपप्रज्ञप्तिवृत्तौ ॥

अनयोः नगयोः दैर्घ्यव्यासोच्चत्वादिकं समम् ।
गन्धमादनसन्माल्यवतोरिव विभाव्यताम् ॥ ३९६ ॥

सन्त्यथाभ्यां पर्वताभ्यामंकपालीकृता इव ।
मेरोर्दक्षिणतो देवकुरवो निषधादुदक् ॥ ३९७ ॥

अत्र देवकुरुर्नाम देवः पल्योपमस्थितिः ।
वसत्यतस्तथा ख्याता यद्वेदं नाम शाश्वतम् ॥ ३९८ ॥

धनुःपृष्ठव्यासजीवादिकं मानं तु धीधनैः ।
अत्राप्युत्तरकुरुवद्विज्ञेयमविशेषितम् ॥ ३९९ ॥

किन्त्वत्र निषधासन्ना जीवा कल्प्या विचक्षणैः ।
विद्युत्प्रभसौमनसायामानुसारतो धनुः ॥ ४०० ॥

---

પણ પ્રત–નકલ–માં કે પૂજ્યમલયગિરિકૃત ક્ષેત્રવિચારની ટીકામાં પણ એમ નથી દેખાતું. તેથી અમોએ પણ એમ ન લખતાં એ રાજધાનીઓ દક્ષિણમાંજ હોવાનું લખ્યું છે. આમ શ્રી જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રની ટીકામાં હકીકત છે.

આ 'સૌમનસ' અને 'વિદ્યુતપ્રભ' પર્વતોની લંબાઇપહોળાઇ અને ઉંચાઈ વગેરે સઘળું ગન્ધમાદન અને માલ્યવાન પર્વતોની પેઠે સમજવું. ૩૯૬.

હવે મહાવિદેહક્ષેત્રના ચોથા વિભાગ 'દેવકુરૂ' વિષે.

આ બેઉ પર્વતોના ખોળામાં રહ્યું હોયની એવું 'દેવકુરૂક્ષેત્ર' મેરૂથી દક્ષિણે અને નિષધાચળથી ઉત્તરે છે. ૩૯૭.

અહિ દેવકુરૂ નામનો એક પલ્યોપમના આયુષ્યવાળો દેવ રહે છે એના નામ પરથી એ નામ પડેલુ સમજવુ; અથવા એ નામ એક શાશ્વતું જ નામ છે એમ સમજવું. ૩૯૮.

એનાં ધનુઃપૃષ્ઠ, વ્યાસ, જ્યા (જીવા) વગેરે સર્વનું પ્રમાણ નિર્વિશેષપણે ઉત્તરકુરૂની પેઠે સમજી લેવું. ૩૯૯.

પરન્તુ અહિં 'જીવા' નિષધપર્વતપાસે કલ્પવી અને ધનુઃપૃષ્ઠ વિદ્યુતપ્રભ અને સૌમનસ પર્વતોની લંબાઇને અનુસારે કલ્પવું. ૪૦૦.

शतान्यष्ट योजनानां चतुस्त्रिंशद्युतानि च ।
चतुरः साप्तिकान् भागान् व्यतीत्य निषधाचलात् ॥ ४०१ ॥

शीतोदायाः पूर्वतटे विचित्रकूटपर्वतः ।
चित्रकूटः परतटे सामस्त्याद्यमकोपमौ ॥ ४०२ ॥ युग्मम् ॥

किन्त्वेतत्स्वामिनोर्नूनं विचित्रचित्रदेवयोः ।
जम्बूद्वीपेऽन्यत्र पुर्यौ मेरोः दक्षिणतो मते ॥ ४०३ ॥

अथैताभ्यां पर्वताभ्यामुत्तरस्याममी स्मृताः ।
ह्रदाः पंचोत्तरकुरुह्रदतुल्याः स्वरूपतः ॥ ४०४ ॥

निषधाचलसंकाशशतपत्रादिशोभितः
निषधाख्यसुरावासः प्रथमो निषधह्रदः ॥ ४०५ ॥

स देवकुरुसंस्थानशतपत्राद्यलंकृतः ।
देवकुर्वमरावासो ह्रदो देवकुरुः परः ॥ ४०६ ॥

सूरनामा तृतीयस्तु ह्रदः सूरसुराश्रितः ।
सुलसस्वामिकस्तुर्यो ह्रदः स्यात् सुलसाभिधः ॥ ४०७ ॥

---

નિષધાચળથી આઠસો ચોત્રીશ યોજન અને ચાર સપ્તમાંશ જેટલું મૂકીને શીતોદા નદીના પૂર્વતટપર 'વિચિત્રકૂટ' નામે પર્વત છે અને એના પશ્ચિમ તટપર 'ચિત્રકૂટ' નામે પર્વત છે. એ બેઉનું સમગ્ર સ્વરૂપ યમકપર્વતો જેવું સમજી લેવું. ૪૦૧-૪૦૨.

પરન્તુ એમના સ્વામી ચિત્રદેવ અને વિચિત્રદેવની રાજધાનીઓ છે તે અન્યત્ર જમ્બૂદ્વીપમાં મેરૂની દક્ષિણે કહેલી છે. ૪૦૩.

હવે આ બેઉ પર્વતથી ઉત્તરે ઉત્તરકુરૂના દ્રહ સરખા પાંચ દ્રહ છે. ૪૦૪.

પહેલો 'નિષધ' નામનો છે તેમાં નિષધપર્વત જેવાં કમળો શોભી રહ્યાં છે અને તે વળી નિષધ નામના દેવનો આવાસરૂપ છે. ૪૦૫.

બીજો 'દેવકુરૂ' નામનો દ્રહ છે. તે દેવકુરૂના આકારના કમળોથી મનહર જણાય છે અને એમાં દેવકુરૂ નામનો દેવ વસે છે. ૪૦૬.

ત્રીજો 'સૂર' નામનો દ્રહ છે. તેમાં સૂર નામનો દેવ રહે છે. ચોથો 'સુલસ' નામનો છે તેનો સ્વામી 'સુલસ' દેવ છે. ૪૦૭.

भूषितः शतपत्राद्यैः विद्युदुद्योतपाटलैः ।
विद्युत्प्रभः पंचमः स्याद्विद्युत्प्रभाधिदैवतः ॥ ४०८ ॥

पद्मपद्मपरिक्षेपतत्संख्याभवनादिकम् ।
अत्रापि पद्महृदवत् विज्ञेयमविशेषतः ॥ ४०९ ॥

पूर्वपश्चिमविस्तीर्णाः ते दक्षिणोत्तरायताः ।
प्राक् प्रत्यक् च दश दशकांचनाचलचारवः ॥ ४१० ॥

कांचनाद्रिहृदेशानामेषां विजयदेववत् ।
समृद्धानां राजधान्यो दक्षिणस्यां सुमेरुतः ॥ ४११ ॥

विचित्रचित्रौ निषधात् यावद्दूरे व्यवस्थितौ ।
विचित्रचित्रशैलाभ्यां तावता निषधो हृदः ॥ ४१२ ॥

द्वितीयादिहृदानामप्येवमन्योऽन्यमन्तरम् ।
तुल्यं तथान्तिमहृदक्षेत्रपर्यन्तयोरपि ॥ ४१३ ॥

एता शीतास्पर्द्धयेव शीतोदया द्विधाकृताः ।
पूर्वापरार्धभावेन सद्देवकुरवोऽपि हि ॥ ४१४ ॥

---

પાંચમાનું નામ વિદ્યુત્પ્રભ છે. એ વિદ્યુત-વિજળી જેવાં ચળકાટ મારતા કમળોથી શોભિતો છે અને એનો સ્વામી વિદ્યુત્પ્રભ નામે દેવ છે. ૪૦૮.

આ પાંચે દ્રહોનાં મુખ્ય કમળ, ફરતાં કમળવલયો, એમની સંખ્યા, એઓનાં ભવન વગેરે સર્વસ્વ નિર્વિશેષપણે પદ્મદ્રહની પેઠે સમજી લેવાં. ૪૦૯.

એઓ પૂર્વપશ્ચિમ પહોળા છે અને ઉત્તરદક્ષિણ લાંબા છે. વળી એમની પૂર્વ તથા પશ્ચિમ બેઉ દિશાઓમાં દશદશ સુંદર સુવર્ણપર્વતો છે. ૪૧૦.

વિજયદેવની જેવી સમૃદ્ધિવાળા આ સુવર્ણગિરિના દ્રહોના સ્વામીઓની રાજધાનીઓ મેરૂથી દક્ષિણ દિશામાં છે. ૪૧૧.

નિષધપર્વતથી જેટલા વિચિત્ર અને ચિત્ર પર્વતો છે તેટલો જ વિચિત્ર અને ચિત્રપર્વતોથી નિષધ દ્રહ છે. ૪૧૨.

એ પછીના બીજા સર્વ દ્રહો પણ એટલું જ પરસ્પર અન્તર છે. વળી અન્તિમ દ્રહ અને ક્ષેત્રના પર્યન્ત વચ્ચે પણ એટલું જ અન્તર છે. ૪૧૩.

આ દેવકુરૂક્ષેત્રને પણ શીતોદા નદીએ, જાણે શીતા નદીની સ્પર્દ્ધાથીજ હોયની એમ, પૂર્વાર્દ્ધ અને પશ્ચિમાર્દ્ધ—એમ બે ભાગમાં વ્હેંચી નાખ્યું છે. ૪૧૪.

शीतोदायास्तु यत्प्राच्यां तत्पूर्वार्द्धमिहोच्यते ।
शीतोदायाः प्रतीच्यां यदपरार्द्धं तदीहितम् ॥ ४१५ ॥
तत्रैतासामपरार्द्धमध्यभागे निरूपितः ।
समानः शाल्मलीवृक्षो जम्बूवृक्षेण सर्वथा ॥ ४१६ ॥
किंचैतच्छाल्मलीपीठं ख्यातं रजतनिर्मितम् ।
प्रासादभवनान्तःस्थाः कूटा अप्यत्र राजताः ॥ ४१७ ॥
शिखराकृतिमत्त्वेन ख्यातोऽयं कूटशाल्मली ।
वेणुदेवाख्यः सुपर्णजातीयोऽस्य च नायकः ॥ ४१८ ॥

तथोक्तं स्थानांगसूत्रद्वितीयस्थानके । तत्थणं दो महती महालया महद्दुमा पण्णत्ता यावत् कूटसामली चेव जम्बू चेव सुदंसणा । तत्थणं दो देवा महिड्ढिया जाव महासोख्खा पलिओवमठितीया परिवसंति । तं गरुले चेव वेणुदेवे अणाढीए चेव जम्बूदिवाहिवइ । एतद्वृत्तावपि गरुडः सुपर्णकुमारजातीयो वेणुदेवो नाम्ना इत्यादि ॥ एवं च न अयं सुपर्णकुमाराणां दाक्षिणात्य इन्द्रः संभाव्यते । किन्तु अन्य एव । तस्य हि इन्द्रत्वेन सार्धपल्योपमरूपाया उत्कृष्टस्थितेर्न्याय्यत्वात् । अयं तु पल्योपमस्थितिक इति ॥

---

જે ભાગ શીતોદાથી પૂર્વમાં છે તે પૂર્વાર્દ્ધ દેવકુરૂ, અને જે ભાગ એની પશ્ચિમે છે તે પશ્ચિમાર્દ્ધ દેવકુરૂ—એવા નામથી ઓળખાય છે. ૪૧૫.

પશ્ચિમાર્દ્ધ દેવકુરૂના મધ્યભાગમાં સર્વથા જમ્બૂવૃક્ષ જેવું એક શાલ્મલીવૃક્ષ છે. ૪૧૬.

પરંતુ એ શાલ્મલીવૃક્ષનું પીઠ રૂપ્યમય છે. તેમજ પ્રાસાદ, ભવન અને અન્તઃસ્થ કૂટો પણ રૂપ્યમય છે. ૪૧૭.

એનો આકાર એક શિખર જેવો હોવાથી એ 'કૂટશાલ્મલી' એવા નામથી પ્રસિદ્ધ છે. વળી સુપર્ણજાતીય વેણુદેવ નામે દેવ એનો સ્વામી છે. ૪૧૮.

આ સંબંધમાં સ્થાનાંગસૂત્રના બીજા 'સ્થાન' માં કહ્યું છે કે—ત્યાં બે મહાલયરૂપ બે મહાન્ વૃક્ષો કહેલાં છે. એક કૂટશાલ્મલી અને બીજું સુદર્શન જંબૂવૃક્ષ. ત્યાં વળી મહાન્ સમૃદ્ધિવાળા, અત્યન્ત સુખી અને પલ્યોપમના આયુષ્યવાળા બે દેવો રહે છે: એક સુપર્ણજાતીય વેણુદેવ અને બીજો જમ્બૂદ્વીપનો સ્વામી અનાદતદેવ. એની ટીકામાં પણ 'સુપર્ણજાતીય એટલે ગરૂડજાતિનો વેણુદેવ' એમ છે. વળી આ દેવ સુપર્ણકુમારોનો દક્ષિણ દિશાનો ઈંદ્ર સંભવતો નથી. એ બીજો જ દેવ હોવો જોઈએ. કેમકે ઇન્દ્રદેવની ઉત્કૃષ્ટ સ્થિતિ દોઢ પલ્યોપમની હોય, અને આ દેવની તો એક પલ્યોપમની છે.

मतान्तरे तु क्रीडास्थानमयं वृक्षः स्यात्सुपर्णकुमारयोः ।
वेणुदेववेणुदालिसुरयोरुभयोरपि ॥ ४१९ ॥

तथा चाह सूत्रकृतांगचूर्णिकृत् शाल्मलीवृक्षवक्तव्यतावसरे । तत्थ वेणुदेवे वेणुदाली य वसइ ॥ तयोर्हि तत् क्रीडास्थानमिति ॥

स्वरूपमुत्तरकुरुनृतिरश्चां यदीरितम् ।
आयुःशरीरमानादि तदत्राप्यनुवर्त्तते ॥ ४२० ॥

कुरवो द्विविधाः समा इमाः सुषमाभिः सुतमां परस्परम् ।
मिलिताः कलहाय मेरुणा प्रविभक्ता इव मध्यवर्त्तिना ॥ ४२१ ॥

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे
सर्गः सप्तदशः समाप्तिमगमद्विद्वत्प्रमोदप्रदः ॥ ४२२ ॥

इति सप्तदशः सर्गः ।



---

બીજો મત એમ છે કે આ વૃક્ષ 'વેણુદેવ' અને 'વેણુદાલિ' નામના સુપર્ણકુમારોને ક્રીડા કરવાના સ્થાનરૂપ છે. ૪૧૯.

એ સંબંધમાં સૂત્રકૃતાંગની ચૂર્ણી–ટીકામાં શાલ્મલીવૃક્ષના વર્ણનપ્રસંગે કહ્યું છે કે—ત્યાં વેણુદેવ અને વેણુદાલિ દેવ રહે છે, કેમકે એ બેઉનું એ ક્રીડાસ્થાન છે.

આ દેવકુરૂના મનુષ્ય અને તિર્યંચોનું આયુષ્ય, શરીરમાન આદિ સ્વરૂપ ઉત્તરકુરૂના મનુષ્ય આદિકનું કહી ગયા છીએ તે પ્રમાણે સમજી લેવું. ૪૨૦.

કુરૂક્ષેત્રના બેઉ વિભાગમાં સુષમા આરો વર્તે છે. એટલે પરસ્પર સમાનતાને લઇને બેઉ જાણે વઢવાડ કરવા સામસામા મળ્યા હોય અને મધ્યસ્થ એવા મેરૂએ મધ્યસ્થ થઇને એમને જૂદા પાડ્યા હોયની એવા લાગે છે. ૪૨૧.

જેમની કીર્તિ શ્રવણ કરીને અખિલ જગત આશ્ચર્યમાં લીન થઈ ગયું છે એવા શ્રીકીર્તિવિજયઉપાધ્યાયના અન્તેવાસી, અને માતુશ્રી રાજબાઇ તથા પિતા તેજપાળના સુપુત્ર વિનયવિજય ઉપાધ્યાયે—જગતના નિશ્ચિત તત્વોને પ્રકટ બતાવી આપવામાં દીપક જેવા–રચેલા આ કાવ્યગ્રંથનો વિદ્વદ્વર્ગને પ્રમોદ આપનારો સત્તરમો સર્ગ સમાપ્ત થયો.

સત્તરમો સર્ગ સમાપ્ત.



# अथ अष्टादशः सर्गः ।

पार्श्वं शंखेश्वरोत्तंसं नत्वा तत्त्वावबोदधम् ।
स्वरूपं स्वर्णशैलस्य यथाश्रुतमथोच्यते ॥ १ ॥

उत्तरस्यां स्थितो देवकुरुभ्यः कनकाचलः ।
उत्तराभ्यः कुरुभ्यश्च दक्षिणस्यां प्रतिष्ठितः ॥ २ ॥

प्रत्यक् पूर्वविदेहेभ्यः प्राक् पश्चिमविदेहतः ।
रत्नप्रभाचक्रनाभिरिव मध्येऽस्त्यवस्थितः ॥ ३ ॥

निमित्तहेतोर्भुवनपर्यायभांडसम्भवे ।
भ्रमतः कालचक्रस्य भ्रमिदण्ड इवोच्छ्रितः ॥ ४ ॥

मानदण्ड इवोदस्तो जम्बूद्वीपमीमीषया ।
तथैव स्थापितो धात्रा मेयं मत्वाभितोल्यकम् ॥ ५ ॥

स्निग्धयोर्ध्वीकृतो धात्रीमात्रा स्वांकेऽतिकौतुकात् ।
नीलचूलो बाल इव प्रभावलयचोलकः ॥ ६ ॥

---

## સર્ગ ૧૮ મો.

હવે, સત્ય વસ્તુસ્થિતિ સમજાવનાર એવા શ્રીશંખેશ્વરપાર્શ્વનાથને નમસ્કાર કરીને મેરૂપર્વતનું શાસ્ત્રોક્ત સ્વરૂપ કહું છું. ૧.

આ મેરૂપર્વત દેવકુરૂની ઉત્તરે અને ઉત્તરકુરૂની દક્ષિણે આવેલો છે. ૨.

એ, પૂર્વવિદેહની પશ્ચિમે અને પશ્ચિમવિદેહની પૂર્વે—જાણે રત્નપ્રભારૂપી ચક્રની ધરી હોયની એમ વચ્ચોવચ્ચ રહેલો છે. ૩.

વળી એ, જગતના પર્યાયરૂપી ઠામવાસણ ઉતારવામાં નિમિત્તભૂત એવું જે કાળરૂપી ચક્ર—તેને ફેરવવાનો દાંડો હોયની એમ ઉંચો ઉભો રહેલો છે. ૪.

વળી એ, જાણે વિધાત્રાએ જમ્બૂદ્વીપને માપવાની ઇચ્છાથી ઉંચો કરેલો, અને પછી મેયવસ્તુને તોળવાની સમજીને એમને એમ ધરી રાખેલો, ( વિધાત્રાનો ) માનદંડ હોયની એવો લાગે છે. ૫.

વળી એ, જાણે પૃથ્વીરૂપી પ્રેમાળુ માતાનો—કૌતુકથી ખોળામાં ઉભો રાખેલો, કાન્તિરૂપી વસ્ત્ર અને શ્યામશિખા વાળો—બાળક હોયની એવો લાગે છે. ૬.

चन्द्रार्कग्रहनक्षत्रतारावृषभसंततेः ।
भ्रमन्त्या मनुजक्षेत्रे मेठिदण्ड इवाहितः ॥ ७ ॥
नीलवन्निषधोन्मत्तदन्तिनोर्युध्यतोर्मिथः ।
मध्ये सीमास्तम्भ इव गजदन्ताद्रिदन्तयोः ॥ ८ ॥
तिर्यग्लोकमहाब्जस्य स्पष्टाष्टाशादलश्रियः ।
बीजकोश इवान्तःस्थः परागभरपिंजरः ॥ ९ ॥
जम्बूद्वीपोरुपोतस्य मुक्तस्य लवणार्णवे ।
कूपस्तम्भ इवोच्छ्रितः प्रभासितपटांचितः ॥ १० ॥
न्यस्तपादो भद्रशालकाननास्तरणोपरि ।
पश्यन्निवोर्ध्वंदमोऽयं नगेन्द्रः सेविनो नगान् ॥ ११ ॥
नरक्षेत्रकटाहेऽस्मिन्नानापदार्थपायसम् ।
पचतो विधिसूदस्य दर्वीदण्ड इवोन्नतः ॥ १२ ॥
प्रादुश्चूलः सौमनसोत्तरीयोंशुजलप्लुतः ।
देवार्चक इवोन्नन्दिनन्दनारामधौतिकः ॥१३॥ एकादशभिः कुलकम् ॥

---

વળી એ, જાણે ફરતા ફર્યા કરતા—એવા ચન્દ્રમા, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારાઓ રૂપી બળદોને ફરતી વખતે બાંધવા માટે મનુષ્યક્ષેત્રમાં ઉભો કરેલો એક ઉંચો સ્તંભ હોયની એવો લાગે છે. ૭.

વળી એ, જાણે પરસ્પર દન્તાદન્તિ યુદ્ધ કરી રહેલા, ગજદંતોરૂપી દાંતવાળા નીલવાન અને નિષધ પર્વતોરૂપી ( બે ) હસ્તીઓની વચ્ચે જાણે સીમાસ્તંભ હોયની એવો લાગે છે. ૮.

વળી એ, જાણે આઠ નિર્મળ દિશાઓરૂપી સુંદર પત્રોવાળા તીર્છાલોકરૂપી મહાન્ કમળનું, પુષ્કળપરાગને લીધે પીળું પીળું થઈ રહેલું, ( અંદરનું ) બીજકોશ હોયની એવો જણાય છે. ૯.

વળી એ, જાણે લવણસમુદ્રમાં છોડી મૂકેલા જમ્બૂદ્વીપરૂપી મહાન પ્રવહણનો,-પ્રભારૂપી શ્વેતસઢવાળો, ઉંચો કરેલો કૂપસ્તંભ ( કુવો—ડોલ ) હોયની એવો લાગે છે. ૧૦.

વળી એ, જાણે ભદ્રશાળવનરૂપી શય્યાપર ઉભો રહી, સેવકજેવા અન્ય પર્વતો પર ઉપરી-શેઠની જેમ દમામભરી નજર કરી રહ્યો હોયની એવો લાગે છે. ૧૧.

વળી એ, જાણે મનુષ્યક્ષેત્રરૂપી કઢાયામાં વિધવિધ પદાર્થોરૂપી ક્ષીરાન્ન પકાવતા વિધાત્રારૂપી રસોયાનો ઉભો રહેલો કડછીનો દાંડો હોયની એવો છે. ૧૨

स चैकया पद्मवरवेदिकया परिष्कृतः ।
वनेन चाभितो नानारत्नज्योतिःप्रभासुरः ॥ १४ ॥

सहस्रान्नवनवतिं योजनानां स उन्नतः ।
योजनानां सहस्रं चावगाढो वसुधान्तरे ॥ १५ ॥

लक्षयोजनमानोऽसौ सर्वाग्रेण भवेदिति ।
चत्वारिंशदधिकानि चूलाया योजनानि तु ॥ १६ ॥

योजनानां सहस्राणि दशान्या नवतिस्तथा ।
योजनस्यैकादशांशा दश मूलेऽस्य विस्तृतिः ॥ १७ ॥

अयं जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रबृहत्क्षेत्रसमासाभिप्रायः॥ श्रीसमवायांगे तु मन्दरेणं पव्वए मूले दसजोअणसहस्साइं विक्खंभेणं पण्णत्ते । इति ज्ञेयम्॥

एकत्रिंशत्सहस्राणि शता नव दशाधिकाः ।
योजनानां त्रयश्चैकादशांशाः परिधिस्त्विह ॥ १८ ॥

---

વળી એ, જાણે પ્રકટ ચૂલવાળો[1], સૌમનસવનરૂપી ઉત્તરીયવસ્ત્રવાળો, કિરણોરૂપી જળથી ભીંજાયલો અને સુશોભિત નન્દનવનરૂપી ધોતીયાવાળો (દેવનો) પૂજારી હોયની એવો છે. ૧૩.[2]

વળી એ મેરૂપર્વત એક પદ્મવેદિ અને વનથી વિંટળાયેલો છે અને અનેક રત્નોની કાંતિથી ઝળહળી રહેલો છે. ૧૪.

વળી એ મેરૂ ( પૃથ્વીની ઉપર ) નવાણું હજાર યોજન ( ઉંચો ) છે અને એક હજાર યોજન પૃથ્વીની અંદર રહેલો છે. ૧૫.

એમ એ પોતે સમગ્રપણે એક લાખ યોજનનો છે. શિવાય ચાળીશ યોજનની એની ચૂલિકા છે. ૧૬.

મૂળમાં એનો વિસ્તાર દશહજાર ને નેવું પૂર્ણાંક અને દશઅગીયારાંશ યોજનનો છે. ૧૭.

એ પ્રમાણે જંબુદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રનો અને બૃહત્ક્ષેત્રસમાસનો અભિપ્રાય છે. સમવાયાગ સૂત્રમાં તો એનો વિસ્તાર દશહજાર યોજનનો છે એમ કહ્યું છે.

એનો પરિધિ એટલે ઘેરાવો મૂળ આગળ એકત્રીશ હજાર નવસો દશ પૂર્ણાંક અને ત્રણ અગીયારાંશ યોજન છે. ૧૮.

---

૧. રસોયો પ્રકટ-ખુલ્લા દેખાય એવા ચૂલ-માથાના વાળવાળો; મેરૂપર્વત પ્રકટ-ઢંકાયલી નહિં એવી ચૂલ-ચૂલિકાવાળો. ૨. ત્રીજા શ્લોકથી અહિં સુધીમાં મેરૂપર્વતને વિધવિધ ઉપમા આપવામાં વિદ્વાન કાવ્યકર્તાની અનુપમ કલ્પનાશક્તિ ખરેખર આશ્ચર્ય પમાડે એવી છે.

योजनानां सहस्राणि दशास्य समभूतले ।
सहस्रमेकं शिखरे व्यासः चुलोपलक्षिते ॥ १९ ॥
एकत्रिंशत्सहस्राणि योजनानां शतानि षट् ।
त्रयोविंशत्यधिकानि परिधिः समभूतले ॥ २० ॥
ऊर्ध्वं च परिधिस्तस्य योजनानां भवेत् गिरेः ।
सहस्राणि त्रीणि चैकं द्वाषष्ट्याभ्यधिकं शतम् ॥ २१ ॥

अथ सर्वत्र विष्कम्भज्ञानाय करणम् ।

सहस्रयोजनव्यासान्मेरोरुपरिभागतः ।
यत्रोत्तीर्य योजनादौ विष्कम्भो ज्ञातुमिष्यते ॥ २२ ॥
तद्योजनप्रभृत्येकादशभिः प्रविभज्यते ।
लब्धे सहस्रसंयुक्ते व्यासोऽस्य वांछितास्पदे ॥२३॥ युग्मम् ॥
यथाधो नवनवतिं सहस्राण्यूर्ध्वभागतः ।
अतीत्यात्र प्रदेशे चेद्विष्कम्भं ज्ञातुमिच्छसि ॥ २४ ॥
तदेतैर्नवनवतिसहस्रैः रुद्रभाजितैः ।
सहस्रान्नव संप्राप्तान् सहस्रसहितान् कुरु ॥ २५ ॥

---

( એને ) મથાળે સમભૂતળમાં એની પહોળાઈ દશહજાર યોજન છે; અને જે એની ચૂલિકા એટલે શિખર છે ત્યાં આગળ પહોળાઈ એક હજાર યોજન છે. ૧૯.

એનો ઘેરાવો સમભૂતળે એકત્રીશહજાર છસો ને ત્રેવીશ યોજન છે. ૨૦.

મથાળે એનો ઘેરાવો ત્રણહજાર એકસો ને બાસઠ યોજન છે. ૨૧.

જ્યાં ત્યા પહોળાઈ જાણવા માટે નીચે પ્રમાણે યુક્તિ છેઃ—

મેરૂપર્વતના એકહજાર યોજનના ઘેરાવાવાળા ઉપલા ભાગથી હેઠળના હરકોઇ સ્થળે એની પહોળાઇના યોજન આદિ જાણવા હોય તો જેટલું નીચે ઉતર્યા એ સંખ્યાને અગીયારવડે ભાગવાથી જે સંખ્યા આવે એમાં એકહજાર ઉમેરવા. જે જવાબ આવે તે તે સ્થાનની પહોળાઇ જાણવી. ૨૨–૨૩.

દ્દષ્ટાન્ત તરીકે; ઉપરના ભાગથી નવાણું હજાર યોજન નીચે ઉતરીએ એ ભાગ-સ્થળની પહોળાઇ જાણવા માટે, નવાણું હજારને અગ્યારવડે ભાંગો એટલે નવ હજારનો આંક આવશે.

एवं दशसहस्राणि जातानि धरणीतले ।
विष्कम्भो मेरुशैलस्य सर्वत्रैवं विभाव्यताम् ॥२६॥ विशेषकम् ॥

अथवा प्रकारान्तरेण इदमेव करणम् ।

मूलाद्यत्र योजनादावुत्पत्य ज्ञातुमिष्यते ।
व्यासः तस्मिन् योजनादौ विभक्ते रुद्रसंख्यया ॥ २७ ॥

यल्लब्धं तन्मूलसत्काद्विस्ताराच्छोधयेत् बुधः ।
यच्छेषं तन्मितस्तस्य व्यासोऽभीष्टस्थले यथा ॥२८॥ युग्मम् ॥

कंदात्सहस्रमुत्पत्य व्यासं जिज्ञाससे यदि ।
सहस्रमेकादशभिः भज लब्धमिदं पुनः ॥ २९ ॥

नवतिर्योजनान्यंशा दश चैकादशात्मकाः ।
कन्दव्यासाच्छोधयेदं ततः शेषाणि यानि तु ॥ ३० ॥

योजनानां सहस्राणि दशैतावान्महीतले ।
विष्कम्भः स्वर्णशैलस्य सर्वत्रैवं विभाव्यताम् ॥३१॥ विशेषकम् ॥

अथ व्यासानुसारेण सर्वत्र उच्चत्वज्ञानाय करणम् ।

---

એમાં એકહજાર ઉમેરો. એટલે દશહજાર યોજન થયા. આ મેરૂપર્વતની પૃથ્વીતળ પાસેની પહોળાઇ થઇ. અને એ પ્રમાણે સર્વ સ્થળે જાણી લેવું. ૨૪-૨૬.

વળી એક બીજી યુક્તિ :—

મૂળથી ઉંચે ચઢતાં હરકોઈ સ્થળ–ભાગને વ્યાસ જાણવા માટે, જેટલું ઉંચે ચઢ્યા એને અગ્યારવડે ભાંગવા. જે આંક આવે એને મૂળની પહોળાઈમાંથી બાદ કરવા. જે વધે તે તે સ્થળ કે ભાગની પહોળાઇ જાણવી. ૨૭-૨૮.

જેમકે; મૂળથી એકહજાર યોજન ઉંચેના ભાગની પહોળાઇ જાણવી હોય તો એ હજારને અગ્યારવડે ભાંગવા. એટલે નેવું પૂર્ણાંક દશઅગ્યારાંશ યોજન આવશે. એને, મૂળની પહોળાઇના યોજનમાંથી બાદ કરવા. બાદ કરતાં દશહજાર રહેશે–એટલા યોજન મેરૂપર્વતનો તે ભાગનો વિષ્કંભ સમજવો. એજ પ્રમાણે સર્વત્ર સમજી લેવું. ૨૯-૩૧.

હવે વ્યાસને અનુસારે અર્થાત્ વ્યાસ ઉપરથી ઉંચાઇ જાણવાની યુક્તિ નીચે પ્રમાણે છેઃ-

यावान् यत्रास्य विस्तारो निश्चितो भूतलादिषु ।
तस्मिन्मूलस्य विस्ताराच्छोधिते यत्तु शिष्यते ॥ ३२ ॥
गुण्यं तदेकादशभिः यद्भवेत्तत्प्रमाणतः ।
उच्चत्वमस्य विष्कम्भस्यानुसारेण तद्यथा ॥ ३३ ॥ युग्मम् ॥
योजनानां सहस्राणि दश व्यासोऽस्य भूतले ।
मूलविष्कम्भतस्तेषु विशोधितेष्वदः स्थितम् ॥ ३४ ॥
नवतिर्योजनान्यंशा दश चैकादशात्मकाः ।
अस्मिन्नेकादशगुणे सहस्रमियमुच्चता ॥ ३५ ॥ युग्मम् ॥
मूलभूतलयोर्मध्ये सर्वत्रैवं विभाव्यताम् ।
विस्तारस्यानुसारेण तुंगत्वमीप्सितास्पदे ॥ ३६ ॥

अथ सर्वत्र विष्कम्भवृद्धिहानिज्ञानाय करणम् ।

उपरितने विस्तारेऽधस्तनविस्तारतः कृते दूरम् ।
तन्मध्यवर्त्तिशैलोच्छ्रयेण शेषे हृते विदुषा ॥ ३७ ॥
यल्लब्धं तदुभयतो वृद्धिर्गिरिमौलितो ह्यधःपतने ।
तावत्येव च हानिर्मौलावारोहणेऽधस्तः ॥ ३८ ॥ युग्मम् ॥

---

તળીએ કે હરકોઇ જગ્યાએ જેટલી નિશ્ચિત પહોળાઇ હોય તેને મૂળની પહોળાઈમાંથી બાદ કરવી. જે બાકી રહે એને અગ્યારે ગુણવા. એમ કરતાં જે આંકડો આવે એ એ સ્થળની ઉંચાઇ સમજવી. ૩૨–૩૩.

દૃષ્ટાન્ત તરીકે, મેરૂપર્વતની પૃથ્વીતળપરની પહોળાઇ દશહજાર યોજન છે. એને મૂળની પહોળાઈમાંથી બાદ કરતાં નેવુ પૂર્ણાંક દશઅગ્યારાંશ શેષ ( યોજન ) રહે છે. એ શેષ રહ્યા એને અગ્યારે ગુણો એટલે એક હજાર આવ્યા. એ એ સ્થળની ઉંચાઇ સમજવી. ૩૪–૩૫.

એવી રીતે મેરૂપર્વતના મૂળ અને ભૂતળ વચ્ચે સર્વત્ર, ઇચ્છિત સ્થળની પહોળાઇ પરથી ઉંચાઇ જાણી શકાય છે. ૩૬.

હવે સર્વત્ર પહોળાઇની વધઘટ જાણવા માટે નીચે પ્રમાણે યુક્તિ છે:—

નીચેની પહોળાઇમાંથી ઉપલાભાગની પહોળાઇ બાદ કરવી. શેષ રહે એને પર્વતની મધ્યવર્તિ ઉંચાઇએ ભાંગવા. એમ કરતાં જે આંકડો આવે એ શિખરથી નીચે ઉત્તરતાં બેઉ બાજુએ 'વૃદ્ધિ' સમજવી, અને નીચેથી ઉપર ચઢતાં બેઉ બાજુએ 'હાનિ' સમજવી. ૩૭–૩૮.

तथा हि। साहस्रे मौलिविष्कम्भे कन्दव्यासाद्विशोधिते ।
शेषं नवत्यधिकानि शतानि नवतिः स्थितम् ॥ ३९ ॥
अंशा दशैकादशोत्थाः चैषां कर्तुं सवर्णनम् ।
योजनानां राशिमेकादशभिर्गणयेत् बुधः ॥ ४० ॥
भागान् दशोपरितनान् क्षिपेज्जाता इमे ततः ।
लक्षं भाज्यराशिमेनं क्वचित् संस्थापयेत् बुधः ॥ ४१ ॥
नगोच्छ्रयो लक्षरूपो भाजको रुद्रसंगुणः ।
लक्षाण्येकादश जातस्तं भागार्थमधो न्यसेत् ॥ ४२ ॥
अल्पत्वेन विभाज्यस्य भूयस्त्वात् भाजकस्य च ।
भागाप्राप्त्यापवर्त्येते लक्षेण भाज्यभाजकौ ॥ ४३ ॥
उपर्येकः स्थितोऽधस्तादेकादश स्थिताः ततः ।
लब्ध एकादश भागो योजनं योजनं प्रति ॥ ४४ ॥
यद्वा भाज्यः भाजकयोः उभयोः लक्षरूपयोः ।
राशिः भाज्योंऽशरूपोऽस्ति भाजको योजनात्मकः ॥ ४५ ॥
प्रतियोजनमेकोंऽशः तत्सुखेनैव लभ्यते ।
इयं मेरोरुभयतो वृद्धिहानी निरूपिते ॥ ४६ ॥

---

જેમકે; મૂળની પહોળાઇમાંથી શિખરની પહોળાઇના એક હજાર યોજન બાદ કરતાં નવ હજાર નેવું પૂર્ણાંક દશ અગ્યારાંશ શેષ રહેશે. એનું સવર્ણન કરવા માટે અગ્યારે ગુણી દશ અંશ છે તે ભેળવી દેવા. એટલે એક લાખ ભાજ્યરાશિ થઈ. એને એક બાજુએ મૂકી રાખો. ૩૯-૪૧.

હવે પર્વતની ઉંચાઇ એક લક્ષ યોજનની છે એને પણ અગીઆરે ગુણો. એટલે અગ્યારલક્ષ ભાજકરાશિ થઇ. ૪૨.

આમ ભાજ્યરાશિ જે એક લક્ષ યોજન છે તે આ ભાજકરાશિથી અલ્પ આવી. માટે ભાગ ચાલશે નહીં. માટે ભાજ્યભાજકને ઉલટાવી નાખો. ૪૩.

એટલે ઉપર એક રહેશે અને નીચે અગ્યાર રહેશે. અર્થાત્ યોજનયોજનપ્રત્યે એક અગ્યારાંશ ભાગ આવ્યો. ૪૪.

અથવા ભાજ્યરાશિ અને ભાજકરાશિ—એ બેઉમા ભાજ્યરાશિ અંશરૂપ છે અને

ज्ञातुमिष्टे वृद्धिहानी तत्र यद्येकपार्श्वतः ।
द्वाविंशतिविभक्तस्य योजनस्य लवस्तदा ॥ ४७ ॥

ततः अयं भावः ।

यावदुत्पत्यते कन्दादंगुलयोजनादिकम् ।
एकादशः तस्य भागो कन्दव्यासात् क्षयं व्रजेत् ॥ ४८ ॥

तथाहि । एकादशस्वंगुलेषु समुत्क्रान्तेषु मूलतः ।
क्षीयते मूलविष्कम्भात् संपूर्णमेकमंगुलम् ॥ ४९ ॥

योजनेष्वपि तावत्सु समुद्यातेषु मूलतः ।
क्षीयते मूलविष्कम्भात् संपूर्णमेकयोजनम् ॥ ५० ॥

एवं योजनशतसहस्त्रेष्वपि भाव्यम् ॥

अत एव योजनानां सहस्रे मूलतो गते ।
नवतिः योजनान्यंशा एकादशोद्भवा दश ॥ ५१ ॥

एतावानेकादशोंशः सहस्रस्य क्षयं गतः ।
ततः सहस्राणि दश विष्कम्भो धरणीतले ॥ ५२ ॥

---

ભાજકરાશિ યોજનરૂપ છે તેથી પ્રતિયોજને એકેક ભાગ આવ્યો. આ એક અગ્યારાંશ યોજન વધઘટ આવી એ મેરૂની બેઉ બાજુની વધઘટ આવી ૪૫-૪૬.

પરંતુ જો એક જ બાજુની વધઘટ જાણવા માગતા હો તો, તે એક યોજનનો બાવીશમો ભાગ છે. ૪૭.

એનો ભાવાર્થ આ પ્રમાણે :—

મૂળથી જેટલા અંગુલપ્રમાણ કે યોજનપ્રમાણ ઉંચે ચઢીએ તેનો અગ્યારમો અંશ મૂળની પહોળાઇથી ઓછો થાય. ૪૮.

જેમકે; મૂળથી અગ્યાર **અંગુલ** ઉપર ચઢીએ ત્યાંની પહોળાઇ મૂળની પહોળાઇથી એક અંગુળ ઘટે છે, અને મૂળથી અગ્યાર **યોજન** ઉપર ચઢીએ ત્યાંની પહોળાઈ મૂળની પહોળાઇથી એક યોજન ઘટે છે. ૪૯-૫૦.

લાખે યોજનમાં એજ પ્રમાણે જાણવું. ધારો કે મૂળથી એક હજાર યોજન ઉંચે ચઢયા. તો એ હજારને અગ્યારે ભાગતા જે નેવું પૂર્ણાંક દસ અગ્યારાંશ યોજન આવ્યા એટલા પુરતો, એ સ્થળનો વ્યાસ મૂળના વ્યાસથી ઓછો થયો. એટલે કે મેરૂની પૃથ્વીતળઆગળની પહોળાઇ દશ હજાર યોજન બરાબર ગણી રહી. ૫૧-૫૨.

एकादशस्वेकादशस्वतिक्रान्तेषु भूमितः ।
सहस्रेषु किलैकैकं सहस्रं व्यासतो ह्रसेत् ॥ ५३ ॥

एवं च नवनवतेः सहस्राणामतिक्रमे ।
शिरोभागेऽस्य विष्कम्भः सहस्रमवशिष्यते ॥ ५४ ॥

यद्वा कन्दाद्योजनानां लक्षेऽतीते शिरस्तले ।
लक्षस्यैकादशो भाग एतावान् परिहीयते ॥ ५५ ॥

नवतिर्योजनशतान्यधिका नवतिस्तथा ।
अंशा दशैकादशोत्थाः सहस्रं शिष्यते ततः ॥ ५६ ॥ युग्मम्॥

( ननु ) प्रत्येकं परितः पंचशतविस्तृतयोः ननु ।
नन्दनसौमनसयोः सद्भावात् मेखलाद्वये ॥ ५७ ॥

योजनानां सहस्रस्य द्विः भवेत् युगपत् त्रुटिः ।
कथं एकादशभागहानिः तदुपपद्यते ॥ ५८ ॥ युग्मम् ॥

अत्रोच्यते कर्णगत्या समाधेयमिदं बुधैः ।
का कर्णगतिरित्येवं यदि पृच्छसि तत् श्रुणु ॥ ५९ ॥

---

એજ રીતે દર અગ્યારહજાર યોજન ઉંચે ચઢતાં, પહોળાઈમાં એક હજાર યોજન ઘટે. ૫૩.

એ ગણત્રીએ નવાણું હજાર યોજન ઉંચે ચઢતાં, પહોળાઇમાં નવહજાર યોજન ઓછો થાય એટલે ફક્ત એકહજાર યોજન પહોળો રહે. ૫૪.

અથવા મૂળથી એકલક્ષ યોજન ઉપર આવીએ તે સ્થળે એ ‘લક્ષ’ નો અગ્યારમો અંશ અર્થાત્ નવહજાર નવસો નવાણું પૂર્ણાંક દશ અગ્યારાંશ યોજન પહોળાઇમાં ઘટે. એમ ગણતાં પણ શિખરે એકહજાર યોજન પહોળાઇમાં રહે. ૫૫–૫૬.

અહિં એવી શંકા ઉપસ્થિત થાય કે મેરૂની ફરતા પાંચસો પાંચસો યોજનના વિસ્તારમાં **નન્દન** અને **સૌમનસ** વન હોવાથી બેઉ મેખલાપર એકસાથે એકહજાર યોજનનો બેવાર ઘટાડો થાય. ત્યાં અગ્યારમા ભાગની હાનિની વાત કેવી રીતે બેસતી લાવશો ? ૫૭–૫૮.

ઉત્તરમાં કહે છે કે–એ વાતનું ‘કર્ણયુક્તિ’ વડે સમાધાન કરવું. આ ‘કર્ણયુક્તિ’ શું છે તે સાંભળો :— ૫૯.

कन्दादारभ्य शिखरं यावत्तदुभयस्पृशि ।
दत्तायां दवरिकायां स्थिरहस्तेन धीमता ॥ ६० ॥
अपान्तराले यत् क्वापि कियदाकाशमास्थितम् ।
तत् समग्रं कर्णगत्या मेरोराभाव्यमित्यतः ॥ ६१ ॥
तत् प्रकल्प्य मेरुतया प्राहुः गणितकोविदाः ।
सर्वत्रैकादशभागपरिहाणिं यथोदिताम् ॥ ६२ ॥ विशेषकम् ॥

अयं च अर्थः श्रीजिनभद्रगणिक्षमाश्रमणपूज्यैरपि विशेषणवत्यां लवणोदधिघनगणितनिरूपणावसरे दृष्टान्तद्वारेण ज्ञापित एव ॥

अतोऽयं मेखलायुग्माविवक्षया क्रमात्तनुः ।
मूले च विस्तृतः सुष्टूदस्तगोपूच्छसंस्थितः ॥ ६३ ॥
अथात्र त्रीणि काण्डानि वर्त्तन्ते कनकाचले ।
काण्डं विभागो नियतविशिष्टपरिणामवान् ॥ ६४ ॥
चतुर्विधं काण्डमाद्यं मृत्तिकाबहुलं क्वचित् ।
पाषाणबहुलं वज्रबहुलं शर्करामयम् ॥ ६५ ॥

---

મૂળથી આરંભીને શિખરપર્યન્ત, તે બન્નેને સ્પર્શ કરે એવી રીતે એક દોરી સ્થિર હાથે પકડી રાખતાં વચમા ક્યાંય જે કંઇ પોલાણ રહે એ સર્વ કર્ણગતિ-યુક્તિ વડે મેરૂનુ છે એમ ભાવવું. ૬૦-૬૧.

અને તેથીજ ગણિતશાસ્ત્રીઓ પણ એને મેરૂરૂપે કલ્પીને સર્વત્ર યથોક્ત અગ્યારમા ભાગનો ઘટાડો કહે છે. ૬૨.

શ્રીજિનભદ્રગણિએ પણ 'વિશેષણવતી'માં લવણસમુદ્રનુ ઘનગણિત નિરૂપણ કરતાં દૃષ્ટાન્તદ્વારા આ જ ભાવાર્થ કહ્યો છે.

અને એમ હોવાથી જ—બેઉ મેખલાને ગણત્રીમાં ન લઇએ તો ત્યાં આગળ સાંકડા, અને ત્યાંથી ઉતરતાં ઉતરતાં પહોળા થતા થતા—મૂળ આગળ બહુ પહોળા—એવા આ મેરૂ પર્વતને ઉંચા કરેલા ગોપુચ્છના આકારે રહેલો કહ્યો છે. ૬૩.

હવે આ મેરૂપર્વતના ત્રણ 'કાંડ' એટલે વિશિષ્ટ વિભાગ કહ્યા છે. ૬૪.

તેમાં પ્રથમ કાંડ ચાર પ્રકારનો છે:-કવચિત્ માટીમય, કવચિત્ પાષાણમય, કવચિત્ વજ્રમય, અને કવચિત્ વેળુમય. ૬૫.

काण्डं द्वितीयमप्येवं चतुर्धाऽस्य निरूपितम् ।
अंकजं स्फाटिकं क्वापि सौवर्णं राजतं तथा ॥ ६६ ॥

ज्यात्यजाम्बूनदमयं तृतीयं काण्डमीरितम् ।
त्रयाणामपि काण्डानां परिमाणमथोच्यते ॥ ६७ ॥

सहस्रयोजनोन्मानमाद्यमारभ्य कन्दतः ।
त्रिषष्टिश्च सहस्राणि द्वितीयं समभूतलात् ॥ ६८ ॥

ततस्तृतीयं षट्त्रिंशत्सहस्रावधि कीर्त्तितम् ।
एवं काण्डैस्त्रिभिस्तस्य लक्षमेकं समाप्यते ॥ ६९ ॥

अयं जम्बूद्वीपप्रज्ञप्तिसूत्राभिप्रायः ॥ समवायांगे तु अष्टत्रिंशत्तमे समवाये द्वितीयविभागः अष्टत्रिंशद्योजनसहस्राणि उच्चत्वेन भवतीति उक्तम् ॥

( ननु ) चतुर्विधत्वे नन्वेवमाद्यद्वितीयकाण्डयोः ।
मृत्तिकादिविभागानां न पृथक्काण्डता कथम् ॥ ७० ॥

अत्रोच्यते। पृथ्व्यादिवस्तुजत्वेऽपि नैयत्येनोक्तकाण्डयोः ।
पृथ्व्यादिरूपभागानामविवेकात् न काण्डता ॥ ७१ ॥

---

બીજો કાંડ પણ એજ પ્રમાણે અંકરત્નમય, સ્ફટિકરત્નમય, સુવર્ણમય અને રૂપ્યમય–એમ ચાર પ્રકારનો કહેલો છે. ૬૬.

ત્રીજો કાંડ ઉત્તમસુવર્ણમય કહ્યો છે.

એ ત્રણે કાંડનું પ્રમાણ નીચે મુજબ છે :—

મૂળથી સમભૂતળસુધી એટલે કે એક હજાર યોજનનો પહેલો કાંડ છે. સમભૂતળથી ત્રેસઠ સહસ્ર યોજન પર્યન્ત બીજો કાંડ અને ત્યાંથી છત્રીશ હજાર યોજન સુધી ત્રીજો કાંડ છે. આમ ત્રણે કાંડ વડે મેરૂના સમગ્ર એક લાખ યોજન પૂરા થઇ રહ્યા. ૬૭–૬૯.

એવો જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રનો અભિપ્રાય છે.

સમવાયાંગસૂત્રમાં તો એમ કહ્યું છે કે બીજો વિભાગ આડત્રીશ હજાર યોજનનો છે.

અહિં કોઇ એવી શંકા કરે કે પહેલા અને બીજા કાંડના આ પ્રમાણે ચાર પ્રકાર કહો છો તો મૃત્તિકા આદિ વિભાગોને લઇને પૃથક્ પૃથક્ કાંડ કેમ નથી કહેતા ? ૭૦.

એનું સમાધાન આ પ્રમાણે:—તે બેઉ કાંડો પૃથ્વી આદિક વસ્તુઓથી થયેલા છે એ

चतुर्भिश्चायमभितो वनखण्डैरलंकृतः ।
दानशीलतपोभावैः जैनधर्म इवोन्नतः ॥ ७२ ॥

तत्र भूमौ भद्रशालं क्रमात् मेखलयोर्द्वयोः ।
नन्दनं सौमनसं च शिखरे पण्डकं वनम् ॥ ७३ ॥

तत्राद्यं भद्रशालाख्यं मेरोः पश्चिमपूर्वतः ।
द्वाविंशतिर्द्वाविंशतिः सहस्राण्यायतं मतम् ॥ ७४ ॥

सार्द्धे द्वे योजनशते दक्षिणोत्तरविस्तृतम् ।
स्थितं मेरुं परिक्षिप्य वलयाकृतिनात्मना ॥ ७५ ॥

अत्रेयमुपपत्तिः ।

पूर्वस्यां पश्चिमायां वा य आयामोऽस्य वर्णितः ।
सोऽष्टाशीत्या विभक्तः सन् विस्तारोऽत्रैकपार्श्वतः ॥ ७६ ॥

किंच उदीच्यो दाक्षिणात्यो वा विस्तारोऽस्य वनस्य यः ।
सोऽष्टाशीत्या ताडितः सन् आयामोऽस्यैकपार्श्वतः ॥ ७७ ॥

भद्रशालवनं चैतत् अष्टधा विहितं किल ।
शीतोदया शीतया च गजदन्ताद्रिमेरुभिः ॥ ७८ ॥

---

ખરું, પણ છતાં એ પૃથ્વી આદિક ભાગોને જૂદા ન પાડવાથી એમના પૃથક્ પૃથક્ કાંડ નથી કહ્યા. ૭૧.

વળી એ મેરૂપર્વત, દાન શીલ તપ અને ભાવ એ ચારથી જેમ જૈનધર્મ, તેમ, ચાર વનખંડોથી સુશોભિત છે. ૭૨.

મેરૂની ફરતું સમ ભૂતળપર ભદ્રશાળવન આવેલું છે. એની બેઉ મેખલાઓપર ક્રમવાર નંદનવન તથા સૌમનસવન આવેલાં છે અને મથાળે પંડકવન છે. ૭૩.

પહેલું ભદ્રશાળવન મેરૂની પૂર્વપશ્ચિમ બાવીશ બાવીશ હજાર યોજન લંબાયલું છે, અને ઉત્તર દક્ષિણ પહોળું અઢીસો યોજન છે. વળી એ મેરૂને વલયાકારે વીંટળાઇને રહ્યું છે. ૭૪-૭૫.

અહિં એક ઘટના છે તે નીચે મુજબ:—

પૂર્વ તરફની કે પશ્ચિમ તરફની એ વનની જે લંબાઈ કહી એના અઠ્યાશીમા ભાગ બરાબર એની એક બાજુની પહોળાઇ છે. વળી ઉત્તર કે દક્ષિણ તરફની એની જે પહોળાઇ કહી એનાથી અઠ્યાશીગણી એની એકબાજુની લંબાઇ છે. ૭૬-૭૭.

तथाहि । एको भागो मन्दरस्य प्राच्यां पश्चिमतः परः ।
विद्युत्प्रभसौमनसमध्येऽपाच्यां तृतीयकः ॥ ७९ ॥
तुर्यश्चोत्तरतो माल्यवद्गन्धमादनान्तरे ।
भागाः सर्वेऽप्यमी शीताशीतोदाभ्यां द्विधाकृताः ॥ ८० ॥ यु० ॥

तच्चैवम् । उदीच्यांशो द्विधा चक्रे शीतया प्राक्प्रवृत्तया ।
प्राचीं प्रति प्रस्थितया प्राक्खण्डोऽपि द्विधाकृतः ॥ ८१ ॥
शीतोदया याम्यखण्डो द्विधोदग्गतया कृतः ।
द्विधा पश्चिमखण्डोऽपि कृतः प्रत्यक्प्रवृत्तया ॥ ८२ ॥
इत्येवमष्टभागेऽस्मिन् मेरोर्दिक्षु चतसृषु ।
सिद्धायतनमेकैकं पंचाशद्योजनोत्तरम् ॥ ८३ ॥
उक्तान्येतानि हिमवच्चैत्यतुल्यानि सर्वथा ।
स्वरूपतो मानतश्च सेवितानि सुरासुरैः ॥ ८४ ॥
विदिक्षु पुनरेकैकः प्रासादस्तावदन्तरे ।
योजनानां पंच शतान्युच्चोऽर्धं विस्तृतायतः ॥ ८५ ॥

---

વળી એ ભદ્રશાળ વનના, શીતા અને શીતોદા એ બે નદીઓથી તથા ગજદંત અને મેરૂ એ પર્વતોથી આઠ ભાગ પડેલા છે. ૭૮.

તે આ પ્રમાણે:—(૧) મેરૂની પૂર્વે, (૨) મેરૂની પશ્ચિમે, (૩) મેરૂની દક્ષિણે, વિદ્યુત્પ્રભ તથા સૌમનસની વચ્ચે, (૪) મેરૂની ઉત્તરે, માલ્યવાન અને ગંધમાદનની વચ્ચે;—આ પ્રમાણે ચાર ભાગ થયા–એમના પાછા શીતા અને શીતોદા નદીઓએ આવીને બબ્બે ભાગ પાડ્યા છે. ( એટલે સમગ્ર આઠ ભાગ થયા. ) ૭૯–૮૦.

એ આવી રીતે:—શીતા નદીએ દક્ષિણ દિશામાં વહેતાં ઉત્તર તરફના અંશના બે ભાગ, અને પૂર્વ તરફ વહેતાં પૂર્વ તરફના અંશના બે ભાગ થઈને ચાર ભાગ પાડ્યા છે. વળી શીતોદા નદીએ ઉત્તર દિશામાં વહેતાં દક્ષિણ ખંડના બે ભાગ, અને પશ્ચિમમાં વહેતાં પશ્ચિમ ખંડના બે ભાગ–એમ ચાર ભાગ પાડ્યા છે. ( એવી રીતે આઠ થયા ). ૮૧–૮૨.

એ પ્રમાણે આઠ વિભાગોમાં વહેંચાયલા આ ભદ્રશાળ વનમાં, મેરૂથી ચારે દિશાએ પચાસ પચાસ યોજન દૂર એકેક સિદ્ધાયતન છે. ૮૩.

ચારે સિદ્ધાયતનો, સ્વરૂપ અને પ્રમાણમાં સર્વથા હિમવાન પર્વતનાં ચૈત્ય જેવાં છે અને સુરાસુરોથી સેવાઇ રહ્યાં છે. ૮૪.

चतुर्दिशं चतसृभिस्ते वापीभिरलंकृताः ।
योजनानि दशोद्विद्धाः ताः षोडशापि वापिकाः ॥ ८६ ॥
पंचाशद्योजनायामा आयामार्धं च विस्तृताः ।
स्वरूपतो नामतश्च जम्बूवापीसमाः समाः ॥ ८७ ॥ युग्मम् ॥
आग्नेय्यामथ नैर्ऋत्यां यौ प्रासादौ प्रतिष्ठितौ ।
तौ सौधर्मसुरेन्द्रस्य तदर्हासनशालिनौ ॥ ८८ ॥
वायव्यामथ चैशान्यां यौ प्रासादौ प्ररूपितौ ।
तावीशानसुरेन्द्रस्य तद्योग्यासनशोभनौ ॥ ८९ ॥
अष्टौ दिग्गजकूटानि वनेऽस्मिन् जगदुर्जिनाः ।
गजाकृतीनि कवयो यान्याहुः दिग्गजा इति ॥ ९० ॥
पद्मोत्तरो नीलवांश्च सुहस्त्यथांजनागिरिः ।
कुमुदश्च पलाशश्च वतंसो रोचनागिरिः ॥ ९१ ॥

अन्ये तु रोचनागिरिस्थाने रोहणागिरिं पठन्ति ॥

---

વળી ચારે વિદિશા એટલે ખુણાઓમાં એટલે જે અન્તરે એકેક પ્રાસાદ છે. તે પાંચસો પાંચસો યોજન ઉંચા અને એથી અર્ધ લાંબાપહોળા છે. ૮૫.

એ ચારે પ્રાસાદોની ચારે દિશાએ ચાર ચાર વાવ છે. એ સોળે વાવ દશ યોજન ઉંડી, પચાસ યોજન લાંબી અને પચવીશ યોજન પહોળી છે. વળી એ સર્વેનું સ્વરૂપ તથા પ્રમાણુ જંબૂની વાવ સમાન છે. ૮૬–૮૭.

અગ્નિકોણુ તથા નૈઋત્યકોણુમાં જે બે પ્રાસાદ છે એ સૌધર્મ ઇન્દ્રના છે. અને એને યોગ્ય હોય એવાં આસનોથી સુશોભિત છે. ૮૮.

વાયવ્ય કોણુ અને ઇશાન કોણુમાં જે બે પ્રાસાદો છે એ ઈશાન ઇન્દ્રના છે અને એને લાયકના આસનોથી વિરાજી રહ્યાં છે. ૮૯.

આ વનમાં વળી આઠ ગજકૂટ–પર્વતો કહેલા છે,—જે હાથી જેવા આકારના હોવાથી ગજકૂટ કહેવાય છે. ૯૦.

પદ્મોત્તર, નીલવાન, સુહસ્તી, અંજનાગિરિ, કુમુદ, પલાશ, વતંસ અને રોચનાગિરિ– એવાં એમનાં નામ છે. ૯૧.

કોઇ કોઇ રોચનાગિરિને રોહણુગિરિ પણુ કહે છે.

मेरोरुत्तरपूर्वस्यां शीतायाः सरितः पुनः ।
गच्छन्त्याः प्रागभिमुखमुत्तरस्यामिहादिमः ॥ ९२ ॥

प्रादक्षिण्यक्रमेणाथ मेरोर्दक्षिणपूर्वतः ।
शीतायाः प्राक्प्रवृत्ताया दक्षिणस्यां च नीलवान् ॥ ९३ ॥

मेरोर्दक्षिणपूर्वस्यां शीतोदायाश्च पूर्वतः ।
मेरोर्दक्षिणदिक्स्थायाः सुहस्ती नाम दिग्गजः ॥ ९४ ॥

अंजनो नाम दिङ्नागो नैर्ऋत्यां मेरुभूधरात् ।
शीतोदायाः पश्चिमतः प्रयान्त्याः उत्तरां प्रति ॥ ९५ ॥

दिङ्नागः कुमुदोऽप्येवं नैर्ऋत्यामेव मेरुतः ।
शीतोदायाः दक्षिणतः प्रयान्त्याः वारुणीं प्रति ॥ ९६ ॥

उत्तरापरतो मेरोः पलाशो नाम दिग्गजः ।
पश्चिमाभिमुखं यान्त्या शीतोदाया उदक् च सः ॥ ९७ ॥

अथावतंसकोऽप्येवं वायुकोणे सुमेरुतः ।
स शीतायाः पश्चिमतः प्रयान्त्याः दक्षिणां प्रति ॥ ९८ ॥

---

મેરૂની ઉત્તરપૂર્વે, અને પૂર્વ તરફ વહેતી શીતાનદીની ઉત્તરે, પહેલો એટલે પદ્મોત્તર ગજકૂટ આવેલો છે. ૯૨.

પ્રદક્ષિણાને ક્રમે મેરૂની દક્ષિણપૂર્વે અને પૂર્વતરફ જતી શીતાનદીની દક્ષિણે બીજો એટલે નીલવાન ગજકૂટ આવેલો છે. ૯૩.

મેરૂની દક્ષિણપૂર્વે, અને મેરૂથી દક્ષિણે રહેલી શીતાનદીની પૂર્વે, સુહસ્તી નામે ત્રીજો ગજકૂટ આવેલો છે. ૯૪.

મેરૂની નૈઋત્યે અને ઉત્તર તરફ વહેતી શીતોદાનદીની પશ્ચિમે અંજન નામનો ચોથો ગજકૂટ છે. ૯૫.

વળી મેરૂની નૈઋત્યમાંજ અને પશ્ચિમ તરફ વહેતી શીતોદાનદીની દક્ષિણે કુમુદ નામનો પાંચમો ગજકૂટ છે. ૯૬.

મેરૂથી વાયવ્ય કોણમાં અને પશ્ચિમ તરફ વહેતી શીતોદાનદીની ઉત્તરે પલાશ નામે છઠ્ઠો ગજકૂટ આવેલો છે. ૯૭.

मेरोरुत्तरपूर्वस्यामष्टमो रोचनाचलः ।
दक्षिणाभिमुखं यान्त्याः शीतायाः पूर्वतश्च सः ॥ ९९ ॥
एकैकस्यां विदिश्येवं द्वौ द्वौ कूटौ निरूपितौ ।
प्रासादसिद्धायतनान्तरालेषु किलाष्टसु ॥ १०० ॥

तथाहि वृद्धसंप्रदायः ।

भद्रशालवने मेरोः चतस्रोऽपि दिशः किल ।
नदीप्रवाहैः रुद्धाः तद्दिक्ष्वेवार्हद्गृहाणि न ॥ १०१ ॥
किन्तु नद्यन्तिकस्थानि भवनानि किलार्हताम् ।
गजदन्तसमीपस्थाः प्रासादाश्च बिडौजसाम् ॥ १०२ ॥
तदन्तरालेष्वष्टासु करिकूटा यथोदिताः ।
दर्शितः स्थाननियमस्तत्राप्येष विशेषतः ॥ १०३ ॥
बहिरुत्तरकुरुभ्यो मेरोरुत्तरपूर्वतः ।
शीताया उत्तरदिशि प्रासादः परिकीर्त्तितः ॥ १०४ ॥

---

એજ પ્રમાણે મેરૂથી વાયવ્ય કોણમાં અને દક્ષિણ દિશામા જતી શીતા નદીથી પશ્ચિમે અવતંસક નામનો સાતમો ગજકૂટ છે. ૯૮.

મેરૂની ઉત્તરપૂર્વે, અને દક્ષિણમાં જતી શીતાનદીની પૂર્વે, રોચનાગિરિ નામનો આઠમો ગજકૂટ શોભી રહ્યો છે. ૯૯.

એવી રીતે એકેકી વિદિશા એટલે ખુણામા બબ્બે ગજકૂટ આવેલા છે. એ આઠે વળી પ્રાસાદ અને સિદ્ધાયતનની વચ્ચે વચ્ચે આઠ ગાળામાં છે. ૧૦૦.

આ સંબધમા નીચે પ્રમાણે વૃદ્ધસંપ્રદાય છે:—

ભદ્રશાળ વનમાં મેરૂપર્વતની ચારે દિશાઓ નદીઓના પ્રવાહથી રૂંધાયલી છે તેથી તે દિશાઓમાંજ જિનમંદિરો નથી. ૧૦૧.

પરંતુ નદીની પાસે અરિહંતના મંદિરો છે, અને ગજદંત પર્વતોની પાસે ઇન્દ્રોના પ્રાસાદ છે. ૧૦૨.

અને એઓની વચ્ચે રહેલા આઠ ગાળામાં ઉપર જણાવેલા ગજકૂટ–પર્વતો છે. ૧૦૩.

આ બાબતમાં વિગતવાર સ્થાનનિયમ નીચે પ્રમાણે છે:—

ઉત્તરકુરૂથી બહાર, મેરૂથી ઉત્તરપૂર્વે, તથા શીતાનદીથી ઉત્તરે પ્રાસાદ કહેલ છે. ૧૦૪.

मेरोः प्राच्यां दक्षिणतः शीतायाः सिद्धमन्दिरम् ।
एतस्योभयतः कूटौ द्वौ प्रज्ञप्तौ जिनेश्वरैः ॥ १०५ ॥

बहिर्देवकुरूणां च मेरोर्दक्षिणपूर्वतः ।
शीताया दक्षिणादिशि प्रासादः कीर्त्तितो जिनैः ॥ १०६ ॥

मध्ये देवकुरूणां वै शीतोदायाश्च पूर्वतः ।
मेरोर्दक्षिणत सिद्धायतनं स्मृतमागमे ॥ १०७ ॥

अस्याप्युभयतः कूटौ समश्रेण्या व्यवस्थितौ ।
धुर्यौ युगन्धरस्येव महीन्द्रस्येव चामरौ ॥ १०८ ॥

शीतोदायाः दक्षिणतो नैर्ऋत्यां स्वर्णभूभृतः ।
बहिर्देवकुरूणां च प्रासादः प्राग्वदाहितः ॥ १०९ ॥

शीतोदाया उत्तरतः पश्चिमायां सुमेरुतः ।
सिद्धानां सदनं कूटौ तस्याप्युभयतः स्थितौ ॥ ११० ॥

शीतोदाया उत्तरतो वायुकोणे सुमेरुतः ।
बहिरुत्तरकुरुभ्यः प्रासादः सुरभूभृतः ॥ १११ ॥

---

મેરૂ પર્વતની પૂર્વે અને શીતાનદીની દક્ષિણે સિદ્ધમંદિર છે. એની બે બાજુએ બે ગજકૂટ છે. ૧૦૫.

દેવકુરૂની બહાર, મેરૂની દક્ષિણપૂર્વે તથા શીતાનદીની દક્ષિણે પ્રાસાદ આવેલ છે. ૧૦૬.

દેવકુરૂના મધ્યમાં, શીતોદા નદીની પૂર્વે અને મેરૂ પર્વતની દક્ષિણે સિદ્ધમંદિર આવેલું છે એમ આગમમાં કહેલું છે. ૧૦૭.

એની પણ બેઉ બાજુએ સમશ્રેણિએ બે ગજકૂટ આવેલા છે—તે જાણે યુગંધરને બે પડખે રહેલા બે બળદ હોયની, અથવા, રાજાની બે બાજુએ રહેલા બે ચામર હોયની. ૧૦૮.

દેવકુરૂની બહાર, શીતોદા નદીની દક્ષિણે અને મેરૂ પર્વતની નૈઋત્યમાં, વળી પૂર્વની પેઠે એક પ્રાસાદ આવેલો છે. ૧૦૯.

શીતોદા નદીની ઉત્તરે અને મેરૂની પશ્ચિમે વળી એક સિદ્ધમંદિર છે અને એને પણ બેઉ પડખે બે ગજકૂટ આવેલા છે. ૧૧૦.

ઉત્તર કુરૂની બહાર, શીતોદાની ઉત્તરે અને મેરૂની વાયવ્યે સુરેન્દ્રનો પ્રાસાદ છે. ૧૧૧.

पूर्वस्यामथ शीताया उदीच्यां मन्दराचलात् ।
उत्तरासां कुरूणां च मध्येऽस्ति सिद्धमन्दिरम् ॥ ११२ ॥
कूटौ द्वौ तदुभयतो मेरोः सर्वेऽप्यमी स्थिताः ।
विहारकूटप्रासादाः पंचाशद्योजनान्तरे ॥ ११३ ॥
योजनानां पंचशतान्युच्चैस्त्वेन भवन्त्यमी ।
गव्यूतानां पंचशतीं निमग्नाश्च धरोदरे ॥ ११४ ॥
मूले पंच योजनानां शतान्यायतविस्तृताः ।
मध्ये त्रीणि पंचसप्तत्यधिकानि शतानि च ॥ ११५ ॥
उपर्यर्द्धतृतीयानि शतानि विस्तृतायताः ।
कूटा इमे वर्षधरगिरिकूटसमा इति ॥ ११६ ॥ त्रिभिर्विशेषकम् ॥
सर्वेऽमी वनखंडेन पद्मवेदिकयान्विताः ।
सिंहासनाढ्यस्वस्वेशप्रासादभ्राजिमौलयः ॥ ११७ ॥
द्वाषष्टिं योजनान्येते प्रासादा विस्तृतायताः ।
एकत्रिंशद्योजनोच्चाः रम्याः विविधरत्नजाः ॥ ११८ ॥

---

ઉત્તર કુરૂના મધ્યમાં, શીતાનદીની પૂર્વે અને મંદરાચળની ઉત્તરે પણ એક સિદ્ધમંદિર છે. ૧૧૨.

એની પણ બેઉ બાજુએ બે ગજકૂટ આવેલા છે.

આ સર્વ સિદ્ધમંદિરો, ગજકૂટ પર્વતો અને પ્રાસાદો મેરૂ પર્વતથી પચાસ પચાસ યોજનને અન્તરે આવેલા છે. ૧૧૩.

સર્વ ગજકૂટો પાંચસો પાંચસો યોજન ઉંચા છે અને સવાસો યોજન જેટલા જમીનની અંદર ખુંચેલા છે. વળી એઓ મૂળમાં પાંચસો યોજન લાંબાપહોળા છે, મધ્યમાં ત્રણસો પંચોતેર યોજન લાંબાપહોળા છે, અને મથાળે બસો પચાસ યોજન લાંબાપહોળા છે. એમ એઓ વર્ષધર પર્વતના કૂટ જેવા છે. ૧૧૪-૧૧૬.

વળી એ સર્વ કૂટો પર વન તથા પદ્મવેદિકા પણ આવી રહેલા છે; અને એમના શિખરો પણ સિંહાસનોથી યુક્ત એવા અનેક સ્વામીઓના પ્રાસાદથી વિરાજી રહ્યા છે. ૧૧૭.

આ પ્રાસાદો કહ્યા એ વિવિધ રત્નોના બનાવેલા છે. એઓ બાસઠ બાસઠ યોજન લાંબાપહોળા છે, અને ઉંચાઈમાં એકત્રીશ યોજન છે. ૧૧૮.

एकपल्यायुषस्तेषु स्वस्वकूटसमाभिधाः ।
क्रीडन्ति नाकिनः स्वैरं दिक्कुम्भिकूटनायकाः ॥ ११९ ॥

स्वस्वकूटविदिक्ष्वेषां राजधान्यः प्रकीर्त्तिताः ।
जम्बूद्वीपेऽन्यत्र यथायोगं विजयदेववत् ॥ १२० ॥

एतेषु करिकूटेषु पूर्वाचार्यैश्चिरन्तनैः ।
पठ्यन्ते जिनचैत्यानि स्तोत्रेषु शाश्वतार्हताम् ॥ १२१ ॥

जम्बूद्वीपप्रज्ञप्त्यादिसूत्रे तूपलभामहे ।
न साम्प्रतं तत्र तत्त्वं जानन्ति श्रुतपारगाः ॥ १२२ ॥

अतः एवोक्तं रत्नशेखरसूरिभिः स्वोपज्ञक्षेत्रविचारे ।

करिकूडकुंडनइदहकुरुकंचणजमलसमविअट्टेसु ।
जिणभवणविसंवाओ जो तं जाणंति गीयत्था ॥ १२३ ॥

भद्रशालवनस्यास्य समभूमेरुपर्यथ ।
स्यात्पंचयोजनशतातिक्रमे नन्दनं वनम् ॥ १२४ ॥

---

એ પ્રાસાદોમાં, એક પલ્યોપમના આયુષ્યવાળા, પોતપોતાના ફૂટના સમાન નામાભિધાનવાળા, ફૂટ પર્વતોના નાયક-સ્વામી એવા દેવો સ્વેચ્છાએ ક્રીડા કરે છે. ૧૧૯.

પોતપોતાના ફૂટોની વિદિશાઓમાં, અન્યત્ર જંબૂદ્વીપમાં, વિજયદેવની રાજધાની જેવી એમની રાજધાનીઓ છે. ૧૨૦

આ ગજકૂટ પર્વતોપર શાશ્વત જિનેશ્વરોના મંદિરો આવેલાં છે એમ પ્રાચીન પૂર્વાચાર્યોએ સ્તોત્રોને વિષે કહેલું છે. ૧૨૧.

પણ અત્યારે જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ વગેરે સૂત્રોમાં ક્યાંઇ એ વાત નથી. એ વિષયમાં તત્ત્વ શું છે તે શ્રુતપારગામી-કેવળી જાણે. ૧૨૨.

માટે જ રત્નશેખરસૂરિએ પોતે રચેલા ક્ષેત્રવિચારગ્રંથમાં કહ્યું છે કે—ગજકૂટ, કુંડ, નદી, દ્રહ, કુરૂ, કંચનગિરિ, યમલગિરિ તથા સમવૃત્તવૈતાઢ્ય-આ સર્વ સ્થળે જિનભવન સંબંધી મતભેદ છે. ખરૂં શું છે એ 'ગીતાર્થ' જાણે. ૧૨૩.

આ ભદ્રશાળ વનની સમભુમિથી, ઉપર ચઢતાં પાંચસો યોજન પૂરા થયે 'નન્દનવન' નામનું વન આવે છે. ૧૨૪.

योजनानां पंचशतान्येतद्विष्कम्भतो मतम् ।
स्थितं मेरुं परिक्षिप्य वलयाकृतिनात्मना ॥ १२५ ॥
बाह्याभ्यन्तररूपं हि विष्कम्भद्वितयं भवेत् ।
गिरीणां मेखलाभागे ततोऽत्र द्वयमुच्यते ॥ १२६ ॥
एक एकादशभागो योजनस्यापचीयते ।
प्रतियोजनमेवं च पंचशत्या व्यतिक्रमे ॥ १२७ ॥
लब्धानि पंचचत्वारिंशद्योजनानि पंचभिः ।
एकादशांशैर्युक्तानि त्यज्यन्ते मूलविस्तृतेः ॥ १२८ ॥
दशसहस्ररूपायास्तदैतदवशिष्यते ।
शतानि नवनवतिश्चतुष्पंचाशदेव च ॥ १२९ ॥
एकादशांशाः षट् बाह्यो व्यासोऽयं तत्र भूभृतः ।
दक्षिणोत्तरयोः पूर्वापरयोर्वा वनान्तयोः ॥१३०॥ कलापकम् ॥
एकत्रिंशद्योजनानां सहस्राणि चतुःशती ।
एकोनाशीतिरधिका परिक्षेपोऽत्र बाह्यतः ॥ १३१ ॥
बाह्ये च गिरिविष्कम्भे सहस्रयोजनोनिते ।
स्यादन्तर्गिरिविष्कम्भः स चायं परिभाव्यते ॥ १३२ ॥

---

એનો વિસ્તાર પાંચસો યોજનનો છે અને એ મેરૂપર્વતને વલયાકારે વીંટળાઇને રહ્યું છે. ૧૨૫.

પર્વતોની, મેખલાના ભાગમાં પહોળાઇ બે પ્રકારે હોય છે: એક બહારની અને બીજી અંદરની. માટે અહિં પણ બે પ્રકારે કહીએ છીએ:—૧૨૬.

ચઢતાં પ્રત્યેક યોજને એક અગ્યારાંશ યોજન જેટલો પહોળાઈમાં ઘટાડો થતો જાય છે. એ હિસાબે, પાંચસો યોજન ચઢ્યાથી પીસતાળીશ પૂર્ણાંક પાંચ અગ્યારાંશ યોજન જેટલો મૂળની પહોળાઈમાં ઘટાડો થાય. એટલે મૂળની પહોળાઇ દશહજાર યોજન છે એમાંથી આ ઘટાડો બાદ કરતાં નવહજાર નવસો ચોપન પૂર્ણાંક છ અગ્યારાંશ યોજન આવ્યા તે મેરૂની બાહ્ય પહોળાઇ આવી અને તે આ વનની દક્ષિણથી ઉત્તર સુધીની અને પૂર્વથી પશ્ચિમ સુધીની સમજવી. વળી એ પરથી બહારનો ઘેરાવો એકત્રીશ હજાર ચારસો ઓગણ્યાએંશી યોજન થાય. ૧૨૭--૧૩૧.

सहस्राणि योजनानामष्टौ नव शतानि च ।
चतुःपंचाशत्तथांशाः षडेकादशनिर्मिताः ॥ १३३ ॥

सहस्रा योजनान्यष्टाविंशतिस्त्रिशती तथा ।
षोडशाढ्या तथा भागा अष्टावेकादशोत्थिताः ॥ १३४ ॥

अन्तःपरिरयोऽयं च भवेदस्मिन् वने गिरेः ।
वनमेतदथो पद्मवेदिकावनवेष्टितम् ॥ १३५ ॥

एवं चत्वार्यपि वनानि ज्ञेयानि ॥

सिद्धायतनमेकैकं पूर्वादिदिक्चतुष्टये ।
सुवर्णशैलतः पंचाशद्योजनव्यतिक्रमे ॥ १२६ ॥

विदिक्षु तावतैवास्मात् प्रासादा भद्रशालवत् ।
तेषां चतुर्दिशं वाप्यः प्रत्येकमिति षोडश ॥ १३७ ॥

नन्दोत्तरा तथा नन्दा सुनन्दा वर्धनापि च ।
ऐशान्यां विदिशि प्राहुर्वापीनामानि सत्तमाः ॥ १३८ ॥

---

હવે મેરૂની બહારની પહોળાઇમાંથી એક હજાર યોજન બાદ કરતાં એની અંદરની પહોળાઇ આવે એટલે તે આઠ હજાર નવસો ચોપન પૂર્ણાંક છ અગ્યારાંશ યોજન આવી. તે પરથી વળી તેનો ઘેરાવો કાઢીએ તો તે અઠ્યાવીશ હજાર ત્રણસોને સોળ પૂર્ણાંક આઠ અગ્યારાંશ યોજન આવે. ( અલબત આ એ વનમાં મેરૂનો અંદરનો ઘેરાવો થયો ). ૧૩૨–૧૩૫.

હવે આ વન પણ પદ્મવેદિકા અને વનથી વીંટળાયલું છે. ૧૩૫. ( અને એજ પ્રમાણે ચારે વન વીંટળાયલા છે ).

વળી મેરૂ પર્વતથી પચાસ પચાસ યોજનને અન્તરે પૂર્વ આદિ ચારે દિશાએ એકેક સિદ્ધમંદિર છે. ૧૩૬.

વળી વિદિશાઓમાં એટલે ચારે ખુણે પણ, મેરૂથી એટલે એટલે જ અન્તરે, ભદ્રશાળ વનમાં છે એવાં પ્રાસાદો છે. વળી દરેકની ચારે દિશાઓએ કુલ થઇને સોળ વાવ છે. ૧૩૭.

એ સોળે નીચે પ્રમાણે:—

ઈશાન કોણમાં નંદોત્તરા, નંદા, સુનંદા, અને વર્ધના એ નામની ચાર વાવ આવેલી છે એમ વિદ્વાનોનું કહેવું છે. ૧૩૮.

नन्दिषेणा तथा मोघा गोस्तूपा च सुदर्शना ।
आग्नेय्यां विदिशि प्राहुर्वापीनामानि सत्तमाः ॥ १३९ ॥
भद्रा विशाला कुमुदा तथा च पुण्डरीकिणी ।
नैर्ऋत्यां विदिशि प्राहुर्वापीनामानि सत्तमाः ॥ १४० ॥
विजया वैजयन्ती चापराजिता जयन्त्यपि ।
वायव्यां विदिशि प्राहुर्वापीनामानि सत्तमाः ॥ १४१ ॥
स्युश्चतस्रश्चतस्रस्ताः पूर्वादिदिगनुक्रमात् ।
स्थिताः परीत्य परितः प्रासादांस्तान् विदिग्गतान् ॥ १४२ ॥
आग्नेय्यामथ नैर्ऋत्यां प्रासादौ शक्रभर्तृकौ ।
वायव्यामथ चैशान्यां तावीशानसुरेशितुः ॥ १४३ ॥
कूटा नव भवन्त्यत्र नन्दनाख्यं च मन्दरम् ।
निषधाख्यं च हिमवत्कूटं रजतनामकम् ॥ १४४ ॥
रुचकं सागरचित्रं वज्रकूटं बलाभिधम् ।
पंचाशता योजनैः स्युर्मेरोरेतानि नन्दने ॥ १४५ ॥ युग्मम् ॥

---

વળી અગ્નિ કોણમાં નન્દિષેણા, મોઘા, ગોસ્તૂપા, અને સુદર્શના એ નામની ચાર વાવ વિદ્વાનોએ કહેલી છે. ૧૩૯.

એજ પ્રમાણે નૈઋત્યમાં પણ ભદ્રા, વિશાલા, કુમુદા અને પુંડરિકીણી નામની ચાર વાવ આવેલી છે–એમ જ્ઞાનીઓએ કહેલું છે. ૧૪૦.

તેમજ વાયવ્ય કોણમાં વિજયા, વૈજયન્તી, અપરાજિતા અને જયન્તી એ નામની ચાર વાવ આવેલી છે એમ જ્ઞાનીઓ કહે છે. ૧૪૧.

એ ચચ્ચાર વાવો વિદિશાઓમાં રહેલા પ્રાસાદોને ઘેરીને પૂર્વાદિ દિશામા અનુક્રમે રહેલી છે. ૧૪૨.

( એ પ્રાસાદ કયા તે કહે છે ). અગ્નિ કોણ તથા નૈઋત્ય કોણમાં સૌધર્મેન્દ્રના પ્રાસાદ, અને વાયવ્ય તથા ઇશાન કોણમાં ઇશાનેન્દ્રના પ્રાસાદ છે. ૧૪૩.

અહિં વળી નવ શિખરો આવેલાં છે તે આ પ્રમાણે:—( ૧ ) નન્દન, ( ૨ ) મન્દર, ( ૩ ) નિષધ, ( ૪ ) હિમવત, ( ૫ ) રજત, ( ૬ ) રૂચક, ( ૭ ) સાગરચિત્ર, ( ૮ ) વજ્ર અને ( ૯ ) બળ. એ સર્વ આ નન્દન વનમાં મેરૂથી પચાસ પચાસ યોજનને અન્તરે છે. ૧૪૪–૧૪૫

पौरस्त्यसिद्धायतनैशानीप्रासादयोः किल ।
अन्तरे नन्दनं कूटं तत्र मेघंकरा सुरी ॥ १४६ ॥

जम्बूद्वीपेऽपरत्रास्या राजधानी सुमेरुतः ।
ऐशान्यां विदिशि प्रोक्ता यथार्हं विजयादिवत् ॥ १४७ ॥

पौरस्त्यसिद्धायतनाग्नेयीप्रासादयोः किल ।
अन्तरे मन्दरं कूटं तत्र मेघवती सूरी ॥ १४८ ॥

राजधानी पुनरस्या पूर्वस्यां मेरुतो मता ।
जम्बूद्वीपेऽन्यत्र यथास्थानं विजयदेववत् ॥ १४९ ॥

अपाच्यसिद्धायतनाग्नेयीप्रासादयोः किल ।
अपान्तराले निषधं सुमेधा तत्र देवता ॥ १५० ॥

मेरोर्दक्षिणतस्तस्या राजधानीं जगुर्बुधाः ।
सहस्रान् द्वादशातीत्य जम्बूद्वीपेऽपरत्र वै ॥ १५१ ॥

अपाच्यसिद्धायतनात्प्रतीच्यां पूर्वतः पुनः ।
प्रासादान्नैर्ऋतीनिष्ठात् कूटं हैमवतं स्थितम् ॥ १५२ ॥

---

પહેલું નન્દન નામનું શિખર છે તે પૂર્વ તરફના સિદ્ધાયતન અને ઇશાન કોણે આવેલા પ્રાસાદની વચ્ચે છે અને ત્યાં મેઘંકરા નામની દેવીનો વાસ છે. ૧૪૬.

એ દેવીની રાજધાની અપરત્ર જંબૂદ્વીપમાં મેરૂ પર્વતથી ઇશાન કોણમાં આવેલી છે. અને એ સમગ્રપણે વિજયદેવની રાજધાની જેવી સમજવી. ૧૪૭.

બીજું જે મંદર નામનું શિખર છે તે પૂર્વ તરફના સિદ્ધાયતન અને અગ્નિકોણે આવેલા પ્રાસાદની વચ્ચે આવેલું છે. ત્યાં વળી મેઘવતી નામની દેવી રહે છે. ૧૪૮.

એ દેવીની રાજધાની અન્યત્ર જંબૂદ્વીપમાં મેરૂપર્વતની પૂર્વ દિશાએ આવેલી છે અને એની હકીકત પણ સમગ્રપણે વિજયદેવની રાજધાનીની પેઠે જાણવી. ૧૪૯.

નિષધ નામનું ત્રીજું શિખર દક્ષિણ દિશાના સિદ્ધાયતન અને અગ્નિકોણના પ્રાસાદની વચ્ચે આવેલ છે. ત્યાં સુમેધા નામની દેવી છે. ૧૫૦.

એ દેવીની રાજધાની પણ અપરત્ર જંબૂદ્વીપમાં મેરૂપર્વતની દક્ષિણે બારહજાર યોજનને અન્તરે આવેલી છે એમ બુદ્ધિમાનોનું કહેવું છે. ૧૫૧.

ચોથુ હૈમવંત નામનું શિખર દાક્ષિણાત્ય સિદ્ધમંદિરની પશ્ચિમે અને નૈઋત્ય કોણના પ્રાસાદની પૂર્વદિશાએ આવેલું છે. ૧૫૨.

शोभते स्वामिनी तत्र देवता मेघमालिनी ।
जम्बूद्वीपेऽन्यत्र तस्या मेरुतो राजधान्यपाक् ॥ १५३ ॥

मेघमालिनीस्थाने हेममालिनीति जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे ॥

दक्षिणस्यां प्रतीचीनात् सिद्धायतनतस्तथा ।
प्रासान्नैर्ऋतीनिष्ठादुदीच्यां रजताभिधम् ॥ १५४ ॥

सुवत्सा देवता तत्र प्रतीच्यां कनकाचलात् ।
जम्बूद्वीपेऽन्यत्र तस्या राजधानी निरूपिता ॥ १५५ ॥

उत्तरस्यां प्रतीचीनात् सिद्धायतनतस्तथा ।
वायव्यकोणप्रासादादपाच्यां रुचकाभिधम् ॥ १५६ ॥

वत्समित्रा तत्र देवी पश्चिमायां सुमेरुतः ।
जम्बूद्वीपेऽन्यत्र तस्या राजधानी जिनैः स्मृता ॥ १५७ ॥

एवं च जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रवृत्तिबृहत्क्षेत्रसमाससूत्रवृत्तिसिरिनिलयक्षेत्रसमाससूत्रवृत्त्याद्यभिप्रायेण सौमनसगजदन्तसम्बन्धिपंचकूटषष्ठकूट-

---

એ શિખરપર મેઘમાલિની દેવી સ્વામીની તરીકે રહે છે. એની રાજધાની અન્યત્ર જમ્બૂદ્વીપમાં મેરૂપર્વતની દક્ષિણ દિશાએ આવેલી છે. ૧૫૩

અહિં ' મેઘમાલિની ' નામ મે કહ્યું છે. પણ જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રમાં એને સ્થાને ' હેમમાલિની ' એવું નામ છે.

પાંચમુ ' રજત ' નામનુ શિખર પશ્ચિમ તરફના સિદ્ધમંદિરની દક્ષિણે અને નૈઋત્ય કોણના પ્રાસાદની ઉત્તરે આવેલુ છે. ૧૫૪.

એ શિખર પર સુવત્સા નામની દેવીનો વાસ છે. એની રાજધાની પણ અન્યત્ર જંબૂદ્વીપમાં મેરૂ પર્વતની પશ્ચિમે આવેલી છે. ૧૫૫.

' રૂચક ' નામનું છઠ્ઠુ શિખર પાશ્ચિમાત્ય સિદ્ધમંદિરની ઉત્તરે અને વાયવ્ય કોણના પ્રાસાદથી દક્ષિણ દિશાએ આવેલું છે, ૧૫૬.

ત્યાં વત્સમિત્રા નામની દેવી છે. એની રાજધાની પણ અન્યત્ર જમ્બૂદ્વીપમાં મેરૂની પશ્ચિમે આવેલી છે એમ જિનેશ્વરોનું કહેવું છે. ૧૫૭.

એવી રીતે જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રની ટીકા, બૃહત્ક્ષેત્રસમાસની ટીકા, તથા સિરિનિલય ક્ષેત્રસમાસની ટીકા વગેરેને અભિપ્રાયે, સૌમનસ અને ગજદંત પર્વતોના પાંચમા અને છઠ્ઠા શિખરોપર રહેનારી દિક્કુમારિઓનાં, અને નન્દન વનના પાંચમા છઠ્ઠા શિખરોપર રહેનારી

वासिन्यौ नन्दनवनपंचमकूटषष्ठकूटवासिन्यौ च दिक्कुमार्यौ तुल्याख्ये एव ॥ स्थानांगसूत्रकल्पान्तर्वाच्यटीकादिषु तु ऊर्ध्वलोकवासिनीषु सुवत्सावत्समित्रास्थाने तोयधाराविचित्रे दृश्येते ॥

उदीच्यसिद्धायतनात् प्रतीच्यामथ पूर्वतः ।
प्रासादाद्वायुकोणस्थात् कूटं सागरचित्रकम् ॥ १५८ ॥
बलाहका तत्र देवी मेरोरुत्तरतः पुनः ।
जम्बूद्वीपेऽन्यत्र तस्या राजधानीं जिना जगुः ॥ १५९ ॥
उदीच्यसिद्धायतनात् प्राच्यां वायव्यकोणजात् ।
प्रासादात् पश्चिमायां च वज्रकूटमिहान्तरे ॥ १६० ॥
वज्रसेना तत्र देवी राजधानी सुमेरुतः ।
उत्तरस्यामन्यजम्बूद्वीपे ज्ञेया यथागमम् ॥ १६१ ॥

अयं तावत् क्षेत्रसमासबृहद्वृत्त्यभिप्रायः ॥ जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे च सागरचित्रकूटे वज्रसेना देवी वज्रकूटे बलाहका देवी पठ्यते इति ज्ञेयम् ॥ तथा क्षेत्रसमाससूत्रे वारिसेणा इति पाठः । किरणावल्यादावपि

---

દિક્કુમારિઓનાં નામો એક સરખાં છે. પણ સ્થાનાંગસૂત્ર અને કલ્પાન્તરવાચ્યની ટીકા વગેરેમાં ઉર્ધ્વલોકવાસી દિક્કુમારીઓમાંથી 'સુવત્સા' તથા 'વત્સમિત્રા' ને સ્થાને 'તોયધરા' અને 'વિચિત્રા' એવાં નામો છે.

વળી સાગરચિત્રક નામનું સાતમું શિખર ઉત્તર તરફના સિદ્ધમંદિરથી પશ્ચિમે અને વાયવ્ય કોણના પ્રાસાદથી પૂર્વે આવેલું છે. ૧૫૮.

એ શિખરપર બલાહકા નામની દેવી છે. અને એની રાજધાની પણ બધીઓની રાજધાનીની પેઠે અન્યત્ર જંબૂદ્વીપમાં મેરૂ પર્વતની ઉત્તરે આવેલી છે. એવાં જિનપ્રભુનાં વચન છે. ૧૫૯.

આઠમું શિખર વજ્રકૂટ નામનું છે તે ઉત્તર તરફના સિદ્ધાયતનની પૂર્વે અને વાયવ્યકોણના પ્રાસાદની પશ્ચિમે આવી રહ્યું છે. ૧૬૦.

એ શિખરપર વજ્રસેના દેવીનો વાસ છે. અને એની રાજધાની પણ પૂર્વવત્ અન્યત્ર જંબૂદ્વીપમાં મેરૂ પર્વતની ઉત્તર દિશાને વિષે આવેલી છે એમ આગમમાં કહ્યું છે. ૧૬૧.

આ જે મેં કહ્યું છે તે જ મુજબ ક્ષેત્રસમાસની મોટી ટીકામાં પણ કહ્યું છે. પરંતુ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રમાં તો સાગરચિત્ર શિખરપર વજ્રસેના દેવી અને વજ્રકૂટ શિખરપર બલાહકા

वारिषेणा इति । जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे वइरसेणा इति । बृहत्क्षेत्रसमास-वृत्तौ च वज्रसेना इति नाम । इति ज्ञेयम् ॥

एता अष्टाप्यूर्ध्वलोकवासिन्यो दिक्कुमारिकाः ।
सुगन्ध्यम्बुपुष्पवृष्टिं कुर्वन्ते जिनजन्मनि ॥ १६२ ॥

भद्रशालवनकूटतुल्यत्वेन भवन्त्यमी ।
मूले पंचयोजनानां शतान्यायतविस्तृताः ॥ १६३ ॥

वनेऽपि पंचशतिके पंचाशद्योजनोत्तरम् ।
स्थितेरेषां स्थितिः किंचिदाकाशे बलकूटवत् ॥ १६४ ॥

अत्रैव नन्दनवने सुधाशनधराधरात् ।
ऐशान्यां विदिशि प्रोक्तं बलकूटं जिनेश्वरैः ॥ १६५ ॥

तथोक्तं जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे । मंदरस्सणं पव्वयस्स उत्तरपुरच्छिमेणं एत्थणं णंदणवणे बलकूडे णामं कूडे पराणत्ते । इत्यादि ॥

विदिशोऽपि विशालाः स्युः महतो वस्तुनः किल ।
तद् घटेतावकाशोऽत्र प्रासादबलकूटयोः ॥ १६६ ॥

---

દેવી કહેલી છે. વળી ક્ષેત્રસમાસસૂત્રમાં 'વારિસેણા' એવો પાઠ છે; 'કિરણાવલી' વગેરેમાં 'વારિષેણા' એવો પાઠ છે, જંબુદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રમા 'વઇરસેણા' એવો પાઠ છે અને બૃહત્ક્ષેત્રસમાસની ટીકામાં 'વજ્રસેના' એવો પાઠ છે.

આ આઠે દેવીઓ ઊર્ધ્વલોકની દિક્કુમારીઓ છે અને એઓ જિનભગવાનના જન્મસમયે સુગંધી જળનો છંટકાવ અને પુષ્પની વૃષ્ટિ કરે છે ૧૬૨.

વળી આઠ શિખરો કહી ગયા એ ભદ્રશાલવનનાં શિખરો જેવા હોઇને મૂળમાં પાંચસો યોજન લાંબા પહોળા છે. ૧૬૩.

વળી એઓ પાંચસો યોજનના વનમાં પચાસ યોજન મૂક્યા પછીથી રહેલાં છે એટલે એઓનો કંઈક ભાગ 'બળકૂટ' ની પેઠે આકાશમાં અદ્ધર રહેલો છે. ૧૬૪.

છેલ્લું નવમું 'બળકૂટ' છે તે નન્દનવનમાંજ મેરૂપર્વતના ઇશાનકોણમાં આવેલ છે એમ જિનભગવાનનું કહેવું છે. ૧૬૫.

એ સંબંધમાં જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રને વિષે કહ્યું છે કે—મંદરાચળપર્વતની ઉત્તરપૂર્વે અર્થાત્ ઇશાનકોણમાં બળકૂટ આવેલ છે.

अर्धेन नन्दनवने कूटमेतदवस्थितम् ।
अपरार्धेन चाकाशे तदुक्तं पूर्वसूरिभिः ॥ १६७ ॥

आह ॥ नन्दनवने बलकूटम् । नन्दनवनं च पंचयोजनशतविस्तीर्णायां मेरोः प्रथममेखलायां । ततः कथं तत्र माति ॥ बलकूटेन पंचयोजनशतानि नन्दनवनसत्कानि रुद्धानि पंचयोजनशतानि पुनः मेरोः बहिः आकाशे ॥ ततः न कश्चिद्दोषः ॥

उक्तं च । नंदनवण रुंभित्ता पंचसए जोअणाइं नीसरिओ ।
आयासे पंचसए रुंभित्ता ठाइ बलकूडो ॥ १६८ ॥

इति क्षेत्रसमासवृत्तौ ॥

जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रवृत्तौ तु मेरुतः पंचाशद्योजनातिक्रमे ईशानकोणे ऐशानप्रासादः ततः अपि ईशानकोणे बलकूटमित्युक्तम् ॥ तदभिप्रायं न विद्मः ॥

---

મહાન પદાર્થોની વિદિશાઓ પણ મહાન-વિશાલ હોય છે. એ કથનથી, અહિં પ્રાસાદ અને બળકૂટ એઓનો અવકાશ ઘટે છે. ૧૬૬.

આ નવમું બળકૂટ અરધું નંદનવનમાં રહેલું છે અને અરધું અદ્ધર આકાશમાં રહેલું છે એમ પૂર્વાચાર્યોનું કહેવું છે. ૧૬૭.

અહિં એવી શંકા ઉત્પન્ન થાય કે—નંદનવનમાં બળકૂટ છે ( એમ તમે કહો છો ) પણ નંદનવન તો મેરૂપર્વતની પાંચસો યોજન વિસ્તીર્ણ એવી પહેલી મેખલામાં છે તો એમાં ( એક સહસ્ર યોજન વિસ્તીર્ણ એવા ) બળકૂટનો કેવી રીતે સમાવેશ થાય ?

આ શંકાનું સમાધાન એવી રીતે કે—બળકૂટ નંદનવનનાં પાંચસો યોજન રોકીને રહ્યું છે અને બીજાં પાંચસો યોજન તો મેરૂથી બહાર અદ્ધર આકાશમાં છે. માટે શંકા જેવું કાંઇ રહેતું નથી.

ક્ષેત્રસમાસની વૃત્તિમાં પણ કહ્યું છે કે નંદનવનનાં પાંચસો યોજન રોકીને નીકળેલા બળકૂટે આકાશમાં પાંચસો યોજન રોકયા છે. ૧૬૮.

વળી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રની ટીકામાં તો એમ કહ્યું છે કે “ મેરૂપર્વતથી ઇશાનકોણમાં પચાસ યોજન જતાં ઇશાન તરફનો પ્રાસાદ છે અને એથી પણ ઇશાનકોણમાં બળકૂટ છે. ” આ વાત કંઇ સમજણમાં આવતી નથી.

माल्यवद्गिरिसम्बन्धिहरिस्सहाख्यकूटवत् ।
सर्वात्मनेदं विज्ञेयं व्यासायामोच्चतादिभिः ॥ १६९ ॥

बलनामा सुरस्तत्र स्वामी तद्राजधान्यपि ।
मेरोरुत्तरपूर्वस्यां जम्बूद्वीपेऽपरे मता ॥ १७० ॥

बलाख्याया राजधान्याः स्वरूपमखिलं खलु ।
हरिस्सहायाः सदृशं विज्ञेयमविशेषितम् ॥ १७१ ॥

गच्छद्भिश्चैत्यनत्यर्थं पाण्डकेऽदो वनं पथि ।
विश्रान्त्यै श्रीयते विद्याचारणैः मुनिवारणैः ॥ १७२ ॥

प्रत्यागच्छद्भिरानम्य पाण्डके शाश्वतान् जिनान् ।
विश्राम्यद्भिः भूष्यतेऽदो जंघाचारणसाधुभिः ॥ १७३ ॥

अथास्य नन्दनाभिख्यवनस्य समभूतलात् ।
योजनानां सहस्राणि द्वाषष्टिं पंचभिः शतैः ॥ १७४ ॥

समन्वितान्यतीत्यास्ति वनं सौमनसाभिधम् ।
योजनानां पंचशतीं विस्तीर्णं सर्वतोऽपि तत् ॥१७५॥युग्मम् ॥

---

આ બળકૂટની લંબાઇ, પહોળાઇ, ઉંચાઇ વગેરે સર્વવાનાં માલ્યવાન પર્વતનાં હરિસ્સહ નામના શિખર પ્રમાણે જાણી લેવાં. ૧૬૯.

એ બળકૂટ પર વળી એનો બળ નામને સ્વામીદેવ રહે છે. એની રાજધાની મેરૂપર્વતની ઉત્તરપૂર્વમાં પૂર્વવત્ અન્ય જંબૂદ્વીપમાં છે. ૧૭૦.

એ રાજધાનીનું નામ ' બલા ' છે અને એની સર્વ હકીકત સમગ્રપણે હરિસ્સહા પ્રમાણે જાણવી. ૧૭૧.

આ નન્દનવન વળી પાંડકવનમાં જિનચૈત્યની યાત્રાએ જતા વિદ્યાચરણ મુનિઓનું વિશ્રામસ્થળ છે. ૧૭૨.

વળી પાંડકવનમાં શાશ્વતા જિનેશ્વરનાં દર્શન કરીને પાછા વળતા જંઘાચારણ મુનિઓ અહિં વિસામો લે છે. ૧૭૩

હવે આ નન્દનવનના સમભૂતળથી બાસઠહજાર પાંચસો યોજનને અન્તરે, સર્વતઃ પાંચસો યોજનના વિસ્તારવાળું એવું સૌમનસ નામનું વન છે. ૧૭૪–૧૭૫.

अस्मिन्नपि परिक्षिप्य स्थिते मेरुं समन्ततः ।
वक्ष्ये बाह्यान्तररूपौ विष्कम्भौ पूर्ववत् गिरेः ॥ १७६ ॥

योजनानां सहस्राणि चत्वारि द्वे शते अपि ।
द्विसप्तत्यधिके भागा अष्टावेकादशोद्भवाः ॥ १७७ ॥
बहिर्वनात् गिरेर्व्यासः एष पूर्वापरान्तयोः ।
दक्षिणोत्तरयोर्वापि तत्रोपपत्तिरुच्यते ॥ १७८ ॥ युग्मम् ॥
मेरूच्छ्रयस्यातीतानि भुवः सौमनसावधि ।
त्रिषष्टिर्योजनसहस्राणि रुद्रैर्भजेत् बुधः ॥ १७९ ॥
शतानि सप्तपंचाशत् सप्तविंशानि तत्र च ।
लब्धानि योजनान्यंशाः त्रयश्चैकादशोद्भवाः ॥ १८० ॥
अस्मिन् राशौ भूमिगतात् मेरुव्यासात् विशोधिते ।
मानं यथोक्तं जायेत बाह्यायाः गिरिविस्तृतेः ॥ १८१ ॥
व्यासो वनस्योभयतः पंचपंचशतात्मकः ।
बाह्यव्यासात्तत्सहस्रे शोधिते शेषमान्तरः ॥ १८२ ॥

स च अयम् ।

योजनानां सहस्राणि त्रीणि किंच शतद्वयम् ।
द्विसप्तत्यधिकं भागाः अष्ट चैकादशोद्भवाः ॥ १८३ ॥

---

આ વન પણ મેરૂની ફરતું વીંટાઇને રહેલું હોવાથી, પૂર્વવત્ એનો ગિરિબાહ્યાન્તર રૂપ દ્વિવિધ વ્યાસ હોય. એ નીચે પ્રમાણે કહું છું. ૧૭૬.

વનની બહાર મેરૂનો પૂર્વપશ્ચિમ અથવા ઉત્તરદક્ષિણ વિસ્તાર ચારહજાર બસો ને બ્હોંતેર પૂર્ણાંક આઠ અગ્યારાંશ યોજન છે. ૧૭૭-૧૭૮.

એ આ પ્રમાણેઃ—પૃથ્વીથી તે સૌમનસવનસુધી મેરૂની ઉંચાઇ ત્રેસઠહજાર યોજન છે એને અગ્યારે ભાંગો. એટલે ભાગમાં પાંચ હજાર સાતસો સત્યાવીશ પૂર્ણાંક ત્રણ અગ્યારાંશ યોજન આવશે. આ રકમને પૃથ્વીપરની મેરૂની પહોળાઇ જે દશ હજાર યોજન છે તેમાંથી બાદ કરતાં જે આવે તે બહારનો ગિરિવિસ્તાર આવ્યો. ( $૧૦૦૦૦-૫૭૨૭\frac{૩}{૧૧}=૪૨૭૨\frac{૮}{૧૧}$ ). ૧૭૯-૧૮૧.

હવે વનની બેઉ બાજુની પહોળાઇ પાંચસો પાંચસો યોજન છે એટલે સમગ્ર એક હજાર

तथा गिरेर्बाह्यपरिक्षेपः त्रयोदशसहस्रकाः ।
एकादशाः शताः पंच षट् चैकादशजा लवाः ॥ १८४ ॥

अन्तर्गिरिपरिक्षेपः सहस्राणि दश त्रयः ।
शताः चैकोनपंचाशाः त्रयो भागाश्च रुद्रजाः ॥ १८५ ॥

एवमुक्ताभिलापेन ज्ञेया वक्तव्यताखिला ।
अत्रापि नन्दनाभिख्यवनवत् कूटवर्जिता ॥ १८६ ॥

तथैवैकैकमाशासु विज्ञेयं सिद्धमन्दिरम् ।
विदिक्षु पुनरेकैकः प्रासादो वापिकावृतः ॥ १८७ ॥

सुमनाः सौमनसा च सौमनांसा मनोरमा ।
ऐशान्यां विदिशि प्रोक्ताः वाप्यः प्राच्यादिदिक्क्रमात् ॥१८८॥

सदुत्तरकुरुः देवकुरुः वन्हिविदिश्यथ ।
वाप्यश्चतस्रः क्रमतो वारिषेणा सरस्वती ॥ १८९ ॥

विशाला माघभद्रा चाभयसेना च रोहिणी ।
वाप्यः चतस्रो नैर्ऋत्यां ज्ञेयाः पूर्वाद्यनुक्रमात् ॥ १९० ॥

भद्रोत्तरा तथा भद्रा सुभद्रा च तथापरा ।
भद्रावतीति वायव्यकोणे वाप्यो यथाक्रमम् ॥ १९१ ॥

---

યોજન થયા તેને બહારની પહોળાઇમાંથી બાદ કરતાં જે આવે તે અંદરની પહોળાઇ સમજવી. એટલે કે ૪૨૭૨ ૬/૧૧–૧૦૦૦=૩૨૭૨ ૬/૧૧ અંદરની પહોળાઇ. ૧૮૨–૧૮૩.

( વળી એ પરથી ઘેરાવો પણ નીકળે. ) બહારનો ઘેરાવો તેર હજાર પાંચસો અગ્યાર પૂર્ણાંક છ અગ્યારાંશ યોજન આવે છે. અને એનો અંદરનો ઘેરાવો દશ હજાર ત્રણસો ઓગણપચાસ પૂર્ણાંક ત્રણ અગ્યારાંશ યોજન થાય છે. ૧૮૪–૧૮૫.

નંદનવનમાં કૂટ કહ્યાં છે એ કૂટ શિવાય બધુંય અહિ નંદનવન પેઠે સમજવું. ૧૮૬.

એની જ પેઠે અકેકી દિશામાં સિદ્ધાયતન સમજવું; વિદિશામાં વાવથી ઘેરાયલો પ્રાસાદ સમજવો. ઇશાનખુણામાં પૂર્વાદિકને અનુક્રમે સુમના, સૌમનસા, સૌમનાંસા, અને મનોરમા નામની વાંવો સમજવી: અગ્નિ કોણમાં ઉત્તરકુરૂ, દેવકુરૂ, વારિષેણા અને સરસ્વતી નામની

आग्नेय्यामथ नैर्ऋत्यां प्रासादौ शक्रभर्तृकौ ।
ऐशान्यां वायव्यायां च तावीशानसुरेशितुः ॥ १९२ ॥

एवं वनं सौमनसं लेशतो वर्णितं मया ।
वर्णयामि वनमथ पाण्डुकं शिखरस्थितम् ॥ १९३ ॥

अतीत्योर्ध्वं सौमनसवनस्य समभूतलात् ।
योजनानां सहस्राणि षट्त्रिंशतमुपर्यधः ॥ १९४ ॥

प्रज्ञप्तं पण्डकवनमनेकसुरसेवितम् ।
चारणश्रमणश्रेणिश्रितकल्पद्रुमाश्रयम् ॥ १९५ ॥ युग्मम् ॥

चतुर्नवत्या संयुक्ता योजनानां चतुःशती ।
वनस्यास्य चक्रवालविष्कम्भो वर्णितो जिनैः ॥ १९६ ॥

उपपत्तिश्चात्र मेरुमौलेः सहस्रविस्तृतात् ।
शोधयेत् चूलिकामूलव्यासं द्वादशयोजनीम् ॥ १९७ ॥

अवशिष्टेऽर्द्धीकृते च यथोक्तमुपपद्यते ।
मानमस्य मरकतमणिग्रैवेयकाकृतेः ॥ १९८ ॥ युग्मम् ॥

---

ચાર વાવ; નૈઋત્ય ખુણામાં અનુક્રમે વિશાલા, માઘભદ્રા, અભયસેના અને રોહિણી નામની ચાર વાવ; અને વાયવ્ય કોણમાં અનુક્રમે ભદ્રોત્તરા, ભદ્રા, સુભદ્રા તથા ભદ્રાવતી નામની ચાર વાવ સમજવી. ૧૮૭–૧૯૧.

વળી અગ્નિ ખુણામાં અને નૈઋત્ય ખુણામાં સૌધર્મેન્દ્રના બે પ્રાસાદ, અને ઈશાન તથા વાયવ્ય કોણમાં ઇશાનેન્દ્રના બે પ્રાસાદ છે. ૧૯૨.

એ પ્રમાણે મેં સૌમનસવનનું લેશમાત્ર વર્ણન કર્યું. હવે ( મેરૂના ) શિખરપર રહેલા પાંડકવનનું વર્ણન કરૂં છું. ૧૯૩.

સૌમનસવનના સમભૂતળથી ઉપર ચઢતાં છત્રીસ હજાર યોજન પૂરા થયા પછી, અનેક દેવોથી સેવાયલું અને ચારણમુનિઓના વિસામારૂપ કલ્પવૃક્ષોવાળું પંડકવન આવે છે. ૧૯૪–૧૯૫.

આ વનની ફરતી પહોળાઇ ચારસો ચોરાણું યોજનની છે–એમ જિનભગવાનનું વચન છે. ૧૯૬.

એની સમજુતિ આ પ્રમાણેઃ—

મેરૂ પર્વતના શિખરનો વિસ્તાર એક હજાર યોજન છે. એમાંથી ચૂલિકાના મૂળની પહોળાઇ જે બાર યોજનની છે તે બાદ કરવી. એટલે નવસો અઠયાસી યોજન રહ્યા. એને

यथा मेरुं परिक्षिप्य स्थिता पूर्ववनत्रयी ।
परिक्षिप्य स्थितमिह तथेदं मेरुचूलिकाम् ॥ १९९ ॥
त्रिसहस्री योजनानां द्वाषष्ट्या संयुतं शतम् ।
विशेषाभ्यधिकं किंचित् परिक्षेपोऽस्य वर्णितः ॥ २०० ॥
अस्मिन् मेरुचूलिकायाः पंचाशद्योजनोत्तरम् ।
सिद्धायतनमेकैकं प्राग्वत् दिशां चतुष्टये ॥ २०१ ॥
विदिक्षु पुनरेकैकः प्रासादो वापिकावृतः ।
नामान्यासां वापिकानामैशान्यादिविदिक्क्रमात् ॥ २०२ ॥
पुंड्रा पुंड्रप्रभा चैव सुरक्ताख्या तथापरा ।
रक्तावतीति चैशानप्रासादे वापिका मताः ॥ २०३ ॥
क्षीररसा चेक्षुरसा तथामृतरसाभिधा ।
वारुणीति किलाग्नेयप्रासादे वापिकाः स्मृताः ॥ २०४ ॥
शंखोत्तरा तथा शंखा शंखवर्ता बलाहका ।
प्रासादे नैर्ऋतीसंस्थे वापिकाः परिकीर्त्तिताः ॥ २०५ ॥

---

અર્ધ કરવા. એટલે ચારસો ચોરાણું યોજન આવ્યા. એ મરકતરત્નના ગ્રૈવેયકની આકૃતિવાળા એ વનનું પ્રમાણ. ૧૯૭–૧૯૮.

પૂર્વોક્ત ત્રણ વન જેમ મેરૂપર્વતને વીંટાઇને રહેલાં છે તેમ આ ચોથું પંડકવન મેરૂની ચૂલિકાને વીંટીને રહેલુ છે. એનો ઘેરાવો ત્રણ હજાર એકસો બાસઠ યોજનથી કંઇક અધિક કહેલો છે. ૧૯૯–૨૦૦.

આ વનમાં, મેરૂની ચૂલિકાથી પચાસ યોજનને અંતરે, પૂર્વની પેઠે ચોદિશ એકેક સિદ્ધ-મંદિર છે; અને ચારે વિદિશાઓ એટલે ખુણામાં વાવોથી વીટળાયલો એકેક પ્રાસાદ છે. એ વાવોનાં નામ ઇશાન આદિક વિદિશાઓને અનુક્રમે નીચે પ્રમાણે છે:— ૨૦૧–૨૦૨.

ઇશાનકોણના પ્રાસાદની ચોતરફ પુંડ્રા, પ્રભાવા, સુરક્તા તથા રક્તાવતી નામની વાવો છે. ૨૦૩.

અગ્નિકોણના પ્રાસાદની ચોતરફ ક્ષીરરસા, ઇક્ષુરસા, અમૃતરસા તથા વારૂણી નામની વાવો છે. ૨૦૪.

નૈઋત્યકોણમાં રહેલા પ્રાસાદની ચોબાજુ શંખોત્તરા, શંખા, શંખાવર્ત્તા, તથા બલાહકા નામની વાવો છે. ૨૦૫.

पुष्पोत्तरा पुष्पवती सुपुष्पा पुष्पमालिनी ।
वायव्यकोणे वाप्यः स्युः सर्वाः पूर्वादितः क्रमात् ॥ २०६ ॥

आग्नेयनैर्ऋत्यगतौ प्रासादौ स्तः शतक्रतोः ।
वायव्यैशानसत्कौ तावीशानेन्द्रस्य वर्णितौ ॥ २०७ ॥

चैत्यप्रासादवापीनां मानं त्रिषु वनेष्वपि ।
सद्‌भद्रशालवनवद्विज्ञेयमविशेषितम् ॥ २०८ ॥

अथास्मिन् पंडकवनेऽभिषेकार्हाः स्वयंभुवाम् ।
शिलाश्चतस्रः प्रज्ञप्ताः स्नात्रोदकपवित्रिताः ॥ २०९ ॥

आद्या पाण्डुशिलानाम्नी द्वितीया पाण्डुकंबला ।
तृतीया च रक्तशिला चतुर्थी रक्तकंबला ॥ २१० ॥

अमूनि आसां नामानि जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे ॥ क्षेत्रसमासे तु पांडुकंबला अतिपाण्डुकंबला रक्तकंबला अतिरक्तकंबला एवं आसां नामानि पठ्यन्ते॥

प्राच्यां मेरुचूलिकाया प्राक्पर्यन्ते वनस्य च ।
भात्यर्जुनस्वर्णमयी शिला पाण्डुशिलाभिधा ॥ २११ ॥

---

અને વાયવ્યકોણના પ્રાસાદને ફરતી પૂર્વાદિક દિશાને અનુક્રમે પુષ્પોત્તરા, પુષ્પવતી, સુપુષ્પા અને પુષ્પમાલિની નામની ચાર વાવ આવેલી છે ૨૦૬.

અગ્નિકોણ તથા નૈઋત્યકોણનો—એમ બે પ્રાસાદ સૌધર્મેન્દ્રના છે; અને વાયવ્યકોણ તથા ઇશાનકોણનો—એમ બે પ્રાસાદ ઇશાનેન્દ્રના છે. ૨૦૭.

ભદ્રશાળવનમાં આવેલા ચૈત્ય, પ્રાસાદ અને વાવ—એ સર્વેનુ જે માન યોગ્યસ્થળે કહેવામા આવ્યુ છે તેજ માન શેષ ત્રણે વનના ચૈત્ય, પ્રાસાદ અને વાવનું છે. ૨૦૮.

વળી આ પાંડકવનને વિષે શ્રી જિનભગવાનના અભિષેકને યોગ્ય ચાર શિલાઓ આવેલી છે—તે ચારે પ્રભુના સ્નાત્ર જળથી પવિત્ર થયેલી છે. ૨૦૯.

પહેલી પાંડુશિલા, બીજી પાંડુકંબલા, ત્રીજી રક્તશિલા અને ચોથી રક્તકંબલા છે. ૨૧૦.

આ નામ કહ્યાં તે જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રને અનુસારે છે. ક્ષેત્રસમાસમાં તો પાંડુકંબલા, અતિપાંડુકંબલા, રક્તકંબલા અને અતિરક્તકંબલા—એમ નામ કહેલાં છે.

ચારમાં જે પહેલી પાંડુશિલા નામની છે તે મેરૂની ચૂલિકાથી પૂર્વે અને વનને પૂર્વ છેડે આવેલી છે. ૨૧૧.

सा पूर्वापरविस्तीर्णा तथोदग्दक्षिणायता ।
आयामतो योजनानां शतानि पंच कीर्त्तिता ॥ २१२ ॥

शतान्यर्द्धतृतीयानि मध्ये विष्कम्भतो मता ।
अर्धचन्द्राकृतेस्तस्या मध्ये परमविस्तृतिः ॥ २१३ ॥

पूर्वापरः शरत्वेन व्यासोऽस्याः परमो बुधैः ।
जीवात्वेन च परमायामस्तु दक्षिणोत्तरः ॥ २१४ ॥

परिक्षेपो धनुःपृष्टतया भाव्यो यथोचितः ।
तत्तत्करणरीत्या वा समानेयं शरादिकम् ॥ २१५ ॥

चतुर्योजनपिण्डायामस्यां भाति चतुर्दिशम् ।
तोरणालंकृतं कम्रं सोपानानां त्रयं त्रयम् ॥ २१६ ॥

अधिज्यचापाकारायाः वक्रता चूलिकादिशि ।
ऋजुता स्वस्वदिक्क्षेत्राभिमुखास्याः विभाव्यताम् ॥ २१७ ॥

अत्यन्तकमनीयायामस्यां वृन्दारकव्रजाः ।
आसीनाश्च शयानाश्च विदन्ति परमां मुदम् ॥ २१८ ॥

---

એ પૂર્વપશ્ચિમ પહોળી છે અને ઉત્તર દક્ષિણ લાંબી છે. એની લંબાઇ પાંચસો યોજન છે. એની પહોળાઇ મધ્યભાગમાં અઢીસો યોજન છે કેમકે એ અર્ધ ચંદ્રાકારની છે એટલે મધ્યભાગમાં ઉત્કૃષ્ટ પહોળાઇ હોય. એ પહોળાઇ પૂર્વપશ્ચિમે શરપણાને લઇને ઉત્કૃષ્ટી છે. વળી એની લંબાઇ જીવાપણાને લઇને ઉત્તર દક્ષિણ તરફ ઉત્કૃષ્ટી છે. ૨૧૨–૨૧૪.

એનો ઘેરાવો ધનુ:પૃષ્ટપણાથી યથાયોગ્યપણે ભાવી લેવો. અથવા એનું શરાદિક (શર, જીવા અને ધનુ:પૃષ્ટ ) તે તે કરણ–યુક્તિની રીતે શોધી કાઢવું. ૨૧૫.

આ શિલા ચાર યોજન જાડી છે અને એને ચોદિશ તોરણોને લીધે શોભાયમાન એવાં ત્રણ ત્રણ પગથીયાંછે. ૨૧૬.

એની આકૃતિ દોરી ચઢાવેલા ધનુષ્ય જેવી છે. એ ચૂલિકાની દિશામાં વક્ર છે અને પોતપોતાની દિશાના ક્ષેત્રસન્મુખ સરલ- સીધી છે. ૨૧૭.

એ અત્યન્ત મનોહર હોવાથી, એના પર દેવતાઓ અત્યન્ત હર્ષથી સૂએ બેસે છે. ૨૧૮.

वेदिकावनखंडाभ्यां समन्तादियमावृता ।
कांचीदामनीलपरिधानाभ्यामिव कामिनी ॥ २१९ ॥

दक्षिणस्यामुदीच्यां च तस्यां सिंहासने स्थिते ।
धनुःपंचशतव्यासायामे तदर्द्धमेदुरे ॥ २२० ॥

ज्ञेयो ग्रन्थान्तरात् सिंहासनयोरिह वर्णकः ।
अनावृतस्थलस्थानादेषां चन्द्रोदयं विना ॥ २२१ ॥

तुल्यत्वादनयोर्व्यासायामाभ्यां चतुरस्रता ।
चतुरस्रपीठबन्धरूपे ज्ञेये इमे ततः ॥ २२२ ॥

उत्तराहे तत्र सिंहासने देवाश्चतुर्विधाः ।
अभिषिंचन्ति कच्छादिविजयाष्टकतीर्थपान् ॥ २२३ ॥

सिंहासने दाक्षिणात्ये विजयेषु किलाष्टसु ।
वत्सादिकेषु संजातान् स्नपयन्ति जिनेश्वरान् ॥ २२४ ॥

अयं भावः ।

शिलायाः संमुखं ह्यस्याः पूर्वस्यां दिशि वर्तते ।
क्षेत्रं पूर्वविदेहाख्यं विजयास्तत्र षोडश ॥ २२५ ॥

---

સર્વતઃ વેદિકા તથા વનખંડથી વીંટળાયલી આ શિલા જાણે સુવર્ણ મેખલા અને લીલા વસ્ત્રોમાં સજ્જ થયેલી કોઇ કામિની-સ્ત્રી હોયની એવી શોભે છે. ૨૧૯.

એ શિલાપર દક્ષિણે અને ઉત્તરે પાંચસો ધનુષ્ય લાંબાપહોળાં અને અઢીસો ધનુષ્ય જાડાં બે સિંહાસનો રહેલાં છે. ૨૨૦

એ બેઉનો પરિવાર અન્ય ગ્રંથોથી જાણી લેવો. ૨૨૧.

લંબાઈ અને પહોળાઇ એકસરખી હોવાથી એઓ ચોખંડા છે; અને એટલે એઓને સમ ચોરસ પીઠબંધ જેવાં સમજવાં. ૨૨૨.

એ બેમાંથી જે ઉત્તર તરફનું છે તેના પર ચારે પ્રકારના દેવો કચ્છ વગેરે આઠ વિજયોમાં થયેલા તીર્થંકરોનો અભિષેક કરે છે. ૨૨૩.

અને જે દક્ષિણ તરફનું છે તે પર વત્સ વગેરે આઠ વિજયોમા થયેલા તીર્થંકરોનો અભિષેક કરવામાં આવે છે. ૨૨૪.

એનો વિસ્તૃત ભાવાર્થ આ પ્રમાણેઃ—

उत्कर्षतोऽपि तत्र द्वौ जायेते युगपज्जिनौ ।
तत्र शीतोत्तराभाविविजयाष्टकजो जिनः ॥ २२६ ॥
सिंहासने सुराधीशैरौत्तराहेऽभिषिच्यते ।
दाक्षिणात्ये दाक्षिणात्यविजयाष्टकजो जिनः ॥ २२७ ॥
एवं भाव्यं पश्चिमायामपि सिंहासनद्वयम् ।
प्रत्यक्विदेहार्हद्योग्यं दक्षिणोत्तरयोर्दिशोः ॥ २२८ ॥
तदेकैकं दाक्षिणात्योदीच्ययोः शिलयोः किल ।
यद्भारतैरवतयोरेकैकस्यार्हतो जनिः ॥ २२९ ॥
वनस्याथो दाक्षिणात्यपर्यन्ते पाण्डुकंबला ।
दक्षिणस्यां दिशि मेरुचूलिकायाः प्रतिष्ठिता ॥ २३० ॥
दक्षिणोत्तरविस्तीर्णा प्राक्पश्चिमायता च सा ।
ऋजुतास्या दक्षिणस्यां वक्रता चूलिकादिशि ॥ २३१ ॥
उपर्यस्या मध्यभागे सिंहासनमनुत्तरम् ।
सुरेन्द्रैस्तत्र भरतजातो जिनोऽभिषिच्यते ॥ २३२ ॥

---

આ શિલાની સન્મુખ પૂર્વ દિશામાં પૂર્વવિદેહ નામે ક્ષેત્ર છે તેમાં સોળ વિજયો અર્થાત્ જૂદા જૂદા વિભાગ છે. ત્યાં એકસાથે વધારેમાં વધારે બે જિનેશ્વરો થાય છે. તેમાંથી શીતા નદીની ઉત્તરે રહેલા આઠ વિજયોમાં થયેલા જિનેશ્વરનો, ઈન્દ્રો ઉત્તર તરફના સિંહાસનપર અભિષેક કરે છે તથા દક્ષિણ તરફના આઠ વિજયોમાં થયેલા જિન ભગવાનનો, દક્ષિણ તરફના સિંહાસનપર અભિષેક કરે છે. ૨૨૫-૨૨૭.

વળી એવી રીતે પશ્ચિમ તરફ પણ બે સિંહાસનો છે તે પશ્ચિમ વિદેહમાં ઉત્તરે અને દક્ષિણે આવેલા આઠઆઠ વિજયોમા થતા તીર્થંકરોને માટે છે. ૨૨૮.

વળી ઉત્તર તથા દક્ષિણ તરફ એ શિલાપર અકેક સિંહાસન છે કેમકે ભરતક્ષેત્રમાં તથા ઐરવત ક્ષેત્રમાં અકેક તીર્થંકરનો જન્મ થાય છે. ૨૨૯.

હવે જે પાંડુકંબલા નામની બીજી શિલા કહી છે તે આ વનને દક્ષિણ છેડે મેરૂની ચૂલિકાથી દક્ષિણ દિશામાં છે. ૨૩૦.

એ શિલા ઉત્તરદક્ષિણ પહોળી અને પૂર્વપશ્ચિમ લાંબી છે. વળી એ દક્ષિણ તરફ સરલ એટલે સીધી છે અને ચૂલિકા તરફ વક્ર એટલે વાંકવાળી છે. ૨૩૧.

अमुष्या दक्षिणामुख्याः सम्मुखं भरतं यतः ।
ततस्तत्रत्यसार्वस्य युक्तमत्राभिषेचनम् ॥ २३३ ॥

शेषं तु मानसंस्थानसोपानवेदिकादिकम् ।
सर्वासामपि विज्ञेयमविशेषेण पाण्डुवत् ॥ २३४ ॥

वर्णतश्चोक्तरूपे द्वे कुमुदोदरसोदरे ।
वक्ष्यमाणे पुनः कोकनदविद्रुमबन्धुरे ॥ २३५ ॥

अयं तावत् जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रवृत्त्यभिप्रायः ॥ बृहत्क्षेत्रसमाससूत्रवृत्तौ तु सर्वाः श्वेतसुवर्णमय्य उक्ता इति ज्ञेयम् ॥

वनपश्चिमपर्यन्ते शिला रक्तशिलाभिधा ।
प्रतीच्यां मेरुचूलायाः तपनीयमयी मता ॥ २३६ ॥

पूर्वपश्चिमविस्तीर्णा सा दक्षिणोत्तरायता ।
ऋजुतास्याः पश्चिमायां वक्रता चूलिकादिशि ॥ २३७ ॥

---

એ પર મધ્યભાગમાં ઉત્તમ સિંહાસન છે. એ સિંહાસનઉપર ઇન્દ્રો ભરતક્ષેત્રમાં થયેલા જિનેશ્વરોનો અભિષેક કરે છે. ૨૩૨.

આ શિલાની સન્મુખ દક્ષિણ તરફ ભરતક્ષેત્ર આવેલ છે અને તેથી ત્યાં થયેલા જિનભગવાનનો ત્યાં અભિષેક થાય છે. ૨૩૩.

આ શિલાસંબંધી આકૃતિ, પ્રમાણ, પગથીયાં તથા વેદિકા વગેરે શેષ સર્વ પાંડકશિલાની સમાન જાણી લેવું. ૨૩૪.

ઉપરોક્ત ઉભય શિલાઓનો વર્ણ કુમુદના ગર્ભસમાન છે. અને જે હવે વર્ણવશું એ બેઉ શિલાનો વર્ણ માણિક્ય તથા પ્રવાળાં સરખો છે. ૨૩૫.

આ વાત જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રની ટીકાને અનુસારે છે. ક્ષેત્રસમાસની ટીકામાં તો સર્વ શિલાઓ શ્વેત સ્વર્ણમય કહી છે.

ત્રીજી રક્તશિલા નામની શિલા વનને પશ્ચિમ છેડે મેરૂની ચૂલિકાની પશ્ચિમે આવેલી છે અને રક્તસ્વર્ણમય છે એમ કહ્યું છે. ૨૩૬.

એ પૂર્વપશ્ચિમ પહોળી છે અને ઉત્તર દક્ષિણ લાંબી છે. વળી એ પશ્ચિમ તરફ સરલ-સીધી છે અને ચૂલિકાતરફ વાંકી છે. ૨૩૭.

स्यात् प्रतीचीसंमुखायामस्यां सिंहासनद्वयम् ।
जिनजन्माभिषेकार्हं दक्षिणोत्तरयोर्दिशोः ॥ २३८ ॥

शीतोदोत्तरदिग्भाविपक्ष्मादिविजयाष्टके ।
संजातोऽर्हन्नौत्तराहसिंहासनेऽभिषिच्यते ॥ २३९ ॥

शीतोदादक्षिणाभाविवप्रादिविजयाष्टके ।
जातो जिनो दाक्षिणात्यसिंहासनेऽभिषिच्यते ॥ २४० ॥

उदीच्यां मेरुचूलाया उदीच्यान्ते वनस्य च ।
रक्तस्वर्णमयी रक्तकंबला वर्तते शिला ॥ २४१ ॥

दक्षिणोत्तरविस्तीर्णा सा पूर्वपश्चिमायता ।
उदग् ऋज्वी चूलिकातो वक्रा तथोत्तरामुखी ॥ २४२ ॥

अस्यां सिंहासनं मध्ये मणिरत्नमनोहरम् ।
ऐरावतक्षेत्रजातो जिनस्तत्राभिषिच्यते ॥ २४३ ॥

एवं मेरुगिरावस्मिन्नभिषेकासनानि षट् ।
अभिषेकस्तु युगपच्चतुर्णामथवा द्वयोः ॥ २४४ ॥

---

પશ્ચિમ સન્મુખ રહેલી આ શિલાપર ઉત્તર અને દક્ષિણ દિશામાં જિનભગવાનના અભિષેકને અર્થે એ લાયક સિંહાસનો છે. ૨૩૮.

ઉત્તર દિશાના સિંહાસનપર, શીતોદાનદીની ઉત્તરે આવેલા પક્ષ્માદિક આઠ વિજયોમાં થયેલા જિનભગવાનનો અભિષેક કરવામાં આવેછે; અને દક્ષિણદિશાના સિંહાસનપર, શીતોદાની દક્ષિણે આવેલા વપ્રાદિ આઠ વિજયોમાં થયેલા જિનેશ્વરનો અભિષેક કરવામ આવે છે. ૨૩૯–૨૪૦.

ચોથી રત્નકંબલા નામની શિલા છે તે મેરૂની ચૂલિકાની ઉત્તરે વનને ઉત્તર છેડે આવેલી છે અને એ પણ રક્તસ્વર્ણમય છે. ૨૪૧.

એ શિલા ઉત્તરદક્ષિણ પહોળી અને પૂર્વપશ્ચિમ લાંબી છે. વળી એ ઉત્તરસન્મુખ આ-વેલી છે; અને ઉત્તરતરફ સીધી તથા ચૂલિકાતરફ વાંકી છે. ૨૪૨.

એ શિલા પર મણિરત્નથી મનોહર એવું સિંહાસન રહેલું છે અને તે સિંહાસન પર ઐરવત ક્ષેત્રમાં થયેલા જિનભગવાનનો અભિષેક કરવામાં આવે છે. ૨૪૩.

એ પ્રમાણે આ મેરૂ પર્વત પર અભિષેક કરવાનાં છ આસનો છે. ત્યાં એક સાથે ચાર અથવા બે જિનભગવાનનો અભિષેક થાય છે. ૨૪૪.

पूर्वापरविदेहेषु निशीथेऽर्हज्जनिर्यदा ।
भरतैरवतक्षेत्रे मध्याह्नः स्यात्तदा यतः ॥ २४५ ॥
शेषेष्वपि व्यवस्थेयं तुल्या चतुर्षु मेरुषु ।
सिंहासनान्यतस्त्रिंशत् भवन्ति सर्वसंख्यया ॥ २४६ ॥
त्रिंशतस्तीर्थराजां तु युगपन्न जनिर्भवेत् ।
भरतैरावतविदेहेषु कालविपर्ययात् ॥ २४७ ॥
युक्तैवोक्ता ततः प्राच्यैरर्हतां युगपज्जनिः ।
उत्कर्षाद्विंशतेरेव दशानां च जघन्यतः ॥ २४८ ॥
भरतेष्वैरावतेषु कालस्य साम्यतो मिथः ॥
हीनाधिकानां पूर्वोक्तसंख्यातो न जनिर्भवेत् ॥ २४९ ॥
पाण्डुकाख्यवनस्यास्य मध्यभागे सुनिश्चिते ।
चकास्ति चूलिका मेरोर्वर्यवैदूर्यरत्नजा ॥ २५० ॥
विस्फुरत्पंडकवनशरावान्तःप्रतिष्ठितः ।
यवारकस्तंब इव भद्रकृज्जिनजन्मनि ॥ २५१ ॥ युग्मम् ॥

---

કેમકે પૂર્વ પશ્ચિમ મહાવિદેહમાં અર્હત્ પ્રભુનો જન્મ જે વખતે મધ્ય રાત્રીએ થાય છે તે વખતે ભરત ક્ષેત્ર અને ઐરવત ક્ષેત્રમાં તો મધ્યાન્હ કાળ ( ખરો બપોર ) હોય છે. ૨૪૫.

શેષ ચારે મેરૂ પર પણ એના સરખી જ વ્યવસ્થા છે એટલે સમગ્ર મળીને ત્રીશ સિંહાસનો થયાં. ૨૪૬.

વળી ભરતક્ષેત્ર, ઐરવત ક્ષેત્ર તથા મહાવિદેહ ક્ષેત્રમાં કાળના વિપર્યયને લીધે એક સાથે ત્રીશ તીર્થંકરોનો જન્મ થતો નથી. માટે પૂર્વાચાર્યોએ જે એમ કહ્યું છે કે ઉત્કૃષ્ટ વીશ જિનેશ્વરોનો અને જઘન્યપણે દશનો જન્મ થાય છે એ વાત યુક્ત જ કહી છે. ૨૪૭–૨૪૮.

એમ જ વળી ભરત અને ઐરવત ક્ષેત્રોમાં કાળની પરસ્પર સામ્યતાને લીધે પૂર્વોક્ત સંખ્યાથી હીનાધિક તીર્થંકરોનો જન્મ થતો નથી. ૨૪૯.

આ પાંડક વનમાં સુનિશ્ચિત એવા મધ્ય ભાગમાં ઉત્તમ વૈદૂર્ય રત્નોની બનેલી મેરૂ પર્વતની ચૂલિકા, જાણે જિનભગવાનના કલ્યાણકારી જન્મ સમયે પ્રફુલ્લિત થયેલા પંડકવન રૂપી શરાવની અંદર ( રોપેલા ) જવારક ( જુવારા ) નો રોપો હોયની એમ, વિરાજી રહી છે. ૨૫૦–૨૫૧.

चत्वारिंशद्योजनानि तुंगत्वेन भवेदसौ ।
द्वादशैव योजनानि मूले विष्कम्भतो मता ॥ २५२ ॥
मध्ये च योजनान्यष्टौ चत्वार्युपरि विस्तृता ।
उदस्तादुत्थगोपुच्छसुस्थसंस्थानशालिनी ॥ २५३ ॥
सप्तात्रिंशद्योजनानि सातिरेकाणि किंचन ।
मूलेऽस्या परिधिः मध्ये साधिका पंचविंशतिः ॥ २५४ ॥
साधिकानि द्वादशैतत्परिक्षेप उपर्यथ ।
व्यासानुसारतो भाव्योऽन्यत्रापि परिधिः बुधैः ॥२५५॥ यु०॥

अथैतस्यां चूलिकायामुत्क्रान्ते योजनादिके ।
मूलात्तत्पंचमलवः क्षीयते मूलविस्तृतेः ॥ २५६ ॥
मेरोर्यथैकादशभिः योजनैः योजनं ह्रसेत् ।
क्षीयते योजनं तद्वत् पंचभिः योजनैरिह ॥ २५७ ॥
उत्क्रान्तायां मूलभागाद्यथा योजनविंशतौ ।
विंशतेः पंचमो भागः स्याच्चतुर्योजनात्मकः ॥ २५८ ॥
तस्मिंश्च मूलविष्कम्भादपनीते भवेदिह ।
विष्कम्भो योजनान्यष्टावित्थं सर्वत्र भावना ॥ २५९ ॥ युग्मम् ॥

---

એની ઉંચાઈ ચાલીશ યોજનની છે. એની પહોળાઇ મૂળ આગળ બાર યોજનની, મધ્યમા આઠ યોજનની અને મથાળે ચાર યોજનની છે. એનો આકાર વળા ગાયે ઉંચું કરેલુ પુચ્છ હોય એવો છે. ૨૫૨–૨૫૩.

વળી એનો ઘેરાવો મૂળ આગળ સાડત્રીશ યોજનથી કંઇક અધિક, મધ્યમા પચવીશ યોજનથી કંઈક અધિક અને મથાળે બાર યોજનથી કંઇક અધિક છે. એનો અન્યત્ર ઘેરાવો જાણવો હોય તો વ્યાસને અનુસારે ગણી કાઢી જાણી લેવો. ૨૫૪–૨૫૫.

હવે આ ચૂલિકામાં, દર એક યોજન ઉપર ચઢતા મૂળના વિસ્તારનો પાચમો પાંચમો ભાગ ઘટતો આવે છે. ૨૫૬.

જેમ મેરૂ પર દર અગ્યાર યોજને, મૂળના વિસ્તારથી એક યોજન ઘટાડો થાય છે તેમ આ ચૂલિકાના સંબંધમાં દર પાંચ યોજને એક યોજનનો ઘટાડો થાય છે. ૨૫૭.

દૃષ્ટાન્ત તરીકે; મૂળથી વીશ યોજન ઉંચે ચઢીએ ત્યારે વીશનો પાંચમો ભાગ જે ચાર–

यद्वा मौलेरतिक्रान्तमधो यद्योजनादिकम् ।
विभक्ते पंचभिस्तस्मिन् लब्धे चतुर्भिरन्विते ॥ २६० ॥

जायतेऽभीप्सिते स्थाने विष्कम्भोऽत्र यथोर्ध्वतः ।
अपक्रान्तौ योजनानां विंशतेः स विभाव्यते ॥ २६१ ॥

विंशतेः पंचभिर्भागे योजनानां चतुष्टयी ।
लब्धा चतुर्भिर्युक्ताष्टौ योजनानीति भावना ॥ २६२ ॥

असौ पद्मवेदिकया परीता काननेन च ।
सहकारलतेवोच्चैरालवालेन राजते ॥ २६३ ॥

एतस्याश्च शिरोभागे कमनीयमहीतले ।
प्राप्नुवन्ति परां प्रीतिं निर्जराः सुखनिर्भराः ॥ २६४ ॥

मध्येऽत्र सिद्धायतनं तदेकं क्रोशमायतम् ।
तथा क्रोशार्द्धविस्तारं देशोनं क्रोशमुन्नतम् ॥ २६५ ॥

अष्टोत्तरशतं तत्र प्रतिमाः शाश्वतार्हताम् ।
वैताढ्यचैत्यवत्सर्वं वक्तव्यमिह वर्णनम् ॥ २६६ ॥

---

તેટલા યોજન ઘટે છે. એટલે કે મૂળના બાર યોજનના વિસ્તારમાંથી ચાર યોજન જાય એટલે ત્યાં આઠ યોજનને વિસ્તાર રહે છે. એવી રીતે સર્વત્ર ગણત્રી કરી લેવી. ૨૫૮–૨૫૯.

હવે જો મથાળેથી જ્યાં નીચે ઉતર્યા તે સ્થળના વિસ્તાર જાણવો હોય તો જેટલું નીચે ઉતર્યા તેને પાંચે ભાંગવાથી જે આવે તેમાં ચાર ભેળવવા. ૨૬૦.

જેમકે; ઉંચેથી વીશ યોજન નીચે ઉતર્યા ત્યાંનો વિસ્તાર જાણવો છે તો વીશને પાંચે ભાગતાં ચાર આવ્યા એમાં ચાર ઉમેરતાં આઠ આવ્યા. એ આઠ ( યોજન ) તે તે સ્થળનો વિસ્તાર કે પહોળાઇ આવી. એજ પ્રમાણે જ્યાં ત્યાં ગણત્રી કરી લેવી. ૨૬૧–૨૬૨.

આ ચૂલિકા પદ્મવેદિકા અને વનખંડથી ઘેરાયલી હોઇને જાણે ક્યારાથી ઘેરાયલી કોઇ આમ્રલતા હોયની એવી શોભી રહી છે. ૨૬૩.

વળી એને મથાળે મનહર ભૂમિપર રહેતા દેવો સુખમાં નિમગ્ન થયા થકા ઉત્કૃષ્ટ આનન્દ પ્રાપ્ત કરે છે. ૨૬૪.

એના મધ્યભાગમાં એક સિદ્ધમંદિર છે. એની લંબાઇ એક કોસ છે, પહોળાઇ અરધો કોસ છે અને ઉંચાઇ એક કોસ કરતાં કંઇ ઓછી છે. ૨૬૫.

अनेके सुरगन्धर्वाः तत्र गायन्ति लीलया ।
शृण्वन्ति श्रोत्रसुभगं जिनगीतं सुरेश्वराः ॥ २६७ ॥

जिनाग्रे तत्र नृत्यन्त्यः कुर्वन्ति त्रिदशांगनाः ।
मेरुमौलिस्थमरुतां वंशारूढनटीभ्रमम् ॥ २६८ ॥

किंचायं मन्दरो मेरुः सुदर्शनः स्वयंप्रभः ।
मनोरमो गिरिराजो रत्नोच्चयशिलोच्चयौ ॥ २६९ ॥

लोकमध्यो लोकनाभिः सूर्यावर्त्तोऽस्तसंज्ञितः ।
दिगादिसूर्यावरणावतंसकनगोत्तमाः ॥ २७० ॥

एभिः षोडशभिः ख्यातो नामभिः भूधरो भुवि ।
स्पृशन्नभ्रमदभ्रांशुः कलाभिरिव चन्द्रमाः ॥ २७१ ॥ विशेषकम् ॥

तत्रापि मन्दर इति मुख्यनामैषु नामसु ।
मन्दराख्यः सुरो ह्यत्र स्वामी पल्योपमस्थितिः ॥ २७२ ॥

महर्द्धिको निवसति ख्यातं तद्योगतो ह्यदः ।
यद्वेदं शाश्वतं नाम भरतैरवतादिवत् ॥ २७३ ॥ युग्मम् ॥

---

એ સિદ્ધમંદિરમાં શાશ્વત તીર્થંકરોની એકસોને આઠ પ્રતિમાઓ છે. એનુ સર્વ વર્ણન વૈતાઢ્ય પર્વતના ચૈત્ય પેઠે જાણવું. ૨૬૬.

ત્યાં અનેક ગન્ધર્વો જિનેશ્વરનાં કર્ણપ્રિય ગુણગાન કરે છે અને તે સુરેન્દ્રો શ્રવણ કરતા રહે છે. ૨૬૭.

વળી ત્યાં દેવાંગનાઓ પણ જિનપ્રભુ પાસે નૃત્ય કર્યા કરે છે. તે મેરૂશિખર પર રહી જોતા દેવ સમુદાયને વાંસપર રહી નૃત્ય કરતી કોઇ નટીઓ હોય એવો ભ્રમ ઉત્પન્ન કરે છે. ૨૬૮.

આ મેરૂપર્વત વળી મંદર, મેરૂ, સુદર્શન, સ્વયંપ્રભ, મનોરમ, ગિરિરાજ, રત્નોચ્ચય, શિલોચ્ચય, લોકમધ્ય, લોકનાભિ, સૂર્યાવર્ત, અસ્ત, દિગાદિ, સૂર્યાવરણ, અવતંસક અને નગોત્તમ–એવાં સોળ નામાભિધાનવડે પ્રસિદ્ધ–ખ્યાત હોઇ, જાણે સોળ કળાવાળો નિર્મળ ચંદ્રમા આકાશને સ્પર્શીને રહ્યો હોયની એવો જણાય છે. ૨૬૯–૨૭૧.

એનાં એ સોળ નામોમાં પણ મુખ્ય તો 'મન્દર' નામ છે. એ પર્વતનો સ્વામી

एवं महाविदेहानां स्वरूपं लेशतो मया ।
कीर्त्तितं कीर्त्तिविजयगुरुक्रमकजालिना ॥ २७४ ॥

सततमहतमोच्चान्यक्षलक्ष्मीनिधानम्
जयति जगति वर्षं श्रीविदेहाभिधानम् ।
अविरहितमनेकैर्देवदेवैर्नृदेवैः
अतिबलबलदेवैः वासुदेवैः सदैव ॥ २७५ ॥

तत्र तीर्थकरचक्रवर्तीनाम्
वासुदेवबलदेवयोरपि ।
स्याज्जघन्यपदतश्चतुष्टयम्
ब्रूमहेऽथ परमप्रकर्षतः ॥ २७६ ॥

द्वात्रिंशत्तीर्थनाथाः प्रतिविजयमिहैकैकभावेन बोध्याः
अष्टाढ्या विंशतिः स्यात् प्रबलहलभृतां शार्ङ्गिणां चक्रिणां च ।
एकत्रोत्पत्त्ययोगाद्धरिहलधरयोश्चक्रिभिः साकमेवम्
व्यत्यासोऽन्योऽन्यमेषामकथि गणधरेन्द्रैः प्रकर्षाप्रकर्षे ॥ २७७ ॥

---

પલ્યોપમના આયુષ્યવાળો એક મંદર નામનો દેવ છે એના નામપરથી એ નામ પડ્યું કહેવાય છે. અથવા તો ભરત, ઐરવત વગેરેની જેમ એ નામ શાશ્વત જ સમજવું. ૨૭૨–૨૭૩.

એ પ્રમાણે કીર્ત્તિવિજયગુરૂના ચરણરૂપી કમળ આગળ ભ્રમણ કરતા ભ્રમર સમાન મારા જેવાએ મહાવિદેહક્ષેત્રનું લેશમાત્ર સ્વરૂપ વર્ણવ્યું છે. ૨૭૪.

અખંડ મોક્ષલક્ષ્મીના નિધાનરૂપ તથા અનેક ઇન્દ્રો, રાજાઓ, બળદેવો અને વાસુદેવોના નિરન્તર સહયોગવાળું આ મહાવિદેહક્ષેત્ર દિનપ્રતિદિન જયવંત વર્તે છે. ૨૭૫.

એ મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકરો, ચક્રવર્તીઓ, વાસુદેવો તથા બળદેવો જઘન્યતઃ એટલે ઓછામાં ઓછા ચાર થાય છે. ૨૭૬.

અને ઉત્કૃષ્ટતઃ; પ્રત્યેક વિજયે એકેક ગણતાં બત્રીશ તીર્થંકરો થાય છે; તથા અઠ્ઠાવીશ બળદેવ, વાસુદેવ અને ચવક્તીઓ થાય છે. અહિં ગણધરોએ ઉત્કૃષ્ટતઃ અને જઘન્યતઃ પરસ્પર તફાવત કહ્યો એનું કારણ એ કે ચક્રવર્તીની સાથે એકજ સ્થળે બળદેવ કે વાસુદેવની ઉત્પત્તિ થતી નથી. ૨૭૭.

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगः पूर्णोऽयमष्टादशः ॥ ॥२७८॥

इति अष्टादशः सर्गः ।



સકળ વિશ્વને આશ્ચર્યચકિત કરી દેનારી કીર્તિવાળા શ્રી કીર્તિવિજયવાચકેન્દ્રના અન્તેવાસી, તથા માતા રાજશ્રી અને પિતા તેજપાળના પુત્ર,–એવા વિનયવિજયજીએ જગતના નિશ્ચિત તત્વોને પ્રકાશિત કરવામાં દીપક સમાન એવો જે આ કાવ્ય–ગ્રંથ રચ્યો છે તેનો, નિર્મળ અર્થોના સમૂહથી સુભગ એવો આ અઢારમો સર્ગ સંપૂર્ણ થયો. ૨૭૮.

## અઢારમો સર્ગ સમાપ્ત.



# अथ एकोनविंशः सर्गः ।

अथो महाविदेहानामुदक्सीमाविधायकः ।
भूधरो नीलवान्नाम स्याद्वैडूर्यमणीमयः ॥ १ ॥

स्वामिनो नीलवान्नाम्नो योगात् पल्योपमस्थितेः ।
नीलवानित्यसौ ख्यातो यद्वेदं नाम शाश्वतम् ॥ २ ॥

जम्बूद्वीपेऽन्यत्र चास्य मेरोरुत्तरतः पुरी ।
वक्ष्यमाणसुराणामप्येवं पुर्यायुरादिकम् ॥ ३ ॥

दक्षिणोत्तरविस्तीर्णः स पूर्वपश्चिमायतः ।
सर्वमस्य निषधवत् ज्ञेयं धनुःशरादिकम् ॥ ४ ॥

किन्तु जीवा दक्षिणस्यामुत्तरस्यां शरासनम् ।
दक्षिणाभिमुखो बाण एवमग्रेऽपि भाव्यताम् ॥ ५ ॥

---

## સર્ગ ૧૯ મો.

હવે મહાવિદેહને ઉત્તરતરફને સીમાડે નીલવાન નામનો વૈડુર્યમણીમય પર્વત આવેલો છે. ૧.

એનો એક પલ્યોપમના આયુષ્યવાળો નીલવાન નામનો સ્વામી છે–એને લઈને એ પર્વત નીલવાન કહેવાય છે. અથવા તો એ નામ શાશ્વતજ છે. ૨.

આ નીલવાનદેવની રાજધાની અન્યત્ર જમ્બૂદ્વીપમાં મેરૂપર્વતથી ઉત્તર દિશામાં છે. હવે–આગળ ઉપર જેમનું વર્ણન આવશે એ દેવોની રાજધાની તથા આયુષ્ય વગેરે વિષે પણ એમજ સમજવું. ૩.

નીલવાનપર્વત ઉત્તરદક્ષિણ પહોળો છે, તથા પૂર્વપશ્ચિમ લાંબો છે. એનું ધનુઃપૃષ્ટ અને શર વગેરે બધુંય નિષધપર્વત પ્રમાણે છે. પરંતુ એની 'જીવા' દક્ષિણોન્મુખી છે, એનું 'ધનુઃપૃષ્ટ' ઉત્તર તરફ છે અને એનું 'શર' દક્ષિણાભિમુખ છે. આગળ પણ એ પ્રમાણે સમજી લેવું. ૪–૫.

दीप्रप्रभैरयं कूटैर्नवभिः शोभितोऽभितः ।
ब्रह्मव्रतश्रुतस्कन्ध इव गुप्तिनिरूपणैः ॥ ६ ॥

तत्र सिद्धायतनाख्यं समुद्रासन्नमादिमम् ।
द्वितीयं नीलवत्कूटं नीलवत्पर्वतेशितुः ॥ ७ ॥

ततः पूर्वविदेहेशसुपर्वैश्वर्यशालितम् ।
कूटं पूर्वविदेहाख्यं तृतीयं परिकीर्त्तितम् ॥ ८ ॥

शीताकूटं तुरीयं च शीतानदीसुरीश्रितम् ।
नारीकान्तं पंचमं तन्नारीकान्तासुरीश्रितम् ॥ ९ ॥

केसरिह्रदवासिन्याः कीर्त्तिदेव्या निकेतनम् ।
षष्ठं स्पष्टं जिनप्रेष्टैः कीर्त्तिकूटं प्रकीर्त्तितम् ॥ १० ॥

तथाऽपरविदेहाख्यं कूटं सप्तममीरितम् ।
सदाऽपरविदेहेशनिर्जरस्थानमुत्तमम् ॥ ११ ॥

रम्यकक्षेत्रनाथेन रम्यकाख्यसुधाभुजा ।
अधिष्ठितं यच्छिष्टैस्तन्निष्टंकितमष्टमम् ॥ १२ ॥

तथा चानवमज्ञानैः कूटं नवममीरितम् ।
उपदर्शनसंज्ञं तदुपदर्शनदैवतम् ॥ १३ ॥

---

જેમ બ્રહ્મવ્રતશ્રુતસ્કંધ, નવ 'ગુપ્તિ' એટલે 'વાડ' નું એની અંદર નિરૂપણ કરેલું હોવાથી, શોભાયમાન લાગે છે; તેમ આ પર્વત ચોતરફ આવી રહેલા એનાં નવ દેદીપ્યમાન શિખરોને લઈને બહુ સુશોભિત જણાય છે. ૬.

એ નવ શિખરોમાં પહેલું, સમુદ્રની નજદીક આવેલું 'સિદ્ધાયતન' નામનું છે; બીજું એ પર્વતના નીલવાન નામના સ્વામીનું 'નીલવાન નામનું છે; ત્રીજું, પૂર્વવિદેહના સ્વામીની ઋદ્ધિથી સમૃદ્ધ-એવુ 'પૂર્વવિદેહ' નામનું છે; ચોથું, શીતા નદીની અધિષ્ઠાત્રી દેવીના આશ્રયવાળું, 'શીતાકૂટ' નામે છે; પાંચમું, નારીકાંતા દેવીથી અધિષ્ઠિત થયેલું, 'નારીકાંત' નામનું છે; છઠ્ઠું કેસરિદ્રહ-નિવાસી કીર્ત્તિદેવીના આશ્રયરૂપ 'કીર્તિકૂટ' નામનું છે; સાતમું, અપરવિદેહના સ્વામીના નિરન્તરના આશ્રયરૂપ, 'અપરવિદેહ' નામનું છે; આઠમું રમ્યક-ક્ષેત્રના રમ્યકનામના સ્વામીથી અધિષ્ઠિત-એવું 'રમ્યક' નામનું છે; છેલ્લું-નવમું, ઉપદર્શન દેવના સ્થાનરૂપ, 'ઉપદર્શન' નામનું છે. ૭-૧૩.

एषामाद्ये जिनगृहं शेषेषु पुनरष्टसु ।
तत्तत्कूटसमाख्यानां प्रासादाः कूटनाकिनाम् ॥ १४ ॥
उक्तवक्ष्यमाणकूटप्रासादचैत्यगोचरम् ।
स्वरूपं हिमवत्कूटप्रासादजिनसद्मवत् ॥ १५ ॥
अस्योपरि महानेकश्चकास्ति केसरिह्रदः ।
निषधोपरिभागस्थतिगिच्छेरिव सोदरः ॥ १६ ॥
अत्यन्तसुन्दराकारकेसरालीपरिष्कृतैः ।
शोभते शतपत्राद्यैः ख्यातोऽयं केसरी ततः ॥ १७ ॥
द्वे निम्नगे ह्रदादस्मान्निर्गते कन्यके इव ।
शीता च नारीकान्ता च दक्षिणोत्तरगे क्रमात् ॥ १८ ॥
दाक्षिणात्यतोरणेन निर्गत्य दक्षिणामुखी ।
शीता पूर्वविदेहान्तर्गत्वैति प्राक्पयोनिधिम् ॥ १९ ॥
विशेषतोऽस्याः स्वरूपं च प्रागुक्तमेव ॥

---

એ નવ ગણાવ્યાં એમાંના પહેલાપર જિનભગવાનનું મંદિર છે. શેષ આઠ શિખરોપર તે તે શિખરના નામેરી દેવતાઓના પ્રાસાદ કે મ્હેલો છે. ૧૪.

આ કહ્યા એ અને હવે કહેશું એ—સર્વ પ્રાસાદો અને ચૈત્યોનું સમસ્ત સ્વરૂપ હિમવંત-પર્વતના પ્રાસાદ તથા જિનચૈત્ય પ્રમાણે છે. ૧૫.

આ પર્વતપર એક મહાન્ અને સુંદર 'કેસરિહૃદ' નામે દ્રહ—ધરો આવેલો છે, જે નિષધ-પર્વતના તિગિંછિદ્રહ જેવો જ છે. ૧૬.

સુંદર આકૃતિનાં કેસરોવાળાં સંખ્યાબંધ શતપત્ર એટલે કમળો એની અંદર આવેલાં હોવાથી એ 'કેસરિદ્રહ' ને નામે ઓળખાય છે. ૧૭.

આ દ્રહમાંથી, જાણે બે કન્યાઓ હોયની એવી 'શીતા' અને 'નારીકાંતા' નામની નદીઓ નીકળેલી છે. એમાં 'શીતા' દક્ષિણ તરફ વહે છે, જ્યારે 'નારીકાંતા' ઉત્તર તરફ વહે છે. ૧૮.

વળી 'શીતા' એ દ્રહના દક્ષિણ તરફના તોરણમાંથી નીકળીને દક્ષિણ તરફ વહેતી વહેતી પૂર્વવિદેહની અંદર થઇને પૂર્વસમુદ્રમાં ભળે છે. ૧૯.

આ 'શીતા'નુ સમસ્ત સ્વરૂપ અગાઉ કહી ગયા છીએ.

उत्तराहतोरणेन विनिर्गत्योत्तरामुखी ।
नारीकान्ता स्वप्रपातकुंडे निपत्य निर्गता ॥ २० ॥

दक्षिणार्द्धरम्यकस्य विदधाना द्विधा खलु ।
असंप्राप्ता योजनेन माल्यवन्तं नगं ततः ॥ २१ ॥

रम्यकस्यापरभागं द्विधा कृत्वाऽपराम्बुधौ ।
षट्पंचाशच्छैवलिनीसहस्रैर्याति संश्रिता ॥ २२ ॥ विशेषकम् ॥

अस्या वार्द्धिप्रवेशान्तं स्वरूपमाह्रदोद्गमात् ।
विज्ञेयं हरिसलिलानद्या इवाविशेषितम् ॥ २३ ॥

ह्रदेऽस्मिन् मूलकमलं चतुर्योजनसंमितम् ।
तदर्धार्धप्रमाणानि पद्मानां वलयानि षट् ॥ २४ ॥

पल्योपमस्थितिस्तत्र कीर्त्तिता कीर्त्तिदेवता ।
भवनादिस्थितिस्त्वस्याः श्रीदेव्या इव भाव्यताम् ॥ २५ ॥

इति नीलवान् पर्वतः ॥

---

બીજી 'નારીકાંતા' નદી છે તે એ દ્રહના ઉત્તર તરફના તોરણમાથી નીકળી ઉત્તર તરફ વહેતી વહેતી પોતાના જ નારીકાંત પ્રપાતકુંડમાં પડી, ત્યાંથી બહાર નીકળી, દક્ષિણાર્ધરમ્યક-ક્ષેત્રને બે વિભાગમાં વ્હેંચી નાખી, માલ્યવંતપર્વત એક યોજન જેટલો રહ્યો ત્યા આગળથી ઉત્તરાર્ધ રમ્યકક્ષેત્રના પણ બે ભાગલા પાડતી પોતામાં ભળેલી છપ્પન હજાર નદીઓ સહિત પશ્ચિમ સમુદ્રને મળે છે. ૨૦-૨૨.

દ્રહમાંથી નીકળી ત્યાથી તે છેક સમુદ્રમાં ભળતા સુધીનું, આ નદીનું સમસ્ત સ્વરૂપ, લેશપણ ફારફેરવિના, હરિસલિલા નદી પ્રમાણે સમજવું. ૨૩.

આ દ્રહમાં મુખ્ય કમળ ચારયોજનનું છે. એની આસપાસ વળી બીજા છ વલયો છે એ વલયોમાંના કમળોનુ માન પૂર્વપૂર્વનાથી અરધું અરધું છે. ૨૪.

મુખ્ય કમળ પલ્યોપમના આયુષ્યવાળી કીર્તિદેવીનું સ્થાન છે. આ કીર્તિદેવીનાં ભવન વગેરે બધું શ્રીદેવીવત જાણવું ૨૫.

એ પ્રમાણે નીલવાન પર્વતની હકીકત કહી.

उत्तरस्यां नीलवतो दक्षिणस्यां च रुक्मिणः ।
राजते रम्यकक्षेत्रं रम्यकामरभर्तृकम् ॥ २६ ॥
स्वर्णमाणिक्यखचितैः भूप्रदेशैः मनोरमैः ।
नानाकल्पद्रुमैः रम्यतयेदं रम्यकाभिधम् ॥ २७ ॥
परमायामरूपाऽस्य प्रत्यंचा हरिवर्षवत् ।
किन्त्वत्र सा दक्षिणस्यामुत्तरस्यां शरासनम् ॥ २८ ॥
इषुबाहाक्षेत्रफलाद्यपीह हरिवर्षवत् ।
क्षेत्रानुभावकालादिस्वरूपं तद्वदेव च ॥ २९ ॥
क्षेत्रस्यास्य मध्यभागे विभाजकोऽर्धयोः द्वयोः ।
माल्यवानिति विख्यातो वृत्तवैताढ्यपर्वतः ॥ ३० ॥
माल्यवत्सदृशाकारैः तद्वदेवारुणप्रभैः ।
सदा राजन्नुत्पलाद्यैः माल्यवानिति कीर्त्यते ॥ ३१ ॥

जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे तु माल्यवत्पर्याय इति नाम दृश्यते ॥

---

હવે, એ નીલવાનની ઉતરે અને રૂક્મિપર્વતની દક્ષિણે, રમ્યક નામે દેવનું રમ્યક નામનું ક્ષેત્ર છે. ૨૬

સુવર્ણમય અને માણેકમય પ્રદેશો અને વિવિધજાતિના કલ્પવૃક્ષોને લીધે એ ક્ષેત્ર અત્યન્ત **રમ્ય** એટલે રમણીય લાગે છે તેથી એનું રમ્યક એવું નામ પડેલું છે. ૨૭.

એની ઉત્કૃષ્ટ લંબાઇ રૂપી ' જીવા ' એટલે ' જ્યા ' કે પ્રત્યંચા ' હરિવર્ષક્ષેત્રપ્રમાણે છે. પરન્તુ તે દક્ષિણમાં છે, અને એનું ' ધનુઃપૃષ્ટ ' ઉતરમાં છે. ૨૮.

એનાં ' શર, ' ' બાહા ', ' ક્ષેત્રફળ ' ઇત્યાદિ તેમજ એનો ' ક્ષેત્ર પ્રભાવ, ' ' કાળ ' વગેરે સર્વ સ્વરૂપ હરિવર્ષ પ્રમાણે જ છે. ૨૯.

આ ક્ષેત્રમાં માલ્યવાન નામે ઓળખાતો ગોળાકાર વૈતાઢય પર્વત આવી રહ્યો છે, જેને લીધે એના વચમાંથી બે વિભાગ પડી ગયા છે. ૩૦.

એમાં, માલ્યવાનના આકારના અને એની જેવીજ રકત પ્રભાવાળાં પુષ્કળ સુશોભિત કમળો વગેરે વિકસી રહેલાં હોવાથી એ ' માલ્યવાન ' ને નામે પ્રખ્યાત છે. ૩૧.

' જમ્બુદ્વીપ પ્રજ્ઞપ્તિ ' માં તો એનું ' માલ્યવત પર્યાય ' એવુ નામ છે.

प्रभासाख्यसुरस्तत्र स्वामी पल्योपमस्थितिः ।
मेरोरुत्तरतस्तस्य पुरी नीलवदादिवत् ॥ ३२ ॥

हरिवर्षस्थायिगन्धापातिवैताढ्यशैलवत् ।
ज्ञेयमस्यापि सकलं स्वरूपमविशेषितम् ॥ ३३ ॥

उदक् रम्यकवर्षस्यापाग् हैरण्यवतस्य च ।
रुक्मी नाम्ना वर्षधरः प्रज्ञप्तः परमर्षिभिः ॥ ३४ ॥

स पूर्वपश्चिमायामो दक्षिणोत्तरविस्तृतः ।
महाहिमवतो बन्धुरिवात्यन्तसमाकृतिः ॥ ३५ ॥

रुक्मं रूप्यं तदस्यास्तीत्यन्वर्थकलिताभिधः ।
सर्वात्मना रूप्यमयो रुक्मिनामसुराश्रितः ॥ ३६ ॥

इदं जम्बूद्वीपप्रज्ञप्तौ ॥ क्षेत्रसमासवृत्तौ तु रुक्मं श्वेतं हेम तन्मय श्चयमुक्तः इति ज्ञेयम् ॥

---

આ પર્વતનો સ્વામી 'પ્રભાસ' નામનો દેવ છે, જેનું એક પલ્યોપમનું આયુષ્ય છે. એની રાજધાની, નીલવાન વગેરેની જેમ, મેરૂની ઉત્તરે છે. ૩૨.

એનુ પણ સર્વ સ્વરૂપ, હરિવર્ષક્ષેત્રના ગન્ધાપાતિવૈતાઢ્ય પ્રમાણે છે; લેશ પણ ફેરફાર નથી. ૩૩.

રમ્યકક્ષેત્રથી ઉત્તરે અને હૈરણ્યવંતથી દક્ષિણે 'રૂકમી' કે 'રૂપ્યી' નામનો વર્ષધર પર્વત આવેલો છે. ૩૪.

એ પર્વત પૂર્વપશ્ચિમ લાંબો છે, અને ઉત્તરદક્ષિણ પહોળો છે. એ વળી જાણે મહાહિમવંતપર્વતનો બંધુ હોયની એમ એને જરાયેજરા મળતો છે. ૩૫.

'રૂકમ' એટલે રૂપ્ય-રૂપું, એ પરથી, રૂપ્યમય હોઇને એનુ રૂકમી કે રૂપ્યી એવું સાર્થક નામ પડેલું છે. વળી એનો અધિષ્ઠાતા દેવ પણ રૂકમી નામનો છે. ૩૬.

'રૂકમી' નો આવો અર્થ 'જંબૂદ્વીપ પ્રજ્ઞપ્ત' ની ટીકામાં છે. જ્યારે 'ક્ષેત્રસમાસ' ની ટીકામાં 'રૂકમ' એટલે શ્વેતસુવર્ણ' અને 'રૂકમી' એટલે 'શ્વેતસુવર્ણમય' એમ અર્થ કરેલો છે.

विशिष्टैरष्टभिः कूटैः सोऽतितुंगैरलंकृतः ।
दिगङ्गनानामष्टानां क्रीडापर्वतकैरिव ॥ ३७ ॥

आद्यं पूर्वार्णवासन्नं सिद्धायतनसंज्ञितम् ।
रुक्मिदेवाधिष्ठितं च रुक्मिसंज्ञं द्वितीयकम् ॥ ३८ ॥

रम्यकाधीश्वरस्थानं तृतीयं रम्यकाभिधम् ।
तुर्यं नरकान्तादेव्या नरकान्ताभिधं च तत् ॥ ३९ ॥

तथा महापुंडरीकह्रदेशायाः शुभास्पदम् ।
बुद्धिकूटं बुद्धिदेव्या पंचमं परिकीर्त्तितम् ॥ ४० ॥

रूप्यकूलानदीदेव्याः षष्ठं कूटं तदाख्यया ।
सप्तमं हैरण्यवतं हैरण्यवतदैवतम् ॥ ४१ ॥

मणिकांचनदेवाढ्यं मणिकांचनमष्टमम् ।
आद्ये जिनालयोऽन्येषु प्रासादाः स्वामिनाकिनाम् ॥ ४२ ॥

मानं स्वरूपं कूटानां चैत्यनिर्जरसद्मनाम् ।
हिमवद्गिरिवत् सर्वं तथैवास्य गिरेरपि ॥ ४३ ॥

---

આ રૂકમીપર્વતને, આઠ દિકકુમારીઓના ક્રીડાપર્વતો હોયની એવા આઠ સુંદર ઉંચા શિખરો છે. ૩૭.

પહેલું, પૂર્વસમુદ્રની નજદીકમાં 'સિદ્ધાયતન' નામનું; બીજું, રૂકમીદેવના આશ્રયરૂપ 'રૂકમી' નામનું; ત્રીજું, રમ્યકક્ષેત્રના સ્વામીના આશ્રયરૂપ, 'રમ્યક' નામનું; ચોથું, નરકાંતાદેવીના સ્થાનરૂપ 'નરકાંત' નામનું; પાંચમું, મહાપુંડરીક હૃદની સ્વામિની બુદ્ધિદેવીના આશ્રયરૂપ, 'બુદ્ધિકૂટ' નામનું; છઠ્ઠું, રૂપ્યકૂલાનદીની દેવીથી અધિષ્ઠિત, 'રૂપ્ય' નામનું; સાતમું હૈરણ્યવંત દેવના નિવાસરૂપ, 'હૈરણ્યવંત' નામનું; અને આઠમું, મણિકાંચનદેવની માલિકીનું 'મણિકાંચન' નામનું. ૩૮–૪૧.

પહેલા સિદ્ધાયતનશિખરપર જિનભગવાનનું ચૈત્ય છે; જ્યારે શેષ સાતેપર એમના માલિક–દેવોના પ્રાસાદો છે. ૪૨.

આ પર્વતનું તેમજ એનાં શિખરોનું માન, સ્વરૂપ તથા એ પર આવેલાં ચૈત્ય, દેવપ્રાસાદો આદિનું સર્વ સ્વરૂપ હિમવંતપર્વત પ્રમાણે છે. ૪૩.

ह्रदो महापुंडरीको महापद्मह्रदोपमः।
विभाति सलिलैः स्वच्छैः निर्जयन् मानसं सरः ॥ ४४ ॥
अस्मिंश्च मूलकमलं योजनद्वयसंमितम्।
तदर्धार्धप्रमाणानि शेषाब्जवलयानि षट् ॥ ४५ ॥
अत्राधिष्ठायिका बुद्धैः बोधिता बुद्धिदेवता।
भवनादिसमृद्धया सा श्रीदेवतानुकारिणी ॥ ४६ ॥
ह्रदादस्मादापगे द्वे दक्षिणोदग्मुखे क्रमात्।
विनिर्गते श्मश्रुलेखे इवोत्तरौष्ठमध्यतः ॥ ४७ ॥
दाक्षिणात्यतोरणेन निःसृत्य दक्षिणामुखी।
नरकान्ता स्वके कुण्डे गत्वा स्नात्वेव निर्गता ॥ ४८ ॥
रम्यकोदीच्यभागस्य द्वैधीकारभयादिव।
अर्वाक् स्थिता योजनेन माल्यवद्धरणीधरात् ॥ ४९ ॥
ततो वलित्वा भिन्दाना पूर्वार्द्धं रम्यकस्य सा।
पूर्वाम्भोधौ याति नदीषट्पंचाशत्सहस्रयुक् ॥५०॥ विशेषकम् ॥

---

એ પર્વતનો, મહાપદ્મદ્રહ તુલ્ય, 'મહાપુંડરીક' નામનો દ્રહ છે. માનસ સરોવરનાથી પણ ચઢી જાય એવાં એનાં સ્વચ્છ જળ છે. ૪૪.

આ દ્રહનું મુખ્યકમળ બે યોજન પ્રમાણુ છે. એની આસપાસ બીજા છ વલયો છે, જે દરેકના કમળનું, પૂર્વ પૂર્વના કરતાં અરધું અરધું પ્રમાણુ છે. ૪૫.

એ કમળની અધિષ્ઠાત્રી 'બુદ્ધિ' નામની દેવી છે. એનાં 'ભવન' આદિક સમૃદ્ધિ લક્ષ્મીદેવીના પ્રમાણે છે. ૪૬.

આ દ્રહમાંથી, જાણે ઉપલા હોઠના મધ્યભાગ થકી બે બાજુએ શ્મશ્રુલેખા નીકળી હોયની એવી, દક્ષિણુ અને ઉત્તર તરફ વહેતી બે નદીઓ નીકળેલી છે. ૪૭.

એમાંથી એક નરકાંતા નામની છે તે એ દ્રહના દક્ષિણુ તરફના તોરણુમાંથી નીકળી દક્ષિણુ તરફ વહેતી વહેતી, જાણે સ્નાન કરવા માટે હોયની એમ પોતાના કુંડમાં પડી, ત્યાંથી બહાર નીકળી રમ્યક ક્ષેત્રના ઉત્તરાર્ધના બે કટકા થઇ જવાના ભયથી હોયની એમ માલ્યવાન પર્વતથી એક યોજન જેટલે છેટેથીજ વલણુ લઇ, એજ રમ્યકના પૂર્વાર્ધને ભેદી કરી, માર્ગમાં મળેલી છપ્પન હજાર નદીઓની સંગાથે પૂર્વસમુદ્રમાં જઇ મળે છે. ૪૮-૫૦.

उत्तराहतोरणेन विनिर्गत्योत्तरामुखी ।
रूप्यकूला स्वप्रपातकुंडे निपत्य निर्गता ॥ ५१ ॥
दक्षिणार्धं च हैरण्यवतस्य कुर्वती द्विधा ।
क्रोशद्वयेनासंप्राप्ता विकटापातिनं गिरिम् ॥ ५२ ॥
ततो निवृत्य हैरण्यवतापरार्धभेदिनी ।
अष्टाविंशत्या सहस्रैः सरिद्भिराश्रिता पथि ॥ ५३ ॥
तादृक्क्षेत्रविभेदोत्थपातकानुशयादिव ।
पपात पश्चिमाम्भोधौ तद्दुष्कृतजिघांसया ॥ ५४ ॥ कलापकम् ॥

इति रुक्मिपर्वतः ।

क्षेत्रं च हैरण्यवतमुदीच्यां रुक्मिणो गिरेः ।
दक्षिणस्यां शिखरिणोर्द्वयोर्लीनमिवान्तरे ॥ ५५ ॥
रूप्यं हिरण्यशब्देन सुवर्णमपि वोच्यते ।
ततो हिरण्यवन्तौ द्वौ तन्मयत्वात् धराधरौ ॥ ५६ ॥
रुक्मी च शिखरी चापि तद्धिरण्यवतोरिदम् ।
हैरण्यवतमित्याहुः क्षेत्रमेतत् महाधियः ॥ ५७ ॥

---

બીજી નદી ‘ રૂપ્યકૂલા ’ નામની છે. તે એજ દ્રહના ઉત્તર તરફના તોરણમાંથી નીકળી ઉત્તર તરફનો માર્ગ લઈ, રસ્તે પોતાના પ્રપાતકુંડમાં પડી ત્યાંથી બહાર નીકળી હૈરણ્યવંત ક્ષેત્રના દક્ષિણ તરફના અર્ધ ભાગના બે વિભાગ કરતી, વિકટાપાતિ પર્વતથી બે કોસ જેટલે છેટેથીજ વલણ લઇ એજ હૈરણ્યવંતના ઉત્તર તરફના અર્ધભાગને પણ બે વિભાગમાં વહેંચતી, રસ્તે મળેલી અઠ્યાવીશ હજાર નદીઓની સંગાથે, જાણે એવા હૈરણ્યવંત જેવા ક્ષેત્રને ભેદી કટકા કર્યાથી લાગેલા પાપના પ્રાયશ્ચિત્તને અર્થેજ હોયની એમ, પશ્ચિમસમુદ્રમાં જઈ પડે છે. ૫૧–૫૪.

એ પ્રમાણે રૂકિમપર્વતનું વર્ણન કર્યું.

( હવે હૈરણ્યવત ક્ષેત્રની હકીકત ).

એ ક્ષેત્ર રૂકિમપર્વતની ઉતરે અને શિખરિ પર્વતની દક્ષિણે આવેલું હોઇ, જાણે એ બેની વચ્ચે સંતાઇ બેઠું હોયની એવું જણાય છે. ૫૫.

‘ હિરણ્ય ’ એટલે ‘ રૂપું ’ પણ થાય છે અને ‘ સુવર્ણ ’ પણ થાય છે. તેથી રૂકિમ અને

प्रयच्छति हिरण्यं वा युग्मिनामासनादिषु ।
यत् सन्ति तत्र बहवः शिलापट्टा हिरण्यजाः ॥ ५८ ॥
प्रभूतं तन्नित्ययोगि वास्यास्तीति हिरण्यवत् ।
तदेव हैरण्यवतमित्याहुः मुनिसत्तमाः ॥ ५९ ॥
हैरण्यवतनामा वा देवः पल्योपमस्थितिः ।
ऐश्वर्यं कलयत्यत्र तद्योगात् प्रथितं तथा ॥ ६० ॥
क्षेत्रानुभावो मानं च नृतिरश्चामपि स्थितिः ।
निखिलं हैमवतवद्विज्ञेयमिह धीधनैः ॥ ६१ ॥
क्षेत्रस्यास्य मध्यभागे चतुरंशविभाजकः ।
वैताढ्यो विकटापाती रात्निकः पल्यसंस्थितः ॥ ६२ ॥
पद्मोत्पलशतपत्रादीनि सन्त्यत्र संततम् ।
विकटापातिवर्णानि विकटापात्ययं ततः ॥ ६३ ॥

---

શિખરી, જે બેઉ ( અનુક્રમે ) રૂપ્યમય અને સુવર્ણમય છે તે બેઉનું 'હિરણ્યવંત' એવું એક સમાન નામ કહી શકાય. એટલે એ હિરણ્યવંત પર્વતોના સંબંધવાળું જે ક્ષેત્ર તે હૈરણ્યવંત ક્ષેત્ર. ૫૬–૫૭.

અથવા તો ત્યાં હિરણ્ય એટલે સુવર્ણની પુષ્કળ પાટયો હોવાથી, ત્યાંના યુગલીઆને આસન વગેરેને માટે એ ક્ષેત્ર આપ્યા કરે છે માટે એ નામ પડેલું છે. ૫૮.

અથવા તો એમની નિત્ય ઉપયોગની પ્રચુરતર વસ્તુઓ હિરણ્યવત્ એટલે સુવર્ણવાળી હોવાથી મુનિવરોએ એ નામ પાડેલું છે. ૫૯.

અથવા તો ત્યાં એક પલ્યોપમના આયુષ્યવાળો હૈરણ્યવત દેવ પ્રભુત્વ એટલે ઉપરીપણું ભોગવે છે એને લીધે એ નામ પડેલું છે. ૬૦.

આ ક્ષેત્રનો પ્રભાવ, એનું પ્રમાણ તથા ત્યાંના મનુષ્ય અને તિર્યંચોની સ્થિતિ—એ સર્વ હૈમવતક્ષેત્રવત્ જાણવું. ૬૧.

આ ક્ષેત્રમાં રત્નમય 'વિકટાપાતિ' વૈતાઢ્ય આવેલો છે. એનો પાલા જેવો આકાર છે અને એના ચાર વિભાગ પડેલા છે. ૬૨.

'વિકટાપાતિ' એટલે કદિ ન ઉડી જાય એવા 'પાકા' વર્ણ–રંગના પદ્મો, ઉત્પલો તથા શતપત્ર આદિ ત્યાં નિરન્તર લભ્ય હોવાથી એ 'વિકટાપાતિ' કહેવાય છે. ૬૩.

आस्ते देवोऽरुणाख्योऽत्र स्वामी पल्योपमस्थितिः ।
जम्बूद्वीपेऽन्यत्र नगर्युदीच्यामस्य मेरुतः ॥ ६४ ॥

शेषमस्य स्वरूपं तु गन्धापातिनगेन्द्रवत् ।
एवं चत्वारोऽपि वृत्तवैताढ्या रात्निकाः समाः ॥ ६५ ॥

एवं च क्षेत्रविचारसूत्रवृत्त्यभिप्रायेण हैमवते शब्दापाती हैरण्यवते विकटापाती हरिवर्षे गन्धापाती रम्यके माल्यवान् इति वृत्तवैताढ्यानां व्यवस्था ॥ जम्बूद्वीपवृत्त्यभिप्रायेण तु हैमवते शब्दापाती हरिवर्षे विकटापाती रम्यके गन्धापाती हैरण्यवते माल्यवान् इति व्यवस्थेति ॥ अत्र तत्त्वं सर्वविद्वेद्यम् ॥

इति हैरण्यवतक्षेत्रम् ॥

उदीच्यां हैरण्यवतादपागैरवतादपि ।
षष्ठो वर्षधरः ख्यातः शिखरी नाम पर्वतः ॥ ६६ ॥

ज्ञेयः शिखरिशब्देन वृक्षस्तदाकृतीनि च ।
भूयांसि रत्नकूटानि सन्त्यत्रेति शिखर्यसौ ॥ ६७ ॥

---

અહિં એક પલ્યોપમના આયુષ્યવાળો અરૂણુ નામનો દેવ સ્વામિત્વ ભોગવે છે. એની રાજધાનીની નગરી અન્યત્ર જમ્બૂદ્વીપમાં મેરૂપર્વતની ઉત્તરે છે. ૬૪.

એનું શેષ સ્વરૂપ ગન્ધાપાતિ વૈતાઢ્ય પ્રમાણે છે.

વળી ચારે વૃતવૈતાઢ્યો એક સરખા રત્નમય છે. ૬૫.

ક્ષેત્રવિચારસૂત્રની વૃત્તિને અભિપ્રાયે એજ પ્રમાણે વ્યવસ્થા છે—એટલેકે હૈમવંતક્ષેત્રમાં 'શબ્દાપાતી' નામનો વૃત્તવૈતાઢ્ય આવેલો છે; હૈરણ્યવંતમાં 'વિકટાપાતી' નામનો; હરિવર્ષમાં 'ગન્ધાપાતી' નામનો; અને રમ્યકમાં 'માલ્યવાન' નામનો. પણ જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિની વૃત્તિમાં તો એમ કહ્યું છે કે "હૈમવંતમાં 'શબ્દાપાતી' આવેલો છે; હરિવર્ષમાં 'વિકટાપાતી'; રમ્યકમાં 'ગન્ધાપાતી' અને હૈરણ્યવંતમાં 'માલ્યવાન' આવેલો છે." સાચું શું તે કેવળી જાણે.

એ પ્રમાણે હૈરણ્યવંત ક્ષેત્રની હકીકત સમજવી.

હવે શિખરિ પર્વત વિષે.

હૈરણ્યવંતથી ઉત્તરે તથા ઐરવતથી દક્ષિણે છઠ્ઠો 'શિખરિ' નામનો વર્ષધર પર્વત આવેલો છે. ૬૬.

'શિખરિ' શબ્દનો અર્થ આહિં 'વૃક્ષ' લેવો; અને એના આકારનાં અહિં પુષ્કળ રત્નમય શિખરો છે તેથી તે 'શિખરિ' પર્વત કહેવાય છે. ૬૭.

सन्त्येकादश कूटानि वक्ष्यमाणानि यानि तु ।
तेभ्योऽमून्यतिरिक्तानि कूटानीति विभाव्यताम् ॥ ६८ ॥

अन्यथा सर्वशैलानां यथोक्तकूटयोगतः ।
शिखरित्वव्यपदेशः सम्भवन् केन वार्यते ॥ ६९ ॥

स चैकादशभिः कूटैः परितोऽलंकृतो गिरिः ।
प्रतिमाभिरिव श्राद्धधर्मः शर्मददर्शनः ॥ ७० ॥

आद्यं सिद्धायतनाख्यं पूर्ववारिधिसन्निधौ ।
द्वितीयं शिखरिस्वर्गिकूटं शिखरिसंज्ञकम् ॥ ७१ ॥

तृतीयं हैरण्यवतकूटं तत्स्वामिदैवतम् ।
तूर्यं सुवर्णकूलाख्यं तन्नदीदेवतास्पदम् ॥ ७२ ॥

दिक्कुमार्याः सुरादेव्याः पंचमं च तदाख्यया ।
षष्ठं रक्तावर्त्तनाख्यं लक्ष्मीकूटं च सप्तमम् ॥ ७३ ॥

रक्तवत्यावर्त्तनाख्यं प्रज्ञप्तं कूटमष्टमम् ।
इलादेव्या दिक्कुमार्या नाम्ना च नवमं मतम् ॥ ७४ ॥

दशमं चैरवताख्यमैरावतसुराश्रितम् ।
स्यात्तिगिंछिह्रदेशायास्तिगिंछिकूटमन्तिमम् ॥ ७५ ॥

---

જે ( અમુક ) અગ્યાર શિખરોની વાત હવે હમણાજ કહેશું એથી આ જૂદાં સમજવાં. કારણકે અન્યથા તો એવા કૂટને યોગે પર્વત માત્રનાં ' શિખરિ ' એવા નામાભિધાનનો સંભવ ઉભો થાય. ૬૮-૬૯.

સુંદર સમ્યકત્વવાળો શ્રાદ્ધધર્મ જેમ અગ્યાર ' પડિમા ' થી શોભે છે તેમ આ પર્વત એનાં ફરતાં આવેલાં અગ્યાર શિખરોથી શોભી રહ્યો છે. ૭૦.

એ અગ્યારમાં પહેલું, પૂર્વ મહાસાગરની નજદીકમાં આવેલું, ' સિદ્ધાયતન ' નામનું છે; બીજું શિખરિદેવનું, ' શિખરિ ' નામનું છે; ત્રીજું હિરણ્યવંત ક્ષેત્રના સ્વામિનું, ' હૈરણ્યવંત ' નામનું છે; ચોથું સુવર્ણકૂલાનદીની દેવીનું ' સુવર્ણકૂલ.' નામનું છે; પાંચમું, સુરાદેવી નામે દિક્કુમારીનું, એના જ નામનું છે. છઠ્ઠું ' રક્તાવર્તન ', સાતમું ' લક્ષ્મીકૂટ ' અને આઠમું ' રક્તવત્યાવર્તન ' છે. વળી નવમું, ઇલાદેવી નામે દિક્કુમારીનું, એના જ નામનું છે; દશમું ' ઐરાવત ' નામના દેવના આશ્રયભૂત-એવું ' ઐરાવત ' નામનું છે; અને છેલ્લું-અગ્યારમું તિગિંછિદ્રહના માલિકનું ' તિગિંછિકૂટ ' નામનું છે. ૭૧-૭૫.

इदं जम्बूद्वीपप्रज्ञप्तिसूत्राभिप्रायेण ॥ क्षेत्रसमासे तु अत्र पंचमं श्रीदेवीकूटं नवमं गन्धापातीकूटमिति दृश्यते ॥

आद्ये चैत्यं शेषकूटदशके च सुधाभुजाम् ।
तत्तत्कूटसमाख्यानां स्युः प्रासादावतंसकाः ॥ ७६ ॥

पुण्डरीकह्रदश्चात्र पद्मह्रदसहोदरः ।
अस्मिंश्च मूलकमलमेकयोजनसंमितम् ॥ ७७ ॥

तदर्धार्धप्रमाणानि शेषाब्जवलयानि षट् ।
लक्ष्मीदेवी वसत्यत्र स्थित्या श्रीदेवतेव सा ॥ ७८ ॥

हिवमद्गिरिवत् सर्वं मानमत्रापि चिन्त्यताम् ।
ज्याबाहाधनुरादीनां केवलं दिग्विपर्ययः ॥ ७९ ॥

नद्यस्तिस्रो ह्रदादस्मात् निर्गताः त्रिभिरध्वभिः ।
नदी सुवर्णकूलाख्या रक्ता रक्तवतीति च ॥ ८० ॥

दक्षिणेनाध्वना तत्र निर्गत्य दक्षिणामुखी ।
सुवर्णकूला पतति कुण्डे स्वसमनामनि ॥ ८१ ॥

---

એ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રને અનુસરીને કહ્યું છે. ક્ષેત્રસમાસમાં તો એવો ઉલ્લેખ છે કે પાંચમું 'દેવીકૂટ' છે, અને નવમું 'ગંધાપાતિકૂટ' છે.

પહેલા શિખરપર જિનેશ્વરનું ચૈત્ય છે. શેષ દશપર તે તે શિખરના નામાભિધાન-વાળા દેવોના પ્રાસાદ એટલે મહેલો છે. ૭૬.

આ પર્વતપર પદ્મદ્રહ જેવોજ એક 'પુંડરીક' નામે દ્રહ છે. એમાં કમળો પુષ્કળ છે પણ જે એક મૂળકમળ છે તે એક યોજન પ્રમાણ છે. બીજાં ફરતાં છ વલયોમાં જે કમળો છે તે ઉત્તરોત્તર પૂર્વપૂર્વથી અર્ધઅર્ધ વિસ્તારના છે. અહિં શ્રીદેવી જેવીજ એક લક્ષ્મીદેવીનો વાસ છે. ૭૭-૭૮.

આ પર્વતની જ્યા, બાહા, ધનુ આદિકનું પ્રમાણ હિમવંત પર્વત પ્રમાણે છે. માત્ર દિશા ઉલટસુલટ છે. ૭૯.

જે 'પુંડરીક' નામનો અહિં દ્રહ કહ્યો તેમાંથી ત્રણ માર્ગે ત્રણ નદીઓ નીકળે છેઃ (૧) સુવર્ણકૂલા, (૨) રક્તા અને (૩) રક્તવતી. ૮૦.

સુવર્ણકૂલા દક્ષિણમાર્ગે નીકળે છે અને (વહેતી વહેતી) પોતાના નામનાજ કુંડમાં પડે છે. ત્યાંથી પાછી નીકળી હૈરણ્યવંત ક્ષેત્રના ઉત્તરાર્દ્ધને બે ભાગમાં વહેંચતી, વિકટાપાતિ

ततो निर्गत्य हैरण्यवतोत्तरार्धभेदिनी ।
योजनार्धेन दूरस्था विकटापातिभूधरात् ॥ ८२ ॥
प्राक् परावर्त्य हैरण्यवतपूर्वार्धमादितः ।
सूत्रधारस्येव रज्जुः द्विधा विदधती क्रमात् ॥ ८३ ॥
अष्टाविंशत्या सहस्रैः नदीभिः परिपूरिता ।
गृहिणीव स्वामिगेहे विशति प्राच्यवारिधौ ॥८४॥ त्रिभिर्विशेषकम् ॥

अस्मादेव ह्रदात् प्राच्यतोरणेन विनिर्गता ।
रक्तानदी पूर्वदिशि प्रवृत्ता पर्वतोपरि ॥ ८५ ॥
योजनानां पंचशतीमतिक्रम्य ततः परम् ।
रक्तावर्त्तनकूटस्याधस्तादुत्तरतो भवेत् ॥ ८६ ॥
त्रयोविंशां पंचशतीं योजनानां कलात्रयम् ।
सार्द्धं गत्वाधिकमुदक् शिखरिक्ष्माधरोपरि ॥ ८७ ॥
वज्रजिह्विकयोत्तीर्य कुंडे रक्ताप्रपातके ।
शतयोजनप्रपाता भुजंगीवाविशत् बिले ॥ ८८ ॥
उदीच्यतोरणेनास्माद्विनिर्गत्योत्तरामुखी ।
नदीसप्तसहस्राढ्या वैताढ्यगिरिसीमया ॥ ८९ ॥

---

પર્વતથી અરધા યોજન જેટલે છેટેથી પૂર્વતરફ વળણ લઇ, વળી સુથારની દોરીની જેમ એજ હૈરણ્યવતના પૂર્વાર્દ્ધને પણ બે ભાગમાં વહેંચતી, માર્ગમાં ક્રમે ક્રમે પોતામાં ભળેલી અઠ્યાવીશ હજાર નદીઓની સંગાથે, ભરતારને ઘેર જતી એક સ્ત્રી હોયની એમ પૂર્વસમુદ્રમાં પ્રવેશ કરે છે. ૮૧-૮૪.

એજ દ્રહના પૂર્વ તરફના તોરણમાંથી રક્તા નદી નીકળે છે અને પર્વતપર ઉગમણી વહે છે. વળી પાંચસો યોજન જેટલે છેટે ગયા પછી રક્તાવર્તન નામના શિખરની નીચે થઇને ઉત્તરતરફ વહે છે. એવી રીતે પાંચસોત્રેવીશ યોજનને સાડાત્રણ કળા જેટલું ઉત્તર તરફ વહી, એક નાગણી પોતાના બીલ એટલે દરમાં પ્રવેશ કરતી હોય એમ એકસો યોજનની ઉંચાઇ પરથી રક્તાપ્રપાત કુંડમાં પડે છે. ત્યાંથી પાછી એના ઉત્તરાદા તોરણમાંથી નીકળી ઉત્તરાદી વહેતી સાત હજાર નદીઓથી સંગત થઇ વૈતાઢ્ય પર્વતની હદમાં આવેલી ખંડપ્રપાતા ગુફાની

दर्याः खण्डप्रपातायाः प्राच्यां वैताढ्यभूधरम् ।
भित्वोदीच्यैः सप्तनदीसहस्रैराश्रिताध्वनि ॥ ९० ॥

सहस्रैः सरितामेवं चतुर्दशभिराश्रिता ।
विभिद्य जगतीं पूर्वार्णवेऽसौ विशति द्रुतम् ॥ ९१ ॥

पश्चिमेन तोरणेन ह्रदादस्माद्विनिर्गता ।
रक्तावती पश्चिमायां प्रवृत्ता पर्वतोपरि ॥ ९२ ॥

अतिक्रम्य पंचशतीं निजावर्त्तनकूटतः ।
पर्वतोपर्युत्तरस्यां व्यूढा तत्र व्यतीत्य च ॥ ९३ ॥

त्रयोविंशां पंचशतीं साग्रं सार्धकलात्रयम् ।
वज्रमय्या जिव्हिकया योजनैकशतोन्नतात् ॥ ९४ ॥

निपत्य पर्वतात् रक्तावतीप्रपातकुण्डके ।
रोषावेशात् भामिनीव दत्तझंपा महावटे ॥ ९५ ॥

उदीच्येनाध्वना तस्मादुदग्मुखी विनिर्गता ।
आवैताढ्यान्तिकं सप्तनदीसहस्रसेविता ॥ ९६ ॥

कन्दरायाः तमिस्रायाः पश्चिमायां धराधरम् ।
द्रुतं विभिद्य वैताढ्यमुत्तरार्धं समागता ॥ ९७ ॥

उदीच्यैः सप्तभिः सिन्धुसहस्रैः सह गच्छति ।
पश्चिमाब्धाविति नदीचतुर्दशसहस्रयुक् ॥ ९८ ॥

---

પૂર્વમાં એજ પર્વતને ભેદી, માર્ગમાં વળી બીજી સાત હજાર નદીઓ ભળવાથી, એકંદર ચૌદ હજાર નદીઓના પરિવાર સહિત, 'જગતી'ના કોટને ભેદી તુરત પૂર્વસમુદ્રમાં જઇ પડે છે. ૮૫–૯૧.

હવે ત્રીજી રક્તાવતી નદી એજ દ્રહના આથમણા તોરણમાંથી નીકળી પશ્ચિમ તરફ પર્વત-પર પાંચસો યોજન જેટલું વહી પોતાના આવર્તનકૂટથી ઉત્તર તરફ વળણ લઇ સમગ્ર પાંચસો ત્રેવીશ યોજન સાડાત્રણ કળા પ્રમાણ માર્ગ કાપી, એકસો યોજનપૂર ઉંચા પર્વતપરથી કોઇ ક્રોધાવિષ્ટ માનિની મ્હોટા કુવામાં ઝંપાપાત કરે તેમ, વજ્રમયજીહ્વાકારે રક્તાવતી પ્રપાતકુંડમાં પડે છે. ત્યાંથી વળી ઉત્તરમાર્ગે નીકળી ઉત્તરાદી વહેતી વૈતાઢયપર્વતની હદસુધીમાં સાતહજાર

इति शिखरी पर्वतः ॥

उत्तरस्यां शिखरिण उदीच्यलवणार्णवात् ।
दक्षिणस्यामैरवतक्षेत्रं भाति मनोहरम् ॥ ९९ ॥

ऐरावतः सुरो ह्यस्य स्वामी पल्योपमस्थितिः ।
वसत्यत्र ततः ख्यातमिदमैरावताख्यया ॥ १०० ॥

भरतस्य प्रतिबिम्बमिवेदं संमुखेऽम्बुधौ ।
तत्प्रमाणं तेन तुल्यं सदा तदनुवर्त्तते ॥ १०१ ॥

भानुना भासिते तस्मिंस्तेनेदमपि भासितम् ।
इन्दुना शोभिते तत्रादोऽपि स्यात्तेन शोभितम् ॥ १०२ ॥

तद्यदा षड्भिररकैः भिन्नां भिन्नां दशां श्रयेत् ।
तथेदमपि सन्मित्रमिव मित्रानुवृत्तिकृत् ॥ १०३ ॥

जिने तत्र जिनोऽत्रापि चक्र्यत्र तत्र चक्रिणि ।
वासुदेवादिषु सत्सु तत्रात्रापि भवन्ति ते ॥ १०४ ॥

---

નદીઓથી સંગત થઇ, તમિસ્રાગુફાથી પશ્ચિમે વૈતાઢ્યપર્વતને ભેદી ઉત્તરાર્ધમાં આવી વળી ઉત્તરાદી સાત હજાર નદીઓ મળવાથી કુલ ચૌદ હજાર નદીઓના પરિવાર સહિત પશ્ચિમ સમુદ્રને મળે છે. ૯૨-૯૮.

એ પ્રમાણે શિખરીપર્વતની હકીકત થઇ.

શિખરીપર્વતની ઉત્તરે અને ઉત્તરલવણસમુદ્રથી દક્ષિણે ઐરવત નામનું મનહર ક્ષેત્ર આવેલું છે. ૯૯.

એક પલ્યોપમના આયુષ્યવાળા એના ઐરવતદેવ નામના સ્વામીથી અધિષ્ઠિત હોવાથી એ ક્ષેત્રનું ઐરવત નામ પડેલું છે. ૧૦૦.

સન્મુખમાં રહેલા સમુદ્રમાં જાણે ભરતક્ષેત્ર જ પ્રતિબિમ્બિત થયું હોયની એવું આ ક્ષેત્ર છે, કારણકે એ પ્રમાણમાં એના સમાન જ છે અને વળી એનુંજ અનુવર્તન કરે છે. ૧૦૧.

જુઓ કેઃ—જ્યારે ભરતક્ષેત્રમાં સૂર્ય ઉગે છે ત્યારે અહિં પણ ઉગે છે. વળી ચંદ્રમા પણ ત્યાં ઉગે છે ત્યારે અહિં પણ ઉગે છે. ભરતક્ષેત્રને જેવા જૂદી જૂદી સ્થિતિવાળા છ 'આરા' માંથી પસાર થવું પડે છે તેવાજ છ આરામાંથી આ ક્ષેત્રને પણ પસાર થવું પડે છે કારણકે એક ઉત્તમ મિત્ર હોય એ પોતાના મિત્રને પગલે પગલેજ ચાલે છે. જ્યારે ભરતક્ષેત્રમાં જિનેશ્વર, ચક્રવર્તી અને વાસુદેવ આદિક હોય છે ત્યારે અહિં પણ હોય છે. ત્યાં જેવાં દશ

इदं दशाश्चर्ययुतं स्यात्तत्राश्चर्यशालिनि ।
हसतीव निजं मित्रं भरतं तुल्यचेष्टया ॥ १०५ ॥

मध्ये स्थितेन द्वेधेदं वैताढ्यगिरिणा कृतम् ।
दाक्षिणात्यैरावतार्धमुदीच्यैरावतार्धकम् ॥ १०६ ॥

यदुदीच्यार्णवासन्नमुत्तरार्धं तदुच्यते ।
शिखरिक्ष्माधरासन्नं दक्षिणार्धमुदीरितम् ॥ १०७ ॥

क्षेत्राशापेक्षया ह्येषा दक्षिणोदग्व्यवस्थितिः ।
सूर्याशापेक्षया त्वस्य याम्यार्धं वार्धिसन्निधौ ॥ १०८ ॥

उदीच्यार्धं नगासन्नं व्यवहारस्त्वयं पुनः ।
क्षेत्राशापेक्षया सर्वो न तापदिगपेक्षया ॥ १०९ ॥ युग्मम् ॥

उदीच्यार्धमस्य याम्यभरतार्धेन सन्निभम् ।
तद्वज्जीवेषुचापानि बाहात्रापि न सम्भवेत् ॥ ११० ॥

इतः प्रभृति याम्यार्धादिषु सर्वं विवर्द्धते ।
आविदेहार्धमिष्वासजीवाबाहाशरादिकम् ॥ १११ ॥

---

'આશ્ચર્ય' થાય છે તેવાં અહિં પણ થાય છે. આમ આ ઐરવતક્ષેત્ર જાણે પોતાના મિત્ર ભરતક્ષેત્રની જેવી ચેષ્ટા કરીને એની હાંસી કરતું હોયની-એવું જણાય છે. ૧૦૧-૧૦૫.

એના મધ્યભાગમાં વૈતાઢ્ય પર્વત આવેલો હોવાથી એના, (૧) દક્ષિણ ઐરવત અને (૨) ઉત્તર ઐરવત-એવા બે વિભાગ પડેલા છે: ઉત્તર સમુદ્રની પાસે આવેલો ભાગ ઉત્તરાર્દ્ધ ઐરવત, અને શિખરીપર્વતની નજદીક આવેલો દક્ષિણાર્દ્ધ ઐરવત કહેવાય છે. ૧૦૬-૧૦૭.

આ દક્ષિણઉત્તરની વ્યવસ્થા ક્ષેત્રની દિશાની અપેક્ષાએ કહી છે. સૂર્યની દિશાની અપેક્ષાએ તો સમુદ્રની નજદીકમાં 'દક્ષિણાર્દ્ધ' આવે અને શિખરી પર્વતની નજદીકમાં 'ઉત્તરાર્ધ' આવે. પરન્તુ અહિં વ્યવહાર બધો ક્ષેત્રની દિશાની અપેક્ષાએ છે, સૂર્યની દિશાની અપેક્ષાએ નથી. ૧૦૮-૧૦૯.

ઐરવતક્ષેત્રનું ઉત્તરાર્દ્ધ તે ભરતક્ષેત્રના દક્ષિણાર્દ્ધ જેવું છે. માટે અહિં પણ એની પ્રમાણે જ જીવા, શર અને ધનુષ્ય સમજવાં. બાહા અહિં પણ સંભવતી નથી. ૧૧૦.

ઉત્તરાર્ધ મૂકીને પછી દક્ષિણાર્ધાદિકમાં છેક વિદેહાર્ધ સુધી ધનુષ્ય, જીવા, બાહા અને શર આદિક સર્વ વધતાં જાય છે. ૧૧૧.

वैताढ्यस्याप्यत्र तत उत्तरस्यां किलाल्पकः ।
आयामो दक्षिणस्यां च वर्द्धमानः क्रमात् महान् ॥ ११२ ॥

याम्यविद्याधरश्रेण्यां विद्याधरपुराण्यतः ।
षष्टिः भवन्त्युदीच्यायां श्रेण्यां पंचाशदेव च ॥ ११३

शेषं सर्वमाभियोग्यश्रेणिवेदीवनादिकम् ।
ज्ञेयं भरतवैताढ्योपममुक्तानुसारतः ॥ ११४ ॥

रक्तारक्तावतीस्रोतस्विनीभ्यां तस्थुषान्तरे ।
वैताढ्येन च षट्खंडमिदमैरावतं कृतम् ॥ ११५ ॥

तत्र च  उत्तरार्धमध्यखंडे उदीच्यलवणोदधेः ।
दक्षिणस्यामुदीच्यां च वैताढ्याभिधभूधरात् ॥ ११६ ॥

चतुर्दशाधिकशतं योजनानां कलास्तथा ।
एकादशातिक्रम्याब्धिवैताढ्याभ्यामिहान्तरे ॥ ११७ ॥

नगरी स्यादयोध्याख्या नवयोजनविस्तृता ।
द्वादशयोजनायामालंकृतोत्तमपूरुषैः ॥ ११८ ॥ विशेषकम् ॥

---

તેથી આ ક્ષેત્રમાં વૈતાઢયની પણુ લંબાઈ જે ઉત્તરદિશામાં તો સ્વલ્પ છે તે દક્ષિણુમાં ક્રમે ક્રમે વધતી હોઇ વધારે છે. અને એમ હોવાથી દક્ષિણુ તરફની વિદ્યાધરોની શ્રેણિમાં **સાઠ** નગર છે, જ્યારે ઉત્તરતરફની શ્રેણિમાં એમના **પચાસજ** નગર છે. ૧૧૨–૧૧૩.

એનાં શેષ સર્વ વાનાં એટલે કે અભિયોગિકોની શ્રેણિ, વેદી, વન વગેરે, ભરતક્ષેત્રના વૈતાઢયનાં કહી ગયા છીએ એજ પ્રમાણે છે. ૧૧૪.

રક્તા અને રક્તવતી નદીઓથી તથા વચ્ચે ઉભેલા વૈતાઢયપર્વતથી આ ઐરવતક્ષેત્રના છ વિભાગ પડેલા છે. ૧૧૫.

એ છમાંનો એક ' ઉત્તરાર્દ્ધમધ્ય ખંડ ' જે ઉત્તર–લવણુસમુદ્રની દક્ષિણે અને વૈતાઢય-પર્વતની ઉત્તરે એકસો ચૌદ યોજન અને અગ્યાર કળા ઓળંગ્યા બાદ સમુદ્ર અને વૈતાઢયના વચ્ચે આવેલો છે તેમાં નવ યોજન પહોળી અને બાર યોજન લાંબી, ઉત્તમપુરૂષોના નિવાસ ભૂત અયોધ્યા નામે નગરી છે. ૧૧૬–૧૧૮.

शेषाः पंचापि खंडाः स्युरनार्या धर्मवर्जिताः ।
अत्रापि चार्यदेशानामध्यर्द्धा पंचविंशतिः ॥ ११९ ॥
एतेष्वैव हि देशेषु जिनचक्र्यर्धचक्रीणां ।
स्यादुत्तमनृणां जन्म प्रायो धर्मव्यवस्थितिः ॥ १२० ॥

एवं च जम्बूद्वीपेऽस्मिन् सप्तक्षेत्री विराजते ।
मध्ये महाविदेहाख्यमपागुदक् त्रयं त्रयम् ॥ १२१ ॥
भरतैरावते तत्र तुल्यरूपे निरूपिते ।
समस्वरूपे हैरण्यवते हैमवते अपि ॥ १२२ ॥
रम्यकाख्यहरिवर्षे उभे तुलाधृते इव ।
पूर्वापरविदेहानामप्येवं तुलना मता ॥ १२३ ॥
देवोत्तरकुरूणामप्येवं तुल्यत्वमाहितम् ।
विना भरतैरवतविदेहान् अपराः पुनः ॥ १२४ ॥
अकर्मभूमयः षट् स्युः कृष्यादिकर्मवर्जिताः ।
तिस्रो भरतैरवतविदेहाः कर्मभूमयः ॥ १२५ ॥ युग्मम् ॥

तथा चात्र वर्षधरपर्वताः षट् प्रकीर्त्तिताः ।
विदेहेभ्यो दक्षिणस्यामुदीच्यां च त्रयं त्रयम् ॥ १२६ ॥

---

શેષ પાંચે ખંડો અનાર્ય છે. ત્યાં ધર્મ જેવું કંઇ છે નહિ.

'ઉત્તરાર્ધમધ્યખંડ' માં પણ ફક્ત સાડીપચવીશ આર્યદેશો છે, અને એમાં જ જિનભગવાન, ચક્રવર્તી તથા વાસુદેવ વગેરે ઉત્તમ પુરૂષો જન્મે છે, અને ત્યાં જ ધર્મની વ્યવસ્થા છે. ૧૧૯-૧૨૦.

એ પ્રમાણે જંબૂદ્વીપમાં સાત ક્ષેત્રો છે: મધ્યમાં **એક**, મહા વિદેહ; અને ઉત્તર દક્ષિણ **ત્રણ ત્રણ**. એમાં, **ભરત** અને **ઐરવત** બેઉ એકસરખાં; તથા **હૈરણ્યવંત** અને **હૈમવંત** બેઉ એકસરખાં છે. વળી **રમ્યક** તથા **હરિવર્ષ** એ બેઉ પણ એકસરખાં છે. તેમ જ **પૂર્વમહાવિદેહ** અને પશ્ચિમ મહાવિદેહ પણ પરસ્પર સમાન છે. એવી રીતે દેવકુરૂ તથા ઉત્તરકુરૂ વચ્ચે પણ સમાનતા છે. નવેમાં, ભરત, ઐરવત અને વિદેહ શિવાયનાં છ 'અકર્મભૂમિ,' અર્થાત 'કૃષિ આદિ કર્મરહિત' છે. ભરત, ઐરવત અને વિદેહ જ 'કર્મભૂમિ' છે. ૧૨૧-૧૨૫.

વળી છ વર્ષધર પર્વતો કહ્યા છે એ મહાવિદેહથી ઉત્તરે ત્રણ અને દક્ષિણે પણ ત્રણ છે. ૧૨૬.

हिमवच्छिखरी चैकादशकूटौ मिथः समौ ।
रुक्मिमहाहिमवतावष्टकूटौ तथैव च ॥ १२७ ॥
नीलवन्निषधौ तुल्यौ नवकूटौ परस्परम् ।
मेरुः निरुपमः सोऽपि नवकूटोपशोभितः ॥ १२८ ॥
भरतैरवतक्षेत्रद्वात्रिंशद्विजयोद्भवाः ।
वैताढ्याः स्युः चतुस्त्रिंशत् प्रत्येकमेकभावतः ॥ १२९ ॥
सर्वेऽप्येते रूप्यवर्णा नवकूटोपशोभिताः ।
दशोत्तरशतद्रंगाभियोग्यालिद्वयान्विताः ॥ १३० ॥
चत्वारो वृत्तवैताढ्याः समरूपाः परस्परम् ।
हरिवर्षहैमवतहैरण्यवतरम्यके ॥ १३१ ॥
देवोत्तरकुरुस्थेषु ह्रदेषु दशसु ध्रुवम् ।
प्राक् प्रत्यक् च दशदशकांचनाचलभावतः ॥ १३२ ॥
द्वे शते कांचननगाः परस्परानुकारिणः ।
स्थिता भोक्तुं चतसृभिः पंक्तिभिः बान्धवा इव ॥१३३॥ युग्मम् ॥
गजदन्तौ सौमनसगन्धमादनसंज्ञितौ ।
रूप्यपीतरत्नमयौ सप्तकूटोपशोभितौ ॥ १३४ ॥

---

એ છમાં, હિમવાન અને શિખરીને અગ્યાર અગ્યાર શિખરો છે અને એમ એ બેઉ એક સરખા છે; તેમ રૂકમી અને મહાહિમવાન્ આઠ આઠ શિખરોવાળા એક સરખા છે. તેજ પ્રમાણે નીલવાન અને નિષધને નવનવ શિખરો છે–એમ બેઉ વચ્ચે સમાનતા છે. મેરૂ અદ્વિતીય છે. એને પણ નવ સુશોભિત શિખરો છે. ૧૨૭–૧૨૮.

ભરતક્ષેત્રમાં એક, ઐરવત ક્ષેત્રમાં એક અને વિદેહના બત્રીશ વિજયોમા એકેક–એમ સર્વ મળી ચોત્રીશ વૈતાઢ્યપર્વતો છે. જે સર્વે રૂપ્યવર્ણ યુક્ત, નવનવ શિખરોથી અલંકૃત છે અને, એકસોદસ નગરીઓની એક–એવી બબ્બે શ્રેણિઓવાળા છે. ૧૨૯–૧૩૦.

હરિવર્ષ, હૈમવંત, હૈરણ્યવંત તથા રમ્યક–એ ચારેમાં થઇને ચાર એકસરખા વૃત્તવૈતાઢ્યપર્વતો છે. ૧૩૧.

ઊત્તર દેવકુરૂના દશે દ્રહોમાં, જાણે ચાર પગત કરીને જમવા બેઠેલા ( બસો ) બાંધવો હોયની એવા, દશ દશ પૂર્વદિશાના અને દશ દશ પાશ્ચિમદિશાના મળીને એકંદર બસો એકસરખા કાંચનપર્વતા છે. ૧૩૨–૧૩૩.

विद्युत्प्रभमाल्यवन्तौ वैदूर्यतपनीयजौ ।
नवकूटांचितौ तुल्या इत्याकृत्या नगा अमी ॥ १३५ ॥ युग्मम् ॥

चतुःकूटाः षोडशापि वक्षस्काराद्रयः समाः ।
विचित्रचित्रयमकाः समरूपाः परस्परम् ॥ १३६ ॥

द्विशत्येकोनसप्तत्याधिकेत्यत्र धराधराः ।
हिमवच्छिखरीस्पृष्टाः दंष्ट्राश्चाष्टौ मिथः समाः ॥ १३७ ॥

वैताढ्येषु नव नव कूटाः प्रत्येकमित्यतः ।
सर्ववैताढ्यकूटानि षडुत्तरं शतत्रयम् ॥ १३८ ॥

प्रतिवैताढ्यमेतेषु कूटत्रयं तु मध्यमम् ।
सौवर्णं शेषकूटाश्च रात्निका इति तद्विदः ॥ १३९ ॥

सक्रोशषड्योजनोच्चाः चैत्यप्रासादशोभिताः ।
सर्वेऽपि भरतस्थायिवैताढ्यकूटसोदराः ॥ १४० ॥

कूटाः सप्त सौमनसगन्धमादनशैलयोः ।
रुक्मिमहाहिमवतोरष्टावष्टौ पृथक् पृथक् ॥ १४१ ॥

---

રૂપ્યમય અને પીતરત્નમય એવા ‘ સોમનસ ’ અને ‘ ગંધમાદન ’ નામના ( બે ) ગજદંત પર્વતો છે, જે સાતસાત શિખરવાળા છે અને એવી રીતે પરસ્પર એકસરખા છે. વળી વૈદૂર્યમય અને સુવર્ણમય એવા ‘ વિદ્યુતપ્રભ ’ અને ‘માલ્યવાન’ નામના (બે) ગજદંત પર્વતો જે નવનવ શિખરવાળા છે તે પરસ્પર એકસરખા છે. ૧૩૪–૧૩૫.

ચાર ચાર કૂટવાળા હોઇ પરસ્પર એકસરખા સોળ વક્ષસ્કાર પર્વતો છે. વળી ચિત્ર, વિચિત્ર અને બે યમક એમ થઇને ચાર એકસરખા પર્વતો છે. ૧૩૬.

એવી રીતે કુલ એકંદર બસોને ઓગણોતેર પર્વતો છે.

વળી હિમવાન અને શિખરી પર્વતની આઠ દાઢાઓ છે જે પણ એકસરખી છે. ૧૩૭.

પ્રત્યેક વૈતાઢ્યને નવનવ શિખરો છે એટલે ચોત્રીશોના થઇને ત્રણસો ને છ શિખર થયાં. નવમાંનાં વચલાં ત્રણ ત્રણ સુવર્ણમય છે અને શેષ રત્નમય છે.

વળી એ સર્વ શિખરો છ યોજન અને એક કોસ ઉંચા છે, ચૈત્ય અને પ્રાસાદોથી અલંકૃત છે, અને ભરતક્ષેત્રના વૈતાઢ્યના શિખરોની જેવાં જ છે. ૧૩૮–૧૪૦.

સૌમનસ અને ગંધમાદન પર્વતને સાતસાત શિખરો છે, અને રૂકમી તથા મહાહિમવંતને આઠ આઠ છે. ૧૪૧.

विद्युत्प्रभमाल्यवतोः नीलवन्निषधागयोः ।
मेरोश्च नन्दनवने कूटाः नव नवोदिताः ॥ १४२ ॥

हिमवच्छिखरिकूटाः एकादश पृथक् पृथक् ।
षोडशानां चतुःषष्टिः वक्षस्कारमहीभृताम् ॥ १४३ ॥

हरिस्सहहरिकूटबलकूटोज्झिता इमे ।
शतं सर्वेऽष्टपंचाशं हिमवत्कूटसन्निभाः ॥ १४४ ॥

योजनानां पंच शतान्युच्चा रात्नाः मिथः समाः ।
साहस्राः स्वर्णजाः तुल्याः हरिस्सहादयः त्रयः ॥ १४५ ॥

एवं च गिरिकूटानां त्रिविधानां प्रमाणतः ।
सर्वसंख्या सप्तषष्ठ्या समन्विता चतुःशती ॥ १४६ ॥

द्वात्रिंशतिविजयेषु भरतैरवताख्ययोः ।
चतुस्त्रिंशत् हि वृषभकूटाः तुल्याः परस्परम् ॥ १४७ ॥

भद्रसालाभिधवने जम्बूशाल्मलीवृक्षयोः ।
अष्टाष्टेत्यष्टपंचाशत् भूमिकूटा मिथः समाः ॥ १४८ ॥

---

વિદ્યુત્પ્રભ અને માલ્યવાનને, નીલવાન અને નિષધને તેમજ મેરૂના નંદનવનમાં નવનવ શિખરો છે. ૧૪૨.

હિમવાનને તથા શિખરીને પૃથક્ પૃથક્ અગ્યાર શિખરો છે. વળી સોળે વક્ષસ્કાર પર્વતોના થઇને ચોસઠ શિખરો છે. ૧૪૩.

એ શિખરો સમગ્ર થઇને એકસો એકસઠ થયા તેમાંથી હરિસ્સહ, હરિકૂટ તથા બલકૂટ—એ ત્રણ બાદ કરતાં બાકીના એકસો અઠાવન રહ્યા એ બધાં રત્નમય છે, પાંચસો યોજન ઉંચાં છે અને પરસ્પર સમાન છે. અને હરિસ્સહ વગેરે ત્રણે પરસ્પર સમાન છે, સુવર્ણમય છે અને હજાર હજાર યોજન ઉંચાં છે. ૧૪૪–૧૪૫.

એ રીતે ત્રણે માપના ( પર્વતોના ) શિખરોનો સરવાળો ચારસોને સડસઠ છે. ૧૪૬.

બત્રીશ વિજયોના બત્રીશ તથા ભરત અને ઐરવતનાં થઇને બે—એમ ચોત્રીશ એકસરખાં વૃષભકૂટો છે. વળી ભદ્રસાલવનનાં, જમ્બૂવૃક્ષનાં અને શાલ્મલીવૃક્ષનાં આઠ આઠ એટલે કુલ ચોવીશ છે. એમ ચોત્રીશ અને ચોવીશ મળીને એકંદર અઠાવન પરસ્પર સમાન ભૂમિકૂટો છે. ૧૪૭–૧૪૮.

एतेषां वक्तुमुचिते पर्वतत्वेऽपि वस्तुतः ।
कूटत्वव्यवहारोऽयं पूर्वाचार्यानुरोधतः ॥ १४९ ॥

महाह्रदाश्च षट् पद्मपुण्डरीकौ समाविह ।
महापद्ममहापुण्डरीकावपि मिथः समौ ॥ १५० ॥
तिगिंछिकेसरिणौ च तुल्यौ द्विघ्नौ यथोत्तरम् ।
दश देवोत्तरकुरुह्रदाः पद्मह्रदोपमाः ॥ १५१ ॥
एवं ह्रदा षोडशैते षण्महाह्रददेवताः ।
श्रीह्रीधृतिकीर्तिबुद्धिलक्ष्म्यः परस्परं समाः ॥ १५२ ॥

चतुर्दश महानद्यो गंगाद्याः सपरिच्छदाः ।
जम्बूद्वीपशुभक्षेत्रे कुल्यातुल्या विभान्ति याः ॥ १५३ ॥
गंगासिन्धू रोहितांशा रोहिता च तथापरा ।
हरिकान्ता हरिनदी शीतोदा चेति नामतः ॥ १५४ ॥
मेरोः दक्षिणतः सप्त ख्याता एता महापगाः ।
मेरोरुत्तरतोऽप्येवं शोभन्ते सप्त सिन्धवः ॥ १५५ ॥
शीता च नारीकान्ता च नरकान्ता तथापरा ।
रूप्यकूला स्वर्णकूला रक्ता रक्तवतीति च ॥ १५६ ॥

---

તત્ત્વતઃ તો આ સર્વેને કૂટ ન કહેતાં પર્વત જ કહેવા જોઇએ. પરંતુ પૂર્વાચાર્યોના અનુરોધને લઈને એમ વ્યવહાર પડેલો છે. ૧૪૯.

મ્હોટા દ્રહો છ કહ્યા છે એમાં 'પદ્મ દ્રહ' અને 'પુંડરીકદ્રહ' એ બેઉ એકસરખા છે; 'મહાપદ્મ' અને 'મહાપુંડરીક' એ બેઉ એકસરખા છે; તથા 'તિગિંછિ' અને 'કેસરિ' એ બેઉ એકસરખા છે. વળી એઓ ઉત્તરોત્તર પૂર્વપૂર્વનાથી દ્વિગુણા છે. વળી બેઉ કુરૂમાં પણ પદ્મદ્રહ જેવા દશ દ્રહ છે. એટલે કુલ થઈને સોળ દ્રહ થાય છે. ૧૫૦-૧૫૧.

વળી છ મહાદ્રહની શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મી નામની છ દેવીઓ કહી છે, જે પણ પરસ્પર સરખી જ છે. ૧૫૨.

વળી અહિં જાણે જમ્બૂદ્વીપરૂપી ઉત્તમ ક્ષેત્રની સુંદર નીકો હોયની એવી, ગંગા વગેરે ચૌદ મહા નદીઓ સપરિવાર વહ્યા કરે છેઃ એમાં (૧) ગંગા, (૨) સિન્ધુ, (૩) રોહિતાંશા, (૪) રોહિતા, (૫) હરિકાંતા, (૬) હરિ અને (૭) શીતોદા—એ સાત મેરૂપર્વતથી

हिमवत्पर्वतस्थायिपद्मह्रदाद्विनिर्गताः।
गंगासिन्धुरोहितांशाः नाम्न्यः तिस्रो महापगाः ॥ १५७ ॥

महाहिमवदद्रिस्थमहापद्मह्रदात् पुनः।
रोहिता हरिकान्तेति निर्गते द्वे महापगे ॥ १५८ ॥

निषधाचलमौलिस्थतिगिंछिह्रदमध्यतः।
समुद्भूते हरिनदी शीतोदेति महापगे ॥ १५९ ॥

नीलवत्पर्वतगतकेसरिह्रदतः किल।
शीता च नारीकान्ता च निर्गते द्वे महापगे ॥ १६० ॥

तथा महापुण्डरीकह्रदात् रुक्मिनगाश्रितात्।
नरकान्ता रूप्यकूलेत्युद्गते निम्नगे उभे ॥ १६१ ॥

शिखरिक्ष्माधरस्थायिपुण्डरीकह्रदोत्थिताः।
रक्तारक्तवतीस्वर्णकूलाभिधा महापगाः ॥ १६२ ॥

एवं च तिस्रो नद्यो हिमवतास्तिस्रः शिखरिणो गिरेः।
शेषवर्षधरेभ्यश्च महानद्योः द्वयं द्वयम् ॥ १६३ ॥

वर्षाण्याश्रित्य सरितः प्रतिवर्षं द्वयं द्वयम्।
द्वे विदेहेष्वपाच्यां षट् षडुदीच्यां ततो यथा ॥ १६४ ॥

---

દક્ષિણે કહી છે; જ્યારે (૧) શીતા, (૨) નારીકાંતા, (૩) નરકાંતા, (૪) રૂપ્યકૂલા, (૫) સ્વર્ણકૂલા, (૬) રક્તા અને (૭) રક્તવતી–એ સાત મેરૂથી ઉત્તરે કહી છે. ૧૫૩–૧૫૬.

વળી એ ચૌદમાંથી, ગંગા, સિન્ધુ અને રોહિતાંશા નામની ત્રણ હિમવાન પર્વતના પદ્મદ્રહમાંથી નીકળેલી છે; રોહિતા અને હરિકાંતા નામની બે મહાહિમવંતપર્વતના મહાપદ્મદ્રહમાંથી નીકળેલી છે; હરિ અને શીતોદા નામની બે નિષધાચળપર્વતના તિગિંછિ દ્રહમાંથી નીકળેલી છે; શીતા અને નારીકાંતા નામની બે નીલવાન પર્વતના કેસરિ દ્રહમાંથી નીકળેલી છે; નરકાંતા અને રૂપ્યકૂલા–એ બે રૂકમીપર્વતના મહાપુંડરીકદ્રહમાંથી નીકળેલી છે; તથા રક્તા, રક્તવતી અને સ્વર્ણકૂલા–એ ત્રણ શિખરિપર્વતના પુંડરીક દ્રહમાંથી નીકળેલી છે. ૧૫૭–૧૬૨.

એવી રીતે હોઇને, ત્રણનું મૂળ હિમવંતપર્વતમાં કહેવાય, ત્રણનું મૂળ શિખરીપર્વતમાં કહેવાય; અને શેષ આઠમાંથી બબ્બેનું મૂળ બાકીના (ચાર) વર્ષધરપર્વતોમાં કહેવાય. ૧૬૩.

વળી ક્ષેત્રની અપેક્ષાએ; દરેક ક્ષેત્રમાં બબ્બે છે: બે વિદેહોમાં બે અને એની દક્ષિણે

गंगा सिन्धुश्च भरते रोहितारोहितांशिके ।
हैमवते हरिवर्षे हरिकान्ताहरी उभे ॥ १६५ ॥

शीताशीतोदे विदेहक्षेत्रे तथा च रम्यके ।
नारीकान्तानरकान्ते हैरण्यवतगे उभे ॥ १६६ ॥

रूप्यकूलास्वर्णकूले तथा चैरवतस्थिते ।
नद्यौ रक्तारक्तवत्यावेवमेताश्चतुर्दश ॥ १६७ ॥

गंगासिन्धुरक्तवतीरक्तानां सरितामिह ।
चतुर्दशसहस्राणि परिवारः प्रकीर्त्तितः ॥ १६८ ॥

रूप्यकूलास्वर्णकूलारोहितारोहितांशिकाः ।
अष्टाविंशत्या सहस्रैः स्रोतस्विनीभिराश्रिताः ॥ १६९ ॥

नारीकान्ता नरकान्ता हरिकान्ता हरिस्तथा ।
षट्पंचाशच्छैवलिनीसहस्रैः परिवारिताः ॥ १७० ॥

शीताशीतोदयोर्नद्योः प्रत्येकं च परिच्छदः ।
पंचलक्षाः सहस्राणि द्वात्रिंशत् परिकीर्त्तितः॥ १७१ ॥

श्लोकक्रमेण सरितामिह श्लोकचतुष्टये ।
द्विगुणं जिव्हिकामानविस्तारोद्वेद्धतादिकम् ॥ १७२ ॥

---

છે તથા ઉત્તરે છે. એટલે કે ગંગા અને સિન્ધુ ભરતક્ષેત્રમાં, રોહિતા અને રોહિતાંશા હૈમવંત-ક્ષેત્રમાં, હરિકાંતા અને હરિ હરિવર્ષક્ષેત્રમાં, શીતા અને શીતોદા એઉ વિદેહોમાં, નારિકાંતા અને નરકાંતા રમ્યકક્ષેત્રમાં, રૂપ્યકૂલા અને સ્વર્ણકૂલા હૈરણ્યવંતક્ષેત્રમાં તથા રક્તા અને રક્તવતી ઐરવતક્ષેત્રમાં. ૧૬૪–૧૬૭.

વળી ગંગા, સિન્ધુ, રક્તવતી અને રક્તા—એ ચાર ચૌદ ચૌદ હજાર નદીઓના પરીવાર-વાળી છે; રૂપ્યકૂલા, સ્વર્ણકૂલા, રોહિતા અને રોહિતાંશા—એ ચાર પ્રત્યેક અઠયાવીશ હજાર નદીઓના પરીવારવાળી છે; નારીકાંતા, નરકાંતા, હરિકાંતા અને હરિ—એ ચાર છપ્પન છપ્પન હજાર નદીઓના પરીવારવાળી છે; જ્યારે શીતા અને શીતોદા પ્રત્યેકનો પાંચ લાખ બત્રીશ હજાર જેટલો પરીવાર કહ્યો છે. આ ચારે શ્લોકમાં વર્ણવેલી નદીઓનું, જિહ્વા—પહોળાઇ—ઉંડાઇ આદિકનું પ્રમાણ ( પૂર્વ પૂર્વના શ્લોકમાં વર્ણવેલીથી ઉત્તર ઉત્તરના શ્લોકમાં વર્ણવેલીનું

एकश्लोकोदितानां तु सर्वं तुल्यं परस्परम् ।
गंगासिन्धुरक्तवतीरक्तानां तुल्यता यथा ॥ १७३ ॥

दश लक्षाश्चतुः षष्टिः सहस्राणि विदेहगाः ।
नद्योऽपाच्यां लक्षमेकं षण्णवतिसहस्रयुक् ॥ १७४ ॥

उदीच्यामपि तावन्त्य एवं च सर्वसंख्यया ।
षट्पंचाशत्सहस्राढ्या नदीलक्षाश्चतुर्दश ॥ १७५ ॥

जम्बूद्वीपोऽभितो रुद्धः स्वविरुद्धेन वार्धिना ।
स्वमोचायेव दत्तेऽस्मै कनीः शैवलिनीरिमाः १७६ ॥

चतुःषष्टिविजयगा महानद्यश्चतुर्दश ।
अन्तर्नद्यो द्वादशातिरिच्यन्ते नवतिस्त्वियम् ॥ १७७ ॥

तथाहुः श्रीरत्नशेखरसूरयः स्वक्षेत्रसमासे ।

अडसयरि महाणइओ बारस अंतरणइओ सेसाओ ।
परिअरणइओ चउदस लक्खा छप्पण्णसहस्सा य ॥ १ ॥

---

અનુક્રમે બમણું બમણું છે. એકજ શ્લોકમાં કહેલી ચારેનું, જેમકે ગંગાસિન્ધુરકતાવતી રકતાનું, તો, એ સર્વ પ્રમાણુ એકસરખું છે. ૧૬૮–૧૭૩.

દસ લાખ ચોસઠ હજાર નદીઓ મહાવિદેહમાં છે, એની દક્ષિણુમાં એક લાખ છન્નુ હજાર છે, અને એટલી સંખ્યામાં એની ઉત્તર દિશાએ છે. એટલે સર્વ મળીને ચોદ લાખ છપ્પન હજાર નદીઓ છે. ૧૭૪–૧૭૫.

જંબૂદ્વીપની આ બધી નદીઓ સમુદ્રને મળે છે તે ઉપર ગ્રન્થકાર કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે–દુશ્મનથી ઘેરાયલો એક રાજા જેમ પોતાના છુટકારા માટે એને પોતાની કન્યા આપે છે તેમ, સમુદ્રરૂપી દુશ્મનથી ઘેરાયલા એવા જમ્બૂદ્વીપે એને, પોતાના છૂટકારા માટે જાણે આ બધી નદીઓરૂપી કન્યા આપી હોયની ! ૧૭૬.

એ ગણાવી એ ઉપરાંત નેવું નદીઓ છેઃ ચોસઠ વિજયોમાં રહેલી ચોસઠ, ચોદ મહાનદીઓ અને બાર અન્તર્નદીઓ.

આ સંબંધમાં શ્રીરત્નશેખરસૂરિના ક્ષેત્રસમાસમાં ઉલ્લેખ છે—તે આ પ્રમાણેઃ— અઠ્યોત્તેર મહાનદીઓ છે, બાર અન્તર્નદીઓ છે, અને બીજી ચોદ લાખ છપ્પન હજાર એઓના પરિવારરૂપ નદીઓ છે. (૧)

श्रीमलयगिरयस्तु प्रवेशे च सर्वसंख्यया आत्मना सह चतुर्दशभिः नदीसहस्रैः समन्विता भवन्तीति क्षेत्रसमासवृत्तौ कच्छविजयगतसिन्धुनदीं वर्णयन्तो महानदीनां न पृथक् गणना इति सूचयांचक्रुः। तथापि द्वादश अन्तरनद्योऽतिरिच्यन्त एव इत्यत्र तत्त्वं बहुश्रुतगम्यमिति ज्ञेयम् ॥

तथापि पूर्वाचार्यानुरोधात् संख्या तथोदिता ।
नात्र पर्यनुयोगार्हा वयं प्राच्यपथानुगाः ॥ १७८ ॥

केचित्तु गाहावई महानईपवूडासमाणी सुकच्छमहाकच्छविजए दुहा विभयमाणी अट्ठाविसाए सलिलासहस्सेहिं समग्गा दाहिणेणं सीयं महानईं समप्पेइ इत्यादि जम्बूद्वीपप्रज्ञप्तिवचनात् तथा नद्यो विजयच्छेदिन्यो रोहितावत्कुंडाः स्वनामसमदेवीवासा अष्टाविंशतिनदीसहस्रानुगाः प्रत्येकं सर्वत्रसमाः पंचविंशशतविस्तृता अर्धतृतीययोजनावगाहा गाहावती पंकवती इत्याद्युमास्वातिवाचकवचनाच्च द्वादशानामंतर्नदीनामपि प्रत्येकमष्टाविंशतिसहस्ररूपं परिवारं मन्यमानाः षट्त्रिंशत्सहस्राधिकनदीलक्षत्रयेणान्तर्नदीपरिवारेण सह द्विनवतिसहस्राधिकानि सप्तदश नदीलक्षाणि मन्यन्ते ॥ उक्तं च ।

---

શ્રીમલયગિરિજી તો ક્ષેત્રસમાસની વૃત્તિમાં કચ્છવિજયગત સિન્ધુનદીનું વર્ણન કરતાં કહે છે કે સમુદ્રને ચૌદ હજાર નદીઓ મળી એ ચૌદ હજારમાં સિન્ધુ મહાનદી પોતે પણ આવી જાય છે, અર્થાત્ મહાનદીઓ જૂદી ગણવાની નથી એમ એઓ સૂચન કરે છે. તોપણ બાર અન્તર્નદીઓ તો વધારે ગણવાની છેજ. આમાં તત્વવાત બહુશ્રુતગમ્ય છે—ખરૂં શું એ કેવળી જાણે.

અમે તો પૂર્વાચાર્યોને અનુસરીને સંખ્યા કહી છે. અમારાથી ફારફેર કહેવાય નહીં કારણકે અમે એમને માર્ગે ચાલનારા છીએ. ૧૭૮.

કેટલાક તો " સુકચ્છ અને મહાકચ્છ વિજયોને 'ગાહાવતી' અન્તરનદી બે વિભાગમાં વ્હેંચતી થકી અઠ્યાવીશ હજાર નદીઓના પરિવાર સહિત દક્ષિણમાં 'શીતા' મહાનદીને મળે છે " ઇત્યાદિ જંબૂદ્વીપ પન્નત્તિમાં ઉલ્લેખ છે તે પરથી તથા 'વિજયોના વિભાગ પાડનારી', રોહિતાની પેઠે કુંડોવાળી, પોતાના નામવાળી દેવીઓના આવાસયુક્ત, અઠ્યાવીશ હજાર નદીઓથી સંગત, સર્વત્ર સમાનપણે સવાસો યોજનના વિસ્તારવાળી અને અઢી

सुत्ते चउद्दसलक्खा छप्पन्नसहस्स जम्बूदीवंमि ।
हुंति उ सत्तरस लक्खा बाणवइ सहस्स मेलविया ॥ १ ॥

अन्ये तु यदि अन्तर्नदीषु अनेकानि परिवारनदीसहस्राणि प्रवेशेयुः तदा कथं तासां क्रमेण परतः परतः गच्छन्तीनां विस्तारविशेषो गंगादिनदीनामिव न संपद्येत । यस्तु परिवारः सिद्धान्तेऽभिदधे स तु यथाष्टाशीतिः ग्रहाः चन्द्रस्यैव परिवारतया प्रसिद्धा अपि सूर्यस्यापि स एव परिवारः । न पुनः पृथक् प्रतीयते ॥ उक्तं च समवायांगवृत्तौ । अष्टाशीतिः महाग्रहाः एते यद्यपि चन्द्रस्यैव परिवारः अन्यत्र श्रूयते तथापि सूर्यस्यापि इन्द्रत्वात् एते एव परिवारतया अवसेया इति । तथा गंगादिसम्बन्धीनि एव अष्टाविंशतिनदीसहस्राणि अन्तर्नदीनामपि परिवार इति ॥ एवं चान्तर्नदीनां पृथक्परिवारमनभ्युपगच्छन्तो यथावस्थितामेव नदीसंख्यां मन्यन्ते इत्यादिकं जम्बूद्वीपसंग्रहणीवृत्तौ ।

---

યોજન ઉંડી ગાહાવતી આદિ અંતરનદીઓ ” ઇત્યાદિ ઉમાસ્વાતિવાચકના વચનથી, દરેક અન્તર્નદીના અઠ્યાવીશ અઠ્યાવીશ હજારના પરીવારની ગણત્રીએ બારેનો ‘ ત્રણ લાખ છત્રીશ હજાર ’ પરીવાર માની, એકંદર સત્તરલાખ બાણુ હજાર નદીઓ કહે છે.

અન્યત્ર પણ ઉલ્લેખ છે કે—

સૂત્રમાં જમ્બૂદ્વીપની અંદર ચોદ લાખ છપ્પન હજાર નદીઓ છે એમાં બીજીઓ ભળે છે એટલે સમગ્ર મળીને સત્તર લાખ બાણું હજાર નદીઓ થાય છે. ( ૧ )

કોઇ વળી એમ કહે છે કે “ જો અન્તર્નદીઓમાં સહસ્રબંધ નદીઓ પરિવારરૂપે પ્રવેશ કરતી હોય તો પછી અનુક્રમે આગળ વધતાં વધતાં એ નદીઓનો વિસ્તાર ગંગા વગેરે નદીઓની જેવો કેમ નથી થતો ? માટે સિદ્ધાન્તમાં જે પરીવાર કહ્યો છે તે વિષે એમ સમજવાનું છે કે જેમ જે અમુક અઠ્યાશી ગ્રહો ચંદ્રમાના પરિવારરૂપ છે તેજ અઠ્યાશી ગ્રહો સૂર્યના પરિવારરૂપ છે, આ સૂર્યનો કોઇ જૂદો પરિવાર નથી—એવી જ રીતે એના વિષે પણ છે. ( સમવાયાંગસૂત્રની ટીકામાં કહ્યું છે કે આ અઠ્યાશી મહાગ્રહોને અન્યત્ર ફક્ત ચંદ્રમાના જ પરિવારભૂત કહ્યા છે તોપણ સૂર્યપણ ઇન્દ્ર હોવાથી એના પરિવારરૂપ પણ એઓનેજ જાણવા. ) એટલે કે, ગંગા વગેરેનો જે અઠ્યાવીશ હજાર નદીઓનો પરિવાર છે તે જ પરિવાર અન્તર્નદીઓનો છે, એમનો જૂદો પરિવાર નથી. એટલે નદીઓની યથાવસ્થિત ૧૪૫૬૦૦૦ સંખ્યા જ ખરી છે. ” એ પ્રકારે જમ્બૂદ્વીપસંગ્રહણીની ટીકામાં ઉલ્લેખ છે.

तथा चाहुः श्रीहरिभद्रसूरयः ।

सीया सीओया विय बत्तीससहस्सपंचलक्खेहिं ।
सव्वे चउद्दसलक्खा छप्पन्नं च सहस्स मेलविया ॥ १ ॥

दिक्पटोऽप्येवमाह ।

जम्बूद्दीवि नराहिव संखा सव्वनइ चउद्दहयलक्खा ।
छप्पन्नं च सहस्सा नवइनइओ कहंति जिणा ॥ २ ॥

कुंडोद्वेधस्तथा द्वीपोच्छ्रायस्तद्भवनस्य च ।
परिमाणं समग्रासु नदीषु सदृशं भवेत् ॥ १७९ ॥

शीता च हरिसालिला गंगासिन्धू च रोहिता ।
स्वर्णकूला नरकान्ता नद्योऽभूः दक्षिणामुखाः ॥ १८० ॥

उदक् याता रक्तवती रक्ता च रूप्यकूलिका ।
नारीकान्ता रोहितांशा शीतोदा हरिकान्तिका ॥ १८१ ॥

सिन्धुं विना याः सरितो दक्षिणां दिशमागताः ।
ताः पूर्वाब्धि गामिन्यः सिन्धुस्तु पश्चिमाब्धिगा ॥ १८२ ॥

---

શ્રીહરિભદ્રસૂરિ પણ કહે છે કે:—

શીતા અને શીતોદાને પાંચ લાખ બત્રીશ હજાર નદીઓનો પરિવાર છે. એમ સર્વ સરવાળો કરતાં ચૌદલાખ છપ્પન હજાર નદીઓ થાય છે. ( ૧ ).

શ્રીદિગમ્બર પણ કહે છે કે:—

હે રાજન્, જમ્બૂદ્વીપમાં જિનભગવાને સર્વમળી ચૌદ લાખ છપ્પન હજાર નેવું નદીઓ કહી છે. ( ૨ ).

કુંડની ઉંડાઇ, દ્વીપોની ઉંચાઇ તથા ભવનનું માન સર્વ નદીઓમાં એકસરખું છે. ૧૭૯.

શીતા, હરિસલિલા, ગંગા, સિન્ધુ, રોહિતા, સ્વર્ણકૂલા અને નરકાન્તા—આ સાત નદીઓ દક્ષિણસન્મુખ વહે છે; જ્યારે રક્તવતી, રક્તા, રૂપ્યકૂલા, નારીકાંતા, રોહિતાંશા, શીતોદા અને હરિકાન્તા—આ સાત નદીઓ ઉત્તરસન્મુખ વહે છે. ૧૮૦–૧૮૧.

દક્ષિણતરફ વહેનારીમાંથી એક સિન્ધુને બાદ કરતાં બાકીની પૂર્વસમુદ્રને મળે છે, સિન્ધુ પશ્ચિમસમુદ્રને મળે છે. ૧૮૨.

**उदक् याताश्च या नद्यो विना रक्तामहानदीम् ।**
**ताः पश्चिमाब्धिगामिन्यो रक्ता पूर्वाब्धिगामिनी ॥ १८३ ॥**

**स्वकीयह्रदविस्तारेऽशीतिभक्ते यदाप्यते ।**
**दक्षिणाभिमुखीनां सा नदीनां मुखविस्तृतिः ॥ १८४ ॥**
**उत्तराभिमुखीनां तु स्वकीयह्रदविस्तृतौ ।**
**चत्वारिंशद्विभक्तायां यल्लब्धं तन्मिता मता ॥ १८५ ॥**
**व्यवस्थेयं दक्षिणस्यां सरितां मन्दराचलात् ।**
**उदक् याम्योत्तरदिशाभिमुखीनां विपर्ययात् ॥ १८६ ॥**
**सर्वासां मुखविस्तारे दशघ्ने प्रान्तविस्तृतिः ।**
**व्यासपंचाशत्तमांशः सर्वत्रोद्वेध आहितः ॥ १८७ ॥**
**मुखपर्यन्तविस्तारविश्लेषे गतयोजनैः ।**
**गुणिते पंचचत्वारिंशत्सहस्रविभाजिते ॥ १८८ ॥**
**लब्धं यत्तदुभयतो व्यासवृद्धिरभीप्सिते ।**
**योजनादौ गते सर्वास्वपि तस्यार्धमेकतः ॥ १८९ ॥ युग्मम् ॥**

---

ઉત્તરતરફ વહેનારીમાંથી એક રક્તાને બાદ કરતાં બાકીની પશ્ચિમ સમુદ્રને મળે છે, રક્તા પૂર્વ સમુદ્રને મળે છે. ૧૮૩.

પોતાના દ્રહના વિસ્તારને એંશીએ ભાગતાં જે આંકડો આવે તે દક્ષિણાભિમુખ નદીઓના મુખનો વિસ્તાર સમજવો; અને એજ પ્રમાણે પોતાના દ્રહના વિસ્તારને ચાળીશે ભાગતાં જે આવે તે ઉત્તરાભિમુખ નદીઓના મુખનો વિસ્તાર સમજવો. મન્દરાચળથી ઉત્તરે દક્ષિણાભિમુખી તથા ઉત્તરાભિમુખી નદીઓના વિપર્યયને લીધે, મન્દરાચળથી દક્ષિણે આ વ્યવસ્થા છે. ૧૮૪–૧૮૬.

( સર્વ નદીઓના ) મુખના વિસ્તારને દશે ગુણતાં છેડાના વિસ્તારનું પ્રમાણ આવે છે. વળી ઉંડાઇ સર્વત્ર વિસ્તારના પચાસમા ભાગ જેટલી છે. ૧૮૭.

( હરકોઈ નદીમાં ) એક સ્થાનેથી બીજે સ્થાને જતા, એની પહોળાઇ કેટલી વધી તે જાણવા માટે, મુખ અને પર્યન્તના વિસ્તારની બાદબાકીને 'જેટલા યોજન ગયા હોઇએ તેટલા' વડે ગુણી પીસતાળીશ હજારે ભાગવા. જે આવે એ બેઉ બાજુની થઇને વૃદ્ધિ સમજવી. એનું અરધું કરતાં એક બાજુની વૃદ્ધિ આવશે. ૧૮૮–૧૮૯

चतुःषष्टिः विजयेषु सप्तवर्ष्यां चतुर्दश ।
द्वादशान्तर्नदीनां च कुंडानां नवतिस्त्वियम् ॥ १९० ॥

द्विघ्नद्विघ्नप्रमाणानि कुंडानि जिह्विकादिवत् ।
तुल्यान्यन्तर्निम्नगानां मिथो विजयगानि च ॥ १९१ ॥

प्रागुक्ताः पर्वताः कूटाः कुंडानि च महापगाः ।
सर्वे वृता वेदिकया वनाढ्योभयपार्श्वया ॥ १९२ ॥

वेदिकावनखंडानां सर्वत्राप्यविशेषितम् ।
स्वरूपं जगतीस्थायिवेदिकावनखंडवत् ॥ १९३ ॥

ऐरवते च भरते विजयेष्वखिलेषु च ।
प्रत्येकं त्रित्रिसद्भावात्तीर्थानां द्व्युत्तरं शतम् ॥ १९४ ॥

श्रेण्यः चतस्रः प्रत्येकं वैताढ्येषु गुहाद्वयम् ।
श्रेण्यः शतं स्युः षट्त्रिंशमष्टषष्टिश्च कन्दराः ॥ १९५ ॥

दशोत्तरं पुरशतं प्रतिवैताढ्यपर्वतम् ।
सप्तत्रिंशच्छतान्येवं चत्वारिंशानि तान्यपि ॥ १९६ ॥

---

(આ જમ્બૂદ્વીપમાં) કુંડો સર્વ મળીને નેવું છે: (બત્રીશ) વિજયોમાં **ચોસઠ.** સાતક્ષેત્રોમાં **ચૌદ,** અને બાર અન્તર્નદીઓમાં બાર. ૧૯૦.

આ કુંડોનું માન જિહ્વાદિકની પેઠે (ઉત્તરોત્તર) બમણું બમણું છે. વળી અન્તર્નદીઓ તથા વિજયોના કુંડ એક સરખા છે. ૧૯૧.

પૂર્વોકત સર્વે પર્વતો, કૂટો, કુંડો અને મહાનદીઓની ફરતી 'પદ્મવેદિકા' છે અને પદ્મવેદિકાની બન્ને બાજુએ બગીચા છે. ૧૯૨.

આ 'વેદિકા અને બગીચા' નું સમસ્ત સ્વરૂપ લેશપણ ફારફેર વિના સર્વત્ર 'જગતી' ના 'વેદિકા અને બગીચા' પ્રમાણે છે. ૧૯૩.

ઐરવતક્ષેત્રમાં, ભરતક્ષેત્રમાં અને પ્રત્યેક વિજયમાં ત્રણ ત્રણ તીર્થ આવેલાં હોઈને, તીર્થોની કુલ સંખ્યા એકસો ને બે છે. ૧૯૪.

દરેક વૈતાઢયમાં ચાર ચાર 'શ્રેણિ' અને બબ્બે ગુફા આવેલાં હોઇ, (ચોત્રીશે વૈતાઢયની) કુલ શ્રેણિ એકસો છત્રીશ છે અને ગુફા અડસઠ છે. ૧૯૫.

દરેક વૈતાઢયપર એકસો ને દશ નગર છે તેથી સર્વ મળી ત્રણ હજાર સાતસો ચાલીશ નગરો છે. ૧૯૬.

द्वात्रिंशच्च विदेहस्था भरतैरवते इति
विजयाः स्युः चतुस्त्रिंशच्चक्रीजेतव्यभूमयः ॥ १९७ ॥

चतुस्त्रिंशद्राजधान्यो द्वौ कुरुस्थौ महाद्रुमौ।
अस्यान्तिकेन्तरद्वीपाः षट्पंचाशच्च वार्धिगाः ॥ १९८ ॥

एवं च संग्रहद्वारा यदुक्तमप्यनूदितम्।
सुखावबोधोद्यतानां तदस्माकं न दोषकृत् ॥ १९९ ॥

जिनैश्चक्रिभिः सीरिभिः शार्ङ्गिभिश्च
चतुर्भिः चतुर्भिः जघन्येन युक्तः।
सनाथस्तथोत्कर्षतस्तीर्थनाथैः
चतुस्त्रिंशताऽयं भवेद्द्वीपराजः ॥ २०० ॥

चक्रवर्त्तिबलदेवकेशवैः त्रिंशता परिचितः प्रकर्षतः।
भारतैरवतयोः द्वयं तथा ते परे खलु महाविदेहगाः ॥ २०१ ॥

जम्बूद्वीपे स्युः निधीनां शतानि षड्युक्तानि त्रीणि सत्तामपेक्ष्य।
षट्त्रिंशत्ते चक्रिभोग्या जघन्यादुत्कर्षेण द्वे शते सप्ततिश्च ॥२०२॥

---

વિદેહમાં બત્રીશ, ભરતમાં એક અને ઐરવતમાં એક—એમ સર્વ મળી ચોત્રીશ વિજયો છે. એવી જ રીતે ચોત્રીશ રાજધાનીઓ છે. વળી કુરૂમાં આવેલાં છે એ બે મહાવૃક્ષો છે; અને નજદીકમાં, સમુદ્રમાં આવેલા છપ્પન અન્તર્દ્વીપો છે. ૧૯૭–૧૯૮.

આ પ્રમાણે અમે સહેલાઈથી બોધ કરાવવા માટે ઉપસંહાર કર્યો છે. એમ કરતાં પૂર્વે કહેલું હોય એવું કંઇ અહિ રહી ગયું હોય તો એમાં અમારો દોષ ન કાઢવો. ૧૯૯.

આ જમ્બૂદ્વીપમાં જઘન્યતઃ એટલે ઓછામાં ઓછા ચાર ચાર તીર્થંકર, ચક્રવર્તી, બળદેવ અને વાસુદેવ થાય છે; જ્યારે ઉત્કર્ષતઃ એટલે વધારેમાં વધારે તીર્થંકરો ચોત્રીશ અને ચક્રવર્તી, બળદેવ તથા વાસુદેવ ત્રીશ ત્રીશ થાય છે. એમાં ભરત તથા ઐરવતમાં બે અને બાકીના મહાવિદેહમાં થાય છે. ૨૦૦–૨૦૧.

જમ્બૂદ્વીપમાં વિદ્યમાન ત્રણસો ને છ નિધાન છે. એમાં ચક્રવર્તીને ઓછામાં ઓછા છત્રીશ અને વધારેમાં વધારે બસોને શીત્તેર ઉપભોગમાં આવે છે. ૨૦૨.

चक्री गंगाद्यापगानां मुखस्थानेतानात्ताशेषषट्खंडराज्यः ।
व्यावृत्तः सन्नष्टमस्य प्रभावात् साधिष्ठातॄनात्मसान्निर्मिमीते ॥२०३॥

पंचाक्षरत्नद्विशती दशाधिकोत्कर्षेण भोग्यात्र च चक्रवर्तिनाम् ।
जघन्यतोऽष्टाभ्यधिकैव विंशतिरेकाक्षरत्नेष्वपि भाव्यतामिदम् ॥२०४॥

द्वौ चन्द्रौ द्वौ दिनेन्द्राविह परिलसतो दीपकौ सद्मनीव
षट्सप्तत्या समेतं ग्रहशतमभितः कान्तिमाविष्करोति ।
षट्पंचाशच्च ऋक्षाण्यनिलपथपृथून्निद्रचन्द्रोदयान्तर्
मुक्ताश्रेण्याः श्रयन्ति श्रियमतिविततश्रीभरैः विश्रुतानि ॥ २०५ ॥

एकं लक्षं सहस्राः सततमिह चतुस्त्रिंशदुद्योतहृद्याः
न्यूनाः पंचाशतोच्चैः दधति रुचिरतां तारकाकोटिकोट्यः ।
प्रोद्यत्प्रस्वेदविन्द्वावलय इव निशि व्योमलक्ष्मीमृगाक्ष्याः
रत्यध्यासं विधातुं प्रियतमविधुना गाढमालिंगितायाः ॥ २०६ ॥

कोटीकोटिपदेन केचन बुधाः कोटिं वदन्त्यत्र यत्
क्षेत्रस्तोकतयावकाशघटना नैषां भवेदन्यथा ।

---

ચક્રવર્તી સમસ્ત છ ખંડ રાજ્યનો દિગ્વિજય કરી પાછો વળે છે ત્યારે અઠ્ઠમના તપના પ્રભાવથી, ગંગા વગેરે નદીઓના મુખમાં રહેલા એ નિધાનોને અને એના અધિષ્ઠાતાઓને પોતાને સ્વાધીન કરે છે. ૨૦૩.

વધારેમાં વધારે બસોને દસ અને ઓછામાં ઓછા અઠયાવીશ પંચેન્દ્રિય રત્નો ચક્રવર્તીના ઉપભોગમાં આવે છે. એકેન્દ્રિય રત્નોના સંબંધમાં પણ એમ જ છે. ૨૦૪.

ઘરમાં જેમ દીવા પ્રકાશ પાડે છે તેમ જમ્બૂદ્વીપમાં પ્રકાશ પાડનારા બે સૂર્ય અને બે ચન્દ્ર છે. વળી ફરતા ચળકાટ મારી રહેલા એકસો છોંતેર ગ્રહો છે. એટલું જ નહિં પણ અનિલપથ એટલે આકાશ રૂપી અત્યન્ત વિસ્તૃત ચંદરવાની અંદર મોતીની શ્રેણિની શોભાને ધારણ કરતા છપ્પન પ્રસિદ્ધ નક્ષત્રો છે. ૨૦૫.

વળી મનહર ઉદ્યોતવાળા અને મનને ઉલ્લસિત કરવાવાળા એક લાખ તેત્રીશ હજાર નવસો પચાસ કોટાકોટિ તારાઓ છે; જે જાણે રાત્રીને વખતે રતિસુખ પ્રસંગે પોતાના સ્વામીથી આલિંગિત થયેલી આકાશલક્ષ્મીરૂપી સ્ત્રીને ઉત્પન્ન થયેલા પ્રસ્વેદ બિન્દુ હોયની ! ૨૦૬.

અહિં 'કોટાકોટિ' પદનો અર્થ કેટલાક વિદ્વાનો 'કોટિ' જ કરે છે; એમ કહીને કે, અન્યથા, ક્ષેત્ર અલ્પ હોવાથી, એટલી મ્હોટી સંખ્યામાં તારાઓના અવકાશની વાત સંભવી

अन्ये कोटय एव तारकततेरौत्सेधिकैरंगुलैः
कोटाकोटिदशां भजन्ति घटिता इत्यूचिरे सूरयः ॥ २०७ ॥

तथा च संग्रहणीवृत्तौ ॥ इह द्वे मते । तत्रैके कोटीनामेव कोटीकोटीतिसंज्ञांतरं नामान्तरं मन्यन्ते क्षेत्रस्य स्तोकत्वेन तथा पूर्वाचार्यप्रसिद्धेः । अन्ये त्वाहुः नगपुढवीविमाणाइं मिणसु पमाणंगुलेणं तु इति वचनात् ताराविमानानां स्वरूपेण कोटय एव सत्यो यदौत्सेधांगुलेन सर्वतो मीयन्ते तदा कोटीकोटयो जायन्ते । तथोक्तं विशेषणवत्याम्

कोडाकोडीसन्नंतरं तु मन्नंति खित्तथोवतया ।
अन्ने उस्सेहंगुलमाणं काऊण ताराणम् ॥ १ ॥

जयति जगति जम्बूद्वीपभूमिधवोऽयम्
सततमितरवार्धिद्वीपसामन्तसेव्यः ।
सुरगिरिरयमुच्चैरंशुको नीलचूलः
श्रयति कनकदंडो यस्य राजध्वजत्वम् ॥ २०८ ॥

---

શકે નહિં. બીજા આચાર્યો વળી એમ કહે છે કે ઉત્સેધાંગુલના માને ઘટાવતા, તારાઓના કોટિઓની સંખ્યા 'કોટિકોટિપણા'ને પામી શકે છે. ૨૦૭.

આ સંબંધમાં સંગ્રહણીની વૃત્તિમાં આ પ્રમાણે ઉલ્લેખ છે.

આ બાબતમાં બે મત છે.: એક મતવાળા કહે છે કે 'કોટિકોટિ' એ શબ્દ 'કોટિ' નું જ સંજ્ઞાન્તર–નામ સમજવું. કારણકે ક્ષેત્ર અલ્પ છે તેથી પૂર્વાચાર્યોએ એમ પ્રસિદ્ધ કર્યું છે. બીજો મત એમ છે કે:—'પર્વત, પૃથ્વી અને વિમાનોનું પ્રમાણાંગુલથી માપ કરવું' એમ કહ્યું છે એટલે એ માપે તારાઓના વિમાનો સ્વરૂપે 'કોટિ' જ હોય છે પણ જ્યારે ઉત્સેધાંગુલના માને સર્વતઃ માપવામાં આવે ત્યારે એ 'કોટિકોટિ' થાય છે.

વળી 'વિશેષણવતી' માં એમ ઉલ્લેખ છે કે:—કેટલાક આચાર્યો, ક્ષેત્ર અલ્પ હોવાથી 'કોટિકોટિ' ને 'કોટિ' નુંજ સંજ્ઞાન્તર–નામ કહે છે. બીજાઓ વળી તારાઓનું ઉત્સેધાંગુલવડે જ માન કાઢવાનું કહે છે. (૧).

નિરન્તર અન્ય દ્વીપસમુદ્રોરૂપી સામન્તોથી સેવાતો આ જમ્બૂદ્વીપ જાણે એક વિજયવંત નૃપતિ–રાજા હોયની એવો છે કેમકે એને પણ ઉચ્ચ અંશુવાળો [1], નીલચૂલાવાળો [2] અને કનકદંડવાળો સુરગિરિ એટલે મેરૂપર્વતરૂપી રાજધ્વજ છે. ૨૦૮.

---

૧–૨. મેરૂપક્ષે અંશુ=કિરણ, ચૂલા=ચૂલિકા; ધ્વજપક્ષે અંશુ=વસ્ત્ર, ચૂલા=કલગી.

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे
सर्गः पूर्तिमितो युतोऽद्भुतगुणैरेकोनविंशः सुखम् ॥ २०९ ॥

## इति एकोनविंशः सर्गः ।



અખિલ વિશ્વને આશ્ચર્યચકિત કરી નાંખનારી કીર્તિ છે જેમની એવા શ્રીકીર્તિવિજય વાચસ્પતિના અન્તેવાસી–શિષ્ય તથા માતા–રાજશ્રી અને પિતા–તેજપાળના સુપુત્ર એવા વિનયવિજયજી ઉપાધ્યાયે જગતના નિશ્ચિત તત્વોને દીપકની જેમ પ્રકાશમાં લાવનાર એવું જે આ કાવ્ય રચ્યું છે એનો અદ્ભૂત ગુણોવાળો ઓગણીશમો સર્ગ નિર્વિઘ્ને પૂર્ણ થયો. ૨૦૯.

## ઓગણીશમો સર્ગ સમાપ્ત.



## अथ विंशतितमः सर्गः ।

प्रणम्य परमज्ञानप्रभाप्रस्तावकं प्रभुम् ।
द्वीपेऽस्मिन्नथ सूर्येन्दुचाररीतिर्विभाव्यते ॥ १ ॥
सर्वेषां कालमानानामादिरादित्य एव हि ।
ततोऽस्य वक्तुमुचिता पूर्वं चारनिरूपणा ॥ २ ॥

तथाहुः पंचमांगे ॥ से केणट्ठेणं भंते एवं वुच्चइ सूरे आइच्चे । सूरे आइच्चे गोयम सूराइयाणं समयाइ वा आवलियाइ वा जाव वा ओसप्पिणीति वा अवसप्पिणीति वा ॥

ततोऽत्र बहुवाच्येऽपि प्रथमं सैव तन्यते ।
पंचानुयोगद्वाराणि तस्यामाहुः जिनेश्वराः ॥ ३ ॥
मंडलानामिह क्षेत्रप्ररूपणा ततः परम् ।
संख्याप्ररूपणा तेषां तदबाधाप्ररूपणा ॥ ४ ॥
ततः परं मण्डलानामन्तरस्य प्ररूपणा ।
चारप्ररूपणा चैषां भाव्यन्तेऽनुक्रमादिमाः ॥ ५ ॥

---

## સર્ગ વીશમો.

હવે, ઉત્કૃષ્ટજ્ઞાનરૂપી પ્રભાના પ્રસ્તાવક એવા શ્રીજિનપ્રભુને પ્રણમીને આ જમ્બૂદ્વીપમાં રહેલા સૂર્ય અને ચંદ્રમાની ગતિ વિષે વ્યાખ્યાન કરૂં છું. ૧.

સૂર્યજ સર્વ કાળના માનનું મૂળ છે, માટે પ્રથમ એ સૂર્યની ગતિનું નિરૂપણ કરીએ. ૨.

સૂર્યને આદિત્ય કેમ કહેવામાં આવે છે-એ સંબંધમાં પાંચમા અંગમાં આ પ્રમાણે ઉલ્લેખ છેઃ—( જિનભગવાન કહે છે ) હે ગૌતમ, સૂર્યને આદિત્ય કહેવાનું કારણ એ છે કે ‘ સમય ’ તથા ‘ આવલિ ’ થી તે છેક ‘ ઉત્સર્પિણી ’ અને ‘ અવસર્પિણી ’ સુધીના સર્વ કાળનું માન સૂર્યથી થાય છે.

આ સૂર્ય વિષે બહુબહુ કહેવાનું છે પણ પ્રથમ એની ગતિ વિષે કહીએ છીએ. એ માટે જિનપ્રભુએ પાંચ અનુયોગદ્વારો કહ્યા છેઃ મંડળોની (૧) ક્ષેત્રપ્રરૂપણા, (૨) સંખ્યાપ્રરૂપણા,

इह प्रकरणे यत्र क्वाप्यंशा अविशेषतः ।
कथ्यन्ते तत्रैकषष्टिछिन्नांस्तान् परिचिन्तयेत् ॥ ६ ॥

अभ्यन्तरादिभिः बाह्यपर्यन्तैः सूर्यमण्डलैः ।
आकाशं स्पृश्यते यत्तन्मण्डलक्षेत्रमुच्यते ॥ ७ ॥

योजनानां पंचशती दशोत्तरा तथा लवाः ।
अष्टचत्वारिंशदस्य विष्कम्भः चक्रवालतः ॥ ८ ॥

तथाहि । अष्टचत्वारिंशदंशा विष्कम्भाः प्रतिमण्डलम् ।
मण्डलानां च चतुरशीत्याढ्यं शतमीरितम् ॥ ९ ॥

अत्र चत्वारिंशता सा गुण्यते मण्डलावली ।
द्वात्रिंशानि शतान्यष्टाशीति भागा भवन्ति ते ॥ १० ॥

विभज्यते चैकषष्ट्या योजनानयनाय ते ।
पूर्वोदितानामंशानामेकषष्ट्यात्मकत्वतः ॥ ११ ॥

चतुश्चत्वारिंशमेवं योजनानां शतं भवेत् ।
अष्टचत्वारिंशदंशाः शेषमत्रावशिष्यते ॥ १२ ॥

---

(૩) અબાધાપ્રરૂપણા, (૪) અન્તરપ્રરૂપણા, અને (૫) ચારપ્રરૂપણા. એ પાંચેનું અનુક્રમે નિરૂપણ કરવામાં આવશે. ૩-૫

આ પ્રકરણમાં હરકોઇ જગ્યાએ અવિશેષપણે ' અંશ ' કહ્યો હોય તે ' એક યોજનનો એકસઠમો અંશ-ભાગ ' સમજવો. ૬.

ક્ષેત્રની વ્યાખ્યા:-બાહ્ય તેમજ અભ્યન્તર આદિક સૂર્યમંડળો જેટલો આકાશપ્રદેશ સ્પર્શીને રહેલાં છે તેટલો પ્રદેશ તે મંડળોનું ' ક્ષેત્ર ' કહેવાય છે. ૭.

એ મંડળક્ષેત્રનો વિસ્તાર ફરતો પાંચસો દશ યોજન અને અડતાળીશ ' લવ ' કે ' અંશ ' છે. ૮.

તે આ પ્રમાણે:—અડતાલીશ અડતાલીશ ' અંશ ' નું એક,—એવાં એકસો ચોરાશી ' મંડળો ' છે. એટલે ' એકસો ચોરાશી ' ને, ' અડતાળીશ ' વડે ગુણવાથી આઠ હજાર આઠસો બત્રીશ અંશ આવ્યા. હવે એના યોજન કરવા માટે એ રકમને એકસઠે ભાંગો કેમકે એકસઠ અંશનો એક યોજન કહ્યો છે. એવી રીતે એમાંથી એકસો ચુમાલીશ યોજન નીકળ્યા અને ઉપર અડતાળીશ અંશો વધ્યા. ૯-૧૨.

मण्डलानामन्तराणि स्युः त्र्यशीत्यधिकं शतम् ।
स्युः सर्वत्राप्यन्तराणि रूपोनान्यङ्गुलीष्विव ॥ १३ ॥
योजनद्वयमानं स्यादेकैकं मण्डलान्तरम् ।
शतं त्र्यशीत्याभ्यधिकं द्विकेन गुण्यते ततः ॥ १४ ॥
शतानि त्रीणि षट्षष्ठ्याभ्याधिकानि भवन्त्यतः ।
प्राच्यमत्र चतुश्चत्वारिंशं प्रक्षिप्यते शतम् ॥ १५ ॥
योजनानां पंचशती दशोत्तरा तथा लवाः ।
अष्टचत्वारिंशदेषा मण्डलक्षेत्रविस्तृतिः ॥ १६ ॥

इति सूर्यमण्डलक्षेत्रम् ॥ १ ॥

समाक्रम्य योजनानामशीतिसंयुतं शतम् ।
पंचषष्टिः मण्डलानि जम्बूद्वीपे विवस्वतः ॥ १७ ॥

विशेषश्चायमत्र । पंचषष्ठ्या मण्डलैः स्यादेकोनाशीतियुक्शतम् ।
योजनानामेकषष्टिभागैर्नवभिरंचितम् ॥ १८ ॥
ततः षट्षष्टितमस्य मण्डलस्य लवैः सह ।
स्यात् द्विपंचाशताशीतियुक् योजनशतं ह्यदः ॥ १९ ॥

---

પાછા એ મંડળોની વચ્ચેવચ્ચે અન્તર (આંતરા) છે. એ આંતરાની સંખ્યા એકસો ત્ર્યાશી છે. કેમકે આંતરા સર્વત્ર એકરૂપ ઓછા થાય. (જેમકે પાંચ આંગળા વચ્ચે આંતરા ચાર છે.) વળી એકેક આંતરો બે યોજનપ્રમાણુ છે. માટે એકસો ત્રાશીને બે એ ગુણો એટલે ૩૬૬ યોજન થયા. એમાં પૂર્વોક્ત વિસ્તારના, ૧૪૪ યોજન ને ૪૮ અંશ ઉમેરો એટલે ૫૧૦ યોજન ને ૪૮ અંશ આવ્યા—જે મંડળોના ક્ષેત્રનો વિસ્તાર થયો. ૧૩–૧૬.

એ પ્રમાણે, સૂર્યમંડળોના 'ક્ષેત્ર' વિષે હકીકત કહી. (૧).

હવે સૂર્યમંડળોની સંખ્યા વિષે:—

જંબૂદ્વીપમાં સૂર્યનાં પાંસઠ મંડળ છે અને તે એકસો એંશી યોજન જેટલો પ્રદેશ રોકીને રહ્યાં છે. ૧૭.

અહિં આટલું કહેવાનું છે:—એ પાંસઠ માંડલાના તો ૧૭૯ યોજન ને ૯ અંશ થાય છે. પણ એમાં, એ પછીના એટલે છાસઠમા માંડલાના ૫૨ અંશ ભળીને ૧૮૦ યોજન થાય છે. ૧૮–૧૯.

तथा साष्टचत्वारिंशद्भागां योजनशतत्रयीं त्रिंशाम् ।
व्याप्याब्धौ मण्डलशतमर्कस्यैकोनविंशं स्यात् ॥ २० ॥

एवं च मण्डलशतं रवेश्चतुरशीतिमत् ।
पूर्वोक्तं मण्डलक्षेत्रं समाक्रम्य व्यवस्थितम् ॥ २१ ॥

अत्र जम्बूद्वीपवर्त्तिनां पंचषष्टेः मण्डलानां विषयव्यवस्थायां संग्रहणीवृत्त्याद्युक्तः अयं वृद्धसम्प्रदायः ।

यथैकतो मेरुगिरेः त्रिषष्टिः निषधोपरि ।
हरिवर्षजीवाकोट्यां विज्ञेयं मण्डलद्वयम् ॥ २२ ॥

मेरोरपरतोऽप्यूर्ध्वं त्रिषष्टिः नीलवद्गिरेः ।
रम्यकजीवाकोट्यां च मण्डले द्वे विवस्वतः ॥ २३ ॥

इयं भरतैरवतापेक्षया मण्डलस्थितिः ।
अग्निवायुस्थयोर्मेरोः ज्ञेया निषधनीलयोः ॥ २४ ॥

प्राग्विदेहापेक्षया तु मेरोरैशानकोणके ।
स्युः त्रिषष्टिः नीलवति मण्डलानीति तद्विदः ॥ २५ ॥

---

વળી સૂર્યનાં બીજાં એકસો ઓગણીશ મંડળો લવણ સમુદ્રની ઉપરના ત્રણસો ત્રીશ યોજન અને અડતાલીશ અંશ ' જેટલો પ્રદેશ રોકીને રહ્યાં છે. ૨૦.

એટલે ( સરવાળો કરતાં ) સૂર્યનાં એકસો ચોરાશી મંડળો આકાશમાં પૂર્વોકત ' પાંચસો દશ યોજન ને અડતાલીશ અંશ ' જેટલા ક્ષેત્રને વ્યાપીને રહેલાં છે. ૨૧.

જમ્બૂદ્વીપવર્ત્તિ **પાંસઠ** મંડળોના વિષયની વ્યવસ્થાના સંબંધમાં 'સંગ્રહણી' ની ટીકા વગેરેમાં આ પ્રમાણે વૃદ્ધ સંપ્રદાય છે:—મેરૂપર્વતથી એક પડખે નિષધપર્વત પર **ત્રેસઠ** અને હરિવર્ષની ' જીવા 'ની કોટીમાં **બે** એમ પાંસઠ મંડળો છે. વળી મેરૂને બીજે પડખે નીલવાન પર્વતપર **ત્રેસઠ** અને રમ્યકક્ષેત્રની ' જીવા ' ની કોટીમાં બે એમ ૬૫ મંડળો છે. ૨૨-૨૩.

આ મંડળો નિષધ અને નીલવાન પર્વતપર, ભરત અને ઐરવતની અપેક્ષાએ મેરૂથી અગ્નિ અને વાયવ્ય કોણમાં સમજવા. ૨૪.

પરંતુ પૂર્વ વિદેહની અપેક્ષાએ, નીલવાનપરનાં ત્રેસઠ મંડળો મેરૂથી ઈશાન કોણમાં

एवं प्रत्यग्विदेहानामपेक्षया सुमेरुतः ।
नैर्ऋतस्थापि निषधे विज्ञेया मण्डलावली ॥ २६ ॥

किं च विदिग्गताभ्यां श्रेणीभ्यां मण्डलाल्यौ स्थिते इमे ।
औदयिकक्षेत्रपरावर्त्तादयनयोः द्वयोः ॥ २७ ॥

कान्तिहान्याऽयने याम्येऽर्वागर्वागागतौ रवी ।
दृश्येते कान्तिवृद्ध्या च दूरतोऽप्युत्तरायणे ॥ २८ ॥

एवं हरिवर्षरम्यकजीवाकोट्योरपि भावना ॥

तथाहुः–जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे–जम्बूद्दीवेणं भंते दीवे सूरियो उदीणपाइणं उग्गत्थ पाइणदाहिणं आगच्छन्ति ( १ ) पूर्वविदेहापेक्षयेदम् । पाइणदाहिणं उग्गत्थ दाहिणपडीणं आगच्छन्ति ( २ ) भरतापेक्षयेदम् । दाहिणपडीणं उग्गत्थ पडीणउदीणं आगच्छन्ति ( ३ ) पश्चिमविदेहापेक्षयेदम् । पडीणउदीणं उग्गत्थ उदीणपाइणं आगच्छन्ति ( ४ ) ऐरावतापेक्षयेदम् ॥

---

સમજવા. જ્યારે પશ્ચિમ વિદેહની અપેક્ષાએ નિષધ ઉપરના ત્રેસઠ મેરૂથી નૈઋત્યમાં સમજવા. ૨૫-૨૬.

વળી વિદિગ્ગત શ્રેણિમાં રહેલા આ બેઉ ત્રેસઠ ત્રેસઠ મંડળો, ઉદયક્ષેત્રના પરાવર્ત્તનને લીધે, ( જૂદાં જૂદાં ) બે ' અયન ' માં આવેલાં છે. ૨૭.

' દક્ષિણાયન ' માં બન્ને સૂર્યોની કાન્તિ ઘટતી હોય છે; પણ આગળ આગળ વધતાં ' ઉત્તરાયણ ' માં કાન્તિ વધતી વધતી હોય છે અને .તેથી ( તે વખતે ) એઓ દૂરથી પણ દેખાય છે. ૨૮.

હરિવર્ષક્ષેત્ર તથા રમ્યક્ક્ષેત્રની ' જીવા 'ની બેઉ કોટીઓ પર રહેલા બે બે મંડળોની પણ આ જ પ્રમાણે ' ભાવના ' સમજવી.

આ સંબંધમાં ' જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્ર ' માં ઉલ્લેખ છે તે નીચે પ્રમાણેઃ—

હે ભગવન્ ! જમ્બૂદ્વીપમાં સૂર્ય ( ૧ ) પૂર્વવિદેહની અપેક્ષાએ, ઉત્તરપૂર્વમાં ઉગીને પૂર્વદક્ષિણમાં આવે છે; ( ૨ ) ભરતક્ષેત્રની અપેક્ષાએ, પૂર્વદક્ષિણમાં ઉગીને દક્ષિણપશ્ચિમમાં આવે છે; ( ૩ ) પશ્ચિમવિદેહની અપેક્ષાએ, દક્ષિણપશ્ચિમમાં ઉગીને પશ્ચિમઉત્તરમાં આવે છે; અને ( ૪ ) ઐરવતક્ષેત્રની અપેક્ષાએ, પશ્ચિમઉત્તરમાં ઉગીને ઉત્તરપૂર્વમાં આવે છે.

या मण्डलानां विषयव्यवस्थेऽयमुदीरिता ।
भारतादिमध्यभागापेक्षया सा विभाव्यताम् ॥ २९ ॥

अन्यत्र तु स्वस्वभानूदयक्षेत्रे यथोदिता ।
मण्डलानां व्यवस्था साऽव्यक्ता वक्तुं न शक्यते ॥ ३० ॥

एवं च—येषामदृश्यो दृश्यत्वं दृश्यो वा यात्यदृश्यताम् ।
यत्र तत्रैवोदयास्तौ तेषां भानुमतो नृणाम् ॥ ३१ ॥

नन्वेवं सति सूर्यस्योदयास्तमयने खलु ।
स्यातामनियते बाढं स्तो ( स्तां ) यदुक्तं पुरातनैः ॥ ३२ ॥

जह जह समए समए पुरओ संचरइ भक्खरो गयणे ।
तह तह इओ वि नियमा जायइ रयणीइ भावत्थो ॥ ३३ ॥

एवं च सइ नराणं उदयत्थमणाइं होत नियमाइं ।
सइ देसकालभेए कस्सइ किंचिव दिस्सए नियमा ॥ ३४ ॥

---

મંડળોની આ વિષયવ્યવસ્થા કહી એ ભરતક્ષેત્ર વગેરેના મધ્યભાગની અપેક્ષાએ સમજવી. ૨૯.

પરન્તુ અન્યત્ર તો એઓની, પોતપોતાના સૂર્યના ઉદયક્ષેત્રમાં જે વ્યવસ્થા છે તે અવ્યક્ત હોવાથી કહી શકાતી નથી. ૩૦.

આવી રીતે જે મનુષ્યોને, જ્યાં અદૃશ્ય સૂર્ય દૃશ્ય થાય અને દૃશ્ય સૂર્ય અદૃશ્ય થાય ત્યાં જ તે મનુષ્યોને સૂર્યનો ઉદયાસ્ત છે. ૩૧.

અહીં કોઇ એમ શંકા કરે છે કે, જો એમ હોય તો તો સૂર્યનો ઉદય અને અસ્ત 'અનિયત' થઈ જાય ?

એ શંકાનો ઉત્તર:—એમ જ છે. સૂર્યના ઉદયાસ્ત અનિયત જ છે. એ સંબંધમાં પૂર્વાચાર્યોએ કહ્યું છે કે:— ૩૨.

જેમ જેમ સમયે સમયે સૂર્ય આકાશને વિષે આગળ આગળ વધતો જાય છે તેમ તેમ ત્યાંથી ત્યાંથી જ પાછળ રાત્રી થતી જાય છે એ સ્વાભાવિક છે. ૩૩.

એવી રીતે અમુક માણસોને સૂર્યનો ઉદયાસ્ત દેશકાળને ભેદે નિયમિત હોય છે; કારણકે એ અમુકને તો નિયમિતપણે દેખાય છે. ૩૪.

सइ चेव अनिद्दिट्ठो रुद्धमुहुत्तो कमेण सव्वेसिं ।
तेसिं चीदाणिंपि य विसयपमाणो रवी जेसिं ॥ ३५ ॥

भगवतीसूत्रशतक ५ प्रथमोद्देशकवृत्तौ ॥

इति सूर्यमण्डलसंख्या प्रसंगात्तद्विषयव्यवस्था च ॥ २ ॥

वाच्याऽथ मण्डलाबाधा त्रिविधा सा निरूपिता ।
ओघतो मण्डलक्षेत्राबाधाधिकृत्य मन्दरम् ॥ ३६ ॥

मेरुमेवाधिकृत्यान्या चाबाधा प्रतिमण्डलम् ।
मण्डले मण्डलेऽबाधा तृतीया त्वर्कयोः मिथः ॥ ३७ ॥

सहस्राणि चतुश्चत्वारिंशदष्टौ शतानि च ।
विंशानि मेरुतो दूरे मण्डलक्षेत्रमोघतः ॥ ३८ ॥

तथाहि जम्बूद्वीपान्तः सर्वाभ्यन्तरमण्डलम् ।
साशीतियोजनशतं स्थितं वगाह्य सर्वतः ॥ ३९ ॥

---

વળી એ સર્વને ક્રમે ક્રમે અદૃશ્ય થતો જાય છે અને પાછો ક્રમે ક્રમે જેમને દેખાતો જાય છે તેની તેની અપેક્ષાએ તે ઉદય થયેલો મનાય છે. ૩૫.

એ પ્રમાણે ભગવતી સૂત્રના પાંચમા શતકના પહેલા ઉદ્દેશની ટીકામાં ઉલ્લેખ છે.

આ પ્રમાણે સૂર્યના મંડળોની સંખ્યા વિષે તથા પ્રસંગોપાત્ત એઓના વિષયની વ્યવસ્થા વિષે પ્રરૂપણા પૂરી થઇ. ( ૨ ).

હવે એ મંડળોની અબાધા પ્રરૂપણાઃ—

મંડળોની અબાધા ત્રણ પ્રકારની છેઃ

( ૧ ) ( સર્વ મંડળોની ) મેરૂને અપેક્ષીને **ઓઘતઃ** અબાધા ( ૨ ) ( મેરૂને જ અપેક્ષીને ) પ્રત્યેક મંડળની અબાધા ( ૩ ) બેઉ સૂર્યની **પરસ્પર**ના મંડળમંડળની અબાધા—આમ ત્રણ પ્રકાર છે. ૩૬–૩૭.

એ ત્રણ પ્રકારમાંના પહેલા પ્રકાર—' ઓઘતઃ અબાધા ' વિષે.

સૂર્યના મંડળોનું ક્ષેત્ર મેરૂ પર્વતથી 'ઓઘતઃ' ચુમાલીશ હજાર આઠસો વીશ યોજન દૂર છે. તે આ પ્રમાણેઃ—સર્વથી અભ્યન્તર મંડળ જમ્બૂદ્વીપમાં ફરતું એકસો એંશી યોજન અવગાહીને રહેલું છે. તેથી, એ દ્વીપના એક લક્ષ યોજન પ્રમાણ વિસ્તારમાંથી બેઉ બાજુના એકસો

ततश्च द्वीपविष्कम्भाल्लक्षरूपाद्वियोज्यते ।
साशीतियोजनशतं प्रत्येकं पार्श्वयोः द्वयोः ॥ ४० ॥

सहस्रा नवनवतिश्चत्वारिंशा च षट्शती ।
ईदृग्रूपः स्थितो राशिरस्मादप्यपनीयते ॥ ४१ ॥

सहस्राणि दश व्यासो मेरोस्ततोऽवशिष्यते ।
नवाशीतिः सहस्राणि चत्वारिंशा च षट्शती ॥४२॥ युग्मम् ॥

एतावान् मण्डलक्षेत्रे मेरुव्यासो न यद्यपि ।
तथापि भूतलगतो व्यवहारादिहोच्यते ॥ ४३ ॥

तथाहुः श्रीमलयगिरिपादा बृहत्क्षेत्रसमासवृत्तौ। यद्यपि च नाम मण्डलक्षेत्रे मेरोर्विष्कम्भो दशयोजनसहस्रात्मको न लभ्यते किन्तु ऊनः तथापि धरणितले दशयोजनसहस्रप्रमाणः प्राप्यते इति तत्रापि स तावान् व्यवहारतः विवक्ष्यते ॥

अस्मिन्नाशावर्द्धिते च सम्पद्यते यथोदितम् ।
ओघतो मण्डलक्षेत्रान्तरं मेरुव्यपेक्षया ॥ ४४ ॥

---

એંશી એકસો એંશી યોજન બાદ કરવા. એમ કરતાં 'નવાણુ હજાર છસો ચાલીશ યોજન' રહેશે. એમાંથી પણ મેરૂનો દશ હજાર યોજન પ્રમાણુ વ્યાસ બાદ કરવો—એટલે 'નવ્યાશી હજાર છસો ચાલીશ યોજન' રહે છે. ૩૮–૪૨

સૂર્ય મંડળોના ક્ષેત્રમાં મેરૂનો આટલો વ્યાસ નથી તોપણુ તેનો, પૃથ્વીતળ પર દશ હજાર યોજનનો વ્યાસ છે તે જ અહિં વ્યવહારને લઈને કહી શકાય છે. ૪૩.

(આ સૂર્ય મંડળો જમીનથી ૮૦૦ યોજન ઉંચા હોવાથી ત્યાં મેરૂ પર્વતનો વિસ્તાર ૧૧ યોજને ૧ યોજન પ્રમાણે ઘટતો હોવાથી યોજન ૭૨$\frac{8}{11}$ ઘટે, પણુ તે હીસાબમાં લીધેલ નથી).

આ સંબંધમાં પૂજ્યપાદ શ્રીમલયગિરિ પણુ 'બૃહત્ક્ષેત્રસમાસ' ની ટીકામાં કહે છે કે-મંડલક્ષેત્રમાં મેરૂનો વ્યાસ દશ હજાર યોજન જેટલો નથી, પણુ ઓછો છે. તો યે પૃથ્વીતળ પર એ દશ હજાર યોજન પ્રમાણુ હોઈને અહિં પણુ વ્યવહારને લઈને 'દશ હજાર' કહેવાય છે.

પછી આ રાશિ (૮૯૬૪૦) ને અર્ધ કરવાથી મંડળોના ક્ષેત્રનું અન્તર મેરૂની અપેક્ષાએ ઉપર કહ્યા મુજબ (૪૪૮૨૦) ઓઘતઃ થાય છે. ૪૪.

इति मेरुं प्रतीत्य मण्डलक्षेत्राबाधा ॥ १ ॥

एतदेवान्तरं मेरोः सर्वान्तर्मंडलस्य च ।
अतः परं यदपरं नास्ति मंडलमान्तरम् ॥ ४५ ॥

सर्वान्तरानन्तरे तु द्वितीयमंडले ततः ।
साष्टाचत्वारिंशदंशं वर्द्धते योजनद्वयम् ॥ ४६ ॥

इत्थं प्राग्मंडलादग्यमंडले योजनद्वयम् ।
साष्टाचत्वारिंशदंशमबाधायां विवर्द्धते ॥ ४७ ॥

एवं यावत्सर्वबाह्यमंडलं मेरुतः स्थितम् ।
सहस्रैः पंचचत्वारिंशता त्रिंशैः त्रिभिः शतैः ॥ ४८ ॥

इति मेरुं प्रतीत्य प्रतिमंडलमबाधा ॥ २ ॥

यदार्कौ चरतः प्राप्य सर्वाभ्यन्तरमंडलम् ।
तदा सूर्यस्य सूर्यस्य स्यात् परस्परमन्तरम् ॥ ४९ ॥
सहस्रा नवनवतिश्चत्वारिंशाश्च षट्शती ।
द्वीपव्यासादुभयतो मंडलक्षेत्र(१८०) कर्षणात् ॥ ५० ॥ युग्मम् ॥

---

એવી રીતે મેરૂને અપેક્ષીને મંડળોના ક્ષેત્રની " ઓઘતઃ અબાધા " કહી. ૧

ઉપર કહ્યું તે અન્તર મેરૂ અને સર્વથી અભ્યન્તર મંડળ વચ્ચે છે; કેમકે ત્યારપછી બીજું અભ્યન્તર મંડળ છે નહિં. ૪૫

' સર્વાભ્યન્તર મંડળ પછીના બીજા મંડળમાં બે યોજનને અડતાળીશ અંશ અંતર વધે છે અને એવી રીતે પૂર્વના મંડળથી આગળના મંડળમાં ' ઓઘતઃ અબાધા ' માં બે યોજન અડતાળીશ અંશ વધે છે. ૪૬–૪૭.

એવી રીતે ગણતાં સર્વબાહ્યમંડળ મેરૂથી પીસતાલીશ હજાર ત્રણુસો ત્રીશ યોજન જેટલે છેટે રહ્યું છે.

એ પ્રમાણે મેરૂને આશ્રીને " પ્રત્યેક મંડળની અબાધા " કહી. ૨.

જ્યારે બેઉ સૂર્ય સર્વાભ્યન્તર મંડળમાં ફરે છે ત્યારે એઓનું ' પરસ્પર અન્તર ' નવાણુ હજાર છસો ને ચાલીશ યોજન જેટલું હોય છે. દ્વીપના એકલક્ષ યોજન પ્રમાણ વિસ્તારમાંથી, મંડળક્ષેત્રના બેઉ પડખેથી એકસો એંશી એકસો એંશી યોજન કુલ ૩૬૦ યોજન બાદ કરવાથી એ અંક આવે છે. ૪૯–૫૦.

सर्वान्तरानन्तरौ तौ द्वितीयं मंडलं यदा।
उपसंक्रम्य चरतः तदा मिथोऽन्तरं तयोः ॥ ५१ ॥
सहस्रा नवनवतिः योजनानां च षट्शती।
पंचचत्वारिंशदाढ्या पंचत्रिंशत्तथा लवाः ॥ ५२ ॥ युग्मम् ॥
तथा ह्येकोऽप्यर्क इह द्वितीयमंडले व्रजन्।
साष्टाचत्वारिंशदंशे द्वे योजने व्यतिक्रमेत् ॥ ५३ ॥
एवं द्वितीयोऽपि ततो वर्द्धन्ते प्रतिमंडलम्।
योजनानि पंच पंचत्रिंशद्भागा मिथोऽन्तरे ॥ ५४ ॥
एवं यावत्सर्वबाह्यमंडले चरतस्तदा।
तयोः मिथोऽन्तरं लक्ष सषष्टीनि शतानि षट् ॥ ५५ ॥
अन्तर्विशन्तौ तौ सर्वबाह्यमंडलतः पुनः।
अर्वाचीने सर्वबाह्याद्वर्त्तेते मंडले यदा ॥ ५६ ॥
तदार्कयोरन्तरं स्याल्लक्षमेकं शतानि षट्।
चतुःपंचाशानि लवाः षड्विंशतिः पुरोदिताः ॥ ५७ ॥
एवमन्तः प्रविशतः प्रतिमंडलमन्तरम्।
पंचभिर्योजनैः पंचत्रिंशतांशैश्च हीयते ॥ ५८ ॥

---

સર્વાભ્યન્તર મંડળની પછી, જ્યારે એ બેઉ સૂર્યો બીજા મંડળોમાં ફરે છે ત્યારે એઓનું પરસ્પર અન્તર નવાણું હજાર છસો પીસતાલીશ યોજન અને પાંત્રીશ લવ જેટલું હોય છે. ૫૧-૫૨.

એ આ પ્રમાણે:—

એક સૂર્ય બીજા મંડળમાં ગયો એટલે બે યોજન અને અડતાલીશ અંશ જેટલું દૂર ગયો. એવી રીતે બીજો સૂર્ય પણ એમ કરવાથી એટલે દૂર ગયો તેથી દરેક મંડળે એઓનું પરસ્પર અન્તર પાંચ યોજન ને પાંત્રીશ અંશ જેટલું વધતું જાય. એવી રીતે જ્યારે એ બેઉ સૂર્યો સર્વબાહ્ય મંડળમાં વિચરે ત્યારે એઓનું પરસ્પર અન્તર એક લાખ છસો સાઠ યોજન જેટલું થાય. પછી સર્વબાહ્ય મંડળમાંથી પુનઃ અંદર દાખલ થતી વખતે સર્વબાહ્ય મંડળની જોડના પહેલા મંડળમાં આવે, ત્યારે બેઉ સૂર્ય વચ્ચેનું અન્તર એક લાખ છસો ચોપન યોજન અને છવીશ અંશ જેટલું હોય છે. એવી રીતે અંદર આવતાં, દરેક મંડળે એઓનું અંતર પાંચ યોજન અને પાંત્રીશ અંશ જેટલું ઘટતું જાય છે. ૫૩-૫૮.

एवं पूर्वोदितमेव सर्वाभ्यन्तरमंडले ।
मिंथोऽन्तरं द्वयोः भान्वोः पुनस्तदवशिष्यते ९९६४० ॥५९॥

इति मंडले मंडले सूर्ययोः परस्परमबाधा॥३॥इति मण्डलाबाधा प्ररूपणा॥३॥

द्वे द्वे च योजने सूर्यमण्डलानां मिथोऽन्तरम् ।
कथमेतद् इति श्रोतुं श्रद्धा चेत् श्रूयतां तदा ॥ ६० ॥

सूर्यमण्डलविष्कम्भे स्फुरच्चतुरशीतिना ।
शतेन गुणिते त्यक्ते मण्डलक्षेत्रविस्तृतेः ॥ ६१ ॥

शेषा स्थिता योजनानां सषट्षष्टिः शतत्रयी ।
सत्र्यशीतिशतेनास्यां भक्तायामेतदन्तरम् ॥ ६२ ॥

इति मण्डलान्तरप्ररूपणा ॥ ४ ॥

कर्त्तव्या मण्डलचारप्ररूपणा च सम्प्रति ।
सप्तानुयोगद्वाराणि तत्राहुः तत्त्ववेदिनः ॥ ६३ ॥

---

એવી રીતે સર્વ અભ્યન્તર મંડળોમાં બેઉ સૂર્યોનું પરસ્પર અંતર પૂર્વે કહ્યા પ્રમાણે ૯૯૬૪૦ યોજન જેટલું ( બાકી ) રહે છે ૫૯.

એવી રીતે મંડળે મંડળે બેઉ સૂર્યોની પરસ્પર અબાધા કહી.

ત્રીજી મંડળાબાધા પ્રરૂપણા પૂરી થઇ. ( ૩ )

હવે મંડળોના અન્તર વિષે.

સૂર્યના મંડળોનું પરસ્પર અન્તર બે બે યોજન છે. તે કેવી રીતે-તે સાંભળો:— ૬૦.

સૂર્યમંડળની પહોળાઇ $\frac{૪૮}{૬૧}$ ને ૧૮૪ વડે ગુણો. જે આવે તેને મંડળક્ષેત્રની પહોળાઇ-માંથી બાદ કરો. એટલે ૩૬૬ યોજન રહેશે. એને વળી ૧૮૩ વડે ભાંગો. એટલે બે યોજન આવશે. ૬૧-૬૨.

એવી રીતે મંડળોના અંતરની પ્રરૂપણા કહી ( ૪ ).

હવે મંડળોની ગતિ વિષે.

એને માટે તત્વવેત્તાઓએ સાત અનુયોગદ્વારો કહેલાં છે: ૬૩.

प्रत्यब्दं मण्डलचारसंख्याप्ररूपणा रवेः ।
वर्षान्तः प्रत्यहं रात्रिदिनमानप्ररूपणा ॥ ६४ ॥

मण्डले मण्डले क्षेत्रविभागेनाप्यहर्निशोः ।
प्ररूपणा मण्डलानां परिक्षेपप्ररूपणा ॥ ६५ ॥

प्रतिमण्डलं मुहूर्त्तगतिमानप्ररूपणा ।
मण्डले मण्डले दृष्टिपथप्राप्तिप्ररूपणा ॥ ६६ ॥

प्ररूपणा सप्तमी च ख्यातार्धमण्डलस्थितेः ।
अनुयोगद्वारमथ प्रथमं परितन्यते ॥ ६७ ॥

चरतोऽर्कौ यदा सर्वान्तरानन्तरमण्डले ।
सूर्यसंवत्सरस्याहोरात्रोऽयं प्रथमस्तदा ॥ ६८ ॥

त्र्यशीतियुक्शततमे द्वैतीयीकात्तु मण्डलात् ।
परिपाट्या सर्वबाह्यमण्डले तौ यदागतौ ॥ ६९ ॥

संपूर्णाः सूर्यवर्षस्य षण्मासाः प्रथमे तदा ।
एतदेव च वर्षेऽस्मिन् दक्षिणायनमुच्यते ॥ ७० ॥ युग्मम् ॥

---

( ૧ ) દરવર્ષે સૂર્યના મંડળોમાં ગતિની સંખ્યા; ( ૨ ) વર્ષમાં હમેશની રાત્રી તથા દિવસનું પ્રમાણ; ( ૩ ) પ્રત્યેક મંડળે ક્ષેત્રવિભાગ પ્રમાણે રાત્રદિવસ; ( ૪ ) મંડળને પરિક્ષેપ અર્થાત્ ઘેરાવો; ( ૫ ) પ્રત્યેક મંડળે એક મુહૂર્ત્તમાં ગતિનું માન; ( ૬ ) પ્રત્યેક મંડળે દૃષ્ટિપથપ્રાપ્તિ; અને ( ૭ ) અર્ધમંડળની સ્થિતિ. ૬૪-૬૭.

એ સાત દ્વારોમાંના પહેલા દ્વાર વિષે:—

જ્યારે બેઉ સૂર્યો સર્વથી અભ્યન્તર મંડળ પછીના મંડળમાં ફરે છે ત્યારે સૂર્યસંવત્સરનો પહેલો અહોરાત્ર થાય છે. ૬૮.

પછી વળી જ્યારે એઓ બીજા મંડળ થકી, ફરતા ફરતા અનુક્રમે એકસો ત્ર્યાશીમા એટલે સર્વથી બહારના મંડળમાં આવે છે ત્યારે સૂર્યવર્ષના પહેલા છ માસ થાય છે; જે આ વર્ષનું દક્ષિણાયન કહેવાય છે. ૬૯-૭૦.

सर्वबाह्यार्वाक्तनेऽथ मण्डलेऽर्कौ यदा पुनः ।
तदोत्तरायणस्याहोरात्रोऽयं प्रथमो भवेत् ॥ ७१ ॥

त्र्यशीतियुक्शततमे बाह्यार्वाचीनमण्डलात् ।
यदा क्रमाद्रवी प्राप्तौ सर्वाभ्यन्तरमण्डले ॥ ७२ ॥

पूर्णा द्वितीया षण्मासाः पूर्णं तथोत्तरायणम् ।
पूर्णं वर्षं स षट्षष्ट्यहोरात्रत्रिशतात्मकम् ॥ ७३ ॥ युग्मम् ॥

एवं चः-सर्वान्तरसर्वबाह्यमण्डलयोः किलैकशः ।
प्रत्यब्दं सूर्यचारः स्यात् सर्वेष्वन्येषु च द्विशः ॥ ७४ ॥

तथा च आगमः ॥ जआणं सूरिए सव्वब्भन्तराओ मंडलाओ सव्वबाहिरं मंडलं उवसंकमित्ता चारं चरइ सव्वबाहिराओ य मंडलाओ सव्वब्भन्तरं मंडलं उवसंकमित्ता चारं चरइ एस णं अद्धा केवइएणं राइंदियग्गेणं आहियत्तिवएज्जा । तिन्निछावट्ठे राइंदियसए राइंदियग्गेणं आहियत्तिवएज्जा ॥ ता एयाएणं अद्धाए सूरिए कइ मंडलाइं चरइ-ता ? चुलसीयं मंडलसयं चारं चरइ, बासीयं मंडलसयं दुक्खुत्तो चरइ । तं जहा । निक्खममाणे चेव पविसमाणे चेव दुवेय खलु मंडलाइं सइं चरइ । तं जहा । सव्वब्भन्तरं चेव सव्वबाहिरं चेव मंडलं ॥

---

એઓ વળી જ્યારે સર્વબાહ્ય મંડળથી અંદરના પહેલા મંડળમાં આવે છે ત્યારે એ ઉત્તરાયણનો પહેલો અહોરાત્ર થાય છે. ૭૧.

પછી વળી ફરતા ફરતા એઓ બહારના પહેલા મંડળ થકી, સર્વની અંદરના-એકસો ત્યાશીમા મંડળમાં આવે છે, ત્યારે બીજા છ માસ પૂરા થાય છે, એટલે ઉત્તરાયણ સંપૂર્ણ થાય છે અને ત્રણસો છાસઠ અહોરાત્રનું એક વર્ષ પણ પૂર્ણ થાય છે. ૭૨-૭૩.

એવી રીતે, ( ૧ ) સર્વથી અંદરના અને ( ૨ ) સર્વથી બહારના-એમ બે મંડળોમાં એકેકવાર, અને શેષ સર્વ મંડળોમાં બેવાર દર વર્ષે સૂર્યનું ગમનાગમન થાય છે. ૭૪.

આ સંબંધમાં આગમમાં ઉલ્લેખ છે તે આ પ્રમાણે:—

સૂર્ય સર્વાભ્યન્તર મંડળથી સંક્રમણ કરીને સર્વ બાહ્ય મંડળમાં આવે છે અને પાછો સર્વ બાહ્ય મંડળથી સંક્રમણ કરીને સર્વાભ્યન્તર મંડળમાં ગમન કરે છે-તેટલો કાળ કેટલા

इति मंडलचारसंख्याप्ररूपणा ॥

आक्रमेते यदा भानू सर्वाभ्यन्तरमंडले ।
अष्टादशमुहूर्त्तात्मा सर्वोत्कृष्टा दिनस्तदा ॥ ७५ ॥
रात्रिः सर्वजघन्या तु स्यात् द्वादशमुहूर्त्तिका ।
अथ क्रमात् रात्रिवृद्धिः भावनीया दिनक्षतिः ॥ ७६ ॥ युग्मम् ॥
यदा तस्माद्विनिर्यान्तौ सर्वाभ्यन्तरमण्डलात् ।
आरभमाणौ नव्याब्दमहोरात्रेऽस्य चादिमे ॥ ७७ ॥
संक्रम्य चरतः सर्वाभ्यन्तरानन्तरस्थितम् ।
द्वितीयं मण्डलं सूर्यौ द्वीपमन्दिरदीपकौ ॥ ७८ ॥
द्वाभ्यां मुहूर्त्तैकषष्टिभागाभ्यां दिवसस्तदा ।
हीयते वासतेयी च ताभ्यामेव विवर्द्धते ॥ ७९॥ त्रिभिर्विशेषकम् ॥
अहोरात्रे द्वितीयेऽस्य तृतीयमंडले यदा ।
संक्रान्तौ तरणी सर्वान्तरानन्तरमण्डलात् ॥ ८० ॥

---

અહોરાત્ર કહેવાય ? ઉત્તર-તેટલો કાળ ત્રણસો છાસઠ અહોરાત્ર કહેવાય. વળી એટલા વખતમાં સૂર્ય કેટલા મંડળોમાં ફરે ? એટલા વખતમાં સૂર્ય એકસો ચોરાશી મંડળોમાં ફરે. એમાંથી એકસો બ્યાશી મંડળોમાં તે બે બે વાર ફરે ( ફરીને નીકળે અને પુનઃ પ્રવેશ કરે એમ બે વાર ). અને, એક સર્વથી અંદરનું અને એક સર્વથી બહારનું—એમ બે મંડળમાં તે એકજવાર ફરે.

એ મુજબ પ્રત્યક્ષ મંડલ ચાર સંખ્યા પ્રરૂપણા કરી. ( પહેલું અનુયોગદ્વાર ).

હવે બીજા અનુયોગદ્વાર વિષે. ( શ્લોક ૭૫ થી ૧૨૩ સુધી ).

જ્યારે બેઉ સૂર્યો સર્વાભ્યંતર મંડળે સંક્રમણ કરે છે ત્યારે દિવસ મ્હોટામાં મ્હોટો-અઢાર મુહૂર્ત્તનો થાય છે; અને રાત્રી ન્હાનામાં ન્હાની બાર મુહૂર્ત્તની થાય છે. પછી ક્રમેક્રમે દિવસ ટુંકો થતો જાય છે અને રાત્રી લાંબી થતી જાય છે. ૭૫-૭૬.

જ્યારે દ્વીપરૂપી મંદિરના દીપ સમાન બેઉ સૂર્યો, એ સર્વાભ્યંતર મંડળથી નીકળતાં, નવા વર્ષનો પ્રારંભ કરે છે ત્યારે તેના પહેલા અહોરાત્રમાં તે સર્વાભ્યન્તર મંડળની પાસે રહેલા બીજા મંડળમાં ગમન કરે છે; અને તે વખતે $\frac{2}{61}$ મુહૂર્ત્ત જેટલો દિવસ ટુંકો થાય છે અને રાત્રી એટલી લાંબી થાય છે. ૭૭-૭૯.

मुहूर्त्तैकषष्टिभागैश्चतुर्भिः दिवसस्तदा ।
हीयते वर्द्धते रात्रिः भागैस्तावद्भिरेव च ॥ ८१ ॥ युग्मम् ॥

एवं मुहूर्त्तैकषष्टिभागौ द्वौ प्रतिमण्डलम् ।
हापयन्तौ दिनक्षेत्रे वर्द्धयन्तौ निशादिशि ॥ ८२ ॥

अर्कौ यदा सर्वबाह्यमण्डले समुपस्थितौ ।
अहोरात्रेऽस्य वर्षस्य त्र्यशीतियुक्शतोन्मिते ॥ ८३ ॥

तदा ताभ्यां मुहूर्त्तैकषष्ट्यंशानां शतत्रयम् ।
सषट्षष्टिदिनाकृष्टं रजन्यां चाभिवर्द्धितम् ॥ ८४ ॥

तावद्भिश्च मुहूर्त्तैकषष्टिभागैर्यथोदितैः ।
विभाजितैरेकषष्ट्या मुहूर्त्तानि भवन्ति षट् ॥ ८५ ॥

अहोरात्रेऽत्र तद्रात्रिरष्टादशमुहूर्त्तिका ।
उत्कृष्टाहश्चापकृष्टं स्यात् द्वादशमुहूर्त्तकम् ॥ ८६ ॥

याम्यायनस्य पूर्णस्याहोरात्रोऽयं किलान्तिमः ।
त्र्यशीतियुगहोरात्रशतेनेदं हि पूर्यते ॥ ८७ ॥

लोके तुः—रसाद्विनाड्योऽर्कपला मृगे स्युः
सचापकुम्भेऽष्टकृतैः पलैस्ताः ।

---

વળી એ વર્ષના **બીજા અહોરાત્રમાં** જ્યારે એ સૂર્યો સર્વાભ્યન્તર મંડળથી **ત્રીજા મંડળમાં** પ્રવેશ કરે છે ત્યારે દિવસ $\frac{૪}{૬૧}$ મુહૂર્ત્તપ્રમાણ ટુંકો થાય છે અને રાત્રી એ પ્રમાણમાં લાંબી થાય છે. ૮૦–૮૧.

એવી રીતે પ્રત્યેક મંડળે $\frac{૨}{૬૧}$ મુહૂર્ત્ત જેટલો દિવસ અલ્પ થતાં થતાં અને એટલા પ્રમાણમાં રાત્રી મ્હોટી થતાં થતાં, જ્યારે બેઉ સૂર્યો વર્ષના ૧૮૩ મા અહોરાત્રમાં સર્વથી બહારના મંડળમાં આવે છે ત્યારે દિવસ $\frac{૩૬૬}{૬૧}$( =૬ ) મુહૂર્ત્તપ્રમાણ ટુંકો થાય છે અને એટલા પ્રમાણમાં રાત્રી લાંબી થાય છે. એટલે કે દિવસ અઢારને બદલે બાર મુહૂર્ત્તનો થાય છે; અને રાત્રી એજ પ્રમાણમાં લાંબી એટલે કે બારને બદલે અઢાર મુહૂર્ત્તની થાય છે. આ ૧૮૩ મો અહોરાત્ર સંપૂર્ણ થયેલા દક્ષિણાયનનો છેલ્લો અહોરાત્ર છે. આમ દક્ષિણાયન ૧૮૩ અહોરાત્રથી સંપૂર્ણ થાય છે. ૮૨–૮૭.

લોકરૂઢિ પ્રમાણે તો,

अलौ च मीनेऽष्टयमाः सशक्रा
मेषे तुलायामपि त्रिंशदेव ॥ ८८ ॥

कन्यावृषे भूशिखिनोऽङ्कवेदाः
सार्कास्त्रिरामा मिथुने च सिंहे ।
कर्के त्रिरामा वसुवेदयुक्ता
एषा मितिः संक्रमवासराणाम् ॥ ८९ ॥

ततश्चः— एकार्कपक्षाद्विशरास्त्रिदन्ताः (१२१, ५२२, ३२३)
त्रिदन्तपक्षाद्विशराः कुसूर्याः । (३२३, ५२२, १२१)
मृगादिषट्केऽहनि वृद्धिरेवम्
कर्कादिषट्केऽपचितिःपलाढ्या ॥ ९० ॥

प्रविशन्तौ सर्वबाह्यमण्डलात्तरणी यदा ।
संक्रम्य चरतः सर्वबाह्यार्वाचीनमण्डले ॥ ९१ ॥

तदा द्वाभ्यां मुहूर्त्तैकषष्ठ्यंशाभ्यां विवर्द्धते ।
दिवसः क्षीयते रात्रिस्ताभ्यामेव यथोत्तरम् ॥ ९२ ॥ युग्मम् ॥

---

( દિનમાન ) મકર સંક્રાન્તિમાં છવીશ ઘડી ને બાર પળ, ધનુષ્ય ( ધન ) અને કુંભ સંક્રાન્તિમાં છવીશ ઘડી અને ૪૮ પળ, વૃશ્ચિક અને મીન સંક્રાન્તિમાં અઠ્યાવીશ ઘડી ને ચૌદ પળ; મેષ તથા તુલા સંક્રાન્તિમાં ત્રીશ ઘડી, કન્યા અને વૃષ સંક્રાન્તિમાં એકત્રીશ ઘડી ને છેતાળીશ પળ, મિથુન અને સિંહ સંક્રાન્તિમાં તેત્રીશ ઘડી ને બાર પળ, અને કર્ક સંક્રાન્તિમાં તેત્રીશ ઘડી ને અડતાળીશ પળ હોય છે. ૮૮–૮૯.

તેથી મકર સંક્રાંતિથી છ સંક્રાંતિ સુધી અનુક્રમે ૧૨૧–૫૨૨–૩૨૩–૩૨૩–૫૨૨–૧૨૧ પળ વૃદ્ધિ પામે છે અને કર્ક સંક્રાંતિથી ધન સંક્રાંતિ સુધી છ સંક્રાંતિમાં તેજ અનુક્રમે તેટલા પળ દિવસ ઘટે છે.

( આ બધી હકીકત તેનું અસલ સ્થળ જોયા શિવાય ચોક્કસ થઇ શકે તેમ નથી. )

સર્વથી બહારના મંડળમાંથી સંક્રમણ કરીને બેઉ સૂર્યો જ્યારે બહારની અંદરના પહેલા મંડળમાં પ્રવેશ કરે છે ત્યારે દિવસ $\frac{2}{61}$ મુહૂર્ત્ત જેટલો લાંબો થાય છે, અને રાત્રી તેટલી ટુંકી થાય છે. ૯૧–૯૨.

क्रमादेवं यदा प्राप्तौ सर्वाभ्यन्तरमण्डले ।
त्र्यशीतियुक्शततमे बाह्यावार्चीनमण्डलात् ॥ ९३ ॥

तदोत्कृष्टं दिनमानमष्टादशमुहूर्त्तकम् ।
रात्रिः सर्वजघन्या तु स्यात् द्वादशमुहूर्त्तिका ॥ ९४ ॥ युग्मम् ॥

एतदेवोदगयनस्यान्त्यं दिनमुदीरितम् ।
पूर्णे चास्मिन्नहोरात्रे संपूर्णः सूर्यवत्सरः ॥ ९५ ॥

अत्युत्कृष्टं चापकृष्टं प्रत्यब्दमेकमेव हि ।
दिनं रात्रिस्तथैवैका सर्वोत्कर्षापकर्षभाक् ॥ ९६ ॥

रात्रिर्याम्यायनान्तेऽतिगुर्वी लघुतमं दिनम् ।
दिनः सौम्यायनान्तेऽतिगुरुः निशा लघीयसी ॥ ९७ ॥

तथा च सिद्धान्तः ॥ इह खलु तस्सेवं आइच्चसंवच्छरस्स सइं अट्ठारसमुहुत्ते दिवसे भवइ । सइं अट्ठारसमुहुत्ता राइ भवइ । सइं दुवालसमुहुत्तो दिवसो भवइ । सइं दुवालसमुहुत्ता राइ भवइ ॥

---

એવી રીતે એઓ અનુક્રમે જ્યારે સર્વથી અંદરના મંડળમાં, એટલે કે બહારના અર્વાચીન મંડળ થકી એકસો ત્ર્યાશીમા મંડળમાં પ્રવેશ કરે છે ત્યારે દિનમાન ઉત્કૃષ્ટ એટલે કે અઢાર મુહૂર્ત્તનું થાય છે; અને રાત્રી જઘન્ય એટલે કે બાર મુહૂર્ત્તની થાય છે. આ દિવસ ઉત્તરાયણનો છેલ્લો દિવસ છે. વળી આ અહોરાત્ર પૂર્ણ થાય એટલે સૂર્યસંવત્સર સંપૂર્ણ થાય છે. ૯૩-૯૫.

એવી રીતે દર વર્ષે લાંબામાં લાંબો એક જ દિવસ આવે છે, અને ટુંકામાં ટુંકો પણ એક જ દિવસ આવે છે; રાત્રી પણ એજ પ્રમાણે લાંબામાં લાંબી એક જ, તેમજ ટુંકામાં ટુંકી પણ એક જ આવે છે. ૯૬.

દક્ષિણાયનને છેડે રાત્રી ઉત્કૃષ્ટ અને દિવસ લઘુતમ હોય છે; જ્યારે ઉત્તરાયણને છેડે દિવસ ઉત્કૃષ્ટ અને રાત્રી લઘુતમ હોય છે. ૯૭.

આ સંબંધમાં સિદ્ધાન્તમાં પણ ઉલ્લેખ છે તે આ પ્રમાણે:—" સૂર્યસંવત્સરનો એક જ દિવસ અઢાર મુહૂર્ત્તનો હોય છે, અને રાત્રી પણ એક જ અઢાર મુહૂર્ત્તની હોય છે. તેમ દિવસ પણ એક જ બાર મુહૂર્ત્તનો હોય છે અને રાત્રી પણ એક જ બાર મુહૂર્ત્તની હોય છે. "

जम्बूद्वीपे यदा मेरोः दक्षिणोत्तरयोः दिनम् ।
चकितेव तदा रात्रिः स्यात् पूर्वापरयोः दिशोः ॥ ९८ ॥

सर्वोत्कृष्टं दिनमानं दक्षिणोत्तरयोः यदा ।
रात्रिः सर्वजघन्या स्यात् पूर्वपश्चिमयोः तदा ॥ ९९ ॥

सर्वोत्कृष्टं दिनमानं पूर्वपश्चिमयोः यदा ।
रात्रिः सर्वजघन्या स्यात् दक्षिणोत्तरयोः तदा ॥ १०० ॥

किंच क्षेत्रेषु सर्वेषु समं मानमहर्निशोः ।
किन्त्वेतयोरवस्थाने यथोक्तः स्याद्विपर्ययः ॥ १०१ ॥

क्षेत्रे काले च सर्वस्मिन्नहोरात्रो भवेत् ध्रुवम् ।
त्रिंशन्मुहूर्त्तप्रमाणो न तु न्यूनाधिकः क्वचित् ॥ १०२ ॥

लोके तुः—भवेत् पैत्रं त्वहोरात्रं मासेनाद्धेन दैवतम् ।
दैवे युगसहस्रे द्वे ब्राह्मयं कल्पौ तु तौ नृणाम् ॥ १०३ ॥

एवमहोरात्रे विशेषं वदन्ति । अत एव दक्षिणायनं देवानां रात्रिः उत्तरायणं तेषां दिनम् इति शुभकार्यं तत्र विहितामिति मन्यन्ते ॥

---

જંબૂદ્વીપમાં જ્યારે મેરૂ પર્વતથી દક્ષિણે અને ઉત્તરે દિવસ હોય છે ત્યારે રાત્રી, જાણે એનાથી બ્હીને જતી રહી હોયની એમ, એની પૂર્વ અને પશ્ચિમ દિશામાં હોય છે. ૯૮.

વળી દક્ષિણ અને ઉત્તરમાં જ્યારે સર્વોત્કૃષ્ટ દિનમાન હોય છે ત્યારે પૂર્વ અને પશ્ચિમમાં સર્વથી જઘન્ય રાત્રી હોય છે; અને પૂર્વ તથા પશ્ચિમમાં જ્યારે સર્વોત્કૃષ્ટ દિનમાન હોય છે ત્યારે દક્ષિણ તથા ઉત્તરમાં સર્વથી જઘન્ય રાત્રી હોય છે. ૯૯–૧૦૦.

અગર જોકે સર્વ ક્ષેત્રોમાં રાત્રી દિવસનું માન સરખું હોય છે તોપણ અવસ્થાનમાં ઉપર કહ્યા પ્રમાણે વિપર્યય એટલે ફેરફાર હોય છે. ૧૦૧.

સર્વ ક્ષેત્રમાં અને સર્વ કાળમાં અહોરાત્ર તો ત્રીશ મુહૂર્ત્તનો જ હોય છે, ક્યાંય પણ અને કદિ પણ ઓછોવત્તો હોતો નથી. ૧૦૨.

" લોકરૂઢિ પ્રમાણે તો પિતૃઓનો અહોરાત્ર એક માસનો, દેવોનો અહોરાત્ર એક વર્ષનો અને બ્રહ્માનો અહોરાત્ર દેવના બે સહસ્ર યુગનો હોય છે. વળી આ બ્રહ્માનો અહોરાત્ર એ મનુષ્યના બે ' કલ્પ ' કહેવાય છે " એ પ્રમાણે અહોરાત્રના સંબંધમાં ફેરફાર છે. વળી એ

ननु चाष्टादशमुहूर्त्तात्माहर्भरते यदि ।
स्यात्तदा च विदेहेषु रात्रिः सर्वलघीयसी ॥ १०४ ॥

तर्हि रात्रेर्द्वादशानां मुहूर्त्तानां व्यतिक्रमे ।
स्यात् क्षेत्रे तत्र कः काल इति चेदुच्यते शृणु ॥ १०५ ॥

द्युरात्रिमानविश्लेषे शेषार्धार्धं भवेत् द्वयोः ।
सामान्यं क्षेत्रयो रात्रिदिनपूर्वापरांशयोः ॥ १०६ ॥

तद्यथा । क्षणेभ्योऽष्टादशभ्यो द्वादशापकर्षणे स्थिताः ।
षट् तदर्धं त्रयं साधारणं ज्येष्ठदिनोषयोः ॥ १०७ ॥

एवं च । अष्टादशमुहूर्त्तात्मा यदोत्कृष्टदिनस्तदा ।
पश्चात्त्रिक्षणशेषेऽह्नि भवेत् भानूदयोऽग्रतः ॥ १०८ ॥

तथाहि । मुहूर्त्तत्रयशेषेऽह्नि भरतैरवताख्ययोः ।
भवेदभ्युदयो भानोः पूर्वापरविदेहयोः ॥ १०९ ॥

---

પ્રમાણે દક્ષિણાયન તે દેવોની રાત્રી કહેવાય છે અને ઉત્તરાયણ તે એઓનો દિવસ કહેવાય છે, માટે શુભ કાર્ય ઉત્તરાયણમાં કરવાં એવી લોકમાન્યતા છે. ૧૦૩.

અહિં કોઇ માણસ એવી શંકા ઉઠાવે કે “ જે વખતે ભરતક્ષેત્રમાં અઢાર મુહૂર્ત્તનો દિવસ હોય છે તે વખતે મહાવિદેહક્ષેત્રમાં રાત્રી બાર મુહૂર્ત્તની ન્હાનામાં ન્હાની હોય છે; તો પછી એ રાત્રીના બાર મુહૂર્ત્ત વ્યતિક્રમે ત્યારે એ ક્ષેત્રમાં કયો કાળ થાય છે ? ” ૧૦૪–૧૦૫.

એ શંકાનું સમાધાન આ પ્રમાણે:—દિનમાન અને રાત્રીમાનની બાદબાકી કરતાં જે શેષ રહે એનું અરધું અરધું બેઉ ક્ષેત્રોમાં રાત્રી-દિવસના પૂર્વ અને પશ્ચિમાંશમાં સામાન્યે રહે છે. ૧૦૬.

તે આ પ્રમાણે:—અઢાર મુહૂર્ત્તમાંથી બાર બાદ કરતાં શેષ છ રહ્યા–એનું અર્દ્ધ જે ત્રણ તે ઉત્કૃષ્ટ દિવસ અને રાત્રીમાં સામાન્યે રહે છે. ૧૦૭.

એ પ્રમાણે જ્યારે અઢાર મુહૂર્ત્તનો ઉત્કૃષ્ટ દિવસ હોય ત્યારે **પશ્ચાત્**–પાછલા ભાગમાં ત્રણ મુહૂર્ત્ત જેટલો દિવસ શેષ રહ્યે છતે **અગ્રતઃ**–આગલા ભાગમાં સૂર્યનો ઉદય થાય છે. ૧૦૮

તે આ પ્રમાણે:—ભરત અને ઐરવતમા જ્યારે ત્રણ મુહૂર્ત્ત જેટલો દિવસ શેષ રહે

दिने त्रिक्षणशेषे च पूर्वापरविदेहयोः ।
स्यात् भारतैरवतयोः तरणेरुदयः खलु ॥ ११० ॥

एवं च । स्यात् भारतैरवतयोः अह्नोऽन्त्यं यत्क्षणत्रयम् ।
ज्येष्ठेऽहनि तदेवाद्यं पूर्वापरविदेहयोः ॥ १११ ॥

दिने गुरौ यदेवाद्यं पूर्वापरविदेहयोः ।
तत् भारतैरवतयोरह्नोऽन्त्यं स्यात्क्षणत्रयम् ॥ ११२ ॥

तथा अष्टादशमुहूर्त्ता स्यात् यदोत्कृष्टा निशा तदा ।
तन्मुहूर्त्तत्रयेऽतीते भवेदर्कोदयः पुरः ॥ ११३ ॥

तथाहि । पूर्वापरविदेहेषु भानोरस्तात् त्रिभिः क्षणैः ।
स्यात् भारतैरवतयोः तरणेरुदयः खलु ॥ ११४ ॥

भारतैरवतयोश्च भानोरस्तादनन्तरम् ।
त्रिभिः क्षणैः स्यात् प्रत्यूषं पूर्वापरविदेहयोः ॥ ११५ ॥

क्षणशब्दश्चात्र प्रकरणे मुहूर्त्तवाचीति ध्येयम् ॥

तथा च भवेद्विदेहयोराद्यं यन्मुहूर्त्तत्रयं निशः ।
स्यात् भारतैरवतयोः तदेवान्त्यं क्षणत्रयम् ॥ ११६ ॥

---

ત્યારે, પૂર્વ અને પશ્ચિમ મહાવિદેહમાં સૂર્યોદય થાય અને પૂર્વ તથા પશ્ચિમ મહાવિદેહમાં ત્રણ મુહૂર્ત્ત જેટલો દિવસ બાકી રહે ત્યારે ભરત અને ઐરવત ક્ષેત્રમાં સૂર્યનો ઉદય થાય. ૧૦૯–૧૧૦

એ પ્રમાણે, ભરત અને ઐરવતમાં ઉત્કૃષ્ટ દિવસનાં છેલ્લાં ત્રણ મુહૂર્ત્ત તેજ પૂર્વ અને પશ્ચિમ મહાવિદેહનાં દિવસનાં પહેલાં ત્રણ મુહૂર્ત્ત થાય, અને પૂર્વ તથા પશ્ચિમ મહાવિદેહમાં ઉત્કૃષ્ટ દિવસનાં પહેલાં ત્રણ મુહૂર્ત્ત તે જ ભરત તથા ઐરવતનાં દિવસનાં છેલ્લાં ત્રણ મુહૂર્ત્ત થાય. ૧૧૧–૧૧૨.

વળી જ્યારે રાત્રી મ્હોટામાં મ્હોટી અર્થાત્ અઢાર મુહૂર્ત્તની હોય ત્યારે એના ત્રણ મુહૂર્ત્ત વ્યતિક્રમ્યે છતે આગલા ભાગમાં સૂર્યોદય થાય. ૧૧૩.

તે આ પ્રમાણે:—પૂર્વ અને પશ્ચિમ મહાવિદેહમાં સૂર્ય અસ્ત થાય તે પછી ત્રણ મુહૂર્ત્તે ભરત અને ઐરવતમાં સૂર્યનો ઉદય થાય; તથા ભરત અને ઐરવતમાં સૂર્ય અસ્ત થાય તે પછી ત્રણ મુહૂર્ત્તે પૂર્વ અને પશ્ચિમ મહાવિદેહમાં સૂર્યનો ઉદય થાય. ૧૧૪–૧૧૫.

स्यात् भारतैरवतयोः यन्निशाद्यं क्षणत्रयम् ।
भवेद्विदेहयो रात्रेः तदेवान्त्यं क्षणत्रयम् ॥ ११७ ॥

इह च प्राग्विदेहादिक्षेत्राह्वानोपलक्षिताः ।
पूर्वादिक्षेत्रदिग्मध्यभागा ज्ञेया विवेकिभिः ॥ ११८ ॥

तेष्विदं कालनैयत्यं ज्ञेयमन्यत्र तु स्फुटम् ।
भाव्यमस्यानुसारेणार्कोदयास्तविभावनात् ॥ ११९ ॥

एवं च अपाच्युदीच्योः प्रत्यूषात् मुहूर्त्तत्रितये गते ।
लघोर्निशायाः प्रारम्भः स्यात् पूर्वापरयोः दिशोः ॥१२०॥

अपराह्णत्रिमुहूर्त्त्यां शेषायां चानयोः दिशोः ।
प्रत्यक् प्राक् च निशान्तः स्यादेवं सर्वत्र भाव्यताम् ॥१२१॥

इदं गुरुदिने गुर्व्यां रात्रौ त्वस्याः क्षणत्रयम् ।
गते शेषे च कल्पाहःप्रान्तावुक्तदिशोः क्रमात् ॥ १२२ ॥

---

વળી બેઉ વિદેહમાં રાત્રીનાં પહેલાં ત્રણ મુહૂર્તો તેજ ભરત અને ઐરવતમાં છેલ્લાં ત્રણ થાય; તેમજ ભરત અને ઐરવતમાં રાત્રીનાં જે પહેલાં ત્રણ મુહૂર્ત્ત તે જ બન્ને વિદેહોમાં રાત્રીનાં છેલ્લાં ત્રણ મુહૂર્ત્ત થાય. ૧૧૬–૧૧૭.

અહિં પૂર્વ વિદેહ ક્ષેત્ર અને પશ્ચિમ વિદેહ ક્ષેત્ર એવાં નામ કહ્યાં છે એનો વિવેકીઓએ પૂર્વ અને પશ્ચિમ ક્ષેત્રદિશાના મધ્ય ભાગ—એવો અર્થ લેવો. એ ભાગોમાં આવો કાળનો નિયમ સમજવો. અન્યત્ર તો એને અનુસારે સૂર્યોદય અને સૂર્યાસ્તની ભાવનાથી સ્ફુટપણે જાણી લેવું. ૧૧૮–૧૧૯.

અને એવી રીતે દક્ષિણ અને ઉત્તર દિશામાં પ્રભાત થાય તે પછી ત્રણ મુહૂર્ત્તે પૂર્વ અને પશ્ચિમ દિશામાં જઘન્ય રાત્રીનો પ્રારંભ થાય છે. વળી એ બેઉ દિશાઓમાં, દિવસના બપોર પછીના ત્રણ મુહૂર્ત્ત બાકી રહે ત્યારે પશ્ચિમ અને પૂર્વ દિશામાં પ્રભાત થાય છે. એવી રીતે સર્વત્ર સમજી લેવું. ૧૨૦–૧૨૧.

વળી એ વાત કહી એ ઉત્કૃષ્ટ દિનમાન હોય એ પ્રસંગની સમજવી. રાત્રી ઉત્કૃષ્ટ હોય ત્યારે તો એના ત્રણ મુહૂર્ત્ત વીત્યા પછીના શેષ મુહૂર્ત્તોમાં, ઉક્ત દિશાઓમાં, ક્રમવાર દિવસ પૂર્ણ થાય છે. ૧૨૨

निशां चाह्नां मध्यमानामप्येवं स्तो यथोचितम् ।
विश्लेषशेषार्द्धशेषे याते चादिपरिच्छयौ ॥ १२३ ॥

इति कृता वर्षमध्ये दिनरात्रिप्रमाणप्ररूपणा ॥

मण्डलस्याभ्यन्तरस्य दशात्र परिधेर्लवाः ।
कल्प्याः तत्रोद्योतयेत्तांस्त्रीनेकोऽर्को दिने गुरौ ॥ १२४ ॥

त्रींश्च तत्संमुखानन्यः षट्स्वंशेषु दिनं ततः ।
मध्ये तयोः लवौ द्वौ द्वौ रजनीति लवा दश ॥ १२५ ॥

जघन्येऽहनि च द्वौ द्वौ भागौ दीपयतो रवी ।
दिनं चतुर्षु भागेषु निशा षट्सु लवेष्वतः ॥ १२६ ॥

प्रकाशं चेत्रतश्चैवं दशांशौ दक्षिणायने ।
हीयेते क्रमतस्तौ च वर्द्धेते उत्तरायणे ॥ १२७ ॥

अत्रोपपत्तिः ।

द्वाभ्यां किलाहोरात्राभ्यामेकेनार्केन मण्डलम् ।
पूर्यतेऽहोरात्रयोश्च मुहूर्त्ताः षष्टिराहिताः ॥ १२८ ॥

---

મધ્યમ રાત્રી અને મધ્યમ દિવસોના પણ આદિ અને અંત, મુહૂર્તોની બાદબાકી કરતાં શેષ મુહૂર્ત રહે એનું અર્ધ વીત્યે થાય છે. ૧૨૩

એવી રીતે વર્ષના સર્વ અહોરાત્રના પ્રમાણની પ્રરૂપણારૂપ બીજા અનુયોગદ્વારનું વર્ણન પૂરૂં થયું.

હવે 'ચાર પ્રરૂપણા'ના ત્રીજા દ્વાર વિષે. ( શ્લોક ૧૯૧ સુધી ).

હવે, અભ્યન્તર મંડળના ઘેરાવાના જો આપણે દશ વિભાગ કલ્પીએ તો એ દશમાંથી ત્રણ વિભાગને, ઉત્કૃષ્ટે દિવસે, એક સૂર્ય પ્રકાશિત કરે છે; અને એની સન્મુખના ત્રણ વિભાગને બીજો સૂર્ય પ્રકાશિત કરે છે. તેથી એ છ વિભાગમાં દિવસ હોય. બાકી વચ્ચે બબ્બે વિભાગ રહ્યા. એમાં રાત્રી હોય છે. આમ દશ વિભાગ સમજવા. ૧૨૪-૧૨૫.

જઘન્ય દિવસ હોય ત્યારે બેઉ સૂર્યો બે બે વિભાગોને પ્રકાશિત કરે છે; તેથી ચાર વિભાગોમાં દિવસ હોય, અને છ વિભાગોમાં રાત્રી હોય. ૧૨૬.

એવી રીતે 'ક્ષેત્રતઃ' બતાવેલા દશાંશમાં પ્રકાશ હોય અને દશાંશ અનુક્રમે દક્ષિણાયનમાં ઘટતા જાય છે, જ્યારે ઉત્તરાયણમાં વધતા વધતા જાય છે. ( $\frac{3}{10}$ થી ઘટે છે ને $\frac{2}{10}$ થી વધે છે એમ સમજવું ) ૧૨૭.

षष्टेश्च दशमो भागः षट् ते च त्रिगुणीकृताः ।
दशांशत्रयरूपाः स्युः षष्टेरष्टादश क्षणाः ॥ १२९ ॥

तदेभिरष्टादशभिः मुहूर्त्तैः परिधेरपि ।
उत्कृष्टदिवसे युक्तं दशांशत्रयदीपनम् ॥ १३० ॥

दशांशद्वयरूपाश्च षष्टेः द्वादश निश्चिताः ।
तत् तैः द्वादशभिः युक्तं दशांशद्वयदीपनम् ॥ १३१ ॥

तथाहुः ।

इह छच्चिय दसभाए जंबूदीवस्स दुन्नि दिवसयरा ।
तावंति दित्तलेसा अब्भिंतरमंडले संता ॥ १३२ ॥

चत्तारिय दसभाए जंबूदीवस्स दुन्नि दिवसयरा ।
तावंति मंदलेसा बाहिरए मंडले संता ॥ १३३ ॥

एवं प्रकाशक्षेत्रस्य दशांशकल्पना बुधैः ।
आपुष्करार्धं कर्तव्या रवीनामथ तत्र च ॥ १३४ ॥

दिशत्येकोनपंचाशा चतुस्त्रिंशत् सहस्रकाः ।
द्विचत्वारिंशच्च लक्षाः कोट्येका परिधिर्भवेत् ॥ १३५ ॥

---

અહિં આ પ્રમાણે ઉપપત્તિ છેઃ—એક સૂર્ય બે અહોરાત્રમાં મંડળ પૂરૂં કરે છે. એવા બે અહોરાત્રના સાઠ મુહૂર્ત્ત થાય, સાઠનો દશાંશ છ, એને ત્રણગણા કરતાં અઢાર મુહૂર્ત્તો આવ્યા. એટલે કે ઉત્કૃષ્ટ દિનમાનમાં સૂર્ય ત્રણદશાંશ પરિધિમાં એટલે ઘેરાવામાં અઢાર મુહૂર્ત્ત સુધી પ્રકાશ આપે છે. વળી સાઠના દશાંશને બમણા કરો, એટલે બાર આવ્યા, તેથી એમ સમજવું કે એ વખતે સૂર્યના ઘેરાવાના બે દશાંશમાં બાર મુહૂર્ત્ત સુધી પ્રકાશ આપે છે. ૧૨૮–૧૩૧.

કહ્યું છે કે–બેઉ સૂર્યો જ્યારે અભ્યન્તર મંડળમાં હોય છે ત્યારે જમ્બૂદ્વીપના છ દશાંશ ભાગને દિપ્તલેશ્યાથી પ્રકાશિત કરે છે. અને જ્યારે બહારના મંડળમાં હોય છે ત્યારે જમ્બૂદ્વીપના ચાર દશાંશ ભાગને મંદલેશ્યાથી પ્રકાશિત કરે છે. ૧૩૨–૧૩૩.

એવી રીતે સૂર્યોના પ્રકાશ ક્ષેત્રના દશાંશની કલ્પના છેક પુષ્કરાર્ધદ્વીપ સુધી કરી લેવી. તે આ પ્રમાણેઃ—પુષ્કરાર્ધ દ્વીપનો ( માનુષ્યોત્તર પાસે ) એક ક્રોડ બેંતાળીશ લાખ ચોત્રીશ હજાર ને ઓગણપચાસ યોજન જેટલો ઘેરાવો છે. આ રકમના દશાંશને ત્રણગણા કરો. એટલે

दशांशत्रितयं लब्ध्वा द्विचत्वारिंशदस्य च ।
सप्तत्रिंशाः चतुस्त्रिंशत् सहस्राः परमे दिने ॥ १३६ ॥

तापक्षेत्रं तिर्यगेतत् पुष्करार्धे विवस्वताम् ।
ततस्तदर्धे पश्यन्ति तत्रत्याः सूर्यमुद्गतम् ॥ १३७ ॥

तथोक्तम् ।

लक्खेहिं एगवीसाइ साइरेगेहिं पुक्खरद्धंमि ।
उदए पिच्छंति नरा सूरं उक्कोसए दिवसे ॥ १३८ ॥

सर्वान्तरमंडलगतसूर्ययोरातपाकृतिः ।
ऊर्ध्वास्यनालिकापुष्पसंस्थानसंस्थिता मता ॥ १३९ ॥

मेरुदिश्यर्धवलयाकारा वारिनिधेर्दिशि ।
शकटोर्ध्वीमूलभागानुकारेयं प्रकीर्त्तिता ॥ १४० ॥

मेरोर्दिशि संकुचिता विस्तृता चाम्बुधेर्दिशि ।
प्रत्येकमस्या आयामो दक्षिणोत्तरयोः दिशोः ॥ १४१ ॥

मेरोरन्तात् योजनानां सहस्राण्यष्टसप्ततिः ।
शतत्रयं त्रयस्त्रिंशं तृतीययोजनांशयुक् ॥ १४२ ॥

सहस्राः पंचचत्वारिंशद्योजनानि तत्र च ।
जम्बूद्वीपे शेषमब्धौ द्वयोर्योगे यथोदितम् ॥ १४३ ॥

---

બેંતાલીશ લાખ ચોત્રીશ હજાર અને સાડત્રીશ યોજન આવ્યા. આટલા યોજન પુષ્કરાર્ધ દ્વીપમાં સૂર્યોનું, ઉત્કૃષ્ટ દિનમાને, તીર્છું તાપક્ષેત્ર છે અને તેથી તેના અર્ધ ભાગથી એટલે ૨૧૧૭૦૧૮ાા યોજનથી ત્યાંના લોકો સૂર્યને ઉગેલો જુએ છે. ૧૩૪–૧૩૭.

અન્યત્ર પણ કહ્યું છે કે પુષ્કરાર્ધદ્વીપમાં, ઉત્કૃષ્ટ દિનમાને એકવીશ લાખથી કંઈક અધિક યોજન સુધીના લોકોને તેટલા દૂરથી સૂર્ય ઉગેલો દેખાય છે. ૧૩૮.

સર્વાભ્યન્તર મંડળગત બેઉ સૂર્યોના આતપની આકૃતિ ઊંચા મુખવાળા નાળવાળાં પુષ્પની આકૃતિ જેવી કહેલી છે. વળી તે મેરૂ તરફ અર્ધવલયાકાર છે અને સમુદ્ર તરફ ગાડાની ઊધના મૂળ ભાગને આકારે છે; મેરૂ તરફ સંકોચ પામતી અને સમુદ્ર ભણી વિસ્તૃત થતી છે. બેઉ આકૃતિ વળી ઉત્તર–દક્ષિણ લાંબી છે, અને તે મેરૂના છેડાથી અઠ્ઠોતેર હજાર ત્રણસો

मेरुणा यन्मते सूर्यप्रकाशः प्रतिहन्यते ।
तेषां मते मानमिदं तापक्षेत्रायतेः ध्रुवम् ॥ १४४ ॥

येषां मते मेरुणार्कप्रकाशो नाभिहन्यते ।
किन्तु मेरुगुहादीनामप्यन्तः प्रथते महः ॥ १४५ ॥

तेषां मते मन्दरार्धादारभ्य लवणोदधेः ।
षड्भागं यावदायामः तापक्षेत्रस्य निश्चितः ॥ १४६ ॥

तदा च योजनानां सहस्राणि पंच राशौ पुरातने ।
क्षिप्यन्ते मन्दरार्धस्य ततो मानमिदं भवेत् ॥ १४७ ॥

योजनानां सहस्राणि त्र्यशीतिः त्रिशती तथा ।
त्रयस्त्रिंशत्समधिका तृतीयोंशश्च योजनः ॥ १४८ ॥

सुपर्वपर्वतादेवं पूर्वपश्चिमयोरपि ।
तापक्षेत्रस्य प्रत्येकं आयामो ज्ञायतामियान् ॥ १४९ ॥

सर्वेषु मण्डलेष्वेष चरतोः भानुमालिनोः ।
अवस्थितः सदा तापक्षेत्रायामः प्रकीर्त्तितः ॥ १५० ॥

---

तेत्रीस पूर्णांक એક તૃતીયાંશ યોજન જેટલી છે આમાંથી પીસતાલીશ હજાર યોજન જેટલી જમ્બૂદ્વીપમાં છે અને શેષ તેત્રીશ હજાર ત્રણુસો તેત્રીશ યોજન જેટલી સમુદ્રમાં છે. ૧૩૯–૧૪૩

સૂર્યના આ આતાપ ક્ષેત્રની લંબાઇ, જેઓને મતે મેરૂથી સૂર્યનો પ્રકાશ પ્રતિઘાત પામે છે તેમને મતે છે. ૧૪૪.

જેઓને મતે મેરૂથી સૂર્યનો પ્રકાશ પ્રતિઘાત પામતો નથી પરંતુ મેરૂની ગુફા આદિકની અંદર પણ ફેલાય છે તેમને મતે તો મેરૂના અર્ધ ભાગથી માંડીને લવણુસમુદ્રના છઠ્ઠા ભાગ સુધી સૂર્યનું તાપક્ષેત્ર લંબાયલું છે. એટલે એમને મતે પૂર્વોક્ત માનમાં મેરૂપર્વતના અર્ધ વિસ્તારના પાંચહજાર યોજન ભેળવવાથી એ લંબાઇ આવે છે. અર્થાત્ તે ત્ર્યાશીહજાર ત્રણુ સો તેત્રીશ પૂર્ણાંક એક તૃતીયાંશ યોજન એ લોકોના મતપ્રમાણે કહેવાય છે. ૧૪૫–૧૪૮

મેરૂપર્વતથી પૂર્વ પશ્ચિમ પણુ સૂર્યના તાપક્ષેત્રની લંબાઇ એટલીજ સમજવી. ૧૪૯.

વળી સઘળા ય મંડળોમાં વિચરતા બેઉ સૂર્યોના તાપક્ષેત્રની લંબાઇ હમ્મેશાં અવસ્થિત ( ફારફેર વિનાની એક સરખી ) કહી છે. ૧૫૦

विष्कम्भस्तु मेरुपार्श्वे तस्यार्धवलयाकृतेः ।
स्यात् मेरुपरिधेः भागे दशमे त्रिगुणीकृते ॥ १५१ ॥

तथा च सहस्रा नव षडशीत्यधिका च चतुःशती ।
योजनानां द ।छिन्नयोजनस्य लवा नव ॥ १५२ ॥

विष्कम्भोऽम्भोधिपार्श्वे तु तापक्षेत्रस्य निश्चितः ।
अन्तर्मण्डलपरिधेर्दशांशे त्रिगुणीकृते ॥ १५३ ॥

स चायम् । योजनानां सहस्राणि चतुर्नवतिरेव च ।
षट्त्रिंशा पंचशत्यंशाः षष्टिजा द्व्यब्धिसंमिताः ॥ १५४ ॥

नन्वेवमब्धेः षड्भागं यावद्व्याप्तिमुपेयुषः ।
तापक्षेत्रस्य विष्कम्भः संभवेत् नाधिकः कथम् ॥ १५५ ॥

तथाहि । पूर्वोक्ततापक्षेत्रस्य प्रान्तेऽब्धौ परिधिस्तु यः ।
तद्दशांशत्रयमितो विष्कम्भः संभवेत् न किम् ॥ १५६ ॥

अत्रोच्यते । संभवत्येव किन्त्वत्र करणेनैष संवदन् ।
चतुर्नवतिसहस्रादिक एव मतो बुधैः ॥ १५७ ॥

---

હવે આ સૂર્યોના તાપક્ષેત્રની પહોળાઇ વિષે કહે છે–અર્ધવલયાકાર એવા એ તાપક્ષેત્રની મેરૂની પાસે પહોળાઇ મેરૂના પરિધિના ત્રણ દશાંશ જેટલી છે એટલે કે નવહજાર ચાર સો છયાસી પૂર્ણાંક નવ દશાંશ યોજન છે. પણ સમુદ્ર પાસે એ પહોળાઇ અન્તર્મંડળની પરિધિના ત્રણ દશાંશ જેટલી છે એટલે કે ચોરાણુ હજાર પાંચ સો છત્રીશ યોજન ને સાત ત્રિશાંશ યોજન છે. ૧૫૧–૧૫૪

અહિં એવી શંકા ઉપસ્થિત થાય કે જો કેટલાકને મતે સૂર્યાતપક્ષેત્ર લવણુસમુદ્રના છઠ્ઠા ભાગ પર્યન્ત લંબાયલું છે તો એની પહોળાઇ પણ ઉપર કહી એથી અધિક કેમ ન સંભવે ? પૂર્વોકત તાપક્ષેત્રને પ્રાન્તે સમુદ્રનો જે પરિધિ છે તેના ત્રણદશાંશ જેટલી પહોળાઇ કેમ ન સંભવે ? ૧૫૫–૧૫૬

એના ઉત્તરમાં કહે છેઃ- સંભવે જ. પરંતુ વિદ્વાનોએ અહિં 'કરણુયુકિત' સાથે મળતી આવતી પહોળાઇ ગણેલી છે અને એ પહોળાઇ ચોરાણું હજાર આદિક યોજન છે. વળી આ

व्यक्तिस्तु करणस्यास्य मुहूर्त्तगतिचिन्तया ।
कार्या दृग्गोचरस्येव साम्या दृक्पथतापयोः ॥ १५८ ॥

तथाहुः । अत्रोदयास्तान्तरं प्रकाशक्षेत्रं तापक्षेत्रमित्येकार्थाः ॥

विष्कम्भस्त्वेष तापस्य द्विविधोऽप्यनवस्थितः ।
याम्येऽयने हीयमानः सौम्ये वृद्धिमवाप्नुयात् ॥ १५९ ॥

मुहूर्त्तैकषष्टिभागद्वयगम्यं तु यद् भवेत् ।
क्षेत्रं तावन्मिता वृद्धिः हानिश्च प्रतिमण्डलम् ॥ १६० ॥

तथा च मण्डलैः सार्धत्रिंशतैकैकभानुमान् ।
क्षेत्रं गम्यं मुहूर्त्तेन वर्धयेद्वा क्षयं नयेत् ॥ १६१ ॥

मण्डलानां सत्र्यशीतिशतेनैवमनुक्रमात् ।
वर्धितं क्षपितं ताभ्यां सौम्ययाम्यायनान्तयोः ॥ १६२ ॥

मुहूर्त्तैः षड्भिराक्रम्यं क्षेत्रं स्यादेष एव च ।
बाह्यान्तरमण्डलाभ्यां दशांशो वृद्धिहानिभाक् ॥१६३॥ युग्मम् ॥

प्रकाशपृष्ठलग्नस्यान्धस्येव तमसोऽप्यथ ।
आकृतिश्चिन्त्यते भान्वोः सर्वान्तमण्डलस्थयोः ॥ १६४ ॥

---

કરણયુક્તિની વ્યક્તિ મુહૂર્ત્તગતિ વિચારીને કરવી. કેમકે તેનું જેમ દૃગ્ગોચરની સાથે સામ્ય છે, તેવું જ દૃક્પથ અને તાપક્ષેત્રની સાથે સામ્ય છે. કહ્યું છે કે (૧) ઉદય અને અસ્ત વચ્ચેનું અન્તર, (૨) પ્રકાશક્ષેત્ર અને (૩) તાપક્ષેત્ર આ ત્રણે એકાર્થવાચી છે. ૧૫૭–૧૫૮.

તાપક્ષેત્રની બેઉ પ્રકારની આ પહોળાઈ અનવસ્થિત–અનિશ્ચિત છે; કેમકે દક્ષિણાયનમાં તે ઘટે છે અને ઉત્તરાયણમાં વધે છે; એક મુહૂર્ત્તના બે એકસઠાંશમાં જેટલું ક્ષેત્ર ઓળંગાય તેટલી ઉત્તરાયણમાં વૃદ્ધિ અને દક્ષિણાયનમાં હાનિ પ્રત્યેક મંડળે થાય છે; તેથી સાડીત્રીશ મંડળે એકેકો સૂર્ય એક મુહૂર્ત્તમાં ગમન કરી શકાય એટલું ક્ષેત્ર વધારી ઘટાડી શકે છે; અને તેથી અનુક્રમે એકસો ત્રાશી મંડળમા ફરીને ઉત્તરાયણ અથવા દક્ષિણાયનને છેડે બેઉ સૂર્યોએ જેટલું ક્ષેત્ર વધાર્યું કે ઘટાડ્યું હોય તે છ મુહૂર્ત્તમાં ગમન કરી શકાય એટલું જ હોય છે, કેમકે બહારના અને અંદરના એમ બેઉ મંડળમાં પ્રાંતે એક દશાંશ વૃદ્ધિ કે હાનિ થાય છે. ૧૫૯–૧૬૩.

હવે બેઉ સૂર્ય સર્વથી અંદરના મંડળમાં હોય છે ત્યારે, અંધની જેમ પ્રકાશની પાછળ લાગેલા અંધકારની આકૃતિ વિષે વિચાર કરીએ. ૧૬૪.

अस्याप्याकृतिरूर्ध्वास्यनालिकापुष्पसंस्थिता ।
तापक्षेत्रवदायाममानं चास्याप्यवस्थितम् ॥ १६५ ॥
अस्तं गते दिनपतौ मेरोरपि गुहादिषु ।
ध्वान्तोपलब्धेरायामः तमसोऽपि प्रकाशवत् ॥ १६६ ॥
विष्कम्भो मेरुसंलग्ने स्यादेवं ध्वान्तचोलके ।
मन्दराद्रिपरिक्षेपदशांशे द्विगुणीकृते ॥ १६७ ॥
षट्योजनसहस्राणि चतुर्विंशं शतत्रयम् ।
दशभागीकृतस्यैकयोजनस्य लवाश्च षट् ॥ १६८ ॥
लवणाम्भोधिदिशि तु विष्कम्भः तमसो भवेत् ।
अन्तर्मण्डलपरिधेः दशांशे द्विगुणीकृते ॥ १६९ ॥
स चायम्। योजनानां सहस्राणि त्रिषष्टिः सप्तदशाधिकाः ।
अष्टचत्वारिंशदंशाः षष्टिजाः तत्र मण्डले ॥ १७० ॥
सर्वबाह्यमंडलं तु प्राप्तयोरुष्णरोचिषोः ।
तापान्धकारयोः प्राग्वत् संस्थानादिनिरूपणम् ॥ १७१ ॥

इति कर्कसंक्रान्तौ आतपक्षेत्रतमःक्षेत्रयोः स्वरूपम् ॥

---

એની પણ આકૃતિ ઉર્ધ્વમુખી નાળવાળાં પુષ્પ જેવી છે, એની લંબાઇનું પ્રમાણ પણ તાપક્ષેત્રની લંબાઇ જેટલુંજ છે. દિનપતિ સૂર્ય અસ્ત પામે છે ત્યારે મેરૂની ગુફા આદિકમાં પણ અંધકાર છવાઈ જતો હોવાથી એ અંધકારની લંબાઇ પણ પ્રકાશની લંબાઈ જેટલી જ છે. ૧૬૫-૧૬૬.

હવે એનો વિષ્કંભ એટલે એની પહોળાઈ મેરૂની આગળ મેરૂના પરિધિના બે દશાંશ જેટલી છે એટલે કે છ હજાર ત્રણુસો ચોવીશ પૂર્ણાંક ને છ દશાંશ યોજન છે; જ્યારે લવણ સમુદ્ર તરફ સર્વાભ્યન્તર મંડળના પરિધિના બે દશાંશ જેટલી છે એટલે કે ત્રેસઠ હજાર અને સત્તરપૂર્ણાંક આઠ દશાંશ યોજન છે. ૧૬૭-૧૭૦.

આ પ્રમાણે કર્ક સંક્રાતિમાં (સૂર્યના) આતપ ક્ષેત્રનું અને અંધકાર ક્ષેત્રનું સ્વરૂપ કહ્યું.

હવે જ્યારે બેઉ સૂર્યો સર્વથી બહારના મંડળમાં આવે છે ત્યારે તાપ અને અંધકારના આકાર આદિકનું સ્વરૂપ તો પૂર્વવત સમજવું. ફક્ત સમુદ્ર તરફની પહોળાઇમાં ફેર છે. એ પહોળાઈ સર્વબાહ્ય મંડળના પરિધિના બે દશાંશ જેટલી એટલે કે ત્રેસઠ હજાર છ સો ને

किन्त्ववधिदिशि विष्कम्भे विशेषोऽस्ति भवेत्स च ।
बाह्यमण्डलपरिधेः दशांशे द्विगुणीकृते ॥ १७२ ॥
स्युः त्रिषष्टिः सहस्राणि सत्रिषष्टिश्च षट्शती ।
तद्दशांशे त्रिगुणिते ध्वान्तव्यासोऽप्यसौ तदा ॥ १७३ ॥
सहस्राः पंचनवतिश्चत्वार्येव शतानि च ।
चतुर्नवतियुक्तानि त्रिंशदंशाश्च षष्टिजाः ॥ १७४ ॥ विशेषकम् ॥
बाह्यान्तर्मण्डलस्थार्कतापक्षेत्रानुसारतः ।
वृद्धिहानिव्यतीहारः प्रकाशतमसोर्भवेत् ॥ १७५ ॥
सामीप्यात् दीप्रतेजस्त्वात् सर्वान्तर्मंडलेऽर्कयोः ।
दिनातपक्षेत्रवृद्धिर्घर्मस्तीव्रस्तमोऽल्पता ॥ १७६ ॥
मन्दतेजस्तया दूरतया च बाह्यमण्डले ।
निशातमःक्षेत्रवृद्धिस्तापक्षेत्राल्पता हिमम् ॥ १७७ ॥

यत्तु जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रे सर्वान्तर्मण्डलस्थे रवौ समुद्रादिशि तापक्षेत्रविष्कम्भः चतुर्नवतिः योजनसहस्राणि अष्टौ शतानि अष्टषष्ट्यधिकानि चतुरश्च दशभागान् योजनस्य उक्तः तथा ध्वान्तविष्कम्भश्च त्रिषष्टिः योजनसहस्राणि द्वे च पंचचत्वारिंशदधिके योजनशते

---

ત્રેસઠ યોજન છે. તે વખતે એજ પરિધિના ત્રણ દશાંશ જેટલો એટલે કે પંચાણું હજાર ચાર સો ચોરાણું પૂર્ણાંક એક દ્વિતીયાંશ યોજન જેટલો અન્ધકારનો વ્યાસ હોય છે. ૧૭૧–૧૭૪.

બહારના અને અંદરના મંડળમાં રહેલા સૂર્યના તાપક્ષેત્રને અનુસારે પ્રકાશ અને અંધકારની વૃદ્ધિ હાનિ થાય છે. સર્વથી અંદરના મંડળમાં આવે ત્યારે બેઉ સૂર્યો નજીક અને તીવ્ર તેજવાળા હોવાથી દિવસના પ્રમાણુની તથા આતપક્ષેત્રની વૃદ્ધિ થાય છે તેથી તીવ્ર તાપ લાગે છે અને અન્ધકાર અલ્પ રહે છે. વળી બેઉ સૂર્યો સર્વબાહ્ય મંડળમાં હોય છે ત્યારે તેઓ દૂર અને મંદતેજવાળા હોવાથી રાત્રીની અને અંધકારના ક્ષેત્રની વૃદ્ધિ થાય છે, તાપક્ષેત્ર સ્વલ્પ થાય છે અને હિમ પડે છે. ૧૭૫–૧૭૭.

વળી જમ્બુદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રમાં, સર્વથી અંદરના મંડળમાં સૂર્ય હોય છે ત્યારે સમુદ્રતરફ તાપક્ષેત્રની પહોળાઈ ચોરાણું હજાર આઠસો અઠસઠ પૂર્ણાંક ચાર દશાંશ યોજનની જે

षट् च दशभागा योजनस्यायमेव च सर्वबाह्यमण्डलस्थे रवौ तापक्षेत्र- ध्वान्तक्षेत्रयोः विपर्ययेण विष्कम्भः उक्तः स तु जम्बूद्वीपपरिधेरेव दशांशद्वयत्रयकल्पनया इति व्यामोहो न विधेयः। यत्तु तत्र सर्वान्तर्मण्डले उभयतः समुदितं द्वीपसम्बन्धि षष्ट्यधिकं योजनशतत्रयं न्यूनतया न विवक्षितं यच्च सर्वबाह्यमण्डले उभयतः समुदितानि समुद्रसम्बन्धीनि षष्ट्यधिकानि षट्योजनशतानि अधिकतया न विवक्षितानि तत्र अविवक्षैव बीजम्। इत्यादिकं अर्थतः उपाध्यायश्रीशान्तिचन्द्रोपज्ञजम्बूद्वीपप्रज्ञप्तिवृत्तेः अवसेयम् ॥

तापक्षेत्रस्य च व्यासो यावान् स्याद्यत्र मण्डले ।
करप्रसारस्तस्यार्द्धे पूर्वतोऽपरतोऽपि च ॥ १७८ ॥
मेरोर्दिशि तु मेर्वर्द्धं यावत्तेजः प्रसर्पति ।
पाथोधिदिशि पाथोधेः षड्भागं यावदर्कयोः ॥ १७९ ॥
करप्रसार ऊर्ध्वं तु योजनानां शतं मतः ।
यत्तापयत एतावदूर्ध्वं निजविमानतः ॥ १८० ॥

---

કહી છે, તથા અંધકારની પહોળાઇ ત્રેસઠ હજાર બસો પીસ્તાળીશ પૂર્ણાંક છ દશાંશ યોજનની જે કહી છે, અને તેથી ઉલટી રીતે તેટલીજ સર્વથી બહારના મંડળમાં સૂર્ય હોતે છતે તાપક્ષેત્રની તથા અન્ધકારક્ષેત્રની પહોળાઇ જે કહેલી છે–તે જમ્બૂદ્વીપની પરિધિના બે દશાંશ તથા ત્રણ દશાંશની કલ્પનાથી કહેલી છે. માટે તે સંબંધમાં મુંઝાવું નહિં. વળી ત્યાં સર્વથી અંદરના મંડળમાં બેઉ તરફના મળીને દ્વીપ સંબંધી ત્રણસો સાઠ યોજન ન્યૂન નથી કહ્યા તેમજ સર્વથી બહારના મંડળમાં બેઉ બાજુના મળીને સમુદ્ર સંબંધી છ સો સાઠ યોજન અધિક નથી કહ્યા–તેમાં અવિવક્ષા જ કારણ સમજવું.

આ હકીકત ઉપાધ્યાય શ્રી શાંતિચંદ્રે કરેલી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિની ટીકામાં કહેલી છે ત્યાંથી જાણી લેવી.

જે મંડળમાં તાપક્ષેત્રનો જેટલો વ્યાસ હોય તેથી અર્ધ અર્ધ પૂર્વ અને પશ્ચિમમાં સૂર્યના કિરણોનો પ્રસાર હોય. ૧૭૮.

બેઉ સૂર્યોનું તેજ મેરૂ તરફ મેરૂના અર્ધભાગ સુધી ફેલાય છે, અને સમુદ્ર તરફ સમુદ્રના છઠ્ઠા ભાગ સુધી વિસ્તરે છે. ૧૭૯.

બેઉ સૂર્યોના કિરણો ઉંચે એક સો યોજન સુધી પહોંચે છે: એઓ પોતાના વિમાનથી ઉંચે તેટલું ક્ષેત્ર તપાવી શકે છે. ૧૮૦.

शतेष्वष्टासु सूर्याभ्यामधस्तात् समभूतलम् ।
सहस्रं च योजनानामधोग्रामास्ततोऽप्यधः ॥ १८१ ॥
तांश्च यावत्तापयतः प्रसरन्ति करास्ततः ।
विवस्वतोर्योजनानामष्टादश शतान्यधः ॥ १८२ ॥
सप्तचत्वारिंशदथ सहस्राणि शतद्वयम् ।
त्रिषष्टिश्च योजनानां षष्ट्यंशा एकविंशतिः ॥ १८३ ॥
करप्रसार एतावान् सर्वान्तर्मण्डलेऽर्कयोः ।
पूर्वतोऽपरतश्चाथ दक्षिणोत्तरयोः ब्रुवे ॥ १८४ ॥
त्रयस्त्रिंशत् सहस्राणि त्रयस्त्रिंशं शतत्रयम् ।
योजनत्र्यंशयुक् वार्द्धौ द्वीपेऽशीतियुतं शतम् ॥ १८५ ॥
सहस्राणि पंचचत्वारिंशत्स्वर्गिगिरेर्दिशि ।
साशीतियोजनशतोनान्यथाब्धेर्दिशि ब्रुवे ॥ १८६ ॥
सर्वबाह्यमण्डले तु चरतोरुष्णरोचिषोः ।
करप्रसार एतावान् स्यात् पूर्वापरयोर्दिशोः ॥ १८७ ॥
एकत्रिंशत्सहस्राणि शतान्यष्टौ तथोपरि ।
एकत्रिंशद्योजनानि त्रिंशदंशाश्च षष्टिजाः ॥ १८८ ॥

---

બેઉ સૂર્યોથી આઠસો યોજન નીચે સમ પૃથ્વીતળ છે અને એથી પણ એક હજાર યોજન જેટલા નીચાણમાં 'અધોગ્રામ' આવેલાં છે, ત્યાં સુધી બેઉ સૂર્યોનાં તાપના કિરણો પ્રસરે છે. એટલે એમ થયું કે બેઉ સૂર્યોનાં કિરણો નીચે અઢારસો યોજન સુધી પ્રસરે છે. ૧૮૧–૧૮૨.

**સર્વથી અંદરના મંડળમાં** રહેલા બેઉ સૂર્યોના કિરણોનો વિસ્તાર પૂર્વ અને પશ્ચિમમાં સડતાલીશ હજાર બસો ત્રેસઠ પૂર્ણાંક ને સાત વીશાંશ યોજન જેટલો છે; જ્યારે ઉત્તર અને દક્ષિણમાં મેરૂપર્વત તરફ ચુમાળીશ હજાર આઠસો ને વીશ યોજન, અને સમુદ્ર તરફ તેત્રીશ હજાર ત્રણસો તેત્રીશ પૂર્ણાંક ને એક તૃતીયાંશ યોજનસુધી સમુદ્રમાં તથા એક સો ને એંશી યોજન દ્વીપમાં છે. ૧૮૩–૧૮૬.

સર્વથી બહારના મંડળમાં જ્યારે એ બેઉ સૂર્યો વિચરતા હોય છે ત્યારે એઓના કિરણોનો વિસ્તાર પૂર્વ અને પશ્ચિમમાં એકત્રીશ હજાર આઠસો એકત્રીશ પૂર્ણાંક ને એક દ્વિતી-

मेरोर्दिशि योजनानां वार्द्धौ त्रिंशं शतत्रयम् ।
द्वीपे च पंचचत्वारिंशत्सहस्रास्ततः परम् ॥ १८९ ॥
त्रयस्त्रिंशत्सहस्राणि सत्र्यंशं योजनत्रयम् ।
करप्रसारो भान्वोः स्याल्लवणाब्धौ शिखादिशि ॥ १९० ॥
ऊर्ध्वं तु योजनशतं तुल्यं सर्वत्र पूर्ववत् ।
अष्टादश योजनानां शतान्यधस्तथैव च ॥ १९१ ॥

इति क्षेत्रविभागेन दिनरात्रिमानप्ररूपणा तत्प्रसंगादातपतमःसंस्थानादिप्ररूपणा च ॥

कृता क्षेत्रविभागेन दिनरात्रिप्ररूपणा ।
परिक्षेपमिति ब्रूमः साम्प्रतं प्रतिमण्डलम् ॥ १९२ ॥
वगाह्योभयतो द्वीपे सर्वान्तर्मण्डलं स्थितम् ।
साशीतियोजनशतम् द्विघ्नं कार्यमिदं ततः ॥ १९३ ॥
सषष्टियोजनशतत्रयं जातमिदं पुनः ।
द्वीपव्यासाल्लक्षरूपाद्विशोध्यते ततः स्थितम् ॥ १९४ ॥
विष्कम्भायामतो नूनं सर्वाभ्यन्तरमण्डलम् ।
सहस्रा नवनवतिश्चत्वारिंशा च षट्शती ॥ १९५ ॥

---

યાંશ યોજન છે; અને મેરૂ તરફ, સમુદ્રમાં ત્રણુસો ને ત્રીશ યોજન અને દ્વીપમાં પીસતાળીશ હજાર યોજન છે. લવણુ સમુદ્રમાં શિખા તરફ તેત્રીશ હજાર ને ત્રણુ પૂર્ણાંક ને એક તૃતીયાંશ યોજન પર્યન્ત છે. વળી ઉંચે એક સો યોજન અને નીચે અઢારસો યોજન પર્યન્ત વિસ્તાર છે. ૧૮૭-૧૯૧.

આ પ્રમાણે ક્ષેત્રવિભાગવડે દિવસ અને રાત્રીના પ્રમાણુની પ્રરૂપણા કરી. એના પ્રસંગથી વળી તાપ અને અંધકારના આકાર આદિકની પ્રરૂપણા પણુ કરી.

હવે દરેક મંડળે એનો પરિક્ષેપ ( પરિધિ ) કેટલો હોય તે કહે છે—૧૯૨.

સર્વથી અંદરનું મંડળ દ્વીપમાં ઉભયતઃ એકસો એંશી યોજન અવગાહીને રહેલું છે. એ રકમને બમણી કરો. ત્રણુસો સાઠ યોજન આવ્યા. આ રકમ દ્વીપનો વિસ્તાર જે એક લાખ યોજન છે તેમાંથી બાદ કરો. એટલે નવાણું હજાર છસો ને ચાલીશ યોજન આવ્યા.

परिधिस्तु यथाम्नायमस्य लक्षत्रयं युतम् ।
सहस्रैः पंचदशभिः नवाशीतिश्च साधिका ॥ १९६ ॥
सषष्टियोजनशतत्रयं यत्प्रागप्राकृतम् ।
तस्य वा परिधिः कार्यः पृथगीदृग्विधस्तु सः ॥ १९७ ॥
एकादश शतान्यष्टत्रिंशान्येनं विशोधयेत् ।
जम्बूद्वीपस्य परिधेः स्यादप्येवं यथोदितः ॥ १९८ ॥
अथैकतः स्थितं सर्वान्तरानन्तरमण्डलम् ।
अष्टचत्वारिंशदंशान् सर्वान्तर्मण्डलात्मकान् ॥ १९९ ॥
द्वे योजने च त्यक्त्वार्वाक् परतोऽप्येवमेव तत् ।
एवं पंचत्रिंशदंशं भवेद्योजनपंचकम् ॥ २०० ॥
ततोऽर्कयुग्मान्तरवद्वर्धन्ते प्रतिमण्डलम् ।
योजनानि पंच पंचत्रिंशदंशाश्च विस्तृतौ ॥ २०१ ॥
ततस्तेषां परिक्षेपा ज्ञेया व्यासानुसारतः ।
स पंचत्रिंशदंशस्य योजनपंचकस्य वा ॥ २०२ ॥
परिक्षेपः पृथक्कार्य ईदृग्रूपः स जायते ।
साधिकाष्टात्रिंशदंशयुक् सप्तदशयोजनी ॥ २०३ ॥ युग्मम् ॥

---

એ સર્વથી અંદરના મંડળની લંબાઇ પહોળાઇ આવી. અર્થાત્ વચ્ચેનું અંતર આવ્યું. એ પરથી એનો પરિધિ ત્રણ લાખ પંદર હજાર ને નેવાશી યોજન જેટલો થાય છે. ૧૯૩-૧૯૬.

અથવા આમ પણ થાય:—પૂર્વોક્ત ત્રણસો ને સાઠ યોજનનો જૂદો પરિધિ કાઢો. એ અગ્યારસો ને આડત્રીશ યોજન આવશે. એને જમ્બૂદ્વીપના પરિધિમાંથી બાદ કરો. એટલે પણ ઉપર્યુક્ત પરિધિ આવે છે. ૧૯૭-૧૯૮.

હવે એક તરફથી, સર્વથી અંદરના મંડળની પાસેનું મંડળ પૂર્વપશ્ચિમ, સર્વથી અંદરના મંડળના બે યોજન અને અડતાળીશ અંશો છોડીને રહેલું છે. જેથી બે બાજુના મળીને પાંચ યોજન અને પાંત્રીશ અંશો થાય. બન્ને સૂર્યોના અંતરની પેઠે દરેક મંડળે પાંચ યોજન ને પાંત્રીશ અંશો વિસ્તારમાં વધે છે. એનો પરિક્ષેપ (ઘેરાવો) પણ વ્યાપને અનુસારે કાઢવો. અથવા પાંચ યોજન ને પાંત્રીશ અંશોવાળા વ્યાસનો જ પરિક્ષેપ જૂદો કાઢો. તે સત્તર યોજન અને આડત્રીશ અંશો લગભગ આવશે, પણ વ્યવહારથી એને સંપૂર્ણ અઢાર

अष्टादश योजनानि परन्तु व्यवहारतः ।
संपूर्णानि विवक्ष्यन्ते ततोऽष्टादशयोजनीम् ॥ २०४ ॥

प्राच्यप्राच्यमण्डलस्य परिक्षेपे नियोजयेत् ।
ततोऽग्र्याग्र्यमण्डलस्य परिक्षेपमितिर्भवेत् ॥ २०५ ॥ युग्मम् ॥

एवं वृद्धिः परिक्षेपे यावच्चरममण्डलम् ।
ततो यथावृद्धिहानिरासर्वान्तरमण्डलम् ॥ २०६ ॥

एवं च परिधिः सर्वान्तरानन्तरमण्डले ।
लक्षत्रयं पंचदशसहस्राः सप्तयुक्शतम् ॥ २०७ ॥

तार्तीयिके मण्डले च सर्वाभ्यन्तरमण्डलात् ।
लक्षास्तिस्रः पंचदश सहस्रास्तत्वयुक्शतम् ॥ २०८ ॥

लक्षास्तिस्रोऽष्टादशैव सहस्रास्त्रिशती तथा ।
युक्तोनैः पंचदशभिः सर्वान्त्ये परिधिर्भवेत् ॥ २०९ ॥

तथाहुः श्रीमलयगिरिपादाः क्षेत्रविचारबृहद्वृत्तौ ॥ एवं मण्डले मण्डले आयामविष्कम्भयोः पंच पंच योजनानि पंचत्रिंशदेकषष्टिभागाधि-

---

યોજન કહેવાય. આ અઢાર યોજનને પૂર્વપૂર્વના મંડળના પરિધિમાં ભેળવતાં જવાથી આગળ–આગળના મંડળના પરિધિનુ માપ આવે છે. એવી રીતે છેક છેલ્લા મંડળ સુધી કર્યા જવાથી પરિક્ષેપ વધતો જશે. અહીં જેમ વૃદ્ધિ થતી જશે તેમ સર્વથી અંદરના મંડળ પર્યન્ત પાછાં આવતાં હાનિ થતી જશે. ૧૯૯–૨૦૬.

એ ગણત્રીએ, સર્વથી અંદરના મંડળ પછીના મંડળનો પરિધિ ત્રણ લાખ પંદર હજાર એકસો ને સાત યોજન આવશે, સર્વથી અંદરના મંડળથી ત્રીજા મંડળનો પરિધિ ત્રણ લાખ પંદર હજાર એકસો ને પચીશ યોજન આવશે અને સર્વથી છેલ્લા મંડળનો પરિધિ ત્રણ લાખ અઢાર હજાર ત્રણસો ને લગભગ પંદર યોજન આવશે. ૨ ૭–૨૦૯.

આ સંબંધમાં શ્રી મલયગિરિ આચાર્ય 'ક્ષેત્ર વિચાર' ગ્રન્થની મોટી ટીકામાં કહે છે કેઃ—

એવી રીતે પ્રત્યેક મંડળે, મંડળના વિસ્તારમા પાંચ યોજન અને પાંત્રીશ અંશ અથવા મંડળના પરિધિમાં અઢાર યોજન વધારતા વધારતાં ત્યાં સુધી પહોંચવુ કે મંડળનો વિસ્તાર એક લાખ છસો ને સાઠ યોજન આવે અથવા એ મંડળનો પરિધિ ત્રણ લાખ અઢાર હજાર ત્રણસો ને લગભગ પંદર યોજન આવે. અહિં પ્રત્યેક પરિધિએ અઢાર વધારતા જવાથી

कानि परिरये अष्टादश अष्टादश योजनानि परिवर्धयता तावद्वक्तव्यं यावत्सर्वबाह्यमण्डलं एकं योजनशतसहस्रं षट्शतानि षष्ट्यधिकानि, आयामविष्कम्भाभ्यां त्रीणि योजनशतसहस्राणि अष्टादशसहस्राणि त्रीणि शतानि पंचदशोत्तराणि किंचिदूनानि परिरये इति। अत्र च यद्यपि प्रतिपरिक्षेपं अष्टादशअष्टादशवृद्धौ त्र्यशीत्यधिकशतस्य अष्टादशभिः गुणने चतुर्नवत्यधिकानि द्वात्रिंशच्छतानि भवन्ति एतेषां च सैकोननवतिपंचदशसहस्राधिकलक्षत्रयरूपप्रथममण्डलपरिक्षेपेण सह योगे सर्वबाह्यमण्डलपरिरयः तिस्रो लक्षा अष्टादश सहस्रा त्रिशती त्र्यशीत्युत्तरा भवन्ति। परन्तु प्रागुक्तानि सप्तदशयोजनानि साधिकयोजनसत्काष्टात्रिंशदेकभागाधिकानि प्रतिपरिरयवृद्धिरिति विभाव्यैव न्यूनपंचदशाधिकशतत्रययुक्ताष्टादशसहस्राधिकलक्षत्रयरूपः सर्वबाह्यमण्डलपरिधिः उक्तः इति सम्भाव्यते। यद्यपि अत्रापि उपरितनं शतत्रयं चतुर्दशोत्तरमेव भवति तथापि उपरितनानां अष्टत्रिंशतो भागानां साधिकत्वात् न्यूनानि पंचदशैव विवक्षितानि इति सम्यग्विभावनीयं गणितज्ञैः॥

एवं कृता मण्डलानां परिक्षेपप्ररूपणा।
गतिं प्रतिमुहूर्तं च ब्रूमहे प्रतिमण्डलम्॥ २१०॥

---

એકસો ને ત્રાશીને અઢારે ગુણવાથી બત્રીશસો ને ચોરાણું આવે છે અને એ રકમ પ્રથમ મંડળના પરિધિની ત્રણ લાખ પંદર હજાર ને નેવાશીવાળી રકમમાં ભેળવવાથી- સર્વથી બહારના મંડળનો પરિધિ ત્રણ લાખ અઢાર હજાર ત્રણસો ને-ત્યાશી યોજન જેટલો થાય છે. પણ સત્તર યોજન ને આડત્રીશ અંશો વાળી રકમ પૂર્ણ અઢાર યોજન-ગણી છે એને લીધે જ આટલો વધારો પરિધિમાં આવ્યો છે પણ જો ૧૭ યોજન ને ૩૮ અંશ જ પરિધિમાં વધારતા જઈએ તો તો સર્વથી બહારના મંડળનો પરિધિ ત્રણ લાખ અઢાર હજાર ત્રણસો ને લગભગ પંદર યોજન જ આવે. અહિં પણ ઉપર તો ત્રણસો ને ચૌદ યોજન થાય છે તો પણ તેની ઉપર આડત્રીશ અંશો અધિક હોવાથી ત્રણસો ને લગભગ પંદર કહ્યાં છે.—એમ ગણિતજ્ઞોએ સમ્યગ્ રીતે વિચારી લેવું.

એવી રીતે સૂર્યના પ્રત્યેક મંડળના પરિધિની પ્રરૂપણા કરી. હવે એ પ્રત્યેક મંડળે સૂર્યની પ્રત્યેક મુહૂર્ત્તે ગતિ વિષે કહીએ છીએ:—૨૧૦.

एकैकं मण्डलं ह्येकमार्तण्डेन समाप्यते ।
द्वाभ्यां किलाहोरात्राभ्यां मुहूर्त्ताः षष्टिरेतयोः ॥ २११ ॥
ततः षष्ट्या विभज्यन्ते परिक्षेपाः स्वकस्वकाः ।
एवं सर्वमण्डलानां मुहूर्त्तगतिराप्यते ॥ २१२ ॥

एवं च　संक्रम्य चरतः सूर्यौ सर्वान्तर्मण्डले यदा ।
तदा प्रत्येकमेकैकमुहूर्त्तेऽसौ गतिस्तयोः ॥ २१३ ॥
नूनं पंच सहस्राणि योजनानां शतद्वयम् ।
एकपंचाशमेकोनत्रिंशदंशाश्च षष्टिजाः ॥ २१४ ॥ युग्मम् ॥

द्वितीयादिमण्डलेष्वप्येवं परिरयैः स्वकैः ।
मुहूर्त्तगतिरानेया षष्ट्या भक्तैर्विवस्वतोः ॥ २१५ ॥
यद्वा प्रतिपरिक्षेपं योक्ताष्टादशयोजनी ।
वृद्धिः षष्ट्या विभक्तुं तामूर्ध्वाधस्तद्द्वयं न्यसेत् ॥ २१६ ॥
राशिः षष्टेर्न दत्तेंऽशं तत्राष्टादशलक्षणः ।
ततोऽष्टादश षष्टिघ्नाः स्युः सहस्रमशीतियुक् ॥ २१७ ॥
तेषां षष्ट्या हृते भागे लब्धा अष्टादश स्फुटम् ।
एतावन्तः षष्टिभागाः किंचिदूनास्तु निश्चयात् ॥ २१८ ॥

---

એક સૂર્ય બે અહોરાત્રીમાં એક મંડળ સમાપ્ત કરે છે અને બે અહોરાત્રીના સાઠ મુહૂર્તો છે તેથી તે તે મંડળના પરિધિને સાઠ વડે ભાંગીએ તો તે તે મંડળે સૂર્યની મુહૂર્ત્તગતિ આવે છે. ૨૧૧-૨૧૨.

એવી રીતે સર્વથી અંદરના મંડળમાં સંક્રમીને જ્યારે બેઉ સૂર્યો ગમન કરે છે ત્યારે પ્રત્યેક મંડળે એક મુહૂર્ત્તમાં એઓની ગતિ ૫૨૫૧$\frac{૨૯}{૬૦}$ યોજન જેટલી થાય છે. ૨૧૩-૨૧૪.

એવી રીતે દ્વિતીયાદિક મંડળોમાં પણ તે તે મંડળના પરિધિને સાઠે ભાંગીને બેઉ સૂર્યોનું મુહૂર્ત્તગતિનું પ્રમાણ લાવવું. ૨૧૫.

અથવા પ્રત્યેક પરિધિએ જે અઢાર યોજનની વૃદ્ધિ કહેલી છે તેને સાઠે ભાંગવા. $\frac{૧૮}{૬૦}$ આવશે. ૧૮ને ૬૦ વડે ભંગાય નહીં માટે, ૧૮ ને ૬૦ વડે ગુણો એટલે ૧૦૮૦ અંશ

प्राच्यमण्डलमुहूर्त्तगतौ क्षिप्यन्त इत्यतः ।
यथोक्तं तत्परिमाणं भवेदेवं यथोत्तरम् ॥ २१९ ॥ युग्मम् ॥

एतद्याम्यायने सौम्यायने तु प्रतिमण्डलम् ।
अष्टादशांशाः क्षीयन्ते मुहूर्त्तीयगतौ रवेः ॥ २२० ॥

एवं च सर्वबाह्ये योजनानां पंचोत्तरं शतत्रयम् ।
सहस्राणि पंच पंचदशभागाश्च षष्टिजाः ॥ २२१ ॥

सर्वान्तिमार्वाचीने तु त्रिशती चतुरुत्तरा ।
सहस्राणि पंच सप्तपंचाशत् षष्टिजाः लवाः ॥ २२२ ॥

मुहूर्त्तगतिरित्येवं विवस्वतोः निरूपिता ।
अथ प्रपंच्यते दृष्टिपथप्राप्तिप्ररूपणा ॥ २२३ ॥

मुहूर्त्तगतिरर्कस्य या विवक्षित मण्डले ।
यच्च तस्मिन् दिनमानं द्वयमेतत् पृथग् न्यसेत् ॥ २२४ ॥

मुहूर्त्तगतिरेषाथ दिनमानेन गुण्यते ।
एकार्कस्य तदैकाहःप्रकाश्यं क्षेत्रमाप्यते ॥ २२५ ॥

---

આવ્યા એને ૬૦ વડે ભાંગતાં ૧૮ સાઠાંશ આવ્યા. આ રકમને પૂર્વના મંડળની મુહૂર્ત્તગતિમાં મેળવો. એમ કરવાથી એનું યથોક્ત પરિમાણ આવશે. ઉત્તરોત્તર પણ એમ જ કરવું. ૨૧૬-૨૧૯

એવી રીતે દક્ષિણાયનમાં સમજવું.

ઉત્તરાયણમાં તો પ્રત્યેક મંડળે સૂર્યની મુહૂર્ત્તગતિમાં અઢાર અંશો ઘટતા જાય છે, અને એવી રીતે સર્વથી બહારના મંડળમાં પાંચ હજાર ત્રણસો પાંચ પૂર્ણાંક પંદર સાઠાંશ યોજન જેટલી સૂર્યની મુહૂર્ત્તગતિ આવે છે, અને સર્વથી બહારના મંડળની અગાઉના મંડળમાં એ મુહૂર્ત્તગતિ અઢાર સાઠાંશ ઓછી એટલે કે પાંચ હજાર ત્રણસો ચાર પૂર્ણાંક સત્તાવન સાઠાંશ યોજન થાય છે. ૨૨૦-૨૨૨.

એવી રીતે બેઉ સૂર્યોની મુહૂર્ત્તગતિ વિષે સમજણ આપી. હવે એઓની દૃષ્ટિપથપ્રાપ્તિ વિષે કહીએ છીએ. ૨૨૩.

વિવક્ષિત મંડળમાં સૂર્યની જે મુહૂર્ત્તગતિ હોય તે રકમ એક બાજુ મૂકો. વળી તે મંડળમાં જે દિનમાન હોય તે રકમ એક બાજુ મૂકો. બેઉ રકમનો ગુણાકાર કરો. જે આવે તે

यावच्चैकाहःप्रकाश्यं क्षेत्रमेकत्रमण्डले ।
तदर्धेन मनुष्याणां भवेत् दृग्गोचरो रविः ॥ २२६ ॥

अयं भावः। यावत्क्षेत्रं दिनार्धेन भानुः भावयितुं क्षमः ।
दृश्यते तावतः क्षेत्रात् मण्डलेष्वखिलेष्वपि ॥ २२७ ॥

यथा पंच सहस्राणि योजनानां शतद्वयम् ।
एकपंचाशमेकोनत्रिंशदंशाश्च षष्टिजाः ॥ २२८ ॥

मुहूर्त्तगतिरेषा या प्रोक्ताऽभ्यन्तरमण्डले ।
गुण्यते सा दिनार्धेन मुहूर्त्तनवकात्मना ॥ २२९ ॥

सप्तचत्वारिंशदेवं सहस्राणि शतद्वयम् ।
त्रिषष्टिश्च योजनानां षष्ट्यंशा एकविंशतिः ॥ २३० ॥

उद्गच्छन्नियतः क्षेत्रात् भानुरस्तमयन्नपि ।
इहत्यैः दृश्यते लोकैः सर्वाभ्यन्तरमण्डले ॥ २३१ ॥

ततश्चैतत् द्विगुणितमुदयास्तान्तरं भवेत् ।
प्रकाशक्षेत्रमप्येतावदेवोभयतोऽन्वितम् ॥ २३२ ॥

तथाहुः ।

---

એક સૂર્ય એક દિવસમાં જેટલું ક્ષેત્ર પ્રકાશિત કરે છે તેનું પ્રમાણ સમજવું. અને એક મંડળે સૂર્ય જેટલું ક્ષેત્ર એક દિવસમાં પ્રકાશિત કરે છે તેથી અરધા ક્ષેત્ર જેટલા દૂર રહેલા મનુષ્યોને સૂર્ય દૃષ્ટિગોચર થાય છે. આનો ભાવાર્થ એ કે અરધા દિવસમાં સૂર્ય જેટલું ક્ષેત્ર પ્રકાશિત કરે છે તેટલા ક્ષેત્રના લોકોને સૂર્ય તેટલા દૂરથી દૃષ્ટિગોચર થાય છે. ૨૨૪-૨૨૭.

જેમકે પાંચ હજાર બસો એકાવન પૂર્ણાંક ઓગણત્રીશ સાઠાંશ યોજન જેટલી જે અંદરના મંડળમાં રહેલા સૂર્યની મુહૂર્ત્તગતિ કહેલી છે તેને અરધા દિવસવડે એટલે કે નવ મુહૂર્ત્ત વડે ગુણો. એટલે સડતાલીશ હજાર બસો ત્રેસઠ પૂર્ણાંક એકવીશ સાઠાંશ યોજન આવશે. એટલા ક્ષેત્રમાં રહેલા લોકોને એટલે દૂરથી સર્વથી અંદરના મંડળમાં ઉગતો તેમજ આથમતો સૂર્ય દૃષ્ટિગોચર થાય છે-દેખાય છે. વળી એ રકમને બમણી કરતાં જે આવે એ ઉદય અને અસ્ત વચ્ચેનું અન્તર સમજવું. પ્રકાશક્ષેત્ર પણ એટલું જ-એટલા યોજન ( બમણું ) સમજવું. ૨૨૮-૨૩૨.

रविणो उदयत्थंतर चउणवइसहस्स पणसय छव्विसा ।
बायालसट्ठिभागा कक्कडसंकंतिदियहंमि ॥ २३३ ॥

एवं च सहस्रैः सप्तचत्वारिंशता द्वितीयमण्डले ।
सैकोनाशीतिनादृश्यो योजनानां शतेन च ॥ २३४ ॥
सप्तपंचाशता षष्टिभागैरेकस्य तस्य च ।
अंशैरेकोनविंशत्या विभक्तस्यैकषष्टिधा ॥ २३५ ॥

एवं च त्र्यशीतिः योजनान्यंशाः त्रयोविंशतिरेव च ।
षष्टिभक्तयोजनस्यैकस्य षष्टिलवस्य च ॥ २३६ ॥
एकषष्टिविभक्तस्य द्विचत्वारिंशदंशकाः ।
हानिरत्रेयमाद्यात् स्यात् पुरो हानौ ध्रुवोऽप्ययम् ॥ २३७ ॥

किं च सर्वान्तर्मण्डलात्तार्तीयीकं यत्किल मण्डलम् ।
तदेवाद्यं प्रकल्प्याग्रे येषु येषु विभाव्यते ॥ २३८ ॥
दृग्मार्गस्तरणेस्तत्र तत्रैकद्व्यादिसंख्यया ।
हत्वा षट्त्रिंशतं भागं भागांस्तान् योजयेत् ध्रुवे ॥ २३९ ॥

ततश्च पूर्वमण्डलदृग्मार्गप्राप्तिस्तेन विवर्जिता ।
खरांशोः दृक्पथप्राप्तिमानं स्यादिष्टमण्डले ॥ २४० ॥

---

અન્યત્ર પણ કહ્યું છે કે કર્કસંક્રાન્તિના દિવસોમાં સૂર્યના ઉદય અને અસ્ત વચ્ચેનું અન્તર ચોરાણું હજાર પાંચસો છવ્વીશ પૂર્ણાંક બેંતાળીશ સાઠાંશ યોજન જેટલું છે. ૨૩૩.

વળી દ્વિતીય મંડળમાં એ સૂર્યનું ઉદય અને અસ્ત વચ્ચેનું અન્તર ૪૭૧૭૯ પૂર્ણ યોજન તથા ૫૭ સાઠાંશ તથા તે ઉપર એક સાઠાંશના $\frac{૧૯}{૬૧}$ છે એટલે કે લગભગ ૪૭૧૭૯ $\frac{૫૮}{૬૦}$ યોજન જેટલું છે. તે પરથી એમ સમજવાનું કે આદ્ય મંડળની ગતિમાંથી લગભગ ૮૩$\frac{૨૩}{૬૦}$ $\frac{૪૨}{૬૧}$ યોજન જેટલી હાનિ થઇ. આગળ પણ ઉત્તરોત્તર પ્રત્યેક મંડળે એટલી જ હાનિ સમજવી. એટલે એ આંકડો ‘ ધ્રુવ ’ સમજવો. ૨૩૪–૨૩૭.

વળી, સર્વથી અભ્યન્તર મંડળથી જે ત્રીજું મંડળ છે તેને જ પહેલું કલ્પીને અગ્રે જેમાં જેમાં સૂર્યની દૃષ્ટિપથ–પ્રાપ્તિ ભાવવામાં આવે તેમાં $\frac{૧}{૩૬}$, $\frac{૨}{૩૬}$ આદિ રકમ ‘ ધ્રુવ ’ ની રકમમાં ભેળવતાં જવી. ભેળવતાં જે રકમ આવે તે રકમ પૂર્વમંડળના દૃષ્ટિપથની રકમમાંથી બાદ કરતાં જે આવે તે ઇચ્છિત મંડળમાં સૂર્યની દૃષ્ટિપથ પ્રાપ્તિનું માન સમજવું. ૨૩૮–૨૪૦.

यथान्तर्मण्डलात्तार्तियीके तरणिमण्डले ।
षट्त्रिंशदेकेन गुण्या स्थितो राशिस्तथैव सः ॥ २४१ ॥
ततः षट्त्रिंशदेवैते त्र्यशीत्युपरिवार्तिषु ।
योजिता भागभागेषु जातास्ते चाष्टसप्ततिः ॥ २४२ ॥
एकषष्ट्या लवैश्चैकः षष्टिभागो भवेत् स च ।
योज्यते षष्टिभागेषु शेषाः सप्तदश स्थिताः ॥ २४३ ॥
एवं च त्र्यशीतियोजनान्यंशा षष्टिजाता जिनैर्मताः ।
सप्तदशैकषष्ट्यंशा शोध्यराशिः भवत्यसौ ॥ २४४ ॥
अनेन राशिना हीने द्वितीयमण्डलाश्रिते ।
दृग्गोचरे तृतीये स्यात् मण्डले दृक्पथो रवेः ॥ २४५ ॥
एवं च सहस्रैः सप्तचत्वारिंशता पञ्चवार्ति श्रितैः ।
योजनानां षष्टिभागैः त्रयस्त्रिंशन्मितैः तथा ॥ २४६ ॥
एकस्य षष्टिभागस्य विभक्तस्यैकषष्टिधा ।
भागद्वयेन चोष्णांशुः दृश्यः तृतीयमण्डले ॥ २४७ ॥
एवमुक्तप्रकारेण बहिर्निष्क्रमतो रवेः ।
दृक्पथप्राप्तिविषयात् हीयते प्रतिमण्डलम् ॥ २४८ ॥

---

દાખલા તરીકે અભ્યન્તર મંડળથી ત્રીજું મંડળ લ્યો. તેમાં ઉપર કહ્યા પ્રમાણે 'ધ્રુવ' ની રકમમાં $\frac{૧}{૩૬}$ ભેળવો. એટલે ધ્રુવની રકમ લગભગ ૮૩$\frac{૨૩}{૬૦}$ છે તેમાં $\frac{૧}{૩૬}$ ભેળવવાથી લગભગ ૮૩$\frac{૨૪}{૬૦}$ થયા. આ રકમ 'શોધ્યરાશિ' થઇ. ( શોધ્યરાશિ એટલે બાદ કરવાની રકમ ). ૨૪૧–૨૪૪.

એ રકમ દ્વિતાય મંડળાશ્રિત રવિના દ્રષ્ટિપથની રકમમાંથી બાદ કરવાથા તૃતીય મંડળમાં સૂર્યના દ્રષ્ટિપથનું માન આવે. ૨૪૫.

એટલે કે ૪૭૧૭૯ પૂર્ણ યોજન અને ૫૮ સાઠાંશ જેટલી જે રકમ આપણે દ્વિતીય મંડલાશ્રિત ચોક્કસ કરી ગયા છીએ તેમાંથી આ ૮૩$\frac{૨૪}{૬૦}$ યોજન જેટલી શોધ્યરાશિ બાદ કરો. એટલે ૪૭૦૯૬ પૂર્ણ યોજન અને ૩૪ સાઠાંશ ( ૪૭૦૯૬$\frac{૩૩}{૬૦}$ $\frac{૨}{૬૧}$ )આવશે. આટલા ક્ષેત્રમાં ત્રીજે મંડળે સૂર્ય દેખાય છે. ૨૪૬–૨૪૭.

એવી રીતે ઉકત પ્રકારે બહાર નીકળતા સૂર્યના દૃષ્ટિપથપ્રાપ્તિના વિષયમાંથી મંડળે

त्र्यशीतिः साधिका क्वापि चतुरशीतिरेव च ।
साधिका सा क्वापि पंचाशीतिः साप्यधिका क्वचित् ॥ २४९ ॥
योजनानां हानिरेवं भाव्या गणितपंडितैः ।
पूर्वोक्तगणिताम्नायात् यावत्सर्वान्त्यमण्डलम् ॥ २५० ॥
तत्र चैकत्रिंशतैव सहस्रैरष्टभिः शतैः ।
एकत्रिंशैः त्रिंशता च षष्ट्यंशैः दृश्यते रविः ॥ २५१ ॥

यद्यपि आन्तरतृतीयमण्डलापेक्षया द्व्यशीत्यधिकशततमेऽस्मिन् मण्डले पूर्वोक्तकरणप्रक्रियया शोध्यराशिः पंचाशीतिः योजनानि एकादश षष्टिभागा एकस्य षष्टिभागस्य सत्काः षडेकषष्टिभागा $८५\frac{११}{६०}+(\frac{१}{६०}\times\frac{६}{६१})$ एवंरूपो जायते तथापि पूर्वोक्ताः षट्त्रिंशद्भागभागाः कलान्यूना अपि व्यवहारतः पूर्णाः विवक्षिताः । तस्मिंश्च कलान्यूनत्वे अन्त्यमण्डले एकत्र पिण्डिते सति अष्टषष्टिः एकषष्टिभागाः त्रुट्यन्ति तदपसारेण पंचाशीतिः योजनानि नव षष्टिभागाः योजनस्य एकस्य षष्टिभागस्य सत्का षष्टिः एकषष्टिभागा जायन्ते $८५\frac{९}{६०}+(\frac{१}{६०}\times\frac{६०}{६१})$ । अयं च शोध्यराशिः सर्वबाह्यार्वाचीनमण्डलगतदृक्पथप्राप्तिपरिमाणात् यदि शोध्यते तदा यथोक्तं सर्वान्त्यमण्डले दृक्पथप्राप्तिपरिमाणं भवतीति ध्येयम् ।

---

મંડળે, $૮૩\frac{૨૪}{૬૦}$ યોજનથી માંડીને ક્યાંક ૮૪ યોજન, ક્યાંક એથી વધારે, ક્યાંક ૮૫ યોજન અને ક્યાંક ૮૫ થી સહેજ અધિક—એટલું ઓછું થાય છે. ગણિતજ્ઞોએ પૂર્વોક્ત ગણિતના આમ્નાય પ્રમાણે:છેક છેલ્લાં મંડળ સુધી યોજનોમાં ઘટાડો કરી લેવો. એ રીતે છેલ્લાં મંડળમાં એકત્રીશ હજાર આઠસો એકત્રીશ પૂર્ણાંક એક દ્વિતીયાંશ યોજનથી સૂર્ય દેખાય છે.૨૪૮–૨૫૧

અહિં આપણે સર્વથી અંદરના મંડળથી ત્રીજા મંડળને પહેલું કલ્પીને વાત કરીએ છીએ એટલે એ અપેક્ષાએ છેલ્લું જે ૧૮૨ મું મંડળ આવ્યું તેમાં જો કે પૂર્વોક્ત 'કરણ-પ્રક્રિયા' ને લઈને શોધ્યરાશિ $૮૫+\frac{૧૧}{૬૦}+(\frac{૧}{૬૦}\times\frac{૬}{૬૧})$ યોજન થાય છે. તો પણ પૂર્વોક્ત $\frac{૧}{૩૬}$ ના ભાગો અમુક કળા જેટલા ન્યૂન હોવા છતાં વ્યવહારતઃ પૂર્ણ કહ્યા છે એટલે એ કળાન્યૂનત્વ અન્ત્ય મંડળમાં એકત્ર થવાથી $\frac{૬૮}{૬૧}$ ત્રુટે છે. તે બાદ કરવાથી $૮૫+\frac{૯}{૬૦}+(૬૦\times\frac{૧}{૬૧})$ યોજન શોધ્યરાશિ થાય છે. આ 'શોધ્યરાશિ' ને જો 'સર્વથી બહારના મંડળથી પૂર્વના મંડળ' ના 'દષ્ટિપથપ્રાપ્તિપરિમાણ' માંથી બાદ કરવામાં આવે તો જવાબમાં જે આવે તે યથોક્ત 'સર્વથી અન્ત્ય મંડળ' ના દષ્ટિપથપ્રાપ્તિનું પરિમાણ સમજવું.

पूर्वोक्तध्रुवकाद्युपपत्तिस्तु अत्र उपाध्यायश्रीशान्तिचन्द्रोपज्ञजम्बूद्वीपप्रज्ञप्तिसूत्रवृत्तेः अवसेया । ग्रन्थगौरवभयात् न अत्र उच्यते । इति ज्ञेयम् ॥

यद्वा पंचयोजनसहस्राः पंचोत्तरं शतत्रयम् ।
षष्टिभागाः पंचदश मुहूर्त्तगतिरत्र हि ॥ २५२ ॥

षण्मुहूर्त्तात्मना चैषा दिवसार्धेन गुण्यते ।
ततोऽप्येतत् दृक्प्रातिमानं सर्वान्त्यमण्डले ॥ २५३ ॥

सर्वबाह्यावर्वाक्तने तु चतुरशीतिवर्जितैः ।
द्वात्रिंशता योजनानां सहस्रैः दृश्यते रविः ॥ २५४ ॥

अंशैश्चैकोनचत्वारिंशता षष्टिसमुद्भवैः ।
एकस्य षष्टिभागस्य षष्ट्यांशैश्चैकषष्टिजैः ॥ २५५ ॥

॥ ३१९१६-$\frac{३९}{६०}$-( $\frac{१}{६०}$×$\frac{६०}{६१}$ ) योजन ॥

पंचाशीतिः योजनानि नवभागाश्च षष्टिजाः ।
षष्ट्यंशस्यैकस्य भागाः षष्टिस्तथैकषष्टिजाः ॥ २५६ ॥

सर्वान्त्यमण्डलादर्वाचीनाद्वितीयमण्डले ।
एषा वृद्धिस्ततो वृद्धौ पुरतो ध्रुवकोऽप्यसौ ॥ २५७ ॥

---

પૂર્વોકત 'ધ્રુવ' આદિની ઉપપત્તિ તો ઉપાધ્યાય શ્રીશાન્તિચંદ્રકૃત 'જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ-સૂત્રની ટીકા' થી જાણવી. ગ્રન્થગૌરવના ભયથી અમે અહિં તે કહેતા નથી.

અથવા, અહિં એક મુહૂર્ત્તમાં ૫૩૦૫ $\frac{૧૫}{૬૦}$ યોજન જેટલી સૂર્યની ગતિ છે તેને અરધા દિવસના છ મુહૂર્ત્તોથી ગુણવામાં આવે તો એ રીતે પણ સર્વાન્ત્ય મંડળમાં સૂર્યના દષ્ટિપથનું પ્રમાણ આવશે. ૨૫૧–૨૫૩.

'સર્વથી બહારના મંડળથી અંદરના મંડળ' માં તો ૩૧૯૧૬–$\frac{૩૯}{૬૦}$–($\frac{૧}{૬૦}$×$\frac{૬૦}{૬૧}$) યોજનથી સૂર્ય દેખાય છે. મતલબ કે ૮૫ પૂર્ણાંક+$\frac{૯}{૬૦}$+( $\frac{૧}{૬૦}$×$\frac{૬૦}{૬૧}$ ) યોજનની વૃદ્ધિ થાય છે. સર્વથી છેલ્લા મંડળની પહેલાના બીજા મંડળમાં એટલી વૃદ્ધિ જાણવી. અને તે પછી પણ એટલી જ વૃદ્ધિ દરેક મંડળે થતી આવે છે. (તેથી એ રકમને 'ધ્રુવાંક રૂપ' સમજવી.) ૨૫૪–૨૫૭.

सर्वबाह्यात्तृतीयादिमण्डलेष्वथ दृक्पथम् ।
ज्ञातुं गुणितया षट्त्रिंशतैकद्व्यादिसंख्यया ॥ २५८ ॥
ध्रुवांकात् न्यूनितेऽसौ स्यात् क्षेप्यराशिरनेन च ।
प्राच्यमण्डलदृग्मार्गो युक्तः स्यादिष्टमण्डले ॥ २५९ ॥

तथाहि तृतीये मण्डले बाह्यात् षट्त्रिंशदेकताडिता ।
ध्रुवकात्तद्वस्थैव विशोध्यते ततः स्थितम् ॥ २६० ॥
पंचाशीतिः योजनानि षष्टिगाश्च लवा नव ।
षष्ट्यंशस्यैकस्य लवाः चतुर्विंशतिरेव च ॥ २६१ ॥ युग्मम् ॥
द्वितीयमण्डलस्याक्षिगोचरोऽनेन संयुते ।
तृतीयमण्डले दृष्टिपथमानं भवेदिदम् ॥ २६२ ॥
योजनानां सहस्राः स्युः द्वात्रिंशत्सैकयोजनाः ।
भागाः एकोनपंचाशद्योजनस्य च षष्टिजाः ॥ २६३ ॥
एकषष्टिविभक्तस्यैकस्य षष्टिलवस्य च ।
त्रयोविंशतिरेवांशा एवं सर्वत्र भावना ॥ २६४ ॥ विशेषकम् ।

एवमन्तः प्रविशतः सूर्यस्य बाह्यमण्डलात् ।
पूर्वोक्तरीत्या दृग्मार्गप्रमाणे वर्द्धिते रवेः ॥ २६५ ॥

---

હવે સર્વબાહ્ય મંડળથી તૃતીય આદિક મંડળોમાં દષ્ટિપથનુ માપ જાણવા માટે છત્રીશને એક બે આદિક સંખ્યા વડે ગુણવાથી જે રકમ આવે એટલા એકસઠીઆ ભાગને ધ્રુવ રકમમાંથી બાદ કરતાં જે રકમ આવે તે રકમને પૂર્વના મંડળના દષ્ટિપથના માપમાં ઉમેરવી. એટલે ઇષ્ટ મંડળમાં ( સૂર્યના ) દષ્ટિપથનુ માપ આવશે. ૨૫૮-૨૫૯.

જેમકે, બહારના મંડળથી ત્રીજા મંડળમાં એક વડે ગુણેલી છત્રીશની રકમ ($\frac{૩૬}{૬૧}$)ને ધ્રુવાંકમાંથી બાદ કરો. એટલે પંચાશી પૂર્ણ યોજન, નવ સાઠાંશ યોજન તથા એક સાઠાંશ યોજનના ચોવીશ એકસઠીઆ ભાગો-એટલું આવશે. એ બીજા મંડળના દષ્ટિપથના માપમાં ઉમેરો એટલે બત્રીશ હજાર ને એક પૂર્ણ યોજન, ઓગણપચાસ સાઠાંશ યોજન તથા એક સાઠાંશ યોજનના ત્રેવીશ એકસઠાંશ-એટલું આવશે. એ ત્રીજા મંડળના દષ્ટિપથનું માપ આવ્યું. આ પ્રમાણે સર્વત્ર લાવવું. ૨૬૦-૨૬૪.

એવી રીતે બહારના મંડળથી અંદરના મંડળમાં પ્રવેશ કરતાં સૂર્યના દષ્ટિપથનું પ્રમાણ

पंचाशीतिः सातिरेका संपूर्णा सैव कुत्रचित् ।
साधिका चतुरशीतिः क्वापि सा केवला क्वचित् ॥ २६६ ॥
त्र्यशीतिः साधिका क्वापि योजनानां यथायथम् ।
सर्वान्तर्मण्डलं यावद् भाव्यं तच्च प्रदर्शितम् ॥ २६७ ॥ विशेषकम् ॥

यद्यपि बाह्यतृतीयमण्डलात् द्व्यशीत्यधिकशततमे सर्वाभ्यन्तरमण्डले यथोक्तकरणेन त्र्यशीतिर्योजनानि द्वाविंशतिः षष्टिभागाः योजनस्य एकस्य षष्टिभागस्य सत्काः पंचात्रिंशदेकषष्टिभागाः $८३\frac{२२}{६०}+(\frac{१}{६०}\times\frac{३५}{६१})$ एवं रूपः क्षेप्यराशिर्भवति तथापि येऽत्र ध्रुवकात् षट्त्रिंशत् यथोक्तरूपाः शोधिताः ते कलया न्यूना अपि पूर्णा एव विवक्षिताः ततः किंचदधिकं निर्गतम् तच्च अधिकं सर्वाभ्यन्तरमण्डले एकत्र पिण्डितं सत् अष्टषष्टिः एकषष्टिभागा भवन्ति । ततः ते भूयः क्षेप्यराशौ क्षिप्यन्ते ततः जातः क्षेप्यराशिः $८३\frac{२३}{६०}+(\frac{१}{६०}\times\frac{४२}{६१})$ । अस्मिंश्च राशौ सर्वाभ्यन्तरानन्तराद्द्वितीयमण्डलगतदृक्पथपरिमाणे योजिते सति यथोक्तं सर्वाभ्यन्तरमण्डले दृक्पथपरिमाणं भवतीति ज्ञेयम् ॥

कथं चैव योजनानां सहस्रैः दूरगावपि ।
आसन्नाविव दृश्येते तरणी उदयास्तयोः ॥ २६७ ॥

---

પૂર્વોક્ત રીતિએ વધતુ જતું છે. એમાં ક્ષેપ્યરાશિ એટલે જે ઉમેરવાની રકમ છે તે ક્યાંક પંચાશી યોજનથી જરા અધિક, ક્યાંક પંચાશી યોજન, ક્યાંક ચોરાશી યોજનથી કંઇક અધિક, ક્યાંક વળી ચોરાશી જ યોજન અને ક્યાંક ત્રાશી યોજનથી કંઈક અધિક છે—એમ સર્વાન્તર મંડળ પર્યન્ત યથાયોગ્ય ભાવવું.

જો કે બહારના ત્રીજા મંડળથી સર્વાભ્યન્તરના એટલે ૧૮૨ મા મંડળમાં પૂર્વોક્ત ' કરણ પ્રક્રિયા ' વડે તો ૮૩ પૂર્ણ યોજન, ૨૨ સાઠાંશ અને ૩૫ એકસઠીઆ અંશ—એટલી ક્ષેપ્યરાશિ થાય છે. તોપણ અહિં આપણે તો ' ધ્રુવાંક ' માંથી ઉપર કહ્યા મુજબ ૩૬ એકસઠીઆ ભાગો બાદ કર્યા છે તે એક કળા:જેટલા ન્યૂન છતાં પૂરા બાદ કર્યા છે—કંઇક અધિક બાદ કર્યા છે તેથી તે ' અધિક ' એકત્રિત થતાં સર્વથી અંદરના મંડળમાં ૬૮ એકસઠીઆ અંશ જેટલું થાય છે અને તેથી તે ફરીથી ' ક્ષેપ્યરાશિ ' માં ભેળવતાં ૮૩ પૂર્ણયોજન ૨૩ સાઠાંશ અને ૪૨ એકસઠીઆ અંશ—આટલો ' ક્ષેપ્યરાશિ ' થયો. આ ' ક્ષેપ્યરાશિ ' સર્વાભ્યન્તરથી બીજા

मध्याह्ने तु योजनानामष्टशत्यां स्थितावपि ।
दूरस्थाविव दृश्येते कथमुष्णत्विषौ ननु ॥ २६८ ॥

अत्रोच्यते दूरत्वेन प्रतिघातात् स्वबिम्बमहसां रवी ।
आसन्नौ सुखदृश्यत्वात् ज्ञायेते उदयास्तयोः ॥ २६९ ॥

मध्याह्ने चासन्नतया प्रसर्पत्तीव्ररश्मिभिः ।
ज्ञायेते दुर्निरीक्ष्यत्वादासन्नावपि दूरगौ ॥ २७० ॥

तथा चागमः ॥ लेस्सापडिघाएणं उग्गमणमुहूत्तंसि दूरे अ मूले अ दीसंति ॥ अत्र दूरे चेति दृष्टृस्थानापेक्षया विप्रकृष्टे मूले चेति दृष्टृप्रतीत्यपेक्षया आसन्ने इति भगवतीसूत्रशतक ८ उद्देश ८ ॥

दूरत्वादेव भूलग्नाविव तावुदयास्तयोः ।
नैकट्यादेव दृश्येते मध्याह्ने खाग्रगाविव ॥ २७१ ॥

---

મંડળમાંના દૃષ્ટિપથના માપમાં ભેળવવાથી યથોક્ત સર્વાભ્યન્તર મંડળમાંના દૃષ્ટિમાર્ગનું પ્રમાણ આવે છે—એમ સમજવું.

અત્ર કોઈ જિજ્ઞાસુ પ્રશ્ન કરે છે કે—બેઊ સૂર્યો ઉદયાસ્ત સમયે હજારો યોજન દૂર છતાં આપણી નજીક કેમ દેખાય છે ? વળી મધ્યાહ્નને આઠસો યોજન જેટલા ઉંચે છતાં બહુ દૂરસ્થ જેવા કેમ દેખાય છે ?

તે પ્રશ્નનો ખુલાસો આ પ્રમાણેઃ—ઉદયાસ્તકાળે દૂરત્વને લઈને એમના બિમ્બોના તેજનો પ્રતિઘાત થાય છે તેથી સુખે જોઈ શકાય છે. તેથી જાણેએઓ નજીકમાં હોય એવા દેખાય છે. વળી મધ્યાહ્નને નજીક હોઇને એઓના વિસ્તરી રહેલાં તીવ્ર કિરણોને લઇને દુઃખે જોઈ શકાતા હોવાથી ( નજીકમાં હોવા છતાં ) દૂર રહેલા હોય એમ વર્તાય છે. ૨૭૦.

આગમમાં પણ કહ્યું છે કે ઉદયકાળે, દૂર હોવા છતાં લેશ્યાના પ્રતિઘાતને લઇને નજદીકમાં હોય એવા લાગે છે, ( દૂર એટલે જોનારના સ્થાનની અપેક્ષાએ દૂર; નજીક એટલે જોનારને પડતી પ્રતીતિની અપેક્ષાએ નજીક ). ( ભગવતી સૂત્ર શતક ૮ ઉદ્દેશ ૮ ).

દૂર હોવાથી જ એઓ બંને ઉદયાસ્તકાળે પૃથ્વીને અડીને રહેલા હોય એવા દેખાય છે; અને નજીક હોવાથી જ એઓ મધ્યાહ્ન સમયે આકાશના અગ્રભાગમાં રહેલા હોય એમ દેખાય છે. ૨૭૧.

उच्चत्वं तु सर्वदाऽपि समानमेव सूर्ययोः ।
योजनानां ह्यष्टशत्या नार्वाक् न परतश्च तौ ॥ २७२ ॥

एवं दृष्टिपथप्राप्तिप्ररूपणा प्रपंचिता ।
अथ प्ररूपणा भान्वोः कुर्मोऽर्धमण्डलस्थितेः ॥ २७३ ॥

एकं मण्डलमेकेनाहोरात्रेण समाप्यते ।
द्वाभ्यामभिमुखस्थाभ्यां रविभ्यां प्रतिवादिवत् ॥ २७४ ॥

मेरोर्दक्षिणपूर्वस्यां यदा प्रथममेव हि ।
एकः सूर्यः प्रविशति सर्वाभ्यन्तरमण्डलम् ॥ २७५ ॥

पश्चिमोत्तरदिग्भागे तदैवान्योऽपि भास्करः ।
समकालं स्पर्द्धयेव सर्वान्तर्मण्डलं विशेत् ॥ २७६ ॥

इत्थं ताभ्यां प्रविशद्भ्यां व्याप्तं यत्प्रथमक्षणे ।
क्षेत्रं व्यपेक्षया तस्य कल्प्यमान्तरमण्डलम् ॥ २७७ ॥

प्रथमात्तु क्षणादूर्ध्वं विवस्वतो शनैः शनैः ।
क्रमादपसरन्तौ च सर्वाभ्यन्तरमण्डलात् ॥ २७८ ॥

---

બેઉ સૂર્યોની ઉંચાઇ તો હમ્મેશાં સમાન જ છે કેમકે એઓ આઠસો યોજનથી ઓરા યે આવતા નથી તેમ આઘા યે જતા નથી. ૨૭૨.

એવી રીતે બેઉ સૂર્યોની દૃષ્ટિપથપ્રાપ્તિ વિષે વિવેચન કર્યું.

હવે એમના અર્ધમંડળની સ્થિતિ વિષે. ૨૭૩.

વાદી પ્રતિવાદીની પેઠે સામસામા રહેલા બેઉ સૂર્યો એક અહોરાત્રમાં એક મંડળ પૂર્ણ કરે છે. ૨૭૪.

જ્યારે એક સૂર્ય મેરૂથી દક્ષિણ પૂર્વમાં પહેલાં સર્વાભ્યન્તર મંડળમાં દાખલ થાય છે ત્યારે બીજો સૂર્ય પણ સ્પર્દ્ધાથી હોયની, એમ તે જ વખતે પશ્ચિમોત્તર દિશામાં તે જ ( પહેલાં સર્વાભ્યન્તર ) મંડળમાં દાખલ થાય છે. ૨૭૫-૨૭૬.

એવી રીતે પ્રવેશ કરતા તે બેઉ સૂર્યો પહેલે ક્ષણે કેટલું ક્ષેત્ર વ્યાપ્ત કરે છે તેની અપેક્ષાએ સર્વાભ્યન્તર મંડળ કલ્પવું. ૨૭૭.

પહેલા ક્ષણથી આગળ ધીમે ધીમે તે બેઉ સૂર્યો અનુક્રમે સર્વાભ્યન્તર મંડળમાંથી પછીના મંડળ સન્મુખ અપસરણ કરતા કરતા પહેલા ક્ષણમાં જેટલું ક્ષેત્ર સ્પર્શે છે તેની અ-

अनन्तरबहिर्भाविमण्डलाभिमुखं किल ।
सर्पन्तौ चरतश्चारं ततश्च प्रथमक्षणे ॥ २७९ ॥
स्पृष्टं क्षेत्रं यदेताभ्यां तदपेक्ष्य प्रकल्पितम् ।
ज्ञेयं मण्डलतुल्यत्वात् मण्डलं न तु तात्त्विकम् ॥२८०॥ विशेषकम् ॥

तथाहुः ।

रविदुगभमणवसाओ निप्पज्जइ मंडलं इहं एगम् ।
तं पुण मंडलसरिसं ति मंडलं वुच्चइ तहा हि ॥ २८१ ॥
गिरिनिसिढनीलवंतेसु उग्गयाणं रवीण कक्कंमि ।
पढमाओ चेव समयाओ सरणेणं जओ भमणम् ॥ २८२ ॥
तो नो निच्छयरूवं निप्पज्जइ मंडलं दिणयराणम् ।
चंदाण वि एवंचिय निच्छयओ मंडलाभावो ॥ २८३ ॥

मेरोर्दक्षिणपूर्वस्यामेकोऽभ्यन्तरमण्डले ।
संक्रम्य याम्यदिग्भागं यदा मेरोः प्रकाशयेत् ॥ २८४ ॥
तदापरोत्तरदिशि प्राप्तोऽभ्यन्तरमण्डलम् ।
अन्यो मेरोरुदग्भागं प्रकाशयति भानुमान् ॥ २८५ ॥

---

પેક્ષાએ તે મંડળતુલ્ય હોવાથી તેની મંડળ એવી કલ્પના કરવી, તે કાંઇ તાત્વિક એટલે ખરે ખરૂં મંડળ નથી. ૨૭૮-૨૮૦.

કહ્યું છે કે—બે સૂર્યોના ભમવાથી અહીં એક મંડળ થાય છે; પરંતુ તે મંડળ જેવું હોવાથી તેને મંડળ કહેવામાં આવે છે. જેમકે નિષધ અને નીલવંત પર્વત પર કર્કસંક્રાન્તિમા ઉગતા સૂર્યો પ્રથમ સમયથી ગતિવડે ભ્રમણ કરે છે, અને તેથી એમનું એ મંડળ કહેવાય છે પણ નિશ્ચયરૂપ મંડલ થતું નથી. એવી જ રીતે ચંદ્રોના પણ નિશ્ચય મંડળનો અભાવ છે. ૨૮૧-૨૮૩.

મેરૂથી દક્ષિણ-પૂર્વે જ્યારે એક સૂર્ય અંદરના મંડળમાં દાખલ થઇને મેરૂના દક્ષિણ તરફના ભાગને પ્રકાશે છે ત્યારે બીજો સૂર્ય મેરૂથી પશ્ચિમોત્તરે અંદરના મંડળમાં દાખલ થઇને મેરૂના ઉત્તર તરફના ભાગને પ્રકાશે છે અને તે વખતે મેરૂથી દક્ષિણે અને ઉત્તરે સર્વથી

दक्षिणोत्तरयोर्मेरोः सर्वोत्कृष्टं दिनं तदा ।
रात्रिः सर्वजघन्यैषोऽहोरात्रो वत्सरेऽन्तिमः ॥ २८६ ॥

अहोरात्रे नवाब्दस्य चरतः प्रथमे यदि
द्वितीयस्मिन् मण्डलेऽर्कौ निष्क्रम्यान्तरमण्डलात् ॥ २८७ ॥
दाक्षिणात्यः तदा सूर्यः सर्वान्तर्मण्डलाश्रितात् ।
विनिर्गत्य दक्षिणार्धात् वायव्यां सुरभूभृतः ॥ २८८ ॥
द्वितीयस्य मण्डलस्योत्तरार्द्धं आश्रितः चरन् ।
मेरोरुत्तरदिग्भागं प्रकाशयति दीपवत् ॥ २८९ ॥
औत्तराहः पतंगस्तु सर्वान्तर्मण्डलाश्रितात् ।
औत्तरार्धात् विनिर्गत्य मेरोः दक्षिणपूर्वतः ॥ २९० ॥
द्वितीयस्य मण्डलस्य दक्षिणार्धमुपाश्रितः ।
मेरोः दक्षिणदिग्भागं प्रकाशयाति लीलया ॥ २९१ ॥

क्षेत्रमाभ्यां च यत्स्पृष्टं तस्याह्नः प्रथमक्षणे ।
द्वितीयं मण्डलं बुद्ध्या कल्प्यते तदपेक्षया ॥ २९२ ॥

एवं च ऐकैकस्मिन्नहोरात्रे एकैकमर्धमण्डलम् ।
संक्रम्य संचरन्तौ तावन्यान्यव्यवहारतः ॥ २९३ ॥

---

મોટો દિવસ અને સર્વથી ન્હાની રાત્રી થાય છે અને તે વર્ષમાં છેલ્લો અહોરાત્ર કહેવાય છે. ૨૮૪-૨૮૬.

પછી જ્યારે તે બન્ને સૂર્યો નવા વર્ષના પહેલા અહોરાત્રમાં અંદરના મંડળમાંથી નીકળીને બીજા મંડળમાં પરિક્રમણ કરે છે ત્યારે **દક્ષિણ તરફનો સૂર્ય** સર્વાભ્યન્તર મંડળના દક્ષિણાર્ધમાંથી નીકળીને મેરૂથી વાયવ્ય દિશામાં બીજા મંડળના ઉત્તરાર્ધમાં દાખલ થઈ ફરતો ફરતો દીપકની જેમ મેરૂના ઉત્તર તરફના ભાગને પ્રકાશે છે, અને **ઉત્તર તરફનો સૂર્ય** સર્વાભ્યન્તર મંડળના ઉત્તરાર્ધમાંથી નીકળીને મેરૂથી દક્ષિણ પૂર્વે બીજા મંડળના દક્ષિણાર્ધમાં દાખલ થઈ મેરૂના દક્ષિણ તરફના ભાગને પ્રકાશિત કરે છે. ૨૮૭-૨૯૧.

( હવે ) બેઉ સૂર્યોએ તે દિવસને પ્રથમ ક્ષણે જેટલું ક્ષેત્ર સ્પર્શ્યું તેની અપેક્ષાએ બીજું મંડળ કલ્પી લેવું. ૨૯૨.

અને એવી રીતે એકેકા અહોરાત્રમાં એકેક અર્ધમંડળમાં સંક્રમીને પરસ્પર વ્યવહાર-

प्रत्येकं द्वौ मुहूर्त्तैकषष्टिभागौ दिने दिने ।
क्षपयन्तौ सर्वबाह्यमण्डलावधिगच्छतः ॥ २९४ ॥ युग्मम् ॥

तस्मात्पुनः सर्वबाह्यार्वाचीनमण्डलस्थितात् ।
दक्षिणार्धात् विनिर्गत्य सर्वान्त्यमण्डलाश्रितम् ॥ २९५ ॥
उत्तरार्धं स विशति यः प्रकाशितवान् पुरा ।
रविर्मेरोर्याम्यभागं सर्वाभ्यन्तरमण्डले ॥ २९६ ॥ युग्मम् ॥

यस्तु तत्रोत्तरभागमदिदीपद्रविः पुरा ।
स सर्वबाह्यार्वाचीनमण्डलस्योत्तरार्धतः ॥ २९७ ॥
निर्गत्य दीपयेद्याम्यमर्धं सर्वान्त्यमण्डले ।
आद्यं संवत्सरस्यार्धमेवमाभ्यां समाप्यते ॥ २९८ ॥ युग्मम् ॥

ततस्तौ द्वावपि रवी सौम्यायनादिमक्षणे ।
अनन्तरं सर्वबाह्यात् द्वितीयं मण्डलं श्रितौ ॥ २९९ ॥
उत्तरार्द्धं योऽदिदीपत् सर्वान्त्यमण्डलाश्रितम् ।
दीपयेत् सोऽत्र याम्यार्धमुत्तरार्धं ततः परम् ॥ ३०० ॥

---

પૂર્વક સંચરતા તે બેઉ સૂર્યો દિનપ્રત્યે $\frac{2}{61}$ મુહૂર્તને ખપાવતા એટલે એટલા ઓછા ઓછા ખપાવતાં એકેક મંડળને વ્યતિક્રમાવતા સર્વથી બહારના મંડળમાં આવે છે. ૨૯૩–૨૯૪.

આ બેઉ સૂર્યોમાંથી જે સૂર્યે પહેલા સર્વાભ્યન્તર મંડળમાં મેરૂના દક્ષિણ ભાગને પ્રકાશિત કર્યો હતો તે સૂર્ય સર્વથી બહારના મંડળથી પૂર્વના ( અગાઉના ) મંડળના દક્ષિણાર્ધમાંથી બહાર નીકળી છેલ્લા મંડળના ઉત્તરાર્ધમાં પ્રવેશ કરે છે અને પ્રકાશે છે. વળી તે બે સૂર્યોમાંથી જે સૂર્યે પૂર્વે ( સર્વાભ્યન્તર મંડળમાં ) મેરૂના ઉત્તર ભાગને પ્રકાશિત કર્યો હતો તે સૂર્ય ' સર્વથી બહારનાથી પૂર્વના ' ( પ્રથમના ) મંડળના ઉત્તરાર્ધમાંથી નીકળી છેલ્લા મંડળના દક્ષિણાર્ધમાં પ્રવેશ કરી દક્ષિણાર્ધને પ્રકાશિત કરે છે. ૨૯૫–૨૯૮.

આમ એ બેઉ સૂર્યો મળીને સંવત્સરનું પૂર્વાર્ધ ( વર્ષના પહેલા છ માસ ) સમાપ્ત કરે છે. ૨૯૮.

ત્યારપછી વળી એ બેઉ સૂર્યો ઉત્તરાયનને પહેલે ક્ષણે સર્વબાહ્યમંડળથી અનન્તર એવા બીજા મંડળમાં આવે છે. ૨૯૯.

એમાંથી જેણે છેક છેલ્લા મંડળના ઉત્તરાર્ધને પ્રકાશિત કર્યું હતું તે અહીં તેના દક્ષિણાર્ધને પ્રકાશે છે અને જેણે દક્ષિણાર્ધને પ્રકાશિત કર્યું હતું તે ઉત્તરાર્ધને પ્રકાશે છે. ૩૦૦.

एवं पुनर्मंडलार्धमेकैकं व्यतिहारतः ।
एकैकस्मिन्नहोरात्रे आक्रमन्तौ दिवाकरौ ॥ ३०१ ॥
प्रत्येकं द्वौ मुहूर्तैकषष्टिभागौ दिनेदिने ।
वर्धयन्तौ क्रमात् प्राप्तौ सर्वाभ्यन्तरमण्डले ॥ ३०२ ॥
मण्डलेऽस्मिन् अहोरात्रे गताब्दस्यान्तिमे रवी ।
यथाऽदिदीपतामर्धं पुनः दीपयतः तथा ॥ ३०३ ॥

इति अर्धमण्डलस्थितिः ।

सूर्यवक्तव्यता चैवं यथाम्नायं प्रपंचिता ।
एवं प्रपंचयामोऽथ चन्द्रचारप्ररूपणाम् ॥ ३०४ ॥
आदौ क्षेत्रं मण्डलानां तदबाधा तदन्तरम् ।
तच्चारश्च वृद्धिहानिप्रतिभासप्ररूपणा ॥ ३०५ ॥
अत्रानुयोगद्वाराणि पंचाहुस्तत्त्ववेदिनः ।
तत्रादौ मण्डलक्षेत्रपरिमाणं प्रतन्यते ॥ ३०६ ॥
मण्डलानि पंचदश चन्द्रस्य सर्वसंख्यया ।
षट्पंचाशद्योजनैकषष्टिभागपृथून्यतः ॥ ३०७ ॥

---

એવી રીતે એકેક અહોરાત્રમાં વારાફરતી એકેકા મંડળાર્ધને આક્રમણ કરતા થકા તે બેઉ સૂર્યો દિનપ્રત્યે ૨/૬૧ મુહૂર્ત્ત દિનમાનમાં વધારતા વધારતા અનુક્રમે છેક અંદરના મંડળમાં દાખલ થાય છે અને ગત વર્ષના છેલ્લા અહોરાત્રમાં જેમ એઓ અર્ધ મંડળને પ્રકાશ આપતા હતા તેજ પ્રમાણે આ વખત પણ અર્ધ મંડળને પ્રકાશ આપે છે. ૩૦૧-૩૦૩.

એવી રીતે સૂર્યની અર્ધમંડળ સ્થિતિનું સ્વરૂપ સમજાવ્યું.

આમ સૂર્ય વિષે આમ્નાય પ્રમાણે જે કહેવાનું હતું તે કહી દીધું.

હવે એવી જ રીતે ચન્દ્રની ગતિ વિષે કહીએ છીએ.

સૂર્યના સંબંધમાં જેમ પાંચ અનુયોગદ્વારો કહ્યાં હતાં તેમ ચન્દ્રમાના સંબંધમાં પણ તત્ત્વવેત્તાઓએ પાંચ અનુયોગદ્વાર કહેલાં છે અને તે આ પ્રમાણે છેઃ—(૧) ચંદ્રમાના મંડળોનું ક્ષેત્ર, (૨) એઓની અબાધા, (૩) એઓનું અંતર, (૪) એઓની ગતિ અને (૫) એઓની વૃદ્ધિહાનિનો પ્રતિભાસ. ૩૦૪-૩૦૬.

गुणिताः पंचदशभिः षट्पंचाशत् भवन्ति ते ।
अष्टौ शतानि चत्वारिंशान्येकषष्टिजाः लवाः ॥ ३०८ ॥

एकषष्ट्या विभज्यन्ते योजनानयनाय ते ।
त्रयोदश योजनानि लब्धान्येतत्तु शिष्यते ॥ ३०९ ॥

सप्तचत्वारिंशदंशा योजनस्यैकषष्टिजाः ।
मण्डलानां पुनरेषामन्तराणि चतुर्दश ॥ ३१० ॥

पंचत्रिंशद्योजनानि त्रिंशत्तथैकषष्टिजाः ।
लवा एकस्यैकषष्ट्यंशस्य क्षुण्णस्य सप्तधा ॥ ३११ ॥

भागाश्चत्वार एकैकमेतावदन्तरं भवेत् ।
शीतद्युतेर्मण्डलेषु तत्रोपपत्तिरुच्यते ॥ ३१२ ॥

चन्द्रमण्डलविष्कम्भे प्राग्वत्पंचदशाहते ।
शोधिते मण्डलक्षेत्रात् योजनानां चतुःशती ॥ ३१३ ॥

शेषा सप्तनवत्याढ्या ह्येकोंऽशः चैकषष्टिजः ।
विभज्यन्ते च ते चतुर्दशभिर्मंडलान्तरैः ॥ ३१४ ॥

पंचत्रिंशद्योजनानि लब्धान्युद्धरिते(सप्त) हते ।
एकषष्ट्येकषष्ट्यंशेनैकेन च समन्विते ॥ ३१५ ॥

---

એ પાંચમાં પહેલાં " મંડળોના ક્ષેત્ર " વિષે કહે છે. (૧)

સર્વ મળીને ચંદ્રમાના પંદર મંડળો છે. પ્રત્યેક મંડળ $\frac{૫૬}{૬૧}$ યોજન પહોળું છે તેથી પંદરે મંડળનો વિસ્તાર ૧૩$\frac{૪૭}{૬૧}$ યોજન છે. ૩૦૭–૩૧૦.

પંદર મંડળો વચ્ચે ચોદ આંતરા હોય તે દરેક ( આંતરો ) ૩૫ યોજન + $\frac{૩૦}{૬૧}$ યોજન + ( $\frac{૧}{૬૧}$×$\frac{૪}{૭}$ ) યોજન છે. ૩૧૦–૩૧૨

એની ઉપપત્તિ કે યુક્તિ આ પ્રમાણે છે:—

એક મંડળના વિસ્તારને પૂર્વની પેઠે ૧૫ વતી ગુણો. એટલે ૧૩ $\frac{૪૭}{૬૧}$ યોજન આવશે. એ પંદરે મંડળોનો વિસ્તાર હવે સમસ્ત મંડળ ક્ષેત્રનો વિસ્તાર ૫૧૦ $\frac{૪૮}{૬૧}$ યોજન છે એમાંથી તે ૧૩ $\frac{૪૭}{૬૧}$ બાદ કરો એટલે ૪૯૭ $\frac{૧}{૬૧}$ યોજન રહ્યા એ ચોદ આંતરાનો કુલ વિસ્તાર છે, માટે

अष्टाविंशा चतुःशत्येतस्याश्च भजने सति ।
चतुर्दशभिराप्यन्ते त्रिंशदंशाः पुरोदिताः ॥ ३१६ ॥

शेषा अष्टौ स्थिता भाज्या भाजकाश्च चतुर्दश ।
भागाप्राप्त्यापवर्त्त्यैते ततो द्वाभ्यामुभावपि ॥ ३१७ ॥

भागभागास्ततो लब्धाश्चत्वारः साप्तिका इति ।
एतच्चतुर्दशगुणं कर्तव्यं प्रथमं त्विह ॥ ३१८ ॥

पंचत्रिंशद्योजनानि चतुर्दशगुणानि वै ।
शतान्यभवंश्चत्वारि नवत्याढ्यानि येऽपि च ॥ ३१९ ॥

त्रिंशदेकषष्टिभागाश्चतुर्दशगुणीकृताः ।
जाताः शतानि चत्वारि विंशत्याढयानि ते त्वथ ॥ ३२० ॥

एकषष्ट्या विभज्यन्ते योजनप्राप्तये ततः ।
लब्धा षट्योजनी शेषाश्चतुःपंचाशदंशकाः ॥ ३२१ ॥

सप्तभक्तस्यैकषष्टिभागस्य या चतुर्लवी ।
चतुर्दशगुणा सापि षट्पंचाशत् भवन्त्यमी ॥ ३२२ ॥

अष्टावेकषष्टिभागाः जायन्ते सप्तभाजिताः ।
द्वाषष्टिरेते स्युः प्राच्यचतुःपंचाशता युताः ॥ ३२३ ॥

---

४९७ $\frac{१}{६१}$ ने १४ वती भांगो એટલે ભાગમાં ૩૫ પૂર્ણ યોજન અને ૩૦$\frac{૪}{૭}$ એકસઠાંશ યોજન આવશે. તે આ પ્રમાણે—

૪૯૭ યોજનને ચૌદે ભાંગતાં ભાગમાં ૩૫ આવ્યા. ભાજક અને ભાગનો ગુણાકાર ૪૯૦ થયો તેને ૪૯૭ માંથી બાદ કરતાં બાકી ૭ યોજન રહ્યા, તે રહેલા ૭ યોજનને ૬૧ વડે ગુણી એક અંશ ભેળવતાં ૪૨૮ અંશ આવ્યા તેને ૧૪ વડે ભાંગતાં ૩૦ એકસઠીઆ ભાગ આવ્યા અને ૮ અંશ વધ્યા તે ઉપર વધેલા આઠ અંશને ચૌદે ભાંગતાં $\frac{૮}{૧૪}$ અથવા $\frac{૪}{૭}$ આવ્યા. એટલું-૩૫ $\frac{૩૦}{૬૧}$ $\frac{૪}{૭}$ યોજન ચંદ્રના દરેક મંડળનું આંતરૂં સમજવું. ૩૧૩–૩૧૮

આ આવેલા આંતરાને ૧૪ વડે ગુણતાં પણ ઉપરનો અંક આવશે તે આ પ્રમાણે—

૩૫ યોજનને ચૌદે ગુણતાં ૪૯૦ આવ્યા. ૩૦ એકસઠીઆ ભાગને ૧૪ વડે ગુણતાં ૪૨૦ આવ્યા. તેને ૬૧ વડે ભાંગતાં ૬ યોજન આવ્યા ને ૫૪ અંશ વધ્યા. પછી ચાર સાતીઆ

एकषष्ट्यैषां च भागे प्राप्तं सैकांशयोजनम् ।
योऽयतेंऽशश्चांशराशौ योजनं योजनेषु च ॥ ३२४ ॥

एवं च योजनानां पंचशती दशोत्तरैकषष्टिजाः ।
अष्टचत्वारिंशदंशाः मण्डलक्षेत्रसंमितिः ॥ ३२५ ॥

कृतैवं मण्डलक्षेत्रपरिमाणप्ररूपणा ।
संख्याप्ररूपणां त्वेषामाहुः पंचदशात्मिकाम् ॥ ३२६ ॥

तत्र पंचमण्डलानि जम्बूद्वीपे जिना जगुः ।
शेषाणि तु दशाम्भोधौ मण्डलान्यमृतद्युतेः ॥ ३२७ ॥

अबाधा तु त्रिधा प्रागवत् तत्राद्या मेर्वपेक्षया ।
ओघतो मण्डलक्षेत्राबाधाऽन्या प्रतिमण्डलम् ॥ ३२८ ॥

तृतीया तु मिथोऽबाधा शशिनोः प्रतिमण्डलम् ।
तत्रोघतोऽर्कवत् मेरोः मण्डलक्षेत्रमीरितम् ॥ ३२९ ॥

चतुश्चत्वारिंशतैव सहस्रैरष्टभिः शतैः ।
विंशत्याढ्यैः योजनानाम् इयतैवाद्यमण्डलम् ॥ ३३० ॥

---

ભાગને ચૌદે ગુણતાં ૫૬ આવ્યા તેને સાતે ભાંગતાં ૮ આવ્યા તેને ૫૪ અંશમાં ભેળવતાં ૬૨ થયા તેને એકસઠ વડે ભાંગતાં ૧ યોજન આવ્યો ને એક એકસઠીઓ ભાગ વધ્યો તેને ૪૯૬ માં ભેળવતાં ૪૯૭ $\frac{૧}{૬૧}$ ચૌદ આંતરાનું પ્રમાણ આવ્યું. હવે આપણે મંડળક્ષેત્રનો વિસ્તાર કાઢવો છે તે ૧૩ $\frac{૪૭}{૬૧}$ યોજનને ચૌદે આંતરાના વિસ્તાર ૪૯૭ $\frac{૧}{૬૧}$ યોજન સાથે મેળવતાં ૫૧૦ $\frac{૪૮}{૬૧}$ યોજન પ્રમાણ આવશે. ૩૧૯—૩૨૫.

આ પ્રમાણે ચંદ્રમંડળના ક્ષેત્રના પ્રમાણની પ્રરૂપણા કરી. એ ચંદ્રમંડળોની સંખ્યા પંદરની છે તેમાં પાંચ જમ્બૂદ્વીપમાં છે અને શેષ દશ લવણ સમુદ્ર ઉપર છે. ૩૨૬—૩૨૭.

હવે ચંદ્રના મંડળોની ‘ અબાધા ’ વિષે કહે છે— (૨)

સૂર્યના સંબંધમાં કહી ગયા તેમ આ ચંદ્રમાના સંબંધમાં પણ **અબાધા** ત્રણ પ્રકારે છે: (૧) ઓઘથી મેરૂની અપેક્ષાએ અબાધા, (૨) પ્રત્યેક મંડળે મંડળક્ષેત્રની અબાધા, અને ( ૩ ) પ્રત્યેક મંડળે બેઉ ચંદ્રમાની પરસ્પર અબાધા. ૩૨૮—૩૨૯.

ઓઘથી મેરૂની અપેક્ષાએ સૂર્યની પેઠે ચંદ્રમાનું મંડળક્ષેત્ર કહેલું છે. એટલે તેનું પહેલું મંડળ ચુમાળીશ હજાર આઠસો ને વીશ યોજન મેરૂથી દૂર રહેલું છે. ૩૩૦.

षट्त्रिंशद्योजनान्येकषष्ट्यंशाः पंचविंशतिः ।
एकस्यैकषष्टिजस्य चत्वारः सप्तजाः लवाः ॥ ३३१ ॥

वर्धतेऽन्तरमेतावत् प्रतिमण्डलमादिमात् ।
सर्वान्त्यमण्डलं यावत् ततो द्वितीयमण्डलम् ॥ ३३२ ॥

सप्तसहस्रैश्चतुश्चत्वारिंशता चाष्टभिः शतैः ।
षट्पंचाशैरेकषष्टिभागैस्तत्वमितैस्तथा ॥ ३३३ ॥

एकस्यैकषष्टिजस्य चतुर्भिः सप्तजैः लवैः ।
स्यात् मन्दरात् अन्तरितमेकतोऽपरतोऽपि च ॥३३४॥

कलापकम् ॥

सर्वबाह्यमण्डलं तु स्थितं दूरे सुमेरुतः ।
सहस्रैः पंचचत्वारिंशता त्रिंशैस्त्रिभिः शतैः ॥ ३३५ ॥

योजनानां योजनैकषष्टिभागाष्टकोज्झितैः ।
अथो मिथोऽन्तरं वक्ष्ये शशिनोः प्रतिमण्डलम् ॥ ३३६ ॥

॥ युग्मम् ॥

इन्द्वोर्मिथोऽर्कवत्सर्वान्तरंगमण्डलेऽन्तरम् ।
सहस्रा नवनवतिश्चत्वारिंशा च षट्शती ॥ ३३७ ॥

इतश्च द्वासप्ततियोजनानामेकपंचाशदंशकाः ।
एकषष्टिभवाः सप्तभक्तस्यास्य लवोऽपि च ॥ ३३८ ॥

---

પહેલા મંડળથી માડીને છેક છેલ્લા મંડળ સુધી દર મંડળે ૩૬ પૂર્ણ યોજન અને ૨૫$\frac{૪}{૭}$ એકસઠાંશ યોજન જેટલું અંતર વધતું જાય છે. તેથી બીજું મંડળ ૪૪૮૫૬ પૂર્ણ યોજન અને ૨૫$\frac{૪}{૭}$ એકસઠાંશ યોજન જેટલું મેરૂથી બેઉ બાજુએ દૂર રહેલું છે. ૩૩૧–૩૩૪.

સર્વથી બહારનું મંડળ છે તે તો મેરૂથી ૪૫૩૨૯$\frac{૫૩}{૬૧}$ યોજન જેટલું દૂર છે. ૩૩૫–૩૩૬.

હવે બેઉ ચંદ્રમાનું દર મંડળે પરસ્પર અંતર કેટલું છે તે કહું છું. (૩) ૩૩૬.

સર્વાભ્યન્તર મંડળમાં બેઉ ચંદ્રમાનું પરસ્પર અન્તર સૂર્યોની પેઠે ૯૯૬૪૦ યોજનનું

एतावदन्तरं ग्लावोः वर्धते प्रतिमण्डलम् ।
बहिर्निष्क्रमतोरन्तर्विशतोः परिहीयते ॥ ३३९ ॥

एतच्च यत्पुरा प्रोक्तं प्रतिमण्डलमेकतः ।
अन्तरं तद् द्विगुणितं भवेत्पार्श्वद्वयोद्भवम् ॥ ३४० ॥

एवं च सहस्रा नवनवतिः योजनानां शतानि च ।
द्वादशोपेतानि सप्त विभागाश्चैकषष्टिजाः ॥ ३४१ ॥

एकपंचाशदेकोंश एकषष्टिलवस्य च ।
सप्तभागीकृतस्यैतत् द्वितीयमण्डलेऽन्तरम् ॥ ३४२ ॥ युग्मम् ॥

सर्वान्तिमेऽन्तरं लब्धं सषष्टीनि शतानि षट् ।
योजनानामेकषष्टिभागैः षोडशभिर्विना ॥ ३४३ ॥

अष्टांशोरुव्यासमिन्दुमण्डलं भानुमण्डलात् ।
अष्टाष्टावाक्क्षेत्रभागाः आभ्यां रुद्धास्ततोऽधिकाः ॥ ३४४ ॥

ततः षोडशभिः भागैः न्यूनं परममन्तरम् ।
सर्वान्त्यमण्डले ग्लावोरर्कयोः परमान्तरात् ॥ ३४५ ॥

---

છે. અને પછી દર મંડળે ૭૨ પૂર્ણ યોજન અને ૫૧ ૭/૬૧ એકસઠાંશ યોજન જેટલુ અંતર ત્યાંથી બહાર નીકળતાં વધે છે અને અ દર દાખલ થતાં ઘટે છે. ૩૩૭–૩૩૯.

આ અંતર જે પૂર્વે દર મંડળે એક તરફનું કહ્યું છે તેને બમણું કરવાથી બેઉ તરફનું અ તર નીકળે છે. ૩૪૦.

બીજા મંડળમાં બેઉ ચંદ્રમાનું પરસ્પર અંતર પહેલા મંડળ કરતાં ૭૨ યોજન વગેરે જેટલું વધારે છે એટલે ૯૯૬૪૦ યોજન+૭૨ યોજન વગેરે છે એટલે કે ૯૯૭૧૨ પૂર્ણયોજન ઉપર ૫૧ ૭/૬૧ એકસઠાંયા યોજન છે. ૩૪૧–૩૪૨.

વળી એ જ પ્રમાણે સર્વથી અન્તિમ મંડળમાં બેઉ ચંદ્રોનું અન્તર ૧૦૦૬૫૯ ૪૫/૬૧ યોજન છે. ૩૪૩.

સૂર્યના મ ડળથી ચંદ્રના મંડળનો ઘેરાવો આઠ અ શ વધારે છે. તેથી બેઉ ચંદ્રમાએ ક્ષેત્રના આઠ આઠ અ શો વધારે રોકયા છે. અને તેથી સર્વથી છેલ્લા મંડળમાં સૂર્યોના ઉત્કૃષ્ટ અન્તરથી બેઉ ચંદ્રમાઓનું ઉત્કૃષ્ટ અંતર સોળ અંશ જેટલું ઓછું છે. ૩૪૪–૩૪૫.

एवं कृता चन्द्रमसोर्मिथोऽबाधाप्ररूपणा ।
साम्प्रतं मंडलचारप्ररूपणा प्रपंच्यते ॥ ३४६ ॥

परिक्षेपा मण्डलानां मुहूर्त्तगतिरत्र च ।
मराडलार्धमराडलयोः कालसंख्याप्ररूपणा ॥ ३४७ ॥

साधारणासाधारणमराडलानां प्ररूपणा ।
एवं चत्वार्यनुयोगद्वाराण्यत्र जिना जगुः ॥ ३४८ ॥

विष्कम्भायामतस्तत्र सर्वाभ्यन्तरमराडलम् ।
सहस्रा नवनवतिश्चत्वारिंशा च षट्शती ॥ ३४९ ॥

तिस्रो लक्षाः पंचदश सहस्रा योजनान्यथ ।
नवाशीतिः परिक्षेपोऽधिकोऽभ्यन्तरमराडले ॥ ३५० ॥

भावना तूभयोरपि सूर्याभ्यन्तरमराडलवत् ॥

द्वितीयमराडलव्यासं विभाव्योक्तानुसारतः ।
भावनीयः परिक्षेपः स चायमुपपद्यते ॥ ३५१ ॥

तिस्रो लक्षा पंचदश सहस्राणि शतत्रयम् ।
योजनान्येकोनविंशं साधिकं किंचनाथवा ॥ ३५२ ॥

---

એ પ્રમાણે બેઉ ચંદ્રમાની પરસ્પર અબાધાની પ્રરૂપણા કરી.

હવે એઓની મંડળગતિ વિષે કંઇક કહીએ. ( ૪ ) ૩૪૬.

અહિં ચાર અનુયોગદ્વાર કહેલાં છે : ( ૧ ) મંડળોના પરિધિ એટલે ઘેરાવા, ( ૨ ) મુહૂર્ત્તગતિ, ( ૩ ) મંડળ તેમજ અર્ધ મંડળની કાળસંખ્યા, અને ( ૪ ) સાધારણ તથા અસાધારણ મંડળો. મતલબ કે એ ચાર વાનાં આપણે અહિં વિચારવાનાં છે. ૩૪૭-૪૮.

( ૧ ) સર્વથી અંદરનું મંડળ ૯૯૬૪૦ યોજન લાંબુ પહોળું છે, અર્થાત્ તેટલો તે બંનેનો મધ્ય વિષ્કંભ છે. અને તેથી એનો પરિધિ ૩૧૫૦૮૯ યોજન ઝાઝેરો છે. આ બેઉની ભાવના તો સૂર્યના અભ્યન્તર મંડળની પેઠે જાણવી. ૩૪૯-૩૫૦.

હવે બીજા મંડળનો વ્યાસ પૂર્વોક્ત અનુસાર વિચારી એનો ઘેરાવો કાઢવો. તે ૩૧૫૩૧૯ યોજનથી કંઇક અધિક આવશે. ૩૫૧-૩૫૨. તે આ પ્રમાણે—

पूर्वमण्डलविष्कम्भात् परमण्डलविस्तृतौ ।
द्वासप्तति योजनानि वृद्धिः प्राक् प्रत्यपादि या ॥ ३५३ ॥

तस्याः पृथक् परिक्षेपः कर्त्तव्यः कोविदेन्दुना ।
द्वे शते त्रिंशदधिके योजनानां भवेदसौ ॥ ३५४ ॥

पूर्वपूर्वपरिक्षेपे यद्ययं क्षिप्यते तदा ।
परापरपरिक्षेपा भावनीया यथोत्तरम् ॥ ३५५ ॥

इयमिन्दुमण्डलानां परिक्षेपप्ररूपणा ।
मुहूर्त्तगतिमाख्यामि संप्रति प्रतिमण्डलम् ॥ ३५६ ॥

उपसंक्रान्तयोरिन्द्वोः सर्वाभ्यन्तरमण्डले ।
पंच पंच सहस्राणि योजनानां त्रिसप्ततिः ॥ ३५७ ॥

सहस्रैस्त्रयोदशभिः सतत्वैः सप्तभिः शतैः ।
छिन्नस्य योजनस्यांशशताश्च सप्तसप्ततिः ॥ ५५८ ॥

चतुश्चत्वारिंशदाढ्या मुहूर्त्तगतिरेषिका ।
जिज्ञास्यतेऽस्याश्चेत् बीजं श्रूयतां तर्हि भावना ॥ ३५९ ॥

इहैकैकोऽप्यमृतांशुरेकैकमर्धमण्डलम् ।
एकेनाहोरात्रेणैकमुहूर्त्ताधिक्यशालिना ॥ ३६० ॥

---

પૂર્વ મંડળની પહોળાઇથી પશ્ચિમ મંડળની પહોળાઇમાં પૂર્વે જે ૭૨ યોજનની વૃદ્ધિ કહેલી છે તે ૭૨ યોજનનો જૂદો પરિધિ કાઢવો. તે ૨૩૦ યોજન થશે. તે જ્યારે પૂર્વપૂર્વના ઘેરાવામાં ઉમેરવામાં આવે ત્યારે ઉત્તરોત્તર મંડળના ઘેરાવા આવે તે સમજી લેવા. ૩૫૩–૩૫૫

એવી રીતે ચંદ્રના મંડળોના પરિધિની વાત થઇ.

હવે પ્રત્યેક મંડળે એમની મુહૂર્ત્તગતિ વિષે કહે છે— ૩૫૬.

સર્વાભ્યન્તર મંડળને વિષે સંક્રાન્ત થતાં બેઉ ચંદ્રમાની ગતિ એક મુહૂર્ત્તે ૫૦૭૩ $\frac{૭૭૪૪}{૧૩૭૨૫}$ યોજન જેટલી છે. ૩૫૭–૩૫૯.

એનું બીજક એટલે તેટલી ગતિ કેવી રીતે આવી તે જાણવું હોય તો તેની આ પ્રમાણે ભાવના છે:—

शताभ्यामेकविंशाभ्यां द्वाभ्यां छिन्नस्य निश्चितम् ।
मुहूर्त्तस्यैकादशभिः सार्धैर्भागैः प्रपूरयेत् ॥ ३६१ ॥ युग्मम् ॥

एवं शशी द्वितीयोऽपि द्वितीयमर्धमण्डलम् ।
कालेनैतावतैव द्राक् भ्रमणेन प्रपूरयेत् ॥ ३६२ ॥

संपूर्णस्य मण्डलस्य पूर्त्तिकालो यदेष्यते ।
अहोरात्रद्वयं द्वाभ्यां मुहूर्त्ताभ्यां युतं तदा ॥ ३६३ ॥

एकविंशत्यधिकाभ्यां शताभ्यां चूर्णितस्य च ।
त्रयोविंशतिरंशानां मुहूर्त्तस्य विनिर्दिशेत् ॥ ३६४ ॥ युग्मम् ॥

मण्डले पूर्त्तिकालेऽत्र प्रत्ययः केन चेदिति ।
त्रैराशिकेन तदपि श्रूयतां यदि कौतुकम् ॥ ३६५ ॥

भानुः लघुविमानत्वाच्छीघ्रगामितयापि च ।
षष्ट्या मुहूर्त्तैरेकं मण्डलं परिपूरयेत् ॥ ३६६ ॥

तद्वैपरीत्या द्वाषष्ट्या साग्रया तैर्विधुस्तु तत् ।
साष्टषष्टिः सप्तदशशती तानि युगे ततः ॥ ३६७ ॥

एकचन्द्रापेक्षयार्धमण्डलानि भवन्ति हि ।
तावन्त्येव च पूर्णानि द्वयोरिन्द्वोरपेक्षया ॥ ३६८ ॥

---

એક ચંદ્રમા એક અર્ધમંડળને ૧ અહોરાત્ર, ૧ મુહૂર્ત્ત અને $\frac{૧૧॥}{૨૨૧}$ મુહૂર્ત્ત—આટલા કાળ દરમ્યાન પુરૂં કરે છે. વળી બીજો ચંદ્રમા પણ બીજા અર્ધમંડળને તેટલે જ સમયે પૂર્ણ કરે છે, એટલે એક સંપૂર્ણ મંડળને પૂર્ણ કરવાનો કાળ ૨ અહોરાત્ર, ૨ $\frac{૨૩}{૨૨૧}$ મુહૂર્ત્ત છે. ૩૬૦–૩૬૪

એક મંડળ પૂર્ણ કરવામાં આટલો સમય લાગે છે તેની ખાત્રી શી ? એવી કોઇ શંકા કરે તો તેનું સમાધાન ત્રિરાશિની ગણત્રીએ થાય છે. તે જાણવાની ઇચ્છા હોય તો સાંભળો. ૩૬૫.

સૂર્ય ચંદ્ર કરતા કાંઇક નાના વિમાનવાળો તેમ જ શીઘ્ર ગતિવાળો હોવાથી તે પ્રત્યેક મંડળ સાઠ મુહૂર્ત્તમાં ( બે અહોરાત્રિમાં ) પૂર્ણ કરે છે. પણ ચંદ્રમા તો તેના કરતાં ધીમી ગતિવાળો હોવાથી બાસઠ મુહૂર્ત્તથી કંઇક અધિક સમયમાં પૂર્ણ કરે છે. એટલાનાં યુગ

ततश्च साष्टषष्टिसप्तदशशतमानार्धमण्डलैः ।
युगान्तर्भाविभी रात्रिंदिवानां यदि लभ्यते ॥ ३६९ ॥
अष्टादशशती त्रिंशा तदा ननु किमाप्यते ।
द्वाभ्यामर्धमण्डलाभ्यामिति राशित्रयं लिखेत् ॥ ३७० ॥
अन्त्येन राशिना राशौ मध्यमे गुणिते सति ।
जातः शतानि षट्त्रिंशत् सषष्टीन्येष भज्यते ॥ ३७१ ॥
साष्टषष्टिसप्तदशशतात्मकाद्यराशिना ।
अहोरात्रद्वयं लब्धं चतुर्विंशं शतं स्थितम् ॥ ३७२ ॥
अहोरात्रस्य च त्रिंशन्मुहूर्त्ता इति ताडितम् ।
त्रिंशताऽभूत् विंशतीयुक् सप्तत्रिंशच्छतात्मकम् ॥ ३७३ ॥
अस्मिन् साष्टषष्टिसप्तदशशत्या हृते द्वयम् ।
लब्धं मुहूर्त्तयोः शेषं शतं चतुरशीतियुक् ॥ ३७४ ॥
भागाप्राप्ताऽपवर्त्येते अष्टभिः भाज्यभाजकौ ।
त्रयोविंशतिरेकोऽन्यश्चैकविंशं शतद्वयम् ॥ ३७५ ॥
एषा मुहूर्त्तद्वाषष्टिः सवर्णनाय गुण्यते ।
एकविंशाभ्यां शताभ्यां ये चोपरितनाः लवाः ॥ ३७६ ॥

---

૧૭૬૮ થાય. તેટલાં જ વળી એક ચંદ્રમાની અપેક્ષાએ અર્ધમંડળો થાય. બે ચંદ્રમાની અપેક્ષાએ વળી તેટલાં જ સંપૂર્ણ મંડળો થાય. ૩૬૬–૩૬૮.

તેથી યુગાન્તરના ૧૭૬૮ અર્ધ મંડળે જો ૧૮૩૦ અહોરાત્ર થાય તો બે અર્ધમંડળે કેટલા અહોરાત્ર થાય–એમ ત્રિરાશિમાંડીને હિસાબ કરવો. એ લખવાની રીત :—

૧૭૬૮ : ૧૮૩૦ : : ૨

આ પ્રમાણે લખી ૧૮૩૦ ને ૨ વડે ગુણતાં ૩૬૬૦ આવે એને ૧૭૬૮ વડે ભાગવા, એટલે બે અહોરાત્રી આવી અને ૧૨૪ વધ્યા. એ ૧૨૪ ને એક અહોરાત્રના ૩૦ મુહૂર્તે ગુણતાં ૩૭૨૦ આવે એને ૧૭૬૮ વડે ભાંગતા બે મુહૂર્ત્ત આવ્યા. તેના ૩૫૩૬ બાદ કરતાં ૧૮૪ વધ્યા પછી ભાગ ન ચાલવાથી ૧૮૪ ને ૧૭૬૮ બંને રકમને આઠે ભાંગતા $\frac{૨૩}{૨૨૧}$ થયા. આમ જવાબમાં ૨ અહોરાત્ર, ૨$\frac{૨૩}{૨૨૧}$ મુહૂર્ત્ત એટલે કે ૬૨$\frac{૨૩}{૨૨૧}$ મુહૂર્ત્ત આવ્યા. ૩૬૯–૩૭૫.

त्रयोविंशतिरुक्ताः प्राक् ते क्षिप्यन्ते भवेत्ततः ।
त्रयोदश सहस्राणि सतत्वा सप्तशत्यपि ॥ ३७७ ॥ युग्मम् ॥

सर्वान्तर्मण्डलस्थस्य परिधिर्यः पुरोदितः ।
एकविंशत्यधिकाभ्यां शताभ्यां सोऽपि गुण्यते ॥ ३७८ ॥

जातः षट् कोटयः षण्णवतिः लक्षाः स्वरूपतः ।
चतुस्त्रिंशत् सहस्राणि षट्शत्येकोनसप्ततिः ॥ ३७९ ॥

सहस्रैस्त्रयोदशभिः सतत्वैः सप्तभिः शतैः ।
एषां भागे हृते लब्धा मुहूर्त्तगतिरैन्दवी ॥ ३८० ॥

योजनानां सहस्राणि पंचोपरि त्रिसप्ततिः ।
चतुश्चत्वारिंशान्यंशशतानि सप्तसप्ततिः ॥ ३८१ ॥

मुहूर्त्तगतिरित्येवं भाव्येन्दोः प्रतिमण्डलम् ।
विभाज्योक्तभाजकेन प्राग्वत् परिरयं निजम् ॥ ३८२ ॥

मुहूर्त्तीयगतौ यद्वा वर्धन्ते प्रतिमण्डलम् ।
त्रियोजनी पंचपंचाशाश्च षण्णवतिः शताः ॥ ३८३ ॥

भागा एकयोजनस्य विभक्तस्य सहस्रकैः ।
त्रयोदशमितैः सप्तशता च पंचविंशया ॥ ३८४ ॥ युग्मम् ॥

---

એને સવર્ણ લાવવા માટે ૨૨૧ વડે ગુણો એટલે ૧૩૭૨૫ આવશે. ૩૭૬–૩૭૭.

વળી સર્વાન્તર મંડળમાં રહેલા ચંદ્રમાનો પૂર્વે જે પરિધિ કહ્યો છે તેને પણ ૨૨૧ વડે ગુણો. એટલે તે ૬૯૬૩૪૬૬૯ આવશે. એને ૧૩૭૨૫ વડે ભાગવાથી ચંદ્રમાની મુહૂર્ત્ત-ગતિ ૫૦૭૩ $\frac{૭૭૪૪}{૧૩૭૨૫}$ યોજન આવશે. ૩૭૮–૩૮૧.

એવી રીતે બેઉ ચંદ્રમાની પ્રત્યેક મંડળે મુહૂર્ત્તગતિ, પૂર્વવત્ પોતાના પરિધિને ઉક્ત ભાજકથી ભાંગતાં જે આવે તે સમજવી. ૩૮૨.

અથવા તો, પ્રત્યેક મંડળે મુહૂર્ત્તગતિમાં ૩ $\frac{૯૬૫૫}{૧૩૭૨૫}$ યોજન વધે છે એમ સમજવું. ૩૮૩–૩૮૪.

अत्र उपपत्तिः । योजनद्विशती त्रिंशा या वृद्धिः प्रतिमण्डलम् ।
उक्ता परिरये गुण्या सा द्विशत्यैकविंशया ॥३८५॥

भक्ता त्रयोदशसहस्रादिना राशिना च सा ।
दत्ते त्रियोजनीं शेषानंशानपि यथोदितान् ॥३८६॥ युग्मम् ॥

सर्वान्तर्मण्डले चन्द्रौ जनानां दृष्टिगोचरौ ।
सहस्रैः सप्तचत्वारिंशता त्रिषष्टियुक्तया ॥३८७॥

द्विशत्या च योजनानां एकस्य योजनस्य च ।
षष्ट्यंशैरेकविंशत्या तत्रोपपत्तिरुच्यते ॥ ३८८ ॥ युग्मम् ॥

अन्तर्मण्डलपरिधेर्दशांशे त्रिगुणीकृते ।
इन्द्वोः प्रकाशक्षेत्रं स्यात् तापक्षेत्रमिवार्कयोः ॥ ३८९ ॥

अर्धे प्रकाशक्षेत्रस्य पूर्वतोऽपरतोऽपि च ।
इन्द्वोरपि दृष्टिपथप्राप्तिः विवस्वतोरिव ॥ ३९० ॥

तथा च जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रम् ।

तयाणं इहगयस्स मणुसस्स सीयालीसाह जोअणसहस्सेहिं दोहियतेवठेहिं जोअणसएहिं एगवीसाए सट्ठिभाएहिं जोअणस्स चंदे चक्खुफासं हव्वमागच्छइ ॥

---

એની સમજણ આ પ્રમાણે:—પ્રત્યેક મંડળે ઘેરાવામાં જે ૨૩૦ યોજનની વૃદ્ધિ કહી છે તેને ૨૨૧ વડે ગુણી ૧૩૭૨૫ વડે ભાગવા એટલે ૩$\frac{૯૬૫૫}{૧૩૭૨૫}$ યોજન આવી રહેશે. ૩૮૫-૩૮૬.

સર્વાભ્યન્તર એટલે સર્વથી અંદરના મંડળમાં હોય ત્યારે બેઉ ચંદ્રમા ૪૭૨૬૩$\frac{૭}{૨૦}$ યોજનથી લોકોને દૃષ્ટિગોચર થાય છે. ૩૮૭-૩૮૮.

એ કેવી રીતે તે સમજાવે છે:—સર્વથી અંદરના મંડળના ઘેરાવાના દશાંશને ત્રણુગણો કરો. એટલે જે આવશે તે સૂર્યોના તાપક્ષેત્રની પેઠે બેઉ ચંદ્રમાનું પ્રકાશક્ષેત્ર આવશે. પછી પૂર્વ અને પશ્ચિમ એમ બેઉ તરફ પ્રકાશક્ષેત્રનું અર્ધ કરવાથી, સૂર્યોના દૃષ્ટિમાર્ગની પ્રાપ્તિની જેમ ચંદ્રોના દૃષ્ટિ માર્ગની પ્રાપ્તિ આવે છે. ૩૮૯-૩૯૦.

આ સંબંધમાં જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રમાં કહ્યું છે કે:—

" અહિં રહેલા લોકોને બેઉ ચંદ્રમા ૪૭૨૬૩$\frac{૨૧}{૬૦}$ યોજનથી દૃષ્ટિગોચર થાય છે. "

जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रवृत्तौ च ।

यत्तु षष्टीभागीकृतयोजनसत्कैकविंशतिभागाधिकत्वं तत्तु संप्रदायगम्यम् । अन्यथा चन्द्राधिकारे साधिकद्वाषष्टिमुहूर्त्तप्रमाणमण्डलपूर्त्तिकालस्य छेदराशित्वेन भणनात् सूर्याधिकारसत्कषष्टिमुहूर्त्तप्रमाणमण्डलपूर्त्तिकालस्य छेदराशित्वेन अनुपपद्यमानत्वात् इति दृश्यते । तदत्र तत्वं बहुश्रुतगम्यम् ॥

पंचयोजनसहस्राः पंचविंशतियुक्शतम् ।
योजनस्य तथैकस्य पंचविंशतिसंयुतैः ॥ ३९१ ॥

त्रयोदशभिः सहस्रैः भक्तस्य सप्तभिः शतैः ।
भागा नवत्यधिकानि शतान्येकोनसप्ततिः ॥ ३९२ ॥

मुहूर्त्तगतिरेषेन्द्वोः सर्वपर्यन्तमण्डले ।
अथात्रैव दृष्टिपथप्राप्तिः विविच्यतेऽनयोः ॥ ३९३ ॥

एकत्रिंशता योजनसहस्रैरष्टभिः शतैः ।
एकत्रिंशैः सर्वबाह्ये दृश्येते मण्डले विधू ॥ ३९४ ॥

अत्र सूर्याधिकारोक्तम् तीसाए सठ्ठिभाएहिं इत्यधिकं मन्तव्यम् । इति जंम्बूद्वीपप्रज्ञप्तौ ॥

---

પણ એની ટીકામાં કહ્યું છે કે—"૧ યોજનના $\frac{૨૧}{૬૦}$ જેટલું જે અધિકપણું કહ્યું છે તે સંપ્રદાયગમ્ય છે, નહિં તો ચંદ્રના અધિકારમાં કંઇક અધિક એવા ૬૨ મુહૂર્ત્તમાં મંડળ પુરવાના કાળને છેદરાશિપણે કહેવાથી સૂર્યના અધિકાર પરત્વે કહેલા ૬૦ મુહૂર્ત્ત જેટલા મંડળપુર્ત્તિકાળને છેદરાશિપણું પ્રાપ્ત થઈ શકે નહિં" એમ છે. માટે અહિં તત્ત્વ શું તે બહુશ્રુત જાણે.

સર્વથી છેલ્લા મંડળમાં, બેઉ ચંદ્રમાની મુહૂર્ત્તગતિ ૫૧૨૫$\frac{૬૯૯૦}{૧૩૭૨૫}$ યોજન છે અને દૃષ્ટિમાર્ગપ્રપ્તિ ૩૧૮૩૧ યોજને છે અર્થાત્ ૩૧૮૩૧ યોજનથી લોકોને દૃષ્ટિગોચર થાય છે. ૩૯૧–૩૯૪.

આ સંબંધમાં જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રની ટીકામાં કહ્યું છે કે—અહિં સૂર્યના અધિકારમાં કહેલા $\frac{૩૦}{૬૦}$ અધિક જાણવા.

अत्र सर्वाभ्यन्तरसर्वबाह्यचन्द्रमण्डलयोः दृष्टिपथप्राप्तिता दर्शिता । शेषमण्डलेषु सा चन्द्रप्रज्ञप्तिबृहत्क्षेत्रसमासजम्बूद्वीपप्रज्ञप्तिसूत्रवृत्त्यादिग्रन्थेषु पूर्वैः क्वापि दर्शिता नोपलभ्यते । ततोऽत्रापि न दर्शितेति ज्ञेयम् ॥

प्रतिमण्डलमित्येवं मुहूर्त्तगतिरीरिता ।
मण्डलार्धमण्डलयोः कालमानमथ ब्रुवे ॥ ३९५ ॥

नवशत्या विभक्तस्य चंचत्पंचदशाढ्यया ।
विभागैर्मण्डलार्धस्य किलैकत्रिंशतोनितम् ॥ ३९६ ॥

अर्धमण्डलमेकेनाहोरात्रेण समाप्यते ।
एकैकेन शशांकेन यत्रकुत्रापि मण्डले ॥ ३९७ ॥ युग्मम् ॥

द्विचत्वारिंशदधिकैः शतैश्चतुर्भिरेव च ।
अहोरात्रस्य भक्तस्य लवैकत्रिंशताधिकौ ॥ ३९८ ॥

अहोरात्रौ पूर्त्तिकालः एकस्मिन् मण्डले विधोः ।
रविस्तु पूरयेत् पूर्णाहोरात्रद्वितयेन तत् ॥ ३९९ ॥ युग्मम् ॥

---

અહિં ‘ સર્વથી અંદરના ’ અને ‘ સર્વથી બહારના ’—એમ એ ચંદ્રમંડળોની જ દૃષ્ટિપથપ્રાપ્તિનું પ્રમાણ બતાવ્યું, બાકીના—શેષમંડળોનું નથી બતાવ્યું કેમકે ચંદ્રપ્રજ્ઞપ્તિ, બૃહત્ ક્ષેત્રસમાસ, જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિસૂત્ર તથા એ ગ્રંથોની ટીકા આદિકમાં પૂર્વાચાર્યોએ ક્યાંય પણ દેખાડેલું લભ્ય નથી.

એ પ્રમાણે ચંદ્રમાની ‘ પ્રત્યેક મંડળે મુહૂર્ત્તગતિ ’ વિષે કહ્યું.

હવે એઓના મંડળ અને અર્ધમંડળના કાળમાન વિષે કહે છે—

$\frac{૩૧}{૯૧૫}$ જેટલું ઓછું અર્ધમંડળ કોઇપણ મંડળમાં રહેલો એક ચંદ્રમા એક અહોરાત્રે સંપૂર્ણ કરે છે. ૩૯૬–૩૯૭.

કોઇપણ એક આખું મંડળ પૂર્ણ કરવા ચંદ્રમાને ૨$\frac{૩૧}{૪૪૨}$ અહોરાત્ર જોઈએ છીએ.

[ $\frac{૧}{૨}$–( $\frac{૧}{૨}$×$\frac{૩૧}{૯૧૫}$ ) આટલું મંડળ પૂર્ણ કરવા ૧ અહોરાત્ર જોઈએ તો ૧ ( આખું ) મંડળ પૂર્ણ કરવા કેટલા અહોરાત્ર જોઈએ—એમ ત્રૈરાશિક રીતે ગણતાં એ જવાબ મળશે].

કોઈ પણ એક આખું મંડળ સૂર્ય બે અહોરાત્રે પૂર્ણ કરે છે. ૩૯૮–૩૯૯.

मण्डलार्धमण्डलयोरुक्तैवं कालसंमितिः ।
साधारणासाधारणमण्डलानि ब्रवीम्यथ ॥ ४०० ॥

प्रथमं च तृतीयं च षष्ठं सप्तममष्टमम् ।
दशमैकादशे पंचदशमित्यष्टमण्डली ॥ ४०१ ॥

नक्षत्रैरविरहिता सदापि तुहिनद्युतेः ।
मण्डलेष्वेषु नक्षत्राण्यपि चारं चरन्ति यत् ॥ ४०२ ॥

द्वितीयं च चतुर्थं च पंचमं नवमं तथा ।
त्रीणि च द्वादशादीनि किलैषा सप्तमण्डली ॥ ४०३ ॥

ऋक्षैः सदा विरहिता मण्डलेष्वेषु नो भवेत् ।
कदापि चार ऋक्षाणामूषरेषु गवामिव ॥ ४०४ ॥

प्रथमं तृतीयमेकादशं पंचदशं तथा ।
रविचन्द्रोडुसामान्या मण्डलानां चतुष्टयी ॥ ४०५ ॥

एतेषु मण्डलेष्विन्दुः नक्षत्राणि तथा रविः ।
चारं चरन्ति सर्वेऽपि राजमार्गे जना इव ॥ ४०६ ॥

---

એવી રીતે ચંદ્રના મંડળ તથા અર્ધમંડળના કાળનું પ્રમાણુ કહ્યું.

હવે એના સાધારણુ તથા અસાધારણુ મંડળો વિષે કહે છે-૪૦૦.

પહેલું, ત્રીજું, છઠ્ઠું, સાતમું, આઠમું, દશમું, અગ્યારમું અને પંદરમું—આટલાં (ચંદ્રના) આઠ મંડળોમાં ચંદ્રને કદિ પણુ નક્ષત્રોનો વિરહ હોતો નથી કેમકે એ આઠમાં નક્ષત્રોનો પણુ ચાર (ગમન) છે. ૪૦૧-૪૦૨.

બીજું, ચોથું, પાંચમું, નવમું, બારમું, તેરમું અને ચૌદમું—આ સાત મંડળોમાં ચંદ્રમાને નક્ષત્રોનો વિરહ જ હોય છે કેમકે ત્યાં નક્ષત્રોની ગતિ નથી, ઉષર ભૂમિમાં ગાયો જતી નથી તેમ. ૪૦૩-૪૦૪.

પહેલું, ત્રીજું, અગ્યારમું અને પંદરમું—એ ચાર મંડળો સૂર્ય, ચંદ્ર તેમજ નક્ષત્રો-બધાને સામાન્ય છે. કેમકે એ ચારેમાં સૂર્ય, ચંદ્રમા તેમ જ નક્ષત્રો પણુ ગમન કરે છે, રાજમાર્ગપર સર્વ લોકો ગમનાગમન કરે છે એમ. ૪૦૫-૪૦૬.

षष्ठादीनि पंच सूर्यचारहीनानि सर्वथा ।
शेषाणि मण्डलानीन्दोः किंचित् भानुः स्पृशेदपि ॥ ४०७ ॥

साधारणासाधारणमण्डलान्येवमूचिरे ।
सम्प्रतीन्दोः वृद्धिहानिप्रतिभासः प्ररूप्यते ॥ ४०८ ॥

अवस्थितस्वभावं हि स्वरूपेणेन्दुमण्डलम् ।
सदापि हानिः वृद्धिः वा प्रेक्ष्यते सा न तात्विकी ॥ ४०९ ॥

केवलं या शुक्लपक्षे वृद्धिर्हानिस्तथा परे ।
राहुविमानावरणयोगात् सा प्रतिभासते ॥ ४१० ॥

तथाहि । ध्रुवराहुः पर्वराहुः एवं राहुः द्विधा भवेत् ।
ध्रुवराहोस्तत्र कृष्णतमं विमानमीरितम् ॥ ४११ ॥

तच्च चन्द्रविमानस्य प्रतिष्ठितमधस्तले ।
चतुरंगुलमप्राप्तं चारं चरति सर्वदा ॥ ४१२ ॥

तेनापावृत्त्य चावृत्त्य चरत्यधः शनैः शनैः ।
वृद्धिहानिप्रतिभासः पोस्फुरीतीन्दुमण्डले ॥ ४१३ ॥

---

છઠ્ઠું, સાતમું, આઠમું, નવમું અને દશમું—એ પાંચ ચંદ્રમંડળોમાં સૂર્યનું જરા પણ ગમનાગમન નથી, શેષ મંડળોમાં સૂર્યનું કવચિત્ આવાગમન છે ખરૂં. ૪૦૭.

એટલું ચંદ્રના સાધારણાસાધારણ મંડળો વિષે વિવેચન કર્યું.

હવે ચંદ્રની વૃદ્ધિ અને હાનિના પ્રતિભાસ વિષે કહે છે. (૫) ૪૦૮.

સ્વરૂપે તો ચંદ્રમા હમ્મેશાં અવસ્થિત સ્વભાવવાળો જ છે. એની હાનિવૃદ્ધિ દેખાય છે તે ખરી હાનિવૃદ્ધિ નથી. ૪૦૯.

એની શુકલ પક્ષમાં વૃદ્ધિ અને કૃષ્ણપક્ષમાં હાનિ દેખાય છે તે કેવળ રાહુના વિમાનના આવરણને યોગે દેખાય છે. ૪૧૦.

આ રાહુ વિષે એમ કહ્યું છે કે (૧) પર્વરાહુ અને (૨) નિત્યરાહુ—એમ રાહુ બે પ્રકારના છે. નિત્યરાહુનું વિમાન એકદમ શ્યામ છે અને તે વિમાન ચંદ્રમાના વિમાનની નીચે ચંદ્રથી ચાર આંગળ દૂર રહીને ચાલે છે, તેને આવરીને ધીમે ધીમે ચાલ્યા કરે છે. તેથી જ ચંદ્રમામાં વૃદ્ધિહાનિનો ભાસ થાય છે. ૪૧૧–૪૧૩.

तथोक्तम् ।

चंदस्स नेव हाणी नवि वुड्ढी वा अवट्ठिओ चंदो ।
सुक्किलभावस्स पुणो दीसइ वुड्ढी य हाणि य ॥ ४१४ ॥

किन्हं राहुविमाणं निच्चं चंदेण होइ अविरहियम् ।
चउरंगुलमप्पत्तं हिट्ठा चंदस्स तं चरइ ॥ ४१५ ॥

तेणं वड्ढइ चंदो परिहाणी वावि होइ चंदस्स ॥

तत्र प्रकल्प्य द्वाषष्टिं भागान् शशांकमण्डले ।
ह्रियते पंचदशभिः लभ्यतेंऽशचतुष्टयम् ॥ ४१६ ॥

एतावदाव्रियते तत् प्रत्यहं भरणीभुवा ।
अहोभिः पंचदशभिरेवमाव्रियतेऽखिलम् ॥ ४१७ ॥ युग्मम् ॥

द्वौ भागौ तिष्टतः शेषौ सदैवानावृतौ च तौ ।
एषा कला षोडशीति प्रसिद्धिमगमत् भुवि ॥ ४१८ ॥

कल्प्यन्तेंऽशाः पंचदश विमाने राहवेऽथ सः ।
जयत्येकैकांशवृद्ध्या नीतिज्ञोऽरिमिवोडुपम् ॥ ४१९ ॥

तच्चैवम् ।

---

અન્યત્ર પણ એ જ ભાવાર્થની ગાથાઓ કહેલી છે, એ આ વાતની સાક્ષી પૂરે છે. ૪૧૪-૪૧૫.

ચંદ્રમાના મંડળના ( વિમાનના ) બાસઠ ભાગ કલ્પીને એ બાસઠને પંદરે ભાંગો. ભાગમાં ૪ આવશે. એટલો ચંદ્રમા સદા નિત્યરાહુના વિમાનથી આવરાય છે. એટલે પંદર દિવસે ચંદ્રમાનો $\frac{60}{62}$ આવરાય. ફક્ત $\frac{2}{62}$ બાકી રહ્યો તે કદિ આવરાતો નથી, સદા ખુલ્લો રહે છે અને તે ભાગ પૃથ્વીપર ચંદ્રમાની સોળમી કળા તરીકે પ્રસિદ્ધ છે. ૪૧૬-૪૧૮.

વળી રાહુના વિમાનના ૧૫ ભાગો કલ્પીએ તો તે પોતાના તેવા એકેક ભાગની વૃદ્ધિએ કરીને તે ચંદ્રમાને જીતે છે-રોકે છે-ઢાંકે છે, નીતિજ્ઞ પુરૂષ શત્રુને જીતે એમ. ૪૧૯.

તે આવી રીતે—

स्वीयपंचदशांशेन कृष्णप्रतिपदि ध्रुवम् ।
मुक्त्वांशौ द्वावनावार्यौ शेषषष्टेः सितत्विषः ॥ ४२० ॥

चतुर्भागात्मकं पंचदशं भागं विधुंतुदः ।
आवृणोति द्वितीयायां निजभागद्वयेन च ॥ ४२१ ॥

अष्टभागात्मकौ पंचदशांशौ द्वौ रुणद्धि सः ।
षष्टिं भागानित्यमायां स्वैः पंचदशभिः लवैः ॥४२२॥त्रिभिर्विशेषकम्॥

ततः शुक्लप्रतिपदि चतुर्भागात्मकं लवम् ।
एकं पंचदशं व्यक्तीकरोत्यपसरन् शनैः ॥ ४२३ ॥

द्वितीयायां द्वौ विभागौ पूर्णिमायामिति क्रमात् ।
द्वाषष्ट्यंशात्मकः सर्वः स्फुटीभवति चन्द्रमाः ॥ ४२४ ॥

इन्दोश्चतुर्लवात्मांशो यावत्कालेन राहुणा ।
पिधीयते मुच्यते च तावत्कालमिता तिथिः ॥ ४२५ ॥

इन्दोः पिधीयमानाः स्युः कृष्णाः प्रतिपदादिकाः ।
तिथयो मुच्यमानाः स्युः शुक्लाः प्रतिपदादिकाः ॥ ४२६ ॥

---

કૃષ્ણ પક્ષના પડવાને દિવસે, ચંદ્રમાના કલ્પેલા ૬૨ ભાગોમાંથી ન આવરી શકાય એવા બે ભાગ છોડીને બાકીના ૬૦ ભાગોના $\frac{1}{15}$ ને એટલે કે ચાર ભાગને રાહુ પોતાના $\frac{1}{15}$ વડે આચ્છાદિત કરે છે, અને વળી બીજને દિવસે રાહુ પોતાના $\frac{2}{15}$ વડે ચંદ્રમાના આઠ ભાગને આવરે છે. એવી રીતે અમાવાસ્યાને દિવસે રાહુ પોતાના સર્વ ભાગોવડે એટલે કે એનું અખિલ બિંબ ચંદ્રમાના સાઠ ભાગોને આવરે છે. ૪૨૦–૪૨૨.

પછી શુકલપક્ષની પ્રતિપદાને દિવસે તે ધીમેથી લગાર ખસીને ચંદ્રના ચાર ભાગને પ્રકટ કરે છે, બીજને દિવસે ચંદ્રના આઠ ભાગોને પ્રકટ કરે છે અને એવી રીતે ક્રમે ક્રમે પૂર્ણિમાને દિવસે બાસઠે ભાગોરૂપ આખો સંપૂર્ણ ચંદ્રમા પ્રકટ થાય છે. ૪૨૩–૪૨૪.

ચંદ્રમાનો એ ચાર ભાગ જેટલો અંશ રાહુ જેટલો કાળ આવરેલો કે ખુલ્લો રાખે છે તેટલો કાળ તે એક તિથિ કહેવાય છે. રાહુ નિત્ય નિત્ય આવરતો જાય છે એવી પ્રતિપદાદિક તિથિઓ કૃષ્ણપક્ષની કહેવાય છે, અને રાહુ નિત્ય નિત્ય ખુલ્લી કરતો જાય છે એવી પ્રતિપદાદિક તિથિઓ શુકલપક્ષની કહેવાય છે. ૪૨૫–૪૨૬.

यथाहुः ।

कालेण जेण हायइ सोलसभागो तु सा तिही होइ ।
तह चेव य वुड्ढीए एवं तिहिणो समुप्पत्ती ॥ ४२७ ॥

एकोनत्रिंशता पूर्णैः मुहूर्तैश्च द्विषष्टिजैः ।
द्वात्रिंशता मुहूर्त्तांशैरेकैको रजनीपतेः ॥ ४२८ ॥

चतुर्धा षष्ठ्यंशरूपो राहुणा छाद्यते लवः ।
मुच्यते च तदैतावन्मानाः स्युः तिथयोऽखिलाः ॥ ४२९ ॥ युग्मम् ॥

एवं च । द्वाषष्टिभक्ताहोरात्रस्यैकषष्ठ्या लवैर्मिता ।
तिथिरेवं वच्यते यत्तद्युक्तमुपपद्यते ॥ ४३० ॥

तिथिमानेऽस्मिंश्च हते त्रिंशता स्याद्यथोदितः ।
मासश्चान्द्र एवमपि त्रिंशत्तिथिमितः खलु ॥ ४३१ ॥

ननु राहुविमानेन योजनार्धमितेन वै ।
षट्पंचाशद्योजनैकषष्टिभागमितं खलु ॥ ४३२ ॥

कथमाच्छादितुं शक्यं गरीयः शशिमण्डलम् ।
लघीयसा गरीयो हि दुरावारमिति स्फुटम् ॥ ४३३ ॥

---

કહ્યું છે કેઃ—

જેટલે સમયે ચંદ્રમાનો સોળમો ભાગ ઓછો થાય, કે જેટલે સમયે એ વધે તેટલા કાળપ્રમાણ એક તિથિ થાય. આ પ્રમાણે તિથિની ઉત્પત્તિ છે. ૪૨૭.

રાહુ ચંદ્રમાનો ઉપરોક્ત ચાર ભાગ જેટલો અંશ ૨૯$\frac{૩૨}{૬૨}$ મુહૂર્ત્ત પર્યન્ત આવરેલો કે ખુલ્લો રાખે છે. એટલે સર્વ તિથિઓનું એ જ પ્રમાણ સમજવું. અને એવી રીતે એક અહોરાત્રના $\frac{૬૧}{૬૨}$ જેવડી તિથિ કહેવાય છે તે યુક્ત જ છે. ૪૨૮–૪૩૦.

તિથિના આ પ્રમાણને ત્રીશે ગુણવાથી એટલે કે આ પ્રમાણની ત્રીશ તિથિઓનો એક ચાંદ્રમાસ થાય છે. ૪૩૧.

અહિં કોઇ એવી શંકા ઉપસ્થિત કરે કે–" અરધા યોજન જેવડું જ રાહુનું વિમાન છે તે $\frac{૫૬}{૬૧}$ યોજન પ્રમાણ ( એટલે કે પોતાથી લગભગ બમણું મ્હોટું ) એવું ચંદ્રમાનું વિમાન કેવી રીતે આવરી શકે ? ન્હાની વસ્તુથી મ્હોટી વસ્તુ ન આવરી શકાય એ વાત પ્રકટ રીતે સમજાય એવી છે. " ૪૩૨–૪૩૩.

एवमुत्तरयन्त्यत्र केचित् प्राक्तनपण्डिताः।
लघीयसोऽप्यस्य कान्तिजालैरत्यन्तमेचकैः ॥ ४३४ ॥

आच्छाद्यते महदपि शशिबिम्बं प्रसृत्वरैः ।
दावानलोच्छलद्धूमस्तोमैरिव नभोऽङ्गणम् ॥ ४३५ ॥ युग्मम् ॥

अन्ये त्वभिदधुः धीराः योजनार्धं यदुच्यते ।
मानं ग्रहविमानस्य तदेतत्प्रायिकं ततः ॥ ४३६ ॥

योजनायामविष्कम्भं तत् द्वात्रिंशांशमेदुरम् ।
स्वर्भाणुमण्डलं तेन विधुराद्रियते सुखम् ॥ ४३७ ॥

तथा चाहुः ।

आयामो विक्खंभो जोअणमेगं तु तिगुणिओ परिही ।
अड्ढाइज्जधणुसया राहुस्स विमाणबाहल्लम् ॥ ४३८ ॥

संग्रहण्यादर्शे प्रक्षेपगाथेयं दृश्यते ॥

भगवतीवृत्तावपि एतस्याश्चालनाया एवं प्रत्यवस्थानम् । यदिदं ग्रहविमानमर्धयोजनप्रमाणमिति तत् प्रायिकम् । ततश्च राहोः ग्रहस्य उक्ताधिकप्रमाणमपि विमानं संभाव्यते । अन्ये पुनराहुः लघीयसोऽपि राहुविमानस्य महता तामिस्रजालेन तदाव्रियते । इति भगवतीसूत्रवृत्तौ १२ शतके पंचमोद्देशके । तत्त्वं तु केवलिनो विदन्ति ॥

---

આના ખુલાસામાં

કેટલાક પ્રાચીન વિદ્વાનો એમ કહે છે કે રાહુનું વિમાન જો કે ન્હાનું છે તોપણ એના અત્યન્ત શ્યામ રંગના વિસ્તૃત કાન્તિના સમૂહથી તે મ્હોટું એવું પણ ચંદ્રબિમ્બ ઢંકાઇ જાય છે; જેમ દાવાનળથી ઉછળેલા ધુમાડાના સમૂહવડે આકાશમંડળ ઢકાઇ જાય છે એમ. ૪૩૪–૪૩૫.

કેટલાક પંડિતો વળી એમ કહે છે કે ગ્રહના વિમાનનું પ્રમાણ અર્ધ યોજન કહ્યું છે ત્યાં ‘ પ્રાયઃ અર્ધ યોજન ’ સમજવું. રાહુનું વિમાન તો એક યોજન લાંબુ પહોળું અને બત્રીશ ભાગ જેટલું જાડું સમજવું તેથી તે ચંદ્રના બિમ્બને સુખેથી ઢાંકી શકે. ૪૩૬–૪૩૭. સંગ્રહણીની પ્રતમાં આ ( ૪૩૮ મી ) પ્રક્ષેપ ગાથા દેખાય છે. તેમાં કહ્યું છે કે “ રાહુના વિમાનની

कदाचित् ग्रहण इव त्रिमानमुपलभ्यते ।
वृत्ताकृति ध्रुवराहोः कदाचित् न तथा च किम् ॥ ४३९ ॥

दिनेषु येषु तमसाभिभूतः स्यात् भृशं शशी ।
तेषूपलभ्यते वृत्तं विमानमस्य येषु च ॥ ४४० ॥

शशी विशुद्धकान्तित्वात् तमसा नाभिभूयते ।
वृत्तं विमानं नैतस्य दिनेषु तेषु दृश्यते ॥ ॥ ४४१ ॥ युग्मम् ॥

तथोक्तम् ।

वट्टच्छेओ कइवइ दिवसे धुवराहुणो विमाणस्स ।
दिसइ परं न दिसइ जह गहणे पव्वराहुस्स ॥ ४४२ ॥

अच्चच्छं न हि तमसाभिभूय तेजं ससी विसुज्झन्तो ।
तेण न वट्टच्छेओ गहणे उ तमोतमो बहुलो ॥ ४४३ ॥

इति भगवतीवृत्तौ ॥

---

લંબાઇ પહોળાઈ એક યોજનની છે, એથી ત્રણ ગણો એનો પરિધિ છે અને અઢીસો ધનુષ્ય પ્રમાણ એની જાડાઇ છે " ૪૩૮. ભગવતીસૂત્રની ટીકામાં પણ ઉલ્લેખ છે કે–' ગ્રહના વિમાનનું પ્રમાણ અર્ધ યોજન કહ્યું છે તે પ્રાયઃ સમજવું. અને તેથી રાહુગ્રહના વિમાનનું પ્રમાણ અધિક પણ સંભવે છે. "

કેટલાકો વળી એમ કહે છે કે રાહુનું વિમાન લઘુ છે પણ એના અન્ધકારનો સમૂહ મ્હોટો છે તેથી ચંદ્રમંડળ ઢંકાઇ જાય છે. એ પ્રમાણે ભગવતીસૂત્રની ટીકામાં બારમા શતકના પાંચમા ઉદ્દેશામાં કહ્યું છે. તત્વ કેવળીગમ્ય.

અહિં કોઇ વળી એક બીજી શંકા કરે છે કે " ગ્રહણસમયની પેઠે કોઇક વખતે ધ્રુવ-રાહુનું વિમાન ગોળ દેખાય છે અને કોઇક વખતે એવું નથી દેખાતું તેનું શું કારણ ? " ૪૩૯.

એનો ખુલાસો એ છે કે—" જે દિવસોમાં ચંદ્ર રાહુથી અત્યન્ત પરાભવ પામેલો હોય તે દિવસોમાં એ રાહુનું વિમાન ગોળ દેખાય છે, પણ જ્યારે ચંદ્રમા તેજસ્વી કાન્તિવાળો હોય ત્યારે રાહુ એનો પરાભવ કરી શકતો નથી અને તેથી એનું વિમાન ગોળ દેખાતું નથી. " ૪૪૦–૪૪૧.

ભગવતીસૂત્રની વૃત્તિમાં પણ શિષ્યે આવી જ શંકા કરેલી છે તેનો ઉત્તર પણ આચાર્યે આ જ ભાવાર્થનો આપેલો છે. ૪૪૨–૪૪૩ વાળી બેઊ ગાથાઓનો એ જ ભાવાર્થ છે.

यदा तु लेश्यामावृण्वन् पर्वराहुः व्रजत्यधः ।
पुष्पदन्तमण्डलयोः यथोक्तकालमानतः ॥ ४४४ ॥
तदा भवत्युपरागो यथार्हं चन्द्रसूर्ययोः
जनैः ग्रहणमित्यस्य प्रसिद्धिः परिभाव्यते ॥ ४४५ ॥ युग्मम् ॥

जघन्यतस्तत्र षण्णां मासामन्ते शशिग्रहः ।
उत्कर्षतो द्विचत्वारिंशतो मासामतिक्रमे ॥ ४४६ ॥
मासैर्जघन्यतः षड्भिर्जायते तरणिग्रहः ।
संवत्सरैरष्टचत्वारिंशतोत्कर्षतः पुनः ॥ ४४७ ॥

यदा स्वर्भाणुरागच्छन् गच्छन् वा पुष्पदन्तयोः ।
लेश्यामावृणुयात्तर्हि वदन्ति मनुजा भुवि ॥ ४४८ ॥
चन्द्रो रविर्वा तमसा गृहीत इति यद्यथ ।
लेश्यामावृत्य पार्श्वेन गच्छत्यर्कशशांकयोः ॥ ४४९ ॥
तदा वदन्ति मनुजा रविणा शशिनाथवा ।
राहोः कुक्षिर्भिन्न इति यदा पुनर्विधुंतुदः ॥ ४५० ॥
अर्केन्दुलेश्यामावृत्यापसर्पति तदा भुवि ।
वदन्ति मनुजा वान्तौ राहुणा शशिभास्करौ ॥ ४५१ ॥

चतुर्भिःकलापकम् ॥

---

હવે કંઈક ' ગ્રહણ ' વિષે કહે છે.

જ્યારે પર્વરાહુ સૂર્ય કે ચંદ્રમાની લેશ્યાને (કાંતિને) આવરતો છતો યથોક્ત કાળે સૂર્ય કે ચંદ્રની નીચે જાય છે ત્યારે સૂર્યચંદ્રનો યથાયોગ્ય ઉપરાગ (ઢંકાવાપણું) થાય છે–તે લોકોમાં ગ્રહણના નામથી ઓળખાય છે. ૪૪૪–૪૪૫.

ચંદ્રગ્રહણ જઘન્યતઃ છ માસે અને ઉત્કૃષ્ટતઃ બેંતાળીશ માસે થાય છે, જ્યારે સૂર્ય-ગ્રહણ જઘન્યતઃ છ માસે અને ઉત્કૃષ્ટતઃ અડતાળીશ વર્ષે થાય છે. ૪૪૬–૪૪૭.

સૂર્યચંદ્રની નીચેથી જતાં આવતાં રાહુ જ્યારે એઓની લેશ્યાને (તેજને) આચ્છાદિત કરે છે ત્યારે લોકો કહે છે કે એઓને અન્ધકારે ( રાહુએ ) પકડી રાખ્યા છે. વળી એ જ્યારે એઓની લેશ્યાને આવરતો એઓની પડખેથી ચાલ્યો જાય છે ત્યારે લોકો કહે છે કે

यदा तु गच्छन् वागच्छन् राहुश्चन्द्रस्य वा रवेः ।
लेश्यामावृत्य मध्येन गच्छत्याहुर्जनास्तदा ॥ ४५२ ॥
राहुणा रविरिन्दुर्वा विभिन्न इति चेत्पुनः ।
सर्वात्मना चन्द्रसूर्यलेश्यामावृत्य तिष्ठति ॥ ४५३ ॥
वावदन्तीह मनुजाः परमार्थाविदस्तदा ।
राहुणा क्षुधितेनेव ग्रस्तश्चन्द्रोऽथवा रविः ॥४५४॥ त्रिभिर्विशेषकम् ॥

शृंगाटकश्च जटिलः क्षत्रकः खरकस्तथा ।
दुर्धरः सगरो मत्स्यः कृष्णसर्पश्च कच्छपः ॥ ४५५ ॥
इत्यस्य नव नामानि विमानास्त्वस्य पंचधा ।
कृष्णनीलरक्तपीतशुक्लवर्णमनोहराः ॥ ४५६ ॥ युग्मम् ॥

इति भगवतीसूत्रशतक १२ षष्ठोद्देशके ॥

सम्पूर्णसर्वावयवो विशिष्टालंकारमाल्याम्बररम्यरूपः ।
महर्द्धिको राजति राहुरेषः लोकप्रसिद्धो नतु मौलिमात्रः ॥४५७॥

---

સૂર્યે કે ચંદ્રમાએ રાહુની કુક્ષિને ભેદી છે. વળી જ્યારે રાહુ એવી જ રીતે એઓની લેશ્યાને આવરીને ખસી જાય છે ત્યારે લોકો કહે છે કે રાહુએ સૂર્યચંદ્રને વમી કાઢ્યા છે. વળી રાહુ જ્યારે જ્યારે એ બેઉના મધ્યમાંથી જાય છે ત્યારે કહે છે કે રાહુએ એમને ભેદ્યા છે. વળી જ્યારે રાહુ સૂર્યને કે ચંદ્રમાને સર્વથા પ્રકારે આવરીને રહે છે ત્યારે પણ સત્ય-સ્વરૂપથી અજ્ઞાન એવા લોકો એમ કહે છે કે ક્ષુધાતુર હોયની એવા રાહુએ સૂર્ય કે ચંદ્રને ગ્રસ્યા છે, અર્થાત્ ગળી ગયો છે. ૪૪૮–૪૫૪.

આ રાહુનાં નવ નામ છેઃ ( ૧ ) શૃંગાટક, ( ૨ ) જટિલ, ( ૩ ) ક્ષત્રક, ( ૪ ) ખરક, ( ૫ ) દુર્ધર, ( ૬ ) સગર, ( ૭ ) મત્સ્ય, ( ૮ ) કૃષ્ણ સર્પ અને ( ૯ ) કચ્છપ. વળી એના ( ૧ ) શ્યામ, ( ૨ ) નીલ, ( ૩ ) રક્ત, ( ૪ ) પીત અને ( ૫ ) શ્વેત—એમ પાંચે વર્ણના મનહર વિમાનો છે. ૪૫૫–૪૫૬.

એ પ્રમાણે ભગવતીસૂત્રમાં શતક ૧૨, ઉદ્દેશ ૬ માં કહ્યું છે.

ઉત્તમ વસ્ત્રાભૂષણ અને પુષ્પમાળાથી સૌન્દર્યવાન અને મહાન્ સમૃદ્ધિએ યુક્ત એવા આ રાહુને સર્વ સમ્પૂર્ણ અવયવો છે, પણ લોકને વિષે એ માત્ર મસ્તકરૂપે જ પ્રસિદ્ધ છે. તેવો નથી. ૪૫૭.

किंच विधोरेकमयनमहोरात्रास्त्रयोदश ।
चतुश्चत्वारिंशदहोरात्रांशाः सप्तषष्टिजाः ॥ ४५८ ॥
द्वाभ्यां चन्द्रायणाभ्यां स्यात् भमासः सप्तविंशतिः ।
अहोरात्राः सप्तषष्टिभागाः तत्रैकविंशतिः ॥ ४५९ ॥

अत्रोपपत्तिस्त्वेवम् ।

सर्वोडूनां चन्द्रभोगो वक्ष्यमाणः समुच्चितः ।
मुहूर्त्तानां शतान्यष्टैकोनविंशान्यथो लवाः॥ ४६० ॥
स्युः सप्तविंशतिः सप्तषष्टिजास्त्रिंशता ततः ।
मुहूर्त्तांके हृते लब्धाहोरात्रसप्तविंशतिः ॥ ४६१ ॥
मुहूर्त्ता नव शिष्यन्ते भागाश्च सप्तविंशतिः ।
मुहूर्त्ताः सप्तषष्टिघ्नाः कार्याः कर्त्तुं सवर्णनम् ॥ ४६२ ॥
षट्शती त्र्युत्तरा स्यात् सा सप्तविंशतिभागयुक् ।
बभूव षट्शती त्रिंशा भागोऽस्यास्त्रिंशता पुनः ॥ ४६३ ॥
सप्तषष्टिभवा भागा लभ्यन्ते एकविंशतिः ।
यथोक्तोऽयं भमासोऽस्यार्धार्धं याम्योत्तरायणे ॥ ४६४ ॥

चन्द्रोत्तरायणारम्भो युगादिसमये भवेत् ।
प्रागुत्तरायणं पश्चाद्याम्यायनमिति क्रमः ॥ ४६५ ॥

---

૧૩ ૪૪/૬૭ અહોરાત્રનું એક ચંદ્રાયણ થાય, અને બે ચંદ્રાયણોનો એક નક્ષત્રમાસ થાય. એટલે એક નક્ષત્રમાસના ૨૭ ૨૧/૬૭ અહોરાત્ર થાય. ૪૫૮–૪૫૯.

એની સમજુતિ આ પ્રમાણેઃ—

સર્વ નક્ષત્રોનો ચંદ્ર સાથેનો ભોગવટો એકત્ર કરીએ તો ૮૧૯ ૨૭/૬૭ મુહૂર્ત્તનો થાય. આ રકમને ત્રીશે ભાંગીએ તો ૨૭ ૨૧/૬૭ અહોરાત્ર આવી રહે. એનો એક ચંદ્રમાસ થયો, અને એથી અર્ધઅર્ધ ભાગનું ચંદ્રનું એક દક્ષિણાયન ને ઉત્તરાયણ થયું. ૪૬૦–૪૬૪.

યુગના આદિ સમયે ચંદ્રના ઉત્તરાયણનો આરંભ થાય છે અને તેથી પહેલું ઉત્તરાયણ અને પછી દક્ષિણાયન—એમ અનુક્રમ છે—અને તેનાથી જ જ્યોતિશ્ચક્રની ગતિના એક મૂળ

प्रवृत्तिः स्याद्यतो ज्योतिश्चक्रचारैकमूलयोः ।
सूर्ययाम्यायनशीतांशूत्तरायणयोः किल ॥ ४६६ ॥

युगादावेव युगपत्तत्रार्कदक्षिणायनम् ।
पुष्पसप्तषष्टिजांशत्रयोविंशत्यतिक्रमे ॥ ४६७ ॥

युगादावभिजिद्योगप्रथमक्षण एव तु ।
चन्द्रोत्तरायणारम्भः ततो युक्तं पुरोदितम् ॥ ४६८ ॥

तथोक्तं जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रवृत्तौ । सकलज्योतिश्चारमूलस्य सूर्यदक्षिणायनस्य चन्द्रोत्तरायणस्य च युगपत्प्रवृत्तिः युगादावेव । साऽपि चन्द्रायणस्याभिजिद्योगप्रथमसमय एव । सूरायणस्य तु पुष्पस्य त्रयोविंशतौ सप्तषष्टिभागेषु व्यतीतेषु । तेन सिद्धं युगस्य आदित्वमिति ॥

पुष्पस्य सप्तषष्ट्युत्थविंशत्यंशाधिके ततः ।
मुहूर्त्तदशके भुंक्ते मुहूर्त्तैकोनविंशतौ ॥ ४६९ ॥

भोग्यायां सप्तचत्वारिंशदंशायां समाप्यते ।
विधुनोदीच्यमयनं याम्यमारभ्यतेऽपि च ॥ ४७० ॥ युग्मम् ॥

---

સમાન એવાં સૂર્યના દક્ષિણાયનની અને ચંદ્રના ઉત્તરાયણની–એઉની પ્રવૃત્તિ ( શરૂઆત ) એક સાથે થાય છે. ૪૬૫–૪૬૬.

વળી યુગની આદિમાં, એકસાથે જ, પુષ્પનક્ષત્રનો ૨૩/૬૭ અંશ વ્યતિક્રમ્યે સૂર્યનું દક્ષિણાયન, અને અભિજિત નક્ષત્રના યોગને પહેલે જ ક્ષણે ચંદ્રનું ઉત્તરાયણ શરૂ થાય છે. માટે ઉપર કહ્યું તે યુક્ત છે. ૪૬૭–૪૬૮.

જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિસૂત્રની વૃત્તિમાં પણ કહ્યું છે કે—

સર્વ જ્યોતિશ્ચક્રના મૂળરૂપ એવા સૂર્યના દક્ષિણાયનની અને ચંદ્રના ઉત્તરાયણની યુગની આદિમાં એક સાથે જ પ્રવૃત્તિ ( શરૂઆત ) થાય છે. તેમાં પણ ચંદ્રાયણની પ્રવૃત્તિ અભિજિત નક્ષત્રના યોગને પહેલે જ ક્ષણે અને સૂર્યાયનની પ્રવૃત્તિ પુષ્પનક્ષત્રનો ૨૩/૬૭ અંશ વ્યતિક્રમ્યે થાય છે. એમ હોવાથી યુગનું આદિત્વ સિદ્ધ થયું.

પુષ્પ નક્ષત્રના ૧૦ ૨૦/૬૭ મુહૂર્ત્ત ભોગવાઇ રહ્યા કેડે બાકીના ૧૯ ૪૭/૬૭ મુહૂર્ત્ત ભોગ્ય રહે ત્યારે ચંદ્ર ઉત્તરાયણ સમાપ્ત કરે છે અને દક્ષિણાયનનો આરંભ પણ કરી દે છે. ૪૬૯–૪૭૦.

एवं च सर्वनक्षत्रभोगार्धानुभवात्मके ।
सामर्थ्याद्‌वसीयेते याम्योत्तरायणे विधोः ॥ ४७१ ॥
न त्वाद्यान्त्यमण्डलाभिमुखप्रसरणात्मके ।
याम्योत्तरायणे स्यातां भानोरिव विधोरपि ॥ ४७२ ॥

किंच लोकप्रसिद्धमकरकर्कादिस्थितः ततः ।
औदिच्यं याम्यमयनं विधुरारभते क्रमात् ॥ ४७३ ॥

युगे युगे चतुस्त्रिंशं शतं चन्द्रायणानि वै ।
त्रिंशान्यष्टादशशतान्येभिश्च युगवासराः ॥ ४७४ ॥

युगातीतपर्वसंख्या कार्या पंचदशाहता ।
क्षिप्यन्ते तत्र तिथयः पर्वोपरिगतास्ततः ॥ ४७५ ॥
राशेरस्माद्विवर्ज्यन्तेऽवमरात्राः ततः परम् ।
ऋक्षमासार्धेन भागे यल्लब्धं तद्विचार्यते ॥ ४७६ ॥
लब्धे समेऽङ्के विज्ञेयमतीतं दक्षिणायनम् ।
विषमेऽङ्के पुनर्लब्धे व्यतीतमुत्तरायणम् ॥ ४७७ ॥

---

અને એવી રીતે સમર્થન કરતાં, ચંદ્રમાના દક્ષિણાયન અને ઉત્તરાયણ સર્વ નક્ષત્રોના અરધા ભોગવટાના અનુભવરૂપ જણાય છે. આ ચંદ્રાયણો કંઈ ભાનુના અયનોની પેઠે પહેલા અને છેલ્લા મંડળ સન્મુખ જ પ્રસરણ કરવાવાળા નથી. ૪૭૧-૪૭૨

વળી ચંદ્રમા લોકપ્રસિદ્ધ મકર અને કર્ક રાશિમાં આવી ત્યાંથી અનુક્રમે ઉત્તરાયણ અને દક્ષિણાયનનો પ્રારંભ કરે છે. ૪૭૩.

પ્રત્યેક યુગમાં ૧૩૪ ચંદ્રાયણો થાય છે એટલે પ્રત્યેક યુગના દિવસો ૧૩૪×૧૩ $\frac{44}{67}$ એટલે ૧૮૩૦ થાય છે. ૪૭૪.

યુગના પ્રારંભ પછી અમુક દિવસે કયું ચંદ્રાયણ છે તે જાણવાની રીત બતાવે છેઃ—

યુગાતીત પર્વોની સંખ્યાને પંદર વડે ગુણી પછી પર્વાતીત તિથિઓ એમાં ઉમેરવી. જે અંક આવે એમાંથી અવમરાત્રો એટલે ક્ષયતિથિઓ બાદ કરવી. બાદ કરતાં જે અંક આવે એને અર્ધચંદ્રમાસ વડે ભાંગવો. આમ કરતાં ભાગમાં જે અંક આવે તે જો **સમ** અંક હોય તો જાણવું જે **દક્ષિણાયન** વ્યતીત થયું, જો **વિષમ** અંક હોય

शेषांस्तूद्धरितानंशान् सप्तषष्ट्या हरेत् बुधः ।
लब्धांकप्रमिता वर्त्तमानायनदिना गताः ॥ ४७८ ॥

तत्राप्युद्धरिता येऽङ्काः ते विज्ञेया विशारदैः ।
दिनस्य सप्तषष्ट्यंशा दश्यर्तेऽत्र निदर्शनम् ॥ ४७९ ॥

यथा युगादेरारभ्य नवमासव्यतिक्रमे ।
पंचम्यां केनचित् पृष्टं किं चन्द्रायणमस्ति भोः ॥ ४८० ॥

कुर्यात् पंचदशघ्नानि पर्वाण्यष्टादशात्र च ।
क्षिपेत् गतान् पंचातिथीन् त्यक्त्वावमचतुष्टयम् ॥ ४८१ ॥

एकसप्तत्या समेतं संजातं शतयोर्द्वयम् ।
भाजकोऽस्य भमासार्धं पूर्णरूपात्मकं न तत् ॥ ४८२ ॥

किन्तु सप्तषष्टिभागैः कियद्भिरधिकं ततः ।
एष राशिः सप्तषष्ट्या भागसाम्याय गुण्यते ॥ ४८३ ॥

अष्टादश सहस्राणि सप्तपंचाशताधिकं ।
शतं जातमितश्चोडुमासार्द्धदिवसा अपि ॥ ४८४ ॥

---

તો જાણવું જે ઉત્તરાયણ વ્યતીત થયું. વળી જે અંશો વધે એને સડસઠે ભાગવા એટલે ભાગમાં જે રકમ આવે તેટલા ચાલતા અયનના દિવસો વ્યતીત થયા જાણવા. વળી પણ જેટલા અંશો વધે તેટલા સડસઠાંશ ત્યારપછીના દિવસના વ્યતીત થયા સમજવા. ૪૭૫-૪૭૯

એ વાત દૃષ્ટાન્તવડે સમજાવે છે:—

જેમકે યુગની આદિથી માંડીને નવ માસ ગયા બાદ પંચમીને દિવસે કયું ચંદ્રાયણ છે ? એ જાણવા માટે આ પ્રમાણે કરવું:—

નવમાસ=૧૮ પર્વ; ૧૮ ને ૧૫ વડે ગુણો, તેમાં પાંચ તિથિ ઉમેરો ને ચાર અવમરાત્રો બાદ કરો. એટલે

(૧૮×૧૫) +૫-૪=૨૭૧ આવ્યા. અર્ધનક્ષત્ર એને અર્ધમાસે એટલે કે ૧૩$\frac{૪૪}{૬૭}$ વડે ભાગો.

આમ ૨૭૧÷૧૩$\frac{૪૪}{૬૭}$ એટલે કે ૨૭૧÷$\frac{૯૧૫}{૬૭}$ એટલે ૨૭૧×$\frac{૬૭}{૯૧૫}$ એટલે કે $\frac{૧૮૧૫૭}{૯૧૫}$ નક્ષત્ર માસના દિવસો આવ્યા.

આ ભાગાકાર કરતાં ભાગમાં ૧૯ આવશે તે ૧૯ અયનો વ્યતીત થયાં સમજવાં. વળી શેષ ૭૭૨ વધશે એને ૬૭ વડે ભાગો. ભાગમાં ૧૧ આવ્યા એ ૧૧ દિવસો

सप्तषष्ट्या हताः शेषैः वेदवेदलवैर्युताः ।
जाताः पंचदशाढ्यानि शतानि नव तैः पुनः ॥ ४८५ ॥
हृते भाज्यांकेऽयनानि लब्धान्येकोनविंशतिः ।
शेषा भागसप्तशती द्विसप्तत्यधिका स्थिता ॥ ४८६ ॥
अस्या भागे सप्तषष्ट्या लब्धा रुद्रमिता दिनाः ।
शेषाः पंचत्रिंशदंशाः तिष्ठान्ति सप्तषष्टिजाः ॥ ४८७ ॥
चन्द्रायणान्यतीतानीत्येवमेकोनविंशतिः ।
अनन्तरमतीतं यत्तच्चन्द्रस्योत्तरायणम् ॥ ४८८ ॥
वर्त्तमानस्य च याम्यायनस्य वासरा गताः ।
एकादश लवाः पंचत्रिंशच्च सप्तषष्टिजाः ॥ ४८९ ॥
अत्र पूर्णा भविष्यन्ति समाप्ते पंचमे तिथौ ।
एवमन्यत्रापि भाव्यं करणं गणकोत्तमैः ॥ ४९० ॥
इन्दुः तत्परिवारश्च रूपकान्त्यादिभिः भृशम् ।
सश्रीक इति विख्यातः ससी प्राकृतभाषया ॥ ४९१ ॥
मृगश्चिन्हं विमानेऽस्य पीठिकायां प्रतिष्ठितम् ।
मृगांकितविमानत्वात् मृगांक इति वोच्यते ॥ ४९२ ॥

---

વ્યતીત થયા સમજવા. વળી શેષ $\frac{35}{67}$ વધ્યા તે બારમા દિવસના વ્યતીત થયા સમજવા. એટલે સમજવાનું જે

૧૯ નો અંક વિષમ છે એટલે, વ્યતીત થયું તે ચંદ્રનું ઉત્તરાયણ વ્યતીત થયું છે. વળી વર્તમાન (દક્ષિણ) અયનના ૧૧$\frac{35}{67}$ દિવસો વ્યતીત થયા છે અને પંચમી સમાપ્ત થયે એ પૂરૂં થશે. ૪૮૦–૪૯૦

આ કરણ પ્રમાણે જ્યોતિષીઓએ અન્યત્ર પણ ભાવી લેવું (આ રીત પ્રમાણે જવાબ કાઢવો ).

ચંદ્ર અને એનો પરીવાર રૂપ, કાન્તિ આદિકમાં અત્યન્ત સશ્રીક ( શોભાયમાન ) છે અને તેથી તે પ્રાકૃત ભાષામાં સસી એ નામે પ્રસિદ્ધ છે. વળી એના વિમાનની પીઠિકા પર મૃગનું ચિન્હ છે એટલે મૃગના ચિન્હવાળા વિમાનવાળો હોવાથી એ મૃગાંક પણ કહેવાય છે. ૪૯૧–૪૯૨.

तथा च पंचमांगे ।

से केणट्ठेणं भंते एवं वुच्चइ चंदे ससी । चंदे ससी गोयम चंदस्स णं ज्योतिसिंदस्स जोतिसरण्णो मियंके विमाणे कन्ता देवा कन्ताओ देवीओ । इत्यादि ॥

इति चन्द्रस्वरूपनिरूपणम् ॥

एवं संक्षेपतश्चन्द्रनिरूपणं यथा कृतम् ।
तथैव वर्णयामोऽथ नक्षत्राणां निरूपणम् ॥ ४९३ ॥

आदौ संख्या मण्डलानां १ तेषां क्षेत्रप्ररूपणा २ ।
एकऋक्षविमानानां तथान्तरं परस्परम् ३ ॥ ४९४ ॥

सुमेरोः मण्डलाबाधा ४ विष्कम्भादि च मण्डले ५ ।
मुहूर्त्तगतिः ६ आवेशः शशांकमण्डलैः सह ७ ॥ ४९५ ॥

दिग्योगो ८ देवताः ९ तारासंख्यो १० ऋूनां तथाकृतिः ।
सूर्येन्दुयोगाद्धामानं १२ कुलाद्याख्यानिरूपणम् १३ ॥४९६॥

---

આ સંબંધમાં પાંચમા 'અંગ' માં ઉલ્લેખ છે:—(શ્રી ગૌતમ પ્રશ્ન કરે છે) હે ભગવન્! ચંદ્રમાને 'સસી' કેમ કહે છે? (ભગવાન ઉત્તર આપે છે) હે ગૌતમ! ચંદ્રને સસી (સશ્રીક) એટલા માટે કહેવામાં આવે છે કે તે (ચંદ્ર) જ્યોતિશ્ચક્રનો ઇન્દ્ર છે, જ્યોતિશ્ચક્રનો રાજા છે, એના મૃગાંકિત વિમાનમાં મનોહર દેવો તથા મનોહર દેવીઓ રહે છે-ઇત્યાદિ શ્રી (શોભા) ને લઇને તે સશ્રીક-સસી કહેવાય છે.

આ પ્રમાણે ચંદ્રમાના સર્વ સ્વરૂપનું નિરૂપણ સમાપ્ત.

અહિં જેમ ચંદ્રમાનું ટુંકમાં સ્વરૂપ સમજાવ્યું તેમ હવે નક્ષત્રો વિષે પણ સંક્ષિપ્ત હકીકત કહીએ છીએ. ૪૯૩.

એક નગરી જેમ દરવાજાઓ વડે ગમ્ય-પ્રવેશી શકાય તેવી હોય છે તેમ નક્ષત્રોની પરિપાટી અમુક પંદર દ્વારોવડે ગમ્ય છે-જાણી શકાય છે.

તે પંદર દ્વારો આ પ્રમાણે છે:—

(૧) નક્ષત્રમંડળોની સંખ્યા (૨) નક્ષત્રોનાં ક્ષેત્ર, (૩) એક નક્ષત્રના વિમાનોનું પરસ્પર અંતર, (૪) નક્ષત્ર મંડળની મેરૂ પ્રતિ અબાધા, (૫) નક્ષત્રમંડળની પહોળાઈ આદિક, (૬) નક્ષત્રની એક મુહૂર્ત્તમાં ગતિ, (૭) નક્ષત્રમંડળોનો ચંદ્રમાના મંડળો સાથે આવેશ, (૮) એમનો દિશાઓ સાથે યોગ, (૯)

अमावास्यापूर्णिमानां नक्षत्रयोगकीर्त्तनम् १४ ।
प्रतिमासमहोरात्रसमापकानि तानि च १५ ॥४९७॥

एभिश्च पंचदशभिः द्वारैः पूर्गोपुरैरिव ।
गम्योडुपरिपाटीति तामेव प्रथमं ब्रुवे ॥ ४९८ ॥

अभिजित् श्रवणं चैव धनिष्ठा शततारिका ।
पूर्वा भद्रपदा सैवोत्तरादिकाथ रेवती ॥ ४९९ ॥

अश्विनी भरणी चैव कृत्तिका रोहिणी तथा ।
मृगशीर्षं तथा चार्द्रा पुनर्वसू ततः परम् ॥ ५०० ॥

पुष्योऽश्लेषा मघा पूर्वाफाल्गुन्युत्तरफाल्गुनी ।
हस्ताश्चित्रा तथा स्वातिः विशाखा चानुराधिका ॥५०१॥

ज्येष्ठा मूलं तथा पूर्वाषाढा सैवोत्तरापि च ।
जिनप्रवचनोपज्ञो नक्षत्राणामयं क्रमः ॥५०२॥

आश्विन्याः कृत्तिकायाः यत् प्रसिद्धं लौकिकक्रमम् ।
उल्लंघ्यात्र प्रवचने यदेतत् क्रमदर्शनम् ॥ ५०३ ॥

---

એમના ( અધિષ્ઠાયક ) દેવતા, ( ૧૦ ) એમના તારાઓની સંખ્યા, ( ૧૧ ) એમની આકૃતિ, ( ૧૨ ) એમના સૂર્ય અને ચન્દ્રમા સાથે સંયોગ કાળનું માન, ( ૧૩ ) એમનાં કુલાદિકનાં નામો, ( ૧૪ ) એમનો અમાવાસ્યા અને પૂર્ણિમા સાથે યોગ અને ( ૧૫ ) પ્રત્યેક માસે અહોરાત્ર સંપૂર્ણ કરનારા નક્ષત્રો. ૪૯૪–૪૯૮.

એ પંદર દ્વારોમાંનું પહેલું દ્વાર—

જિનશાસ્ત્રમાં નક્ષત્રોની સંખ્યા અઠયાવીશની કહી છે તે અનુક્રમે આ પ્રમાણે છે:– ( ૧ ) અભિજિત, ( ૨ ) શ્રવણ, ( ૩ ) ધનિષ્ઠા, ( ૪ ) શતતારા, ( ૫ ) પૂર્વ ભાદ્રપદા, ( ૬ ) ઉત્તર ભાદ્રપદા, ( ૭ ) રેવતી, ( ૮ ) અશ્વિની, ( ૯ ) ભરણી, ( ૧૦ ) કૃત્તિકા, ( ૧૧ ) રોહિણી, ( ૧૨ ) મૃગશીર્ષ, ( ૧૩ ) આર્દ્રા, ( ૧૪ ) પુનર્વસૂ, ( ૧૫ ) પુષ્ય, ( ૧૬ ) અશ્લેષા, ( ૧૭ ) મઘા, ( ૧૮ ) પૂર્વા ફાલ્ગુની, ( ૧૯ ) ઉત્તરા ફાલ્ગુની, ( ૨૦ ) હસ્ત, ( ૨૧ ) ચિત્રા, ( ૨૨ ) સ્વાતિ, ( ૨૩ ) વિશાખા, ( ૨૪ ) અનુરાધા, ( ૨૫ ) જ્યેષ્ઠા, ( ૨૬ ) મૂળ, ( ૨૭ ) પૂર્વાષાઢા, અને ( ૨૮ ) ઉત્તરાષાઢા. ૪૯૯–૫૦૨.

લૌકિક ક્રમ તો–પહેલું અશ્વિની, પછી ભરણી, પછી કૃત્તિકા, ઇત્યાદિ પ્રમાણે છે–તેને

तत्र हेतुः प्रथमतः संयोगः शशिना समम् ।
युगस्यादावभिजितः शेषाणां तु ततः क्रमात् ॥ ५०४ ॥

कृत्तिकादिक्रमस्तु लोके सप्तशिलाकचक्रादिष्वेव स्थानेषूपयोगी श्रूयते ॥

आरभ्य नन्वभिजितो नक्षत्रानुक्रमो यदि ।
शेषोडूनामिव कथं व्यवहार्यत्वमस्य न ॥ ५०५ ॥

अत्रोच्यतेऽस्य शशिना योगो यदल्पकालिकः ।
ऋक्षान्तरानुप्रविष्टतयास्य तद्विचक्षणम् ॥ ५०६ ॥

यदुक्तं समवायांगे सप्तविंशे समवाये। जम्बूद्दीवे दीवे अभीइवज्जेहिं सत्ताविसाहिं णखत्तेहिं संववहारे वट्टइ ॥ एतद्वृत्तिः यथा। जम्बूद्वीपे न धातकीखण्डादौ अभिजिद्वर्जैः सप्तविंशत्या नक्षत्रैः व्यवहारः प्रवर्त्तते अभिजिन्नक्षत्रस्य उत्तराषाढाचतुर्थपादानुप्रवेशनात् । इति ॥

लोके तु औत्तराषाढमन्त्यांह्रिचतस्रश्च श्रुतेः घटीः ।
वदन्त्यभिजितो भोगं वेधसत्ताद्यवेक्षणे ॥ ५०७ ॥

---

ઉલ્લંઘીને સિદ્ધાન્તમાં જે આ ક્રમ કહ્યો છે એનો હેતુ એમ છે કે યુગની આદિમાં ચંદ્ર સાથે પહેલો અભિજિત્ નક્ષત્રનો યોગ હોય છે અને તે પછી જ અનુક્રમે શેષ નક્ષત્રોનો યોગ થાય છે. ૫૦૩-૫૦૪.

કૃત્તિકાદિકનો ક્રમ તો વળી લોકોને વિષે સપ્ત શિલાકચક્રાદિક સ્થાનકોમાં જ ઉપયોગી કહેવાય છે.

અહિં કોઈ એમ શંકા ઉઠાવે કે—જ્યારે તમે 'અભિજિત્' થી આરંભીને નક્ષત્રોનો ક્રમ કહો છો ત્યારે બાકીનાં નક્ષત્રોની જેમ એ અભિજિત્ 'વ્યવહાર' માં કેમ નથી ?" ૫૦૫.

એ શંકાનું સમાધાન આ પ્રમાણેઃ—"ચંદ્રમાની સાથે એનો ( અભિજિત્નો ) સંયોગ સ્વલ્પકાલિક છે, પછી ચંદ્રમા સદ્ય અન્ય નક્ષત્રને વિષે પ્રવેશ કરી જાય છે. માટે એ અવ્યવહાર્ય છે. ૫૦૬.

સમવાયાંગસૂત્રમાં પણ ૨૭ મા 'સમવાય' માં કહ્યું છે કે જંબૂદ્વીપમાં અભિજિત શિવાયના ૨૭ નક્ષત્રો વ્યવહારમાં વર્ત્તે છે. એની ટીકા આ પ્રમાણે છે-જમ્બૂદ્વીપમાં ( ધાતકીખંડ આદિમાં નહિં ), અભિજિત્ શિવાયનાં ૨૭ નક્ષત્રોથી વ્યવહાર પ્રવર્ત્તે છે. કેમકે અભિજિત્ નક્ષત્રનો ઉત્તરાષાઢાના ચોથા પાદમાં સમાવેશ થાય છે.

લોકોમાં તો વેધ સત્તા આદિક જોવામાં, ઉત્તરાષાઢાનો અભિજિત્ સાથે સંયોગ છેલ્લા પાદની ચાર ઘડી જેટલો જ કહેવાય છે. ૫૦૭.

अष्टावेव मण्डलानि स्युरष्टाविंशतेरपि ।
उडूनां तत्र चारस्तु नियते स्वस्वमण्डले ॥ ५०८ ॥

इति मण्डलसंख्या ॥ १ ॥

साशीतियोजनशते द्वीपस्यान्तरवर्तिनि ।
उक्तं मुक्तिवधुकान्तैः नक्षत्रमण्डलद्वयम् ॥ ५०९ ॥
त्रिंशे च योजनशतत्रये लवणवारिधेः ।
षड् नक्षत्रमण्डलानि दृष्टानि विष्टपेक्षिभिः ॥ ५१० ॥
नक्षत्रमण्डलं चक्रवालविष्कम्भतो भवेत् ।
गव्यूतमेकं प्रत्येकं गव्यूतार्धं च मेदुरम् ॥ ५११ ॥
एवं नक्षत्रजातीयमण्डलक्षेत्रसंमितिः ।
दशोत्तरा पंचशती योजनानां निरूपिता ॥ ५१२ ॥
न त्वेकैकस्य ऋक्षस्य मण्डलक्षेत्रसम्भवः ।
रवेरिवायनाभावात् सदा चारात् स्वमण्डले ॥ ५१३ ॥

इति मण्डलक्षेत्रम् ॥ २ ॥

---

અઠ્યાવીશે નક્ષત્રોનાં મંડળો તો ફક્ત આઠ જ છે. ને એ આઠમાંથી પોતપોતાનાં નિયત મંડળમાં જ એ નક્ષત્રોની ગતિ છે. ૫૦૮.

એ પ્રમાણે ' નક્ષત્રોના મંડળોની સંખ્યા ' નામનું પહેલું દ્વાર થયું.

હવે એ નક્ષત્રોના બીજા દ્વાર ' ક્ષેત્ર ' વિષે કહે છે—

બે નક્ષત્રમંડળો જમ્બૂદ્વીપમાં છે અને તે ૧૮૦ યોજનમાં છે. બાકી છ નક્ષત્રમંડળો લવણસમુદ્ર ઉપર છે અને તે ૩૩૦ યોજનમાં છે. પ્રત્યેક નક્ષત્રમંડળ ચક્રવાળને વિષ્કંભે એક ગાઉ અને પહોળાઇએ અરધો ગાઉ છે. ૫૦૯—૫૧૧.

એટલે બધાં આઠે નક્ષત્રમંડળોનું ક્ષેત્ર ૧૮૦+૩૩૦ એટલે ૫૧૦ યોજનનું થયું. ૫૧૨.

સૂર્યની પેઠે ' અયન ' ના અભાવને લઇને, તથા હમેશાં પોતપોતાના નિયત મંડળમાં જ ગમન કરતા હોઇને, દરેક નક્ષત્રને મંડળક્ષેત્ર સંભવતું નથી. ૫૧૩.

હવે નક્ષત્રના વિમાનોનું પરસ્પર અંતર ( ત્રીજું દ્વાર ).

यत्र यत्र यानि यानि वक्ष्यन्ते भानि मण्डले ।
स्यात्तदीयविमानानां द्वे योजने मिथोऽन्तरम् ॥ ५१४ ॥

मिथोऽन्तरमुडूनां चेदिदमेव भवेत्तदा ।
मण्डलक्षेत्रमन्यत् स्यात् भूशून्यं तच्च नेष्यते ॥ ५१५ ॥

यत्तु दो जोअणाइं णक्खत्तमंडलस्स णक्खत्तमण्डलस्स य अबाहाए अंतरे पण्णत्ते इत्येतत् जम्बूद्वीपप्रज्ञप्तिसूत्रं तत् अष्टावपि मण्डलेषु यत्र यत्र मण्डले यावन्ति नक्षत्राणां विमानानि तेषामन्तरबोधकम् । यच्च अभिजिन्नक्षत्रविमानस्य श्रवणनक्षत्रविमानस्य च परस्परमन्तरं द्वे योजने इति उपाध्यायश्रीशान्तिचन्द्रगणिभिः स्वकृतवृत्तौ व्याख्यायि तदभिप्रायं सम्यक् न विद्मः । यद्यपि उपाध्यायश्रीधर्मसागरगणिभिः स्वकृतवृत्तौ एतत्सूत्रव्याख्याने द्वे योजने नक्षत्रस्य नक्षत्रस्य च अबाधया अन्तरं प्रज्ञप्तम् इत्येव लिखितमस्ति तदपि अभिप्रायशून्यमेव ॥

चतुश्चत्वारिंशतैव सहस्रैरष्टभिः शतैः ।
विंशैश्च योजनैः मेरोः सर्वान्तरं भमण्डलम् ॥ ५१६ ॥

---

જે જે મંડળમાં જે જે નક્ષત્રો કહેવામાં આવે તે તે નક્ષત્રના વિમાનોનું પરસ્પર અન્તર બે યોજન છે. ૫૧૪.

નક્ષત્ર નક્ષત્ર વચ્ચે પરસ્પર અંતર પણ કેટલેક સ્થળે એટલું જ એટલે કે બે યોજનનું કહ્યું છે તે જો તેટલું જ સ્વીકારીએ તો મંડળક્ષેત્ર વિનાની બીજી જગ્યા શૂન્ય રહે એ ઇચ્છવા યોગ્ય નથી.

જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રમાં દરેક નક્ષત્રમંડળનું અબાધા અંતર બે યોજનનું કહ્યું છે તે આઠે મંડળોમાં જે જે મંડળની અંદર જેટલાં નક્ષત્રોનાં વિમાનો છે તેઓનાં પરસ્પર અંતરને જણાવનારૂં છે ( એમ સમજવું ). વળી અભિજિત્ નક્ષત્રના વિમાન અને શ્રવણ નક્ષત્રના વિમાન વચ્ચે પણ ઉપાધ્યાય શ્રીશાંતિચંદ્રગણિએ પોતે કરેલી ટીકામાં બે યોજન જેટલું અંતર કહ્યું છે. તે પણ અમે સમજી શકતા નથી. તેમ જ શ્રીધર્મસાગરગણિએ પણ પોતે રચેલી વૃત્તિમાં નક્ષત્ર નક્ષત્ર વચ્ચેનું અંતર બે યોજનનું કહ્યુ છે એમ લખ્યું છે, એ લખાણ પણ અભિપ્રાયશૂન્ય છે.

હવે ચોથું દ્વાર.

સર્વથી અંદરનું નક્ષત્રમંડળ મેરૂથી ૪૪૮૨૦ યોજને રહેલું છે અને સર્વથી બહારનું નક્ષત્રમંડળ મેરૂથી ૪૫૩૩૦ યોજને રહેલું છે. ( આ પરથી આઠે નક્ષત્રમંડળોનું

सहस्त्रैः पंचचत्वारिंशता विंशैस्त्रिभिः शतैः ।
योजनैः मेरुतः सर्वबाह्यं नक्षत्रमण्डलम् ॥ ५१७ ॥

इति मेरोः अबाधा ॥ ४ ॥

विष्कम्भायामपरिधिप्रमुखं मानमेतयोः ।
रवेः सर्वान्तरसर्वबाह्यमण्डलयोरिव ॥ ५१८ ॥

इति मण्डलविष्कम्भादि ॥ ५ ॥

सहस्राणि पंच शतद्वयं च पंचषष्टियुक् ।
योजनानि योजनस्य भक्तस्यैकस्य निश्चितम् ॥ ५१९ ॥

एकविंशत्या सहस्त्रैः षष्ट्याढयैः नवभिः शतैः ।
विभागाश्च समधिकाः पूर्वोक्तयोजनोपरि ॥ ५२० ॥

अष्टादश सहस्राणि शतद्वयं त्रिषष्टियुक् ।
सर्वान्तर्मण्डलोडूनां मुहूर्त्तगतिरेषिका ॥ ५२१ ॥

उपपत्तिश्चात्र—

नक्षत्रं सर्वमप्यत्र पूरयेत् स्वस्वमण्डलम् ।
मुहूर्त्तैरेकोनषष्ठ्या मुहूर्त्तस्य तथा लवैः ॥ ५२२ ॥

---

માપ પૂર્વે ૫૧૦ યોજનનું કહેલું છે ( શ્લોક ૫૧૨ ) તે બરાબર મળી રહે છે. ( ૪૫૩૩૦–૪૪૮૨૦=૫૧૦ ). ૫૧૬–૫૧૭.

એ પ્રમાણે ‘ મેરૂ પ્રતિ અબાધા ’ નામનું ચોથું દ્વાર થયું.

હવે ‘ મંડળના વિષ્કંભાદિક ’ નામના પાંચમા દ્વારના નિરૂપણમાં કહેવાનું કે—

સૂર્યનાં સર્વાભ્યન્તર અને સર્વબાહ્ય–એમ બે મંડળોના વિષ્કંભ, આયામ અને પરિધિ આદિક પ્રમાણે જ આ નક્ષત્રોનાં વિષ્કંભ, આયામ, પરિધિ આદિક છે. ૫૧૮.

હવે ‘ મુહૂર્ત્તગતિ ’ નામના છઠ્ઠા દ્વારનું નિરૂપણ કરે છે—

સર્વાભ્યન્તર મંડળમાં રહેલા નક્ષત્રોની મુહૂર્ત્તગતિ ૫૨૬૫ $\frac{૧૮૨૬૩}{૨૧૯૬૦}$ યોજન જેટલી છે. ૫૧૯–૫૨૧

એની સમજણ આ પ્રમાણે :—

सप्तसप्तषष्टित्रिशताविभक्तस्य त्रिभिः शतैः ।
सप्तोत्तरैः प्रत्ययश्च त्रैराशिकात्तदुच्यते ॥ ५२३ ॥

नक्षत्रार्धमण्डलानां संपूर्णयुगवर्त्तिनाम् ।
पंचत्रिंशत्समधिकैर्यद्यष्टादशभिः शतैः ॥ ५२४ ॥

अष्टादशशती त्रिंशाहोरात्राणामवाप्यते ।
द्वाभ्यामर्धमण्डलाभ्यां किमाप्यते तदा वद ॥ ५२५ ॥

अत्रान्त्यराशिना राशौ मध्यमे गुणिते सति ।
त्रिसहस्री षट्शती च जाता षष्ट्यधिका किल ॥ ५२६ ॥

पंचत्रिंशत्समधिकेनाष्टादशशतात्मना ।
आद्येन राशिना भागे रात्रिंदिवमवाप्यते ॥ ५२७ ॥

अष्टादशशती शेषा पंचविंशतियुक् स्थिता ।
मुहूर्त्तानयनायैषा त्रिंशता गुणिताभवत् ॥ ५२८ ॥

चतुःपंचाशत्सहस्राः सार्द्धा सप्तशतीति च ।
एषां भागेऽष्टादशभिः पंचत्रिंशद्युतैः शतैः ॥ ५२९ ॥

लब्धा मुहूर्त्ता एकोनत्रिंशत् ततोऽपवर्त्तनम् ।
छेद्यछेदकयोः राश्योः पंचभिः तौ ततः स्थितौ ॥ ५३० ॥

सप्ताढ्या त्रिशती भाज्यो भाजकः सप्तषष्टियुक् ।
त्रिशती येऽत्र लब्धाश्चैकोनत्रिंशत् मुहूर्त्तकाः ॥ ५३१ ॥

त्रिंशन्मुहूर्त्तरूपेऽहोरात्रे पूर्वागतेऽन्विताः ।
ते मुहूर्त्ताः स्युरेकोनषष्टी राशिरसौ पुनः ॥ ५३२ ॥

---

દરેક નક્ષત્ર પોતપોતાનું આખું મંડળ ૫૯$\frac{૩૦૭}{૩૬૭}$ મુહૂર્ત્તોમાં પૂરે છે; જેની નીચે પ્રમાણે ત્રૈરાશિક હિસાબથી ખાત્રી કરવી. ૫૨૨–૫૨૩.

સંપૂર્ણ યુગવર્તી ૧૮૩૫ નક્ષત્રાર્ધમંડળોથી જો ૧૮૩૦ અહોરાત્ર થાય તો ૨ અર્ધમંડળોથી કેટલા અહોરાત્ર થાય ?

માટે ૧૮૩૫ : ૧૮૩૦ : : ૨ આમ ત્રિરાશિ લખવી એટલે $\frac{૧૮૩૦×૨}{૧૮૩૫}$ અહોરાત્ર

गुण्यते भागसाम्याय सप्तषष्टिसमन्वितैः ।
त्रिभिः शतैः क्षिप्यतेऽस्मिन् सप्ताढ्यांशशतत्रयी ॥ ५३३ ॥

सषष्टिर्नवशत्येवं सहस्राश्चैकविंशतिः ।
अयं च राशिः परिधेः भाजकः प्रतिमण्डलम् ॥ ५३४ ॥

तिस्रो लक्षाः पंचदश सहस्राणि तथोपरि ।
नवाशीतिः परिक्षेपः सर्वाभ्यन्तरमण्डले ॥ ॥ ५३५ ॥

राशिर्योजनरूपोऽयं भागात्मकेन राशिना ।
कथं विभाज्योऽसदृशस्वरूपत्वादसौ ततः ॥ ५३६ ॥

तेनैवार्हति गुणनं गुणितो येन भाजकः ।
ततः त्रिभिः शतैः सप्तषष्ट्याढ्यैरेष गुण्यते ॥ ५३७ ॥

जाता एकादश कोट्यः षट्पंचाशच्च लक्षिकाः ।
सप्तत्रिंशत्सहस्राणि षट्शती च त्रिषष्टियुक् ॥ ५३८ ॥

सहस्रैरेकविंशत्या षष्ट्याढ्यैर्नवभिः शतैः ।
भागेऽस्य राशेः प्रागुक्ता मुहूर्त्तगतिराप्यते ॥ ५३९ ॥

---

એટલે કે ૧$\frac{૧૮૨૫}{૧૮૩૫}$ અહોરાત્ર. આમાં $\frac{૧૮૨૫}{૧૮૩૫}$ અહોરાત્રના મુહૂર્ત્ત કાઢવા માટે ૧૮૨૫ ને ૩૦ વડે ગુણીને ૧૮૩૫ વડે ભાગવાથી ૨૯$\frac{૩૦૭}{૩૬૭}$ મુહૂર્ત્ત આવશે; જેમાં એક અહોરાત્રના ૩૦ મુહૂર્ત્ત ભેળવતાં ૨૯$\frac{૩૦૭}{૩૬૭}$ આવી રહ્યા. ૫૨૪–૫૪૨.

હવે પછી ૫૯ ને ભાગના સામ્ય માટે ૩૬૭ વડે ગુણો અને તેમાં ૩૦૭ ભેળવો એટલે ૨૧૯૬૦ આવશે. આ રકમ દરેક મંડળે પરિધિની ભાજક રકમ સમજવી. ૫૩૨–૫૩૪.

આ સર્વાભ્યન્તર નક્ષત્રમંડળનો પરિધિ ૩૧૫૦૮૯ યોજન છે. ઉપર ભાજક ૫૯$\frac{૩૦૭}{૩૬૭}$ ની રકમને ૩૬૭ વડે ગુણેલ છે. માટે આ ૩૧૫૦૮૯ યોજનવાળી ભાજ્ય રકમને પણ ૩૬૭ વડે ગુણો. એટલે ૧૧૫૬૩૭૬૬૩ આવશે; એ ભાજ્ય રકમ છે. તેને ૨૧૯૬૦ વડે ભાંગો એટલે ૫૨૬૫$\frac{૧૮૨૬૩}{૨૧૯૬૦}$ યોજન આવશે. અને તેથી પૂર્વે ૫૧૯–૫૨૧ શ્લોકોમાં મુહૂર્ત્તગતિ કહી છે તે મળી રહી. ૫૩૮–૫૩૯.

( એ પ્રમાણે સર્વાભ્યન્તર મંડળમાં નક્ષત્રની મુહૂર્ત્તગતિ સમજવી. )

तथा योजनानां त्रिपंचाशच्छती सैकोनविंशतिः ।
सहस्रैरेकविंशत्या षष्ट्याढ्यैः नवभिः शतैः ॥ ५४० ॥

भक्तस्य योजनस्यांशसहस्राः षोडशोपरि ।
सपंचषष्टिस्त्रिशती गतिः सर्वान्त्यमण्डले ॥ ५४१ ॥

तथाहि । लक्षत्रयं योजनानामष्टादशसहस्रयुक् ।
शतत्रयं पंचदशं परिक्षेपोऽन्त्यमण्डले ॥ ५४२ ॥

अयं त्रिभिः सप्तषष्टिसहितैः ताडितः शतैः ।
कोट्य एकादश लक्षा अष्टषष्टिः किलाधिकाः ॥ ५४३ ॥

सहस्रैरेकविंशत्या शतैः षड्भिः सपंचभिः ।
राशेरस्यैकविंशत्या सहस्रैर्नवभिः शतैः ॥ ५४४ ॥

हृते षष्ट्यधिकैः भागे मुहूर्त्तगतिराप्यते ।
नक्षत्राणां किल सर्वबाह्यमण्डलचारिणाम् ॥ ५४५ ॥

इति मुहूर्त्तगतिः ॥ ६ ॥

षट्सु शेषमण्डलेषु मुहूर्त्तगतिसंविदे ।
सुखेन तत्तत्परिधिज्ञानाय क्रियतेऽधुना ॥ ५४६ ॥

---

હવે સર્વથી બહારના મંડળમાં નક્ષત્રની મુહૂર્ત્તગતિ ૫૩૧૯ $\frac{૧૬૩૬૫}{૨૧૯૬૦}$ યોજન જેટલી છે. ૫૪૦–૫૪૧.

તે આ પ્રમાણે:—

સર્વથી બહારના મંડળનો પરિધિ ૩૧૮૩૧૫ યોજન છે. એને ૩૬૭ વડે ગુણો, ૧૧૬૮૨૧૬૦૫ આવ્યા. એને ૨૧૯૬૦ વડે ભાંગો, એટલે ૫૩૧૯ $\frac{૧૬૩૬૫}{૨૧૯૬૦}$ આવી રહેશે. ૫૪૨–૫૪૫.

એ પ્રમાણે નક્ષત્રોની મુહૂર્ત્તગતિ વિષે કહ્યું.

[ યાદ રહે કે આ 'મુહૂર્ત્તગતિ' દ્વારમાં નક્ષત્રના આઠ મંડળોમાંના (૧) સર્વાભ્યન્તર અને (૨) સર્વબાહ્ય એમ બે જ મંડળો માંહેના નક્ષત્રોની મુહૂર્ત્તગતિ આવી. ]

શેષ છ મંડળો રહ્યાં એમાં સુખેથી ( નક્ષત્રોની ) મુહૂર્ત્તગતિ જાણવા માટે તે તે મંડ-

भमण्डलानां सर्वेषां मण्डलेष्वमृतद्युतेः ।
समवतारः तत्राद्यमाद्ये शशांकमण्डले ॥ ५४७ ॥

भमण्डलं द्वितीयं च तृतीये चन्द्रमण्डले ।
षष्ठे तृतीयं विज्ञेयं लवणोदधिभाविनि ॥ ५४८ ॥

चतुर्थं सप्तमे ज्ञेयं तथा पंचममष्टमे ।
विज्ञेयं दशमे षष्टमेकादशे च सप्तमम् ॥ ५४९ ॥

अष्टमं च पंचदशे शेषाणि तु सदोडुभिः ।
सप्त चन्द्रमण्डलानि रहितानि विनिर्दिशेत् ॥ ५५० ॥

एषां चन्द्रमण्डलानां परिक्षेपानुसारतः ।
पूर्वोक्तविधिना भानां मुहूर्त्तगतिराप्यते ॥ ५५१ ॥

इति चन्द्रमण्डलावेशः ॥ ७ ॥

अभिजिच्छ्रवणश्चैव धनिष्टा शततारिका ।
पूर्वोत्तरा भाद्रपदा रेवती पुनरश्विनी ॥ ५५२ ॥

भरणी फाल्गुनी पूर्वा फाल्गुन्येव तथोत्तरा ।
स्वातिश्च द्वादशैतानि सर्वाभ्यन्तरमण्डले ॥ ५५३ ॥

---

ળોના-ઘેરાવાનું જ્ઞાન મેળવવું જોઇએ. તે મેળવવા સારૂ સર્વ નક્ષત્રમંડળોને ચંદ્રમંડળોમાં ઉતારોઃ પહેલું નક્ષત્રમંડળ પહેલા ચંદ્રમંડળમાં છે. બીજું નક્ષત્રમંડળ ત્રીજા ચંદ્રમંડળમાં છે; ત્રીજું નક્ષત્રમંડળ લવણસમુદ્રગત છઠ્ઠા ચંદ્રમંડળમાં છે; ચોથું સાતમામાં, પાંચમું આઠમામાં, છઠું દશમામાં, સાતમું અગ્યારમામાં, અને આઠમું પંદરમામાં છે. શેષ સાત ચંદ્રમંડળો સર્વદા નક્ષત્ર વિનાનાં જ છે. ૫૪૯–૫૫૦

આમ સમવતાર એટલે ઉતારો કર્યો એટલે તે તે મંડળમાં નક્ષત્રોની મુહૂર્ત્તગતિ ઉપર્યુક્ત તે તે ચંદ્રમંડળોના ઘેરાવા પરથી પૂર્વોક્ત રીતિ અનુસાર (ગુણાકાર ભાંગાકાર કરવાથી ) આવશે. ૫૫૧.

એવી રીતે 'ચન્દ્રમંડલાવેશ' નામનું સાતમું દ્વાર થયું.

હવે 'દિગ્યોગ' નામનું આઠમું દ્વાર કહે છે. ( શ્લોક ૫૫૨ થી ૬૧૪ સુધી ).

નક્ષત્રોના આઠ મંડળોમાંના સર્વાભ્યન્તર મંડળમાં (૧) અભિજિત, (૨) શ્રવણ,

चरन्ति तन्मण्डलार्धं यथोक्तकालमानतः ।
पूरयन्ति तदन्यार्धं तथा तान्यपराण्यपि ॥ ५५४ ॥
पुनर्वसूमघाश्चेति द्वयं द्वितीयमण्डले ।
तृतीये कृत्तिकास्तूर्ये चित्रा तथा च रोहिणी ॥ ५५५ ॥
विशाखा पंचमे षष्टेऽनुराधा सप्तमे पुनः ।
ज्येष्टाष्टमे त्वष्ट भानि सदा चरन्ति तद्यथा ॥ ५५६ ॥
आर्द्रा मृगशिरः पुष्योऽश्लेषा मूलं करोऽपि च ।
पूर्वाषाढोत्तराषाढे इत्यष्टान्तिममण्डले ॥ ५५७ ॥
पूर्वोत्तराषाढयोः तु चतुस्तारकयोरिह ।
द्वे द्वे स्तः तारके मध्ये बहिश्चाष्टममण्डलात् ॥ ५५८ ॥
अष्टानां द्वादशानां च बाह्याभ्यन्तरचारिणाम् !
सर्वेभ्योऽपि बहिः मूलं सर्वेभ्योऽप्यन्तरेऽभिजित् ॥ ५५९ ॥

तथाहुः । अह भरणि साइ उवरिं बहिं मूलो भिंतरे अभिई ॥

---

(૩) ધનિષ્ટા, (૪) શતતારા, (૫) પૂર્વા ભાદ્રપદા, (૬) ઉત્તરા ભાદ્રપદા, (૭) રેવતી, (૮) અશ્વિની, (૯) ભરણી, (૧૦) પૂર્વા ફાલ્ગુની, (૧૧) ઉત્તરા ફાલ્ગુની અને (૧૨) સ્વાતિ-એ બાર નક્ષત્રો આવેલાં છે. તેઓ પૂર્વોક્ત સમયમાં આ મંડળના અર્ધ ભાગમાં ગમન કરે છે; અને એના દ્વિતીયાર્ધને બીજાં તેજ નામના નક્ષત્રો પૂર્ણ કરે છે. ૫૫૨-૫૫૪.

સર્વાભ્યન્તર પછીના બીજા મંડળમાં હમેશાં પુનર્વસૂ અને મઘા, ત્રીજામાં કૃતિકા, ચોથામાં ચિત્રા અને રોહિણી, પાંચમામાં વિશાખા, છઠ્ઠામાં અનુરાધા, સાતમામાં જ્યેષ્ઠા અને આઠમામાં એટલે છેલ્લામાં (૧) આર્દ્રા, (૨) મૃગશિર, (૩) પુષ્ય, (૪) અશ્લેષા, (૫) મૂળ, (૬) હસ્ત, (૭) પૂર્વાષાઢા અને (૮) ઉત્તરાષાઢા-એ આઠ નક્ષત્રો ગમન કરે છે. ૫૫૫-૫૫૭.

ચાર તારાઓ જેમને છે એવા પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા નક્ષત્રોના બબ્બે તારા આઠમા મંડળની અંદર છે અને બબ્બે તારા બહાર છે. ૫૫૮.

સર્વથી બહારના મંડળમાં ગમન કરનારા આઠ અને સર્વથી અભ્યન્તર મંડળમાં ગમન કરનારા બાર નક્ષત્રોમાંથી મૂળ નક્ષત્ર સર્વથી બહાર છે અને અભિજિત્ સર્વથી અંદર છે. ૫૫૯.

यानि द्वादश ऋक्षाणि सर्वाभ्यन्तरमण्डले ।
तानि चन्द्रस्योत्तरस्यां संयुज्यन्तेऽमुना समम् ॥ ५६० ॥

एभिः यदोडुभिः सार्धं योगः तदा स्वभावतः ।
शेषेष्वेव मण्डलेषु भवेच्चारो हिमद्युतेः ॥ ५६१ ॥

सर्वान्तर्मण्डलस्थानामेषामुत्तरवर्त्तिता ।
चन्द्रात् युक्ता तदेभ्यश्च विधोर्दक्षिणवर्त्तिता ॥ ५६२ ॥

मध्यमीयमण्डलेषु यान्युक्तान्यष्ट तेषु च ।
विना ज्येष्ठां त्रिधा योगः सप्तानां शशिना समम् ॥ ५६३ ॥

औत्तराहो दाक्षिणात्यो योगः प्रमर्दनामकः ।
आद्यो बहिश्चरे चन्द्रे द्वितीयोऽन्तश्चरे स्वतः ॥ ५६४ ॥

प्रमर्दो भविमानानि भिन्त्वेन्दोः गच्छतो भवेत् ।
योगः प्रमर्द एव स्याज्ज्येष्ठायाः शशिना समम् ॥ ५६५ ॥

---

અન્યત્ર કહ્યું છે કે ભરણી નીચે છે, સ્વાતિ ઉપર છે. મૂળ બહાર છે અને અભિજિત્ અંદર છે. ''

સર્વાભ્યન્તર મંડળને વિષે જે બાર નક્ષત્રો છે તેઓનો ચંદ્રમા સાથે યોગ ચંદ્રની ઉત્તરે થાય છે. અને એ યોગ થાય છે ત્યારે ચંદ્રમાનું ફરવું સ્વભાવતઃ શેષ મંડળોમાં જ થાય છે. ૫૬૦–૫૬૧.

તેઓ જ્યારે સર્વાભ્યન્તર મંડળમાં હોય છે ત્યારે એઓ ચંદ્રથી ઉત્તર દિશામાં, અને ચંદ્ર એઓથી દક્ષિણ દિશામાં હોય એ યુક્ત છે. ૫૬૨.

મધ્યના એટલે બીજાથી તે સાતમા સુધીના છ મંડળોમાં જે આઠ નક્ષત્રો કહ્યાં છે તે આઠમાંથી **જ્યેષ્ઠા** પડતું મૂકતાં શેષ સાત રહ્યાં એઓનો ચંદ્રમા સાથે સંયોગ **ત્રણ** પ્રકારે થાય છે. (૧) ઉત્તરાભિમુખ યોગ, (૨) દક્ષિણાભિમુખ યોગ અને (૩) પ્રમર્દ યોગ. ૫૬૩–૫૬૪.

ચંદ્રમા બહિશ્ચર હોય ત્યારે **પહેલો** (ઉત્તરાભિમુખ) યોગ થાય છે, એ જ્યારે અન્તશ્ચર હોય ત્યારે **બીજો** (દક્ષિણાભિમુખ) યોગ થાય છે અને એ જ્યારે નક્ષત્રોના વિમાનોને ભેદીને મધ્યમાંથી જતો હોય ત્યારે **ત્રીજો** (પ્રમર્દ) યોગ થાય છે. **જ્યેષ્ઠાનો** તો ચંદ્ર સાથે પ્રમર્દ યોગ જ થાય છે. ૫૬૪–૫૬૫.

उडून्याद्यानि षट् भेषु बाह्यमण्डलवर्त्तिषु ।
इन्दोर्दक्षिणादिक्स्थानि संयुज्यन्तेऽमुना समम् ॥ ५६६ ॥
पूर्वोत्तराषाढयोः तु बाह्यताराव्यपेक्षया ।
याम्यायां शशिना योगः प्रज्ञप्तः परमर्षिभिः ॥ ५६७ ॥
द्वयोर्द्वयोस्तारयोस्तु चन्द्रे मध्येन गच्छति ।
भवेत् प्रमर्दयोगोऽपि ततो योगोऽनयोर्द्विधा ॥ ५६८ ॥
उदीच्यां दिशि योगस्तु संभवेन्नानयोर्भयोः ।
यदाभ्यां परतश्चारो कदापीन्दोर्न वर्त्तते ॥ ५६९ ॥
विभिन्नमण्डलस्थानां पृथक्मण्डलवर्तिना ।
नक्षत्राणां चन्द्रमसा यथा योगस्तथोच्यते ॥ ५७० ॥
स्वस्वकालप्रमाणेनाष्टाविंशत्या किलोडुभिः ।
निजगत्या व्याप्यमानं क्षेत्रं यावद्विभाव्यते ॥ ५७१ ॥
तावन्मानमेकमर्धमण्डलं कल्प्यते धिया ।
द्वितीयोडुकदम्बेन द्वितीयमर्धमण्डलम् ॥ ५७२ ॥
अष्टानवतिशताढ्यं लक्षं सम्पूर्णमण्डलेषु स्युः ।
सर्वेऽप्यंशा एष च विज्ञेयो मण्डलच्छेदः ॥ ५७३ ॥

---

સર્વથી બહારના મંડળના આઠ નક્ષત્રોમાંથી પહેલાં છ નક્ષત્રોનો ચંદ્ર સાથે યોગ એઓ ચંદ્રની દક્ષિણે રહ્યાં હોય ત્યારે થાય છે; છેલ્લા બે એટલે કે—પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢાનો ચંદ્ર સાથે યોગ બહારના તારાની અપેક્ષાએ દક્ષિણ દિશામાં કહેલો છે, પણ બબ્બે તારાની વચ્ચેથી ચંદ્ર પસાર થતો હોય ત્યારે પ્રમર્દ યોગ પણ થાય છે. આમ પૂર્વોત્તરાષાઢાનો ચંદ્ર સાથે યોગ બે પ્રકારનો છે. ઉત્તર દિશામાં તો એમનો ચંદ્ર યોગ સંભવતો જ નથી. કેમકે કોઇ પણ દિવસે ચંદ્રની, આ બન્નેથી ઉત્તરે તો ગતિ થતી જ નથી. ૫૬૬—૫૬૯.

હવે ભિન્ન ભિન્ન મંડળોમાં રહેલા નક્ષત્રોનો પૃથક્ મંડળવર્ત્તિ ચંદ્રમા સાથે યોગ થાય છે તે વિષે કહે છે. ૫૭૦.

પોતપોતાના કાળના પ્રમાણવડે અઠ્યાવીશે નક્ષત્રો પોતપોતાની ગતિથી જેટલું ક્ષેત્ર

ननु च—मण्डलेषु येषु यानि चरन्त्युडूनि तेष्वियम् ।
चन्द्रादियोगयोग्यानां भांशानां कल्पनोचिता ॥ ५७४ ॥
सर्वेष्वपि मण्डलेषु सर्वोडुभागकल्पना ।
इयर्त्ति कथमौचित्यमिति चेत् श्रूयतामिह ॥ ५७५ ॥
भानां चन्द्रादिभिर्योगो नैवास्ति नियते दिने ।
न वा नियतवेलायां दिनेऽपि नियते न सः ॥ ५७६ ॥
तेन तत्तन्मण्डलेषु यथोदितलवात्मसु ।
तत्तन्नक्षत्रसम्बन्धिसीमाविष्कम्भ आहितः ॥ ५७७ ॥
प्राप्तौ सत्यां मृगांकादेर्योगः स्यादुडुभिः सह ।
एवमर्कस्यापि योगो भिन्नमण्डलवर्त्तिनः ॥ ५७८ ॥
एवं भसीमाविष्कम्भादिषु प्राप्तप्रयोजनः ।
प्रागुक्तो मण्डलच्छेद इदानीमुपपद्यते ॥ ५७९ ॥

---

વ્યાપ્ત કરે એટલા ક્ષેત્રપ્રમાણ એક અર્ધમંડળ બુદ્ધિવડે વિચારવું; અને એ જ પ્રમાણે બીજા નક્ષત્રગણથી વ્યાપ્યમાન ક્ષેત્રપ્રમાણ બીજું અર્ધમંડળ વિચારવું. ( આમ વિચારતાં ) ( આઠે ) સંપૂર્ણ મંડળોમાં સર્વે મળીને ૧૦૯૮૦૦ અંશો થશે–એને **મંડળછેદ** સમજવો. ૫૭૧–૫૭૩.

અહિં કોઇ એવી શંકા કરે કે **જે મંડળોમાં જે નક્ષત્રો ચાલે છે** તેઓમાં ચંદ્રાદિકના યોગને લાયક નક્ષત્રોના અંશોની કલ્પના તો ઉચિત છે, પરંતુ **સર્વ મંડળોમાં સર્વ** નક્ષત્રોના અંશોની કલ્પના કેવી રીતે ઉચિત કહેવાય ? ૫૭૪–૫૭૫.

આવી શંકા કરનારને ઉત્તર આપે છે કે—

નક્ષત્રોનો ચંદ્રાદિક સાથે યોગ કોઇ નિશ્ચિત દિવસે થતો નથી, તેમ કોઈ નિશ્ચિત દિવસે નિશ્ચિત વેળાએ પણ થતો નથી. તેથી યથોદિત અંશરૂપ તે તે મંડળોમાં તે તે નક્ષત્રોની સીમાનો વિસ્તાર બતાવ્યો છે તેની પ્રાપ્તિ થયે ચંદ્રાદિકનો નક્ષત્રો સાથે યોગ થાય છે. ૫૭૬–૫૭૮.

એ પ્રમાણે પૃથક્મંડળમાં રહેલા સૂર્યનો પણ યોગ સમજી લેવો.

એવી રીતે નક્ષત્રોની સીમાના વિસ્તાર આદિકમાં જેની જરૂર છે એ પૂર્વોક્ત ( ૧૦૯૮૦૦ અંશ રૂપ ) મંડળછેદની ઉપપત્તિ–સમજણ હવે કહીએ છીએ:— ૫૭૯.

त्रिविधानीह ऋक्षाणि समक्षेत्राणि कानिचित् ।
कियन्ति चार्धक्षेत्राणि सार्धक्षेत्राणि कानिचित् ॥ ५८० ॥

क्षेत्रमुष्णत्विषा यावदहोरात्रेण गम्यते ।
तावत्क्षेत्रं यानि भानि चरन्ति शशिना समम् ॥ ५८१ ॥

समक्षेत्राणि तानि स्युः अर्धक्षेत्राणि तानि च ।
अर्धं यथोक्तक्षेत्रस्य यान्ति यानीन्दुना सह ॥ ५८२ ॥ युग्मम् ॥

यथोक्तक्षेत्रमध्यर्धं प्रयान्ति यानि चेन्दुना ।
स्युस्तानि सार्धक्षेत्राणि वक्ष्यन्तेऽग्रेऽभिधानतः ॥ ५८३ ॥

तत्र पंचदशाद्यानि षट्कं षट्कं परद्वयम् ।
अहोरात्रः सप्तषष्टिभागीकृतोऽत्र कल्प्यते ॥ ५८४ ॥

ततः समक्षेत्रभानि प्रत्येकं सप्तषष्टिधा ।
कल्प्यानीति पंचदश सप्तषष्टिगुणीकृताः ॥ ५८५ ॥

जातं सहस्रपंचाढ्यमर्धक्षेत्रेषु भेषु च ।
सार्धास्त्रयस्त्रिंशदंशाः प्रत्येकं कल्पनोचिताः ॥ ५८६ ॥ युग्मम् ॥

---

ત્રણ પ્રકારનાં નક્ષત્રો છે: કેટલાંક (૧) **સમક્ષેત્રી,** કેટલાંક (૨) **અર્ધક્ષેત્રી** અને કેટલાંક (૩) **સાર્ધક્ષેત્રી** ( દોઢક્ષેત્રવાળાં ) છે. ૫૮૦.

(૧) એક અહોરાત્રમાં સૂર્ય જેટલા ક્ષેત્રમાં પહોંચી વળે તેટલા ક્ષેત્રમાં જેટલાં નક્ષત્રો ચંદ્ર સાથે ફરે તે નક્ષત્રો સમક્ષેત્રી કહેવાય. (૨) જે વળી ઉપર્યુક્ત ક્ષેત્રના અર્ધ ભાગમાં જ ચંદ્ર સાથે ફરે તે અર્ધક્ષેત્રી કહેવાય. (૩) અને જે ઉપર્યુક્ત ક્ષેત્રથી દોઢા ક્ષેત્રમાં ચંદ્ર સાથે ફરે તે સાર્ધક્ષેત્રી કહેવાય. ૫૮૧-૫૮૩.

પહેલા પ્રકારનાં ૧૫ નક્ષત્રો છે, બીજા પ્રકારનાં ૬ છે અને ત્રીજા પ્રકારનાં પણ ૬ છે. ૫૮૪.

હવે એક અહોરાત્ર લ્યો અને એના ૬૭ ભાગ કલ્પો. પછી હરેક સમક્ષેત્રી નક્ષત્રના પણ સડસઠ સડસઠ કલ્પો. એટલે ૧૫ સમક્ષેત્રી નક્ષત્રો છે એના ૬૭×૧૫ એટલે ૧૦૦૫ અંશો થયા.

વળી હરેક અર્ધક્ષેત્રી નક્ષત્રના એવી રીતે ૩૩ાા ભાગ કલ્પો એટલે ૬ એવાં નક્ષત્રોના ૩૩ાા×૬ એટલે ૨૦૧ અંશો થયા.

ततश्च षडघ्नाः सार्धास्त्रयस्त्रिंशज्जातं सैकं शतद्वयम् ।
सार्धक्षेत्रेषु प्रत्येकं भागाश्चार्धांशयुक्शतम् ॥ ५८७ ॥
सार्धक्षेत्राणि षडिति त एत षड्गुणीकृताः ।
सत्रीणि षट्शतान्येकविंशतिश्चाभिजिल्लवाः ॥ ५८८ ॥
अष्टादश शतान्येवं त्रिंशानि सर्वसंख्यया ।
एतावदंशप्रमितं स्यादेकमर्धमण्डलम् ॥ ५८९ ॥
तावदेवापरमिति द्वाभ्यामिदं निहन्यते ।
षष्ट्यधिकानि षट्त्रिंशच्छतानीत्यभवन्निह ॥ ५९० ॥
त्रिंशन्मुहूर्त्ता एकस्मिन्नहोरात्रे इति स्फुटम् ।
सषष्टिषट्त्रिंशदंशशतेषु कल्पनोचिताः ॥ ५९१ ॥
त्रिंशा विभागाः प्रत्येकं गुण्यन्ते त्रिंशतेति ते ।
जातं लक्षमेकमष्टानवत्या सहितं शतैः ॥ ५९२ ॥
एतस्मात् मण्डलछेदमानादेव प्रतीयते ।
शशांकभास्करोडूनां गत्याधिक्यं यथोत्तरम् ॥ ५९३ ॥

---

એવી જ રીતે દરેક સાર્ધક્ષેત્રી નક્ષત્રના ૧૦૦॥ ભાગ કલ્પવાથી એવા ૬ ના ૧૦૦॥×૬ એટલે કે ૬૦૩ અંશો થયા.

એમ ૨૭ નક્ષત્રોના ૧૦૦૫+૨૦૧+૬૦૩ એટલે કુલ ૧૮૦૯ અંશો થયા. એમાં ૨૮ મા નક્ષત્ર અભિજિત્ ના ૨૧ અંશો ઉમેરો. એટલે એકંદર ૧૮૩૦ અંશો થયા.

આટલા ( ૧૮૩૦ ) અંશ પ્રમાણ એક અર્ધમંડળ થાય. ૫૮૫–૫૮૯.

બીજું અર્ધમંડળ પણ એવડું જ હોવાથી એના પણ ૧૮૩૦ અંશો હોય. એટલે એકંદર ૩૬૬૦ અંશો થયા. ૫૯૦.

હવે એક અહોરાત્રના ૩૦ મુહૂર્ત્ત છે–તે ત્રીશેના પ્રત્યેકના એ ૩૬૬૦ અંશો કલ્પવા ઉચિત છે. માટે ૩૬૬૦ ને ૩૦ વતી ગુણતાં ૧૦૯૮૦૦ અંશો આવ્યા, જે પૂર્વે મંડલ-છેદનું માન કહ્યું છે. ૫૯૧–૫૯૨.

મંડલછેદના આ માનથી જ ચંદ્ર, સૂર્ય તથા નક્ષત્રોની ગતિમાં ઉત્તરોત્તર અધિક-પણું પ્રતીત થાય છે. ૫૯૩.

જેમકે,

तथाहि। ऐकैकेन मुहूर्त्तेन शशी गच्छति लीलया ।
प्रक्रान्तमण्डलपरिच्छेपांशानां यदा तदा ॥ ५९४ ॥

अष्टषष्ठ्या समधिकैरधिकं सप्तभिः शतैः ।
सहस्रमेकमर्कस्तु मुहूर्त्तेनोपसर्पति ॥ ५९५ ॥

त्रिंशान्यष्टादश शतान्युडूनि संचरन्ति च ।
पंचत्रिंशत्समधिकान्यष्टादशशतानि वै ॥ ५९६ ॥ विशेषकम् ॥

उक्तेन्दुभास्करोडूनां गतिः प्राक् योजनात्मिका ।
इयं त्वंशात्मिका चिन्त्यं पौनरुक्त्यं ततोऽत्र न ॥ ५९७ ॥

विशेषस्त्वनयोर्गत्योः कश्चिन्नास्ति स्वरूपतः ।
प्रत्ययः कोऽत्र यद्येवं तत्रोपायो निशम्यताम् ॥ ५९८ ॥

स्वस्वमण्डलपरिधिर्मण्डलच्छेदराशिना ।
विभज्यते यल्लब्धं तत्सुधिया ताड्यते किल ॥ ५९९ ॥

उक्तेन्द्वर्कोडूभागात्ममुहूर्त्तगतिराशिभिः ।
मुहूर्त्तगतिरेषां स्यात् पूर्वोक्ता योजनात्मिका ॥ ६०० ॥ युग्मम् ॥

---

ચંદ્રમા ચાલે છે તે એક મુહૂર્ત્તમાં, ચાલતા મંડળના ઘેરાવાના અંશો માંડેલા ૧૭૬૮ જેટલા અંશો ચાલે છે; સૂર્ય એક મુહૂર્ત્તમાં ૧૮૩૦ અંશો જેટલું ચાલે છે; અને નક્ષત્રો ૧૮૩૫ અંશો પ્રમાણે ચાલે છે. ૫૯૪–૫૯૬.

ચંદ્ર, સૂર્ય અને નક્ષત્રોની જે પહેલાં ( મુહૂર્ત્ત– ) ગતિ કહી છે તે યોજનમાં કહી છે, અને આ અત્યારે કહી એ અંશમાં કહી છે. માટે અહિં પુનરૂક્તિ દોષ ન ગણવો. ૫૯૭.

આ બેઉ ગતિમાં સ્વરૂપથી કંઇ તફાવત નથી એની ખાત્રી શું ?—એમ કોઈ પ્રશ્ન કરે તેને માટે નીચે પ્રમાણે ઉત્તર છેઃ—૫૯૮.

પોતપોતાના મંડળના પરિધિને મંડળછેદના અંકવડે ભાંગો. જે આવે તેને યથોક્ત ચંદ્ર, સૂર્ય કે નક્ષત્રના અંશોરૂપ મુહૂર્ત્તગતિના અંકવડે ગુણો, એટલે પૂર્વોક્ત 'યોજનમાં મુહૂર્ત્તગતિ' આવશે. ૫૯૯–૬૦૦.

त्रैराशिकेन यद्वा प्रत्ययोऽस्या विधीयताम् ।
किं तत् त्रैराशिकमिति यदीच्छा तन्निशम्यताम् ॥ ६०१ ॥

स्यात् मण्डलापूर्त्तिकालो विधोः प्रागवत् स वर्णितः ।
पंचविंशाः शताः सप्त सहस्राश्च त्रयोदश ॥ ६०२ ॥

अस्योपपत्तिः योजनात्मकमुहूर्त्तगत्यवसरे दर्शितास्ति ॥ ततश्च

पंचविंशसप्तशतत्रयोदशसहस्रकैः ।
मुहूर्त्तांशैः लक्षमष्टानवतिश्च शता यदि ॥ ६०३ ॥
मण्डलांशा अवाप्यन्ते ब्रूताप्यन्ते तदा कति ।
एकेनान्तर्मुहूर्त्तेन राशित्रयमिदं लिखेत् ॥ ६०४ ॥ युग्मम् ॥

आद्यो राशिः मुहूर्त्तांशरूपोऽन्त्यस्तु मुहूर्त्तकः ।
सावर्ण्यार्थमेकविंशद्विशत्यान्त्यो निहन्यते ॥ ६०५ ॥
एकविंशा द्विशती स्यात् मध्यराशिरथैतया ।
हतः कोटिद्वयं लक्षा द्विचत्वारिंशदेव च ॥ ६०६ ॥
पंचशष्टिः सहस्राणि शतान्यष्ट भवन्त्यतः ।
पंचविंशसप्तशतत्रयोदशसहस्रकैः ॥ ६०७ ॥

---

અથવા તો ત્રિરાશિની રીતે ખાત્રી કરો. એ આ પ્રમાણે:—૬૦૧

ચંદ્રમંડળ સંપૂર્ણ કરવાનો કાળ પૂર્વે કહ્યા પ્રમાણે ૧૩૭૨૫ મુહૂર્ત્તાંશ થાય છે ( જે પૂર્વે યોજનાત્મક મુહૂર્ત્તગતિ સમજાવતાં સિદ્ધ કરેલ છે ) ૬૦૨.

તે પર થી,

૧૩૭૨૫ મુહૂર્ત્તાંશોએ જો ૧૦૯૮૦૦ મંડળાંશો આવે તો એક અન્તર્મુહૂર્ત્તે કેટલાં મંડળાંશો આવે એમ ત્રણ રાશિ લખવી. ૬૦૩–૬૦૪.

૧૩૭૨૫ : ૧૦૯૮૦૦ : : ૧

આ ત્રણ રાશિમાં આદ્ય રાશિ મુહૂર્ત્તાંશરૂપ છે અને છેલ્લી મુહૂર્ત્તરૂપ છે માટે એઉને સવર્ણ કરવા માટે છેલ્લી રકમને ૨૨૧ વડે ગુણો. એટલે ૨૨૧ આવશે. ૬૦૫.

एषां भागे हृते लब्धा मुहूर्तगतिरैन्दवी ।
भागात्मिका यथोक्ता च सा रवेरपि भाव्यते ॥६०८॥ कलापकम् ॥

पूर्वोक्तो मण्डलच्छेदराशिः षष्ट्या मुहूर्त्तकैः ।
यद्याप्यते मुहूर्त्तेन तदैकेन किमाप्यते ॥ ६०८ ॥

गुणितोऽन्त्येनैककेन मध्यराशिस्तथा स्थितः ।
अष्टादशशतीं त्रिंशां यच्छत्याद्येन भाजितः ॥ ६०९ ॥

भमण्डलपूर्त्तिकालमानं भवेत् सवर्णितम् ।
षष्टीयुक्ता नवशती सहस्राश्चैकविंशतिः ॥ ६१० ॥

उपपत्तिरस्य योजनात्मकगत्यवसरे दर्शितास्ति ॥ ततश्च

एतावद्भिर्मुहूर्त्तांशैः मण्डलच्छेदसंचयः ।
प्रागुक्तश्चेल्लभ्यते तन्मुहूर्त्तेन किमाप्यते ॥ ६११ ॥

सावर्ण्यादाद्यान्तिमयोः गुणयतेऽन्तिम एककः ।
सप्तसप्तषष्ट्या त्रिशत्या तादृग्रूपः स जायते ॥ ६१२ ॥

---

હવે ૨૨૧ ને ૧૦૯૮૦૦ વડે ગુણો તો ૨૪૨૬૫૮૦૦ આવશે. એને ૧૩૭૨૫ વડે ભાગો. એટલે પૂર્વોક્ત ૧૭૬૮ અંશ૨૫ ચંદ્રની મુહૂર્ત્તગતિ આવશે. ૬૦૫-૬૦૮.

સૂર્યની પણ યથોક્ત અંશાત્મક મુહૂર્ત્તગતિ આ પ્રમાણે નીકળશે:—

પૂર્વોક્ત મંડળછેદની રકમ જો ૬૦ મુહૂર્ત્તે આવે તો એક મુહૂર્ત્તે શું આવે ? ૬૦૮.

૬૦ : ૧૦૯૮૦૦ : : ૧

આમાં ૧૦૯૮૦૦ ને ૬૦ વડે ભાંગતાં ૧૮૩૦ આવશે. ૬૦૯.

હવે નક્ષત્રોની અંશાત્મક મુહૂર્ત્તગતિ કાઢવા માટે રીત કહે છે :—

નક્ષત્રમંડળના સંપૂર્ણ કાળમાનને સવર્ણિત કરતાં ૨૧૯૬૦ આવે. ( જે વાત યોજનાત્મક મુહૂર્ત્તગતિ વખતે સમજાવી છે ) ૬૧૦.

હવે ત્રિરાશિ આ પ્રમાણે:—

૨૧૯૬૦ મુહૂર્ત્તાંશોએ પૂર્વોક્ત ૧૦૯૮૦૦ મંડળ છેદની રકમ આવે તો એક મુહૂર્ત્તે શું આવે. ૬૧૧.

૨૧૯૬૦ : ૧૦૯૮૦૦ : : ૧

આમાં સવર્ણપણા માટે અન્તિમ રકમને ૩૬૭ વડે ગુણો. એટલે ૩૬૭ આવ્યા.

हतोऽनेन मध्यराशिश्चतस्त्रः कोटयो भवेत् ।
द्वे लक्षे षण्णवतिश्च सहस्राः षट् शतानि च ॥ ६१३ ॥

तस्याद्यराशिना भागे लब्धा भानां लवात्मिका ।
अष्टादशशती पंचत्रिंशा मुहूर्त्तजा गतिः ॥ ६१४ ॥

इति दिग्योगः तत्प्रसंगात् सीमाविष्कम्भादिनिरूपणं च ॥ ८ ॥

ब्रह्मा विष्णुर्वसुश्चैव वरुणाजाभिवृद्धयः ।
पूषाश्वश्च यमोऽग्निश्च प्रजापतिस्ततः परम् ॥६१५॥

सोमो रुद्रो दितिश्चैव बृहस्पतिस्तथापरः ।
सर्पो परः पितृनामा भगोऽर्यमाभिधोऽपि च ॥६१६॥

सूरस्त्वष्टा तथा वायुरिन्द्राग्नी एकनायकौ ।
मित्रेन्द्रनैऋता आपो विश्वदेवास्त्रयोदश ॥६१७॥

अभिवृद्धेरहिर्बुध्न इत्याख्यान्यत्र गीयते ।
सोमश्चन्द्रो रविः सूरः ईदृशाख्या परे सुराः ॥६१८॥

बृहस्पतिरपि प्रसिद्धो ग्रह एव ॥

---

એને ૧૦૯૮૦૦ વડે ગુણો, ને ૨૧૯૬૦ વડે ભાગો. એટલે $\frac{૧૦૯૮૦૦ \times ૩૬૭}{૨૧૯૬૦}$ એટલે ૧૮૩૫ આવશે. એ નક્ષત્રોની અંશાત્મક મુહૂર્ત્ત ગતિ આવી. ૬૧૨–૬૧૪.

એ પ્રમાણે 'દિગ્યોગ' નામનું આઠમું દ્વાર સમજાવ્યું અને સાથે સાથે પ્રસંગોપાત્ત સીમા તથા વિષ્કમ્ભ આદિકનું પણ નિરૂપણ કર્યું.

હવે નવમા દ્વાર 'દેવતા' વિષે.

બ્રહ્મા, વિષ્ણુ, વસુ, વરૂણ, અજ, અભિવૃદ્ધિ, પૂષા, અશ્વ, યમ, અગ્નિ, પ્રજાપતિ, સોમ, રૂદ્ર, દિતિ, બૃહસ્પતિ, સર્પ, પિતૃ, ભગ, અર્યમ, સૂર, ત્વષ્ટા, વાયુ, એક નાયકરૂપ ઇન્દ્ર તથા અગ્નિ, મિત્ર, ઇન્દ્ર, નૈઋત, આપ અને તેર વિશ્વદેવો—આવા નામાભિમાનવાળા દેવો છે.

અભિવૃદ્ધિનું અપર નામ અહિર્બુધ્ન પણ કહેવાય છે. સોમનું ચન્દ્ર અને સૂરનું રવિ અપર નામ છે. બૃહસ્પતિ વળી પ્રસિદ્ધ ગ્રહ પણ છે.

अमी अभिजिदादीनामुडूनामाधिपाः स्मृताः ।
येषु तुष्टेषु नक्षत्रतुष्टी रुष्टेषु तद्रुषः ॥६१६॥ कुलकम् ॥

देवानामप्युडूनां स्युः यदधीशाः सुराः परे ।
तत्पूर्वोपार्जिततपस्तारतम्यानुभावतः ॥६२०॥
स्वामिसेवकभावः स्यात् यत्सुरेष्वपि नृष्विव ।
यथा सुकृतमैश्वर्यतेजःशक्तिसुखादि च ॥६२१॥
विख्यातौ चन्द्रसूर्यौ यौ सर्वज्योतिष्कनायकौ ।
तयोरप्यपरः स्वामी परेषां तर्हि का कथा ॥६२२॥

तथा च पंचमांगे । सक्कस्स देविन्दस्स देवरण्णो सोमस्स महारण्णो इमे देवा आणाउववायवयणनिद्देसे चिठंति । तं जहा । सोमकाइया वा सोमदेवकाइया वा विज्जुकुमारा विज्जुकुमारीओ अग्गिकुमारा अग्गिकुमारीओ वाउकुमारा वाउकुमारीओ चंदा सूरा गहा णक्खत्ता तारारूवा इत्यादि ॥

इति देवताः ॥ ९ ॥

---

તેઓ અભિજિત આદિક નક્ષત્રોના સ્વામી છે. તેઓ તુષ્ટ હોય તો નક્ષત્રો તુષ્ટમાન થાય છે અને તેઓ રૂષ્ટ હોય તો નક્ષત્રો રૂષ્ટમાન થાય છે. ૬૧૫-૬૧૯.

દેવતુલ્ય ગણાતા નક્ષત્રોને પણ ઉપર જણાવ્યા પ્રમાણેના બીજા દેવો સ્વામિપદે છે–એ પૂર્વોપાર્જિત તપના તારતમ્યને લીધે સમજવું. મનુષ્યોની જેમ દેવોમાં પણ સ્વામિ-સેવક ભાવ છે અને ઐશ્વર્ય, તેજ, શકિત, તથા સુખાદિક સઘળું પુણ્યને અનસારે પ્રાપ્ત થાય છે. ૬૨૦-૬૨૧.

પ્રસિદ્ધ એવા પણ ચંદ્ર અને સૂર્ય જેઓ સર્વે જ્યોતિષ્કોના નાયકો છે તેઓનો પણ જ્યારે બીજો સ્વામી છે ત્યારે અન્ય વ્યકિતઓની શી વાત કરવી ? ૬૨૨.

પાંચમા અંગમાં કહ્યું છે કે દેવોના ઇન્દ્ર, દેવોના રાજા, સૌમ્પ મહારાજા–આવો જે શક્રેન્દ્ર–તેની આજ્ઞાજ્ઞા ઉઠાવવા માટે [1]સોમકાયના દેવો, સોમદેવકાયના દેવો, વિદ્યુત્કુમારો, વિદ્યુતકુમારીઓ, અગ્નિકુમારો, અગ્નિકુમારીઓ, વાયુકુમારો, વાયુકુમારીઓ, ચંદ્રો, સૂર્યો, ગ્રહો, નક્ષત્રો અને તારા ઈત્યાદિ દેવો ખડાને ખડા રહે છે.

---

૧ સોમકાયના દેવો, સોમદેવકાયના દો કોણ ? તે સમજાતું નથી.

तिस्रः तिस्रः पंच शतं द्वे द्वे द्वात्रिंशदेव च ।
तिस्रः तिस्रः षट् च पंच तिस्र एका च पंच च ॥६२३ ॥

तिस्रः पंच सप्त च द्वे द्वे पंचैकैकिका द्वयोः ।
पंच चतस्रः तिस्रश्च तत एकादश स्मृताः ॥ ६२४ ॥

चतस्रश्च चतस्रश्च तारासंख्याभिजित्क्रमात् ।
ज्ञेयान्युडुविमानानि ताराशब्दात् बुधैरिह ॥ ६२५ ॥

न पुनः पंचमज्योतिर्भेदगाः किल तारकाः ।
विजातीयः समुदायी विजातीयोच्चयान्न हि ॥ ६२६ ॥

प्रथीयांसि विमानानि नक्षत्राणां लघूनि च ।
तारकाणां ततोऽप्यैक्यं युक्तिः सासहि नानयोः ॥६२७॥

किंच कोटाकोटिरूपा तारासंख्यातिरिच्यते ।
अष्टाविंशतिरूपा च ऋक्षसंख्या विलीयते ॥६२८॥

---

એ પ્રમાણે 'દેવતા' નામનું નવમું દ્વાર થયું.

હવે દરેક નક્ષત્રના તારાઓની સંખ્યા કહે છે:—

અભિજિતથી માંડીને સર્વે અઠ્ઠયાવીશે નક્ષત્રોના 'તારા'ની સંખ્યા અનુક્રમે નીચે મુજબ છે:—ત્રણ, ત્રણ, પાંચ, સો, બે, બે, બત્રીશ, ત્રણ, ત્રણ, છ, પાંચ, ત્રણ, એક, પાંચ, ત્રણ, પાંચ, સાત; બે, બે, પાંચ, એક, એક, પાંચ, ચાર, ત્રણ, અગ્યાર, ચાર, અને ચાર. ૬૨૩-૬૨૪.

અહિં 'તારા' એ શબ્દનો અર્થ 'નક્ષત્રોનાં વિમાનો' સમજવો, જ્યોતિષ્કના પાંચમા ભેદરૂપ તારા નહિં; કેમકે વિજાતીયનો સમુચ્ચય કહ્યાથી સમુદાયી વિજાતીય લેખાય નહિં.

વળી નક્ષત્રોનાં વિમાનો મ્હોટાં છે અને તારાઓનાં ન્હાનાં છે-તે વાત પણ 'તે બેઉ એક વસ્તુ નથી' એમ બતાવે છે. વળી તારાઓની સંખ્યા કોટાકોટિ છે અને નક્ષત્રો તો ફક્ત અઠ્ઠયાવીશ જ છે. ૬૨૫-૬૨૮.

तत् द्वित्र्यादिविमानेशः स्यात् देवोऽभिजितादिकः ।
गृहद्वयाद्यधिपतिः यथा कश्चिन्महर्धिकः ॥ ६२९ ॥

एवं च न काप्युपपत्तिः तारासंख्याप्रयोजनं च ॥

वारुण्यां दशमी त्याज्या द्वितीया पौष्णभे तथा ।
शेषोडुष्वशुभा स्वस्वतारासंख्यासमा तिथिः ॥ ६३० ॥

इति तारासंख्या ॥१०॥

गोशीर्षपुद्गलानां या दीर्घा श्रेणिस्तदाकृतिः ।
गोशीर्षावलिसंस्थानमभिजित् कथितं ततः ॥६३१॥

कासाराभं श्रवणभं पक्षिपंजरसंस्थिता ।
धनिष्ठा शततारा च पुष्पोपचारसंस्थिता ॥६३२॥

पूर्वोत्तराभद्रपदे अर्धार्धवापिकोपमे ।
एतदर्धद्वययोगे पूर्णा वाप्याकृतिर्भवेत् ॥ ६३३ ॥

---

કોઇ મહા સમૃદ્ધ માણુસને બે ત્રણ કે વિશેષ ઘર હોય છે તેમ આ અભિજિત આદિક દેવને પણ બે ત્રણ કે વિશેષ વિમાન હોય છે. ૬૨૯.

એવી રીતે છે એટલે બેઉને એક ઠરાવવા કોઇ રીતે યુક્તિમત્ નથી. **તારાઓની** સંખ્યાનું તો અહિં પ્રયોજન જ નથી.

શતતારા નક્ષત્રમાં દશમી અશુભ છે, રેવતીમાં દ્વિતીયા અશુભ છે, શેષ નક્ષત્રોમાં તેમના તેમના તારાઓની સંખ્યા હોય તે સંખ્યાવાળી તિથિ અશુભ છે. એ અશુભ તિથિઓ વર્જ્ય છે.

એ પ્રમાણે 'તારાસંખ્યા' નામક દ્વાર વિષે વિવેચન સંપૂર્ણ.

હવે નક્ષત્રોના આકાર વિષે કહે છે. ( દ્વાર ૧૧ મું ).

**અભિજિત** નક્ષત્ર ગાયોના શ્રેણિબંધ મસ્તકો હોય એ આકારે છે એટલે કે એનું ગોશીર્ષાવલિ જેવું સંસ્થાન છે. ૬૩૧.

**શ્રવણનક્ષત્ર** તળાવને આકારે છે, **ધનિષ્ટા** પક્ષિના-પાંજરાને આકારે છે અને **શતતારા** પુષ્પમાળાને આકારે છે. ૬૩૨.

**પૂર્વ ભાદ્રપદા** અને **ઉત્તર ભાદ્રપદા** બેઉ અરધી અરધી વાવને આકારે છે, અને બેઉનો ભેગો એક આખી વાવ જેવો આકાર છે. ૬૩૩.

पौष्णं च नौसमाकारं अश्वस्कन्धाभमाश्विनम् ।
भरणी भगसंस्थानां क्षुरधारेव कृत्तिका ॥ ६३४ ॥
शकटोद्धीसमा ब्राह्मी मार्गं मृगशिरस्समम् ।
आर्द्रा रुधिरबिन्द्वाभा पुनर्वसू तुलोपमौ ॥ ६३५ ॥
वर्धमानकसंस्थानः पुष्योऽश्लेषाकृतिः पुनः ।
पताकाया इव मघाः प्राकाराकारचारवः ॥ ६३६ ॥
पूर्वोत्तरे च फाल्गुन्यावर्धपल्यंकसंस्थिते ।
अत्राप्येतद्द्वयोगे पूर्णा पल्यंकसंस्थितिः ॥ ६३७ ॥
हस्तो हस्ताकृतिश्चित्रा संस्थानतो भवेद्यथा ।
मुखमण्डनरैपुष्पं स्वातिः कीलकसंस्थिता ॥ ६३८ ॥
विशाखा पशुदामाभा राधैकावलिसंस्थिता ।
गजदन्ताकृतिः ज्येष्टा मूलं वृश्चिकपुच्छवत् ॥ ६३९ ॥
गजविक्रमसंस्थानाः पूर्वाषाढाः प्रकीर्त्तिताः ।
आषाढाश्चोत्तराः सिंहोपवेशनसमा मताः ॥ ६४० ॥

---

**રેવતીનક્ષત્ર** વહાણ જેવું છે, **અશ્વિની** અશ્વ-ઘોડાની ખાંધ જેવું છે, **ભરણી** ભગાકારે છે અને **કૃત્તિકા** અસ્રાની ધાર જેવું છે. ૬૩૪.

**રોહિણી** ગાડાની ઉધને આકારે છે; **મૃગશિર** મૃગ એટલે હરણના શીર-મસ્તક સરખું છે, **આર્દ્રા** લોહીના બિન્દુ જેવું છે અને **પુનર્વસૂ** તુલા એટલે ત્રાજવાને આકારે છે. ૬૩૫.

**પુષ્ય** નક્ષત્ર સ્વસ્તિક સરખુ, **અશ્લેષા** પતાકા-ધજાના આકારનું, અને **મઘા** કોઇ કિલ્લાના આકારનું છે. ૬૩૬.

**પૂર્વા** અને **ઉત્તરા ફાલ્ગુની**-બેઉ અરધા અરધા પલંગને આકારે છે એટલે બેઉ અડધીઆં થઇને આખા પલંગનો આકાર થાય છે. ૬૩૭.

**હસ્ત** નક્ષત્ર હાથને આકારે, **ચિત્રા** મુખના મંડનભૂત સ્વર્ણપુષ્પને આકારે અને **સ્વાતિ** ખીલાને આકારે છે. ૬૩૮.

**વિશાખા** પશુના દામણ જેવું, **રાધા** એકાવલી હાર જેવું, **જયેષ્ટા** હાથીના દાંત જેવું અને **મૂળ** વીંછીના પુચ્છ જેવું છે. ૬૩૯.

**પૂર્વાષાઢા** હાથીના પગલા જેવું અને **ઉત્તરાષાઢા** બેઠેલા સિંહના આકારનુ છે. ૬૪૦.

लोके तु रत्नमालायाम्

तुरगमुखसदृक्षं योनिरूपं क्षुराभम्
शकटसममथैणस्योत्तमांगेन तुल्यम् ।
मणिगृहशरचक्रनाभिशालोपम भम्
शयनसदृशमन्यच्चात्र पर्यंकरूपम् ॥ ६४१ ॥

हस्ताकारनिभं च मौक्तिकनिभं चान्यत् प्रवालोपमम्
धिष्ण्यं तोरणवत्स्थितं मणिनिभं सत्कुण्डलाभं परम् ।
क्रुध्यत्केसरिविक्रमेण सदृशं शय्यासमानं परम्
चान्यद्दन्तिविलासवत्स्थितमतः शृंगाटकव्यक्ति च ॥ ६४२ ॥

त्रिविक्रमाभं च मृदंगरूपम्
वृत्तं ततोऽन्यद्यमलद्वयाभम् ।
पर्यंकरूपं मुरजानुकार-
मित्येवमश्वादिभचक्ररूपम् ॥ ६४३ ॥

इत्याकृतिः ॥ ११ ॥

सप्तषष्टिलवैः सप्तविंशत्याभ्यधिकान्यथ ।
योगो नवमुहूर्त्तानि शशिनाभिजितो मतः ॥ ६४४ ॥

---

રત્નમાળા નામનો ગ્રંથ જે લોકોમાં માન્ય છે તેમાં તો આશ્વનીથી માંડીને અઠ્ઠયાવીશે નક્ષત્રોનો આકાર અનુક્રમે નીચે મુજબની વસ્તુઓ જેવો કહ્યો છે :-અશ્વનું મુખ, યોનિ, ક્ષુર, ગાડું, મૃગનું મસ્તક, મણિ, ઘર, શર, ચક્રની નાભિ, શાલનું વૃક્ષ, શય્યા, પલંગ, હસ્ત, મૌક્તિક, પ્રવાલ, તોરણ, મણિ, કુંડળ, કોપાયમાન સિંહનો પંજો, શય્યા, ઝુલતો હાથી, શીંગોડું, ત્રણ પગલાં. મૃદંગ, વર્તુળ, બે જોડલાં, પલંગ અને મુરજ. ૬૪૧-૬૪૩.

એ પ્રમાણે નક્ષત્રોની આકૃત્તિ વિષે સમજવું.

હવે નક્ષત્રોના સૂર્ય-ચંદ્ર સાથે સંયોગકાળના માન વિષે. ( દ્વાર ૧૨ મું ).

એમાં પ્રથમ ચંદ્રમા સાથે સંયોગકાળના માન વિષે.

અભિજિત્ નક્ષત્રનો ચંદ્રમા સાથે સાધિક $૯\frac{૨૭}{૬૭}$ મુહૂર્ત્ત પ્રમાણ યોગ રહે છે. ૬૪૪.

ज्येष्ठाश्लेषाभरण्यार्द्रा स्वातिश्च शततारिका ।
मुहूर्त्तानि पंचदश योग एषां सुधांशुना ॥ ६४५ ॥
उत्तरात्रितयं ब्राह्मी विशाखा च पुनर्वसू ।
पंचचत्वारिंशदेषां मुहूर्त्तान् योग इन्दुना ॥ ६४६ ॥
पंचदशानां शेषाणामुडूनां शशिना सह ।
योगस्त्रिंशन्मुहूर्त्तानीत्येवमाहुः जिनेश्वराः ॥ ६४७ ॥

प्रयोजनं तु एषाम् ।

मृते साधौ पंचदशमुहूर्त्ते नैव पुत्रकः ।
एकः त्रिंशन्मुहूर्त्तैस्तु क्षेप्यः शेषैस्तु भैरुभौ ॥ ६४८ ॥
एतान्यर्धसार्धसमक्षेत्राण्याहुः यथाक्रमम् ।
अथैषां रविणा योगो यावत्कालं तदुच्यते ॥ ६४९ ॥
मुहूर्त्तैरेकविंशत्याढ्यानि रात्रिंदिवानि षट् ।
अर्धक्षेत्राणामुडूनां योगो विवस्वता सह ॥ ६५० ॥

---

જ્યેષ્ઠા, અશ્લેષા, ભરણિ, આર્દ્રા, સ્વાતિ તથા શતતારા—એ છ નક્ષત્રોનો ચંદ્રમા સાથે ૧૫ મુહૂર્ત્તપ્રમાણુ યોગ રહે છે. ૬૪૫.

ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદા, બ્રાહ્મી, વિશાખા અને પુનર્વસૂ એ છનો ચંદ્રમા સાથે ૪૫ મુહૂર્ત્ત સુધી યોગ રહે છે. ૬૪૬.

શેષ પંદર નક્ષત્રોનો ચંદ્રમા સાથે ૩૦ મુહૂર્ત્ત પર્યન્ત યોગ રહે છે. ૬૪૭.

અહિં સંયોગકાળ કહેવાનું પ્રયોજન એ છે કે—

પંદર મુહૂર્ત્ત સંયોગકાળ હોય એવા નક્ષત્રમાં જો કોઈ સાધુ કાળ કરે તો એક પણુ પુતળું કરવું નહિં. ત્રીશ મુહૂર્ત્ત સંયોગકાળ હોય એવા નક્ષત્રમાં સાધુ કાળ કરે તો એક પુતળું કરવું. બાકીના હરકોઇ નક્ષત્રમાં સાધુ કાળ કરે તો બે પુતળાં કરવાં. ૬૪૮.

આ ત્રણુ પ્રકારના નક્ષત્રો અનુક્રમે અર્ધક્ષેત્રી, સાર્ધક્ષેત્રી, અને સમક્ષેત્રી સમજવાં. ૬૪૯.

હવે સૂર્ય સાથે સંયોગકાળના માન વિષે કહેવાનું કે—

આ ત્રણુ પ્રકાર કહ્યા એમાંના અર્ધક્ષેત્રી નક્ષત્રોનો સૂર્ય સાથે યોગ ૬ અહોરાત્ર અને ૨૧ મુહૂર્ત્ત હોય છે; સાર્ધક્ષેત્રી નક્ષત્રોનો યોગ ૨૦ અહોરાત્ર અને ૩ મુહૂર્ત્ત હોય

सार्धक्षेत्राणां तु भानां योगो विवस्वता सह ।
त्रिभिर्मुहूर्तैर्युक्तानि रात्रिंदिवानि विंशतिः ॥ ६५१ ॥
समक्षेत्राणामुडूनां अहोरात्रांस्त्रयोदश ।
मुहूर्तैश्च द्वादशभिरधिकान् रविसंगतिः ॥ ६५२ ॥
रात्रिंदिवानि चत्वारि षण्मुहूर्ताधिकानि च ।
नक्षत्रमभिजित् चारं चरत्युष्णरुचा सह ॥ ६५३ ॥

अत्रायमाम्नायः ।

सप्तषष्ट्युद्भवानंशानहोरात्रस्य यावतः ।
यन्नक्षत्रं चरत्यत्र रजनीपतिना सह ॥ ६५४ ॥
तन्नक्षत्रं तावतोऽहोरात्रस्य पंचमान् लवान् ।
भानुना चरतीत्यत्र दृष्टान्तोऽप्युच्यते यथा ॥ ६५५ ॥
सप्तषष्टिलवानेकविंशतिं शशिना सह ।
चरत्यभिजित् अर्केण तावतः पंचमान् लवान् ॥ ६५६ ॥

अहोरात्रस्य इति शेषः ॥

अथैकविंशतिः पंचभक्ता दिनचतुष्टयम् ।
दद्यादेकोंशकः शेषस्त्रिंशता स निहन्यते ॥ ६५७ ॥
जाता त्रिंशत् अथैतस्याः पंचभिः भजने सति ।
षण्मुहूर्ताः करं प्राप्ता एवं सर्वत्र भावना ॥ ६५८ ॥

---

છે; જ્યારે સમક્ષેત્રી નક્ષત્રોનો યોગ ૧૩ અહોરાત્ર અને ૧૨ મુહૂર્ત્ત હોય છે. વળી અભિજિત્ નક્ષત્રનો યોગ ૪ અહોરાત્ર ને ૬ મુહૂર્ત્ત હોય છે. ૬૪૯–૬૫૩.

અહિં સમજણુ આ પ્રમાણે છે:—

એક નક્ષત્રનો એક અહોરાત્રના જેટલા સડસઠમા ભાગ સુધી ચંદ્રમા સાથે યોગ હોય તેના પાંચમા ભાગના અહોરાત્ર સુધી સૂર્ય સાથે યોગ હોય. ૬૫૪–૬૫૫.

દૃષ્ટાન્ત તરીકે:—

અભિજિત્ નક્ષત્રનો ચંદ્રમા સાથે યોગ $\frac{21}{67}$ અહોરાત્ર છે ત્યારે તે પરથી તેનો સૂર્ય સાથે યોગ $\frac{21}{5}$ અહોરાત્ર થાય. ( $\frac{21}{5}$ અહોરાત્ર=૪ અહોરાત્ર, ૬ મુહૂર્ત્ત. ) ૬૫૫–૬૫૮.

तथाहुः ।

जं रिक्खं जावइए वच्चइ चंदेण भागसत्तट्ठी ।
स पणभागे राइंदियस्स सुरेण तावइए ॥ ६५९ ॥

सप्तषष्टिः तदर्धं च चतुस्त्रिंशं तथा शतम् ।
समार्धसार्धक्षेत्रेषु सप्तषष्टिलवाः क्रमात् ॥ ६६० ॥

इति सूर्येन्दुयोगाद्धामानम् ॥ १२ ॥

ऋक्षेषु येषु मासानां प्रायः परिसमाप्तयः ।
तानि माससमाख्यानि स्युः ऋक्षाणि कुलाख्यया ॥ ६६१ ॥

प्रायोग्रहणतश्चात्र कदाप्युपकुलोडुभिः ।
समाप्तिः जायते मासां भैः कुलोपकुलैरपि ॥ ६६२ ॥

कुलोडुभ्योऽधस्तनानि भवन्त्युपकुलान्यथ ।
स्युः कुलोपकुलाख्यानि तेभ्योऽप्यधस्तनानि च ॥ ६६३ ॥

---

એવી રીતે સર્વત્ર ભાવના કરી લેવી.

અન્યત્ર પણ કહ્યું છે કે " એક નક્ષત્રને એક અહોરાત્રના જેટલા સડસઠીઆ ભાગ સુધી ચંદ્રની સાથે સંયોગ હોય તેના પાંચમા ભાગના અહોરાત્ર સુધી સૂર્ય સાથે સંયોગ હોય. " ૬૫૯.

સમક્ષેત્રી નક્ષત્રોની બાબતમાં ૬૭, અર્ધક્ષેત્રી નક્ષત્રોની બાબતમાં ૩૩ાા અને સાર્ધ-ક્ષેત્રી નક્ષત્રોની બાબતમાં ૧૩૪ સડસઠીઆ ભાગ સમજવા. ૬૬૦.

એ પ્રમાણે સૂર્ય-ચંદ્ર સાથે નક્ષત્રોના સંયોગકાળનું માન કહ્યું.

હવે નક્ષત્રોના કુલાદિક વિષે ( દ્વાર ૧૩ મું ).

પ્રાયઃ જે નક્ષત્રોમાં માસ પૂરા થાય છે તે નક્ષત્રો કુળે કરીને તે માસના નામના હોય છે. અહિં 'પ્રાયઃ' શબ્દથી એમ સમજવાનું છે કે કુળનક્ષત્રોથી જ નહિં પણ કદાચિત્ ઉપકુળ અને કુલોપકુલ નક્ષત્રોથી પણ માસ પૂર્ણ થાય છે. ૬૬૧-૬૬૨.

કુળ નક્ષત્રોથી નીચેનાં ઉપકુળ નક્ષત્રો હોય છે અને એથી પણ નીચેના કુલો-પકુલ નક્ષત્રો છે. ૬૬૩.

तानि चैवमाहुः ।

कुलभान्यश्विनी पुष्यो मघा मूलोत्तरात्रयम् ।
द्विदैवतं मृगश्चित्राकृत्तिकावासवानि च ॥ ६६४ ॥

उपकुल्यानि भरणी ब्राह्मं पूर्वात्रयं करः ।
ऐन्द्रमादित्यमश्लेषा वायव्यं पौष्णवैष्णवे ॥ ६६५ ॥

कुलोपकुलभान्यार्द्राभिजिन्मैत्राणि वारुणम् । इति ॥

कुलादिप्रयोजनं त्विदम् ।

पूर्वेषु जाता दातारः संग्रामे स्थायिनां जयः ।
अन्येषु त्वन्यसेवार्त्ता यायिनामसदाजयः ॥ ६६६ ॥

इति कुलाद्याख्यानिरूपणम् ॥ १३ ॥

धनिष्ठाथोत्तराभद्रपदाश्विनी च कृत्तिकाः ।
मार्गः पुष्यश्चैव मघा उत्तराफाल्गुनीति च ॥ ६६७ ॥

चित्रा विशाखा मूलं चोत्तराषाढा यथाक्रमम् ।
श्रावणादिमासराकाः प्रायः समापयन्ति यत् ॥ ६६८ ॥

---

અશ્વિની, પુષ્ય, મઘા, મૂળ, ત્રણુ 'ઉત્તરા', વિશાખા, મૃગશીર્ષ, ચિત્રા, કૃત્તિકા અને ધનિષ્ટા–આ બાર કુળનક્ષત્રો છે. ભરણી, રોહિણી, ત્રણુ 'પૂર્વા', હસ્ત, જયેષ્ટા, પુનર્વસૂ, અશ્લેષા, સ્વાતિ, રેવતી તથા શ્રવણુ—આ બાર ઉપકુળ નક્ષત્રો છે. અને આર્દ્રા, અભિજિત, અનુરાધા તથા શતતારા–આ ચાર કુળોપકુળ નક્ષત્રો છે. ૬૬૪–૬૬૫.

કુળાદિકનું પ્રયોજન આ પ્રમાણે:—

કુળનક્ષત્રોમાં જન્મેલા દાતાર થાય છે અને એઓનો સંગ્રામને વિષે જય થાય છે. બાકીના નક્ષત્રોમાં જન્મેલા પરાધીનતાથી પીડાતા–દુઃખી હોય છે અને એમનો સંગ્રામમાં જય અનિશ્ચિત છે–એઓ સદા વિજયી થતા નથી. ૬૬૬.

એ પ્રમાણે નક્ષત્રોના કુળાદિકનું નિરૂપણ કર્યું.

હવે ( નક્ષત્રોને ) અમાવાસ્યા અને પૂર્ણિમાના યોગ વિષે કહે છે:—( દ્વાર ૧૪ ).

ધનિષ્ટા, ઉત્તરા ભાદ્રપદા, અશ્વિની, કૃત્તિકા, મૃગશીર્ષ, પુષ્ય, મઘા, ઉત્તરા ફાલ્ગુની, ચિત્રા, વિશાખા, મૂળ અને ઉત્તરાષાઢા–એ નક્ષત્રો અનુક્રમે પ્રાયઃ શ્રાવણાદિક માસોના પૂર્ણિમાઓને પૂર્ણ કરે છે. ૬૬૭–૬૮.

तत एव पूर्णिमानां द्वादशानामपि क्रमात्।
एषामुडूनां नाम्ना स्युः नामधेयानि तद्यथा ॥ ६६९ ॥

श्राविष्ठी च प्रौष्टपदी तथैवाश्वयुजीत्यपि।
कार्त्तिकी मार्गशीर्षी च पौषी माघी च फाल्गुनी ॥ ६७० ॥
चैत्री च वैशाखी ज्येष्ठी मौलीत्याख्या तथा परा।
आषाढीत्यन्विता एताः सदारूढाश्च कर्हिचित् ॥६७१॥ युग्मम् ॥
श्रविष्ठा स्याद्धनिष्ठेति तयेन्दुयुक्तयान्विता।
श्राविष्ठी पौर्णमासी स्यात् एवमन्या अपि स्फुटम् ॥ ६७२ ॥

यदा चोपकुलाख्यानि समापयन्ति पूर्णिमाः।
पाश्चात्यानि तदैतेभ्यः श्रवणादीन्यनुक्रमात् ॥ ६७३ ॥
राकास्त्वमाः समाप्यन्ते कुलोपकुलभैः यदा।
तदोपकुलपाश्चात्यैः अभिजित्प्रमुखैरिह ॥ ६७४ ॥

यद्यप्यभिजिता क्वापि राकापूर्त्तिः न दृश्यते।
श्रुतियोगात्तथाप्येतत् राकापूरकमुच्यते ॥ ६७५ ॥

---

અને તેથી જ તે નક્ષત્રોનાં નામથી અનુક્રમે બારે પૂર્ણિમાઓનાં નામ પડયાં છે. ૬૬૯.

જેમકે શ્રાવણી, ભાદ્રપદી, આશ્વિની, કાર્તિકી, માર્ગશીર્ષી, પૌષી, માઘી, ફાલ્ગુની, ચૈત્રી, વૈશાખી, જયેષ્ઠી અથવા મૌલી અને આષાઢી. આ બારે નામ અન્વયયુક્ત છે અને કયાંય કયાંય તો સદારૂઢ છે. ૬૭૦–૬૭૧.

ધનિષ્ટા એટલે શ્રવિષ્ટા;–એની પૂર્ણિમા શ્રાવિષ્ટી કે શ્રાવણી કહેવાય છે. એવી રીતે બીજી પૂર્ણિમાઓ પણ સમજવી. ૬૭૨.

વળી જ્યારે ઉપકુળ નક્ષત્રો પૂર્ણિમાઓને સમાપ્ત કરે છે ત્યારે તેઓથી ( ઉપકુળ નક્ષત્રોથી ) પૂર્વનાં શ્રવણાદિક નક્ષત્રો અનુક્રમે અમાવાસ્યાને સમાપ્ત કરે છે. ૬૭૩.

આ પૂર્ણિમાઓને વળી જ્યારે કુળોપકુળ નક્ષત્રો સમાપ્ત કરે છે ત્યારે ઉપકુળોથી પાછલાં અભિજિત્ આદિક નક્ષત્રો અમાવાસ્યાને સમાપ્ત કરે છે. ૬૭૪.

જો કે અભિજિત્ નક્ષત્ર પૂર્ણિમા સમાપ્ત કરતું કયાંય દીઠું નથી, તોપણ ફકત શ્રુતિયોગથી એટલે કે સાંભળવા માત્રથી એને પૂર્ણિમાનું પૂરક કહ્યું છે. ૬૭૫.

यस्मिन् ऋक्षे पूर्णिमा स्यात्ततः पंचदशेऽथवा ।
चतुर्दशेऽमावास्या स्यात् गणने प्रातिलोम्यतः ॥ ६७६ ॥

तद्यथा । माघे राका मघोपेताऽमावास्या च सवासवा ।
सवासवायां राकायां श्रावणे सा मघान्विता ॥ ६७७ ॥

एवमन्यत्रापि भाव्यम् ॥

इति अमावास्यापूर्णिमायोगकीर्त्तनम् ॥ १४ ॥

यदा यदा यैर्नक्षत्रैरस्तं यातैः समाप्यते ।
अहोरात्रः तानि वक्ष्ये नामग्राहं यथाक्रमम् ॥ ६७७ ॥

तदा समाप्यते ऋक्षैः रात्रिरप्येभिरेव यत् ।
उच्यते रात्रिनक्षत्राण्यप्यमून्येव तद्बुधैः ॥ ६७८ ॥

समापयति तत्राद्यानहोरात्रांश्चतुर्दश ।
नभोमास्युत्तराषाढा ससैतान् अभिजित् तदा ॥ ६७९ ॥

---

જે નક્ષત્રમાં પૂર્ણિમા થાય તેથી પ્રતિલોમ ગણતાં પંદરમે અથવા ચોદમે નક્ષત્રે અમાવાસ્યા થાય. ૬૭૬.

જેમકે,

માહ માસમાં પૂર્ણિમાને મઘાનો યોગ હોય અને અમાવાસ્યાને વાસવનો યોગ હોય ત્યારે શ્રાવણ માસમાં પૂર્ણિમાને વાસવનો યોગ હોય અને અમાવાસ્યાને મઘાનો યોગ હોય. ૬૭૭.

એ પ્રમાણે અન્યત્ર પણ જાણવું.

એ પ્રમાણે અમાવાસ્યા અને પૂર્ણિમાના યોગ વિષે કહ્યું.

હવે એક વર્ષના પ્રત્યેક મહિનામાં, કયા કયા નક્ષત્રો કેટલા કેટલા અહોરાત્ર પર્યન્ત હોય છે તે અનુક્રમે નામવાર કહીએ છીએ. ૬૭૭. ( દ્વાર ૧૫ મું )

આ નક્ષત્રો અમુક અહોરાત્રની સમાપ્તિ પર્યન્ત હોય છે. એઓ વડે રાત્રિ સમાપ્ત થાય છે તેથી તેઓને રાત્રિનાં નક્ષત્રો પણ કહે છે. ૬૭૮.

શ્રાવણ માસમાં પહેલા ચોદ અહોરાત્ર સંપૂર્ણ થતાં સુધી ઉત્તરાષાઢા હોય છે, પછીના સાત અહોરાત્ર સંપૂર્ણ થતાં સુધી અભિજિત્ નક્ષત્ર હોય છે, પછીના આઠ

ततः श्रवणमप्यष्टावेकोनत्रिंशदित्यभूत् ।
धनिष्टा श्रावणस्यान्त्यमहोरात्रं ततो नयेत् ॥ ६८० ॥
नयेत् धनिष्टाहोरात्रान् भाद्रस्याद्यांश्चतुर्दश ।
ततः शतभिषक् सप्त पूर्वा भद्रपदाष्ट च ॥ ६८१ ॥
सोत्तरान्त्यमहोरात्रं सैवेषस्य चतुर्दश ।
ततः पौष्णं पंचदश चरमं चैकमाश्विनी ॥ ६८२ ॥
अश्विन्येव कार्त्तिकस्य नयत्याद्यांश्चतुर्दश ।
अहोरात्रान् पंचदश भरण्येकं च कृत्तिकाः ॥ ६८३ ॥
समापयन्ति ता एव सहस्याद्यांश्चतुर्दश ।
ब्राह्मी पंचदशान्त्यं च मृगशीर्षं समापयेत् ॥ ६८४ ॥
पौषस्यापि तदेवाद्यानहोरात्रान् समापयेत् ।
चतुर्दश तथार्द्राष्टौ ततः सप्त पुनर्वसू ॥ ६८५ ॥
पुष्योऽस्यान्त्यमहोरात्रं माघेऽप्याद्यांश्चतुर्दश ।
समापयेत् पंचदशाश्लेषा तथान्तिमं मघाः ॥ ६८६ ॥

---

અહોરાત્ર સંપૂર્ણ થતાં સુધી શ્રવણ હોય છે. છેલ્લો ત્રીશમો અહોરાત્ર ધનિષ્ટા પૂર્ણ કરે છે. ૬૭૯–૬૮૦.

ભાદ્રપદ માસમાં પહેલા ચૌદ અહોરાત્ર સંપૂર્ણ થતાં સુધી ધનિષ્ટા હોય, પછીના સાત સંપૂર્ણ થતાં સુધી શતતારા હોય, પછીના આઠ સુધી પૂર્વાભાદ્રપદા હોય. છેલ્લા અહોરાત્રને ઉત્તરા ભાદ્રપદા સંપૂર્ણ કરે. ૬૮૧.

આસો માસમાં પહેલા ચૌદ અહોરાત્ર પુરાં થતાં સુધી ઉત્તરા ભાદ્રપદા હોય, પછીના પંદર પૂર્ણ થતાં સુધી પૌષ્ણ–રેવતી હોય, છેલ્લો ત્રીશમો અહોરાત્ર અશ્વિની પૂર્ણ કરે. ૬૮૨.

કાર્તિક માસમાં પહેલા ચૌદ અહોરાત્ર અશ્વિના હોય, પછીના પંદર અહોરાત્ર ભરણી હોય, અને છેલ્લો એક અહોરાત્ર કૃત્તિકા આવીને પૂર્ણ કરે. ૬૮૩.

માગશર માસમાં પહેલા ચૌદ અહોરાત્ર સંપૂર્ણ થતાં સુધી કૃત્તિકા હોય, પછીના પંદર પૂર્ણ થતાં સુધી બ્રાહ્મી હોય અને છેલ્લો એક અહોરાત્ર મૃગશીર પૂર્ણ કરે. ૬૮૪.

પોસ માસના પહેલા ચૌદ અહોરાત્ર મૃગશીર્ષ પૂર્ણ કરે, પછીના આઠ આર્દ્રા પૂર્ણ કરે, પછીના સાત પુનર્વસુ પૂર્ણ કરે. છેલ્લો ત્રીશમો અહોરાત્ર પુષ્ય પૂર્ણ કરે. ૬૮૫–૬૮૬.

માઘ માસના પહેલા ચૌદ અહોરાત્ર પુષ્ય પૂરા કરે, પછીના પંદર અશ્લેષા પૂર્ણ કરે અને છેલ્લો એક મઘા પૂર્ણ કરે. ૬૮૬.

पूरयन्ति फाल्गुनस्य मघाः आद्यांश्चतुर्दश ।
ततः पंचदश पूर्वाफाल्गुनी सोत्तरान्तिमम् ॥ ६८७ ॥

उत्तराफाल्गुनी चैत्रे नयत्याद्यांश्चतुर्दश ।
ततो हस्तः पंचदश चित्राहोरात्रमन्तिमम् ॥ ६८८ ॥

अहोरात्रांस्ततः चित्रा नयेच्चतुर्दशादिमान् ।
वैशाखस्य पंचदश स्वातिरन्त्यं विशाखिका ॥ ६८९ ॥

समापयत्यथ ज्येष्ठे विशाखाद्यांश्चतुर्दश ।
सप्तानुराधा ज्येष्ठाष्टौ मूलः पर्यन्तवर्त्तिनम् ॥ ६९० ॥

मूलः समापयत्याद्यानाषाढस्य चतुर्दश ।
पूर्वाषाढा पंचदशोत्तराषाढान्त्यवर्त्तिनम् ॥ ६९१ ॥

संग्रहश्चात्र।

सत्तट्ठ अभिसवणे तह सयभिसए य पुव्वभद्दवए ।
अद्दा पुणव्वसूए राहा जेठा य अणुकमसो ॥६९२॥

---

ફાગણના પહેલા ચૌદ અહોરાત્ર મઘા નક્ષત્ર હોય, પછીના પંદર પૂર્વા ફાલ્ગુની નક્ષત્ર હોય અને છેલ્લે દિવસે ઉત્તરા ફાલ્ગુની હોય. ૬૮૭.

ચૈત્રમાસમાં પહેલા ચૌદ અહોરાત્ર ઉત્તરા ફાલ્ગુની, પછીના પંદર અહોરાત્ર હસ્ત નક્ષત્ર અને છેલ્લો એક અહોરાત્ર ચિત્રા નક્ષત્ર હોય. ૬૮૮.

વૈશાખના પહેલા ચૌદ અહોરાત્ર ચિત્રા હોય, પછીના પંદર અહોરાત્ર સ્વાતિનક્ષત્ર હોય અને છેલ્લો અહોરાત્ર વિશાખા હોય. ૬૮૯.

જ્યેષ્ટ માસમાં પહેલા ચૌદ અહોરાત્ર પૂર્ણ થતા પર્યન્ત વિશાખા નક્ષત્ર હોય, પછીના સાત અહોરાત્ર અનુરાધા પૂર્ણ કરે, પછીના આઠ જ્યેષ્ટા પૂર્ણ કરે. છેલ્લા અહોરાત્રે મૂલ નક્ષત્ર હોય. ૬૯૦.

આષાઢના પહેલા ચૌદ અહોરાત્ર મૂળનક્ષત્ર હોય, પછાના પંદર અહોરાત્ર પર્યન્ત પૂર્વાષાઢા હોય, અને છેલ્લો એક અહોરાત્ર પૂર્ણ થતાં સુધી ઉત્તરાષાઢા હોય. ૬૯૧.

ઉપરના બધાનો સંગ્રહ આ પ્રમાણે:—

(૧) અભિજિત્ અને શ્રવણ, (૨) શતતારા અને પૂર્વાભાદ્રપદા, (૩) આર્દ્રા અને પુનર્વસુ, તથા (૪) રાધા અને જ્યેષ્ટા—આમ ચાર નક્ષત્રયુગલોમાંના પહેલાં પહેલાં ચાર સાત

पन्नरसदिणे सेसा रत्तिविरामं कुणंति णक्खत्ता ।
उत्तरसाढा आसाढचरिमदिवसा गणिज्झंति ॥ ६९३ ॥

प्रयोजनं त्वेषाम् ।

यथा नभश्चतुर्भागमारूढेऽर्के प्रतीयते ।
प्रथमा पौरुषी मध्यमह्नश्च व्योममध्यगे ॥ ६९४ ॥
चतुर्भागावशेषं च नभः प्राप्तेऽन्त्यपौरुषी ।
ज्ञायन्ते रजनीयामाः अप्येभिरुडुभिस्तथा ॥ ६९५ ॥

तथाहुः उत्तराध्ययने ।

जण्णेइ जया रत्तिं णक्खत्तं तं मिणह चउप्पभागे ।
संपत्ते विरमेज्जा सज्झाओ पओसकालंमि ॥ ६९६ ॥
तम्मेव य णक्खत्ते गयण चउप्पभागसावसेसंमि ।
विरत्तियंपि कालं पडिलेहित्ता मुणी कुणइ ॥ ६९७ ॥

ग्रन्थान्तरे च ।

---

અહોરાત્ર સંપુર્ણ કરે છે અને બીજાં બીજાં ચાર આઠ અહોરાત્ર પૂર્ણ કરે છે. શેષ નક્ષત્રો પંદર અહોરાત્ર પૂર્ણ કરે છે. ઉત્તરાષાઢા આષાઢ માસનો અંતિમ દિવસ ગણાય છે. ૬૯૨–૬૯૩.

આ નક્ષત્રોનું પ્રયોજન શું તે કહે છે—

**જેમ,** આકાશના ચાર ભાગ પાડ્યા હોય તે ચારમાંથી પહેલો ભાગ સૂર્ય પૂર્ણ કરે ત્યારે પહેલી 'પૌરૂષી' થાય, બીજો ભાગ પૂર્ણ કરે ( અર્થાત્ આકાશના મધ્યમાં આવે ) ત્યારે મધ્યાહ્ન થયો કહેવાય અને છેલ્લો ચોથો ભાગ પૂર્ણ કરે ત્યારે છેલ્લી 'પૌરૂષી' ની પ્રતીતિ થાય છે **તેમ** આ નક્ષત્રોવડે રાત્રીના પ્રહરો જાણવામાં આવે છે. ૬૯૪–૬૯૫.

આ બાબતમાં ઉત્તરાધ્યયનસૂત્રમાં ઉલ્લેખ છે કે—

રાત્રીના ચાર ભાગ કલ્પી, ચારમાંથી પહેલા ભાગમાં નક્ષત્ર હોય ત્યારે પ્રદોષ સમજવો અને તેમાં મુનિએ સ્વાધ્યાયધ્યાનથી વિરમવું. એજ નક્ષત્ર જ્યારે પછી આકાશના છેલ્લા (ચોથા) ભાગમાં આવે ત્યારે મુનિ 'પડિલેહણ' કરીને વૈરાત્રિક કાળ સંબંધી ક્રિયા કરે. ૬૯૬–૬૯૭.

ગ્રન્થાન્તરે–કોઇ બીજા ગ્રન્થમાં વળી એમ કહ્યું છે કે—

दह तेरह सोलहमे विसमेइ सूरियाओ णक्खत्ता ।
मज्झयगयं मिणेयं रयणीं जा भाणपरिमाणम् ॥६९८॥

शीतकाले च दिनाधिकमानायां रात्रौ सूर्यभात् एकादशचतुर्दश-सप्तदशैकविंशतितमैः नक्षत्रैः नभोमध्यं प्राप्तैः यथाक्रमं प्रथमादिप्रहरान्तः स्यात् इति संप्रदायः ॥

लोके च ।

रविरिक्खाओ गणियं सिररिखं जाव सत्तपरिहीणम् ।
सेसं दुगुणं किच्चा तीया राई फुडा हवइ ॥ ६९९ ॥

इत्यादि बहुधा ॥

इत्यहोरात्रसमापकनक्षत्रकीर्तनम् ॥ १५ ॥

समाप्तं चेदं नक्षत्रप्रकरणम् ॥

---

સૂર્યનક્ષત્રથી ૧૦ મું, ૧૩ મું, ૧૬ મું અને ૨૦ મું નક્ષત્ર અનુક્રમે જ્યારે આકાશના મધ્યમાં આવે ત્યારે રાત્રીનો અનુક્રમે પહેલો, બીજો, ત્રીજો કે ચોથો પ્રહર વીત્યો છે એમ સમજવું. ૬૯૮.

વળી શિયાળામાં દિવસ કરતાં રાત્રી મ્હોટી હોવાથી, સૂર્ય–નક્ષત્રથી ૧૧ મું, ૧૪ મું, ૧૭ મું અને ૨૧ મું નક્ષત્ર જ્યારે આકાશના મધ્યમાં આવે ત્યારે રાત્રીનો અનુક્રમે પહેલો, બીજો, ત્રીજો કે ચોથો પ્રહર પૂરો થયો છે એમ સમજવું.

વળી લોકોક્તિ તો આમ છે:—

સૂર્ય નક્ષત્રથી છેક શિર નક્ષત્ર સુધી નક્ષત્રો જેટલાં થાય એમાંથી સાત બાદ કરો. વધે એને બમણા કરો. આમ જે રકમ આવે એટલા રાત્રીના પહોર પૂરા થયા સમજવા. ૬૯૯.

બીજી પણ એવી અનેક રીતો છે.

એ પ્રમાણે અહોરાત્રને પૂર્ણ કરનારા નક્ષત્રોની વાત સંપૂર્ણ.

અહિં નક્ષત્રપ્રકરણ પણ સમાપ્ત થયું.

હવે ગ્રહો વિષે કંઇક.

विकालकोऽङ्गारकश्च लोहितांकः शनैश्चरः ।
आधुनिकः प्राधुनिकः कणः कणक एव च ॥ ७०० ॥

नवमः कणकणकः तथा कणवितानकः ।
कणसन्तानकश्चैवं सोमः सहित एव च ॥ ७०१ ॥

अश्वसेनः तथा कार्योपगः कर्बुरकोऽपि च ।
तथाजकरको दुन्दुभकः शंखाभिधः परः ॥ ७०२ ॥

शंखनाभस्तथा शंखवर्णाभः कंस एव च ।
कंसनाभस्तथा कंसवर्णाभः नील एव च ॥ ७०३ ॥

नीलावभासो रूप्यी च रूप्यावभासभस्मकौ ।
भस्मराशितिलातिलपुष्पवर्णदकाभिधाः ॥ ७०४ ॥

दकवर्णः तथा कायोऽवंध्य इन्द्राग्निरेव च ।
धूमकेतुः हरिः पिंगलको बुद्धस्तथैव च ॥ ७०५ ॥

शुक्रो बृहस्पती राह्वगस्तिमाणवकास्तथा ।
कामस्पर्शश्च धुरकः प्रमुखो विकटोऽपि ॥ ७०६ ॥

विसन्धिकल्पः प्रकल्पः स्युर्जटालारुणाग्नयः ।
षट्पंचाशत्तमः कालो महाकालस्ततः परः ॥ ७०७ ॥

स्वास्तिकः सौवस्तिकश्च वर्धमानः प्रलम्बकः ।
नित्यालोको नित्योद्योतः स्वयंप्रभोऽवभासकः ॥ ७०८ ॥

---

विकालक, अंगारक, लोहितांक, शनैश्चर, आधुनिक, प्राधुनिक, कणु, कणुक, कणुकणुक, कणुवितानक, कणुसंतानक, सोम, सहित, अश्वसेन, कार्योपग, कर्बुरक, अजकरक, दुदुम्भक, शंख, शंखनाभ, शंखवर्णाभ, कंस, कंसनाभ, कंसवर्णाभ, नील, नीलावभास, रूप्यी, रूप्यावभास, भस्मक, भस्मराशि, तिलतिल, पुष्पवर्ण, दक, दकवर्ण, काय, अवंध्य, इन्द्राग्नि, धूमकेतु, हरि, पिंगलक, बुध, शुक्र, बृहस्पति, राहु, अगस्ति, माणुवक, कामस्पर्श, धुरक, प्रमुख, विकट, विसंधिकल्प, प्रकल्प, जटाल, अरुणु, अग्नि, काळ, महाकाळ, स्वस्तिक, सैावस्तिक, वर्धमान,

श्रेयस्करस्तथा क्षेमंकर आभंकरोऽपि च ।
प्रभंकरो रजाश्चैव विरजानाम कीर्तितः ॥ ७०९ ॥

अशोको वीतशोकश्च विमलाख्यो वितप्तकः ।
विवस्त्रश्च विशालश्च शालः सुव्रत एव च ॥ ७१० ॥

अनिवृत्तिश्चैकजटी द्विजटी करिकः करः ।
राजार्गलः पुष्पकेतुः भावकेतुरिति ग्रहाः ॥ ७११ ॥

ग्रहास्तु सर्वे वक्रातिचारादिगतिभावतः ।
गतावनियताः तेन नैतेषां प्राक्तनैः कृता ॥ ७१२ ॥

गतिप्ररूपणा नापि मण्डलानां प्ररूपणा ।
लोकात्तु केषांचित् किंचित् गत्यादि श्रूयतेऽपि हि ॥७१३॥ युग्मम् ॥

मेरोः प्रदक्षिणावर्त्तं भ्रमन्त्येतेऽपि मण्डलैः ।
सदानवस्थितैरेव दिवाकरशशांकवत् ॥ ७१४ ॥

नापि चक्रे तारकाणां मण्डलादिनिरूपणम् ।
अवस्थायिमण्डलत्वाच्चन्द्राद्ययोगचिन्तनात् ॥ ७१५ ॥

---

પ્રલંભક, નિત્યાલોક, નિત્યોદ્યોત, સ્વયંપ્રભ, અવભાસક, શ્રેયસ્કર, ક્ષેમંકર, આભંકર, પ્રભંકર, રજસ્, વિરજસ્, અશોક, વીતશોક, વિમળ, વિતપ્તક, વિવસ્ત્ર, વિશાલ, શાલ, સુવ્રત, અનિવૃત્તિ, એકજટી, દ્વિજટી, કરિક, કર, રાજાર્ગલ, પુષ્પકેતુ તથા ભાવકેતુ–આ પ્રમાણે " ગ્રહો " ૮૮ કહ્યા છે. ૭૦૦–૭૧૧.

એ સર્વે ગ્રહોની ગતિ વક્ર અને અનિયમિત હોઇને, પૂર્વાચાર્યોએ એમની ગતિ કે મંડળ વિષે કંઇ કહ્યું નથી. જો કે એઓમાંના કેટલાક ગ્રહોનું ગતિઆદિક કિંચિત્ સ્વરૂપ લોકો પાસેથી શ્રવણગોચર થાય છે. ૭૧૨–૭૧૩.

એઓ પણ સૂર્ય ચંદ્રની પેઠે હમેશાં અનિયમિત મંડળો વડે મેરૂની ફરતા ભમ્યા કરે છે. ૭૧૪.

વળી અહિં તારાઓના મંડળાદિનું નિરૂપણ પણ નથી કર્યું. કેમકે એઓનાં અવસ્થિત મંડળો છે અને તેથી ચંદ્રાદિક સાથે એઓનો યોગ થતો નથી. ૭૧૫.

तथोक्तं जीवाभिगमसूत्रे ।

णक्खत्ततारगाणं अवट्टिया मंडला मुणेयव्वा ।
तेवि य पयाहिणावत्तमेव मेरुं अणुपरिंति ॥ ७१६ ॥

एवं रवीन्दुग्रहऋक्षताराचारस्वरूपं किमपि न्यगादि ।
शेषं विशेषं तु यथोपयोगं ज्योतिष्कचक्रावसरेऽभिधास्ये ॥७१७॥

विश्वाश्चर्यदकीर्तिकीर्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगो विंशः समाप्तः सुखम् ॥ ७१८ ॥

इति विंशतितमः सर्गः ।



---

આ સમ્બન્ધમાં જીવાભિગમસૂત્રને વિષે આવો ઉલ્લેખ છે કે " નક્ષત્ર અને તારાઓના મંડળ અવસ્થિત છે, અને એઓ પણ મેરૂની ફરતા ફર્યા કરે છે. " ૭૧૬.

એ પ્રમાણે સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા–આ બધાઓની ગતિ આદિકનું સ્વરૂપ કિંચિત્ કહ્યું છે. હજુ વિશેષ કહેવાનું છે તે ઉપયોગપ્રમાણે જ્યોતિશ્ચક્રના વર્ણન વખતે કહેશું. ૭૧૭.

અખિલ જગતને આશ્ચર્યમાં લીન કરી દેતી કીર્તિના સ્વામી એવા શ્રી કીર્ત્તિવિજયગણિના અન્તેવાસિ–શિષ્ય, તથા પિતાશ્રી તેજપાળ અને માતુશ્રી રાજુબાઇના સુપુત્ર એવા વિનયવિજય ઉપાધ્યાયે જગતના નિશ્ચિત તત્વોને દીવાની જેમ પ્રકાશિત કરતો જે આ કાવ્ય-ગ્રન્થ રચ્યો છે એમાં નીગળતા પુષ્કળ-અનેક અર્થોને લઇને મન હરણ કરી લેતો એવો આ વીશમો સર્ગ નિર્વિઘ્ને સમાપ્ત થયો. ૭૧૮.

**વીશમો સર્ગ સમાપ્ત.**



## ॥ अभिजिदादीनां तारासंख्या आकारः रात्रिसंख्या मासक्रमश्च ॥

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| १ | अभिजित् | संख्या ३ | गोशीर्षावली | ७ | श्रावण | ७ |
| २ | श्रवण | ३ | कासार | ८ | | ८ |
| ३ | धनिष्ठा | ५ | पक्षिपंजर | १५ | भाद्रपद | १/१४ |
| ४ | शतभिषक् | १०० | पुष्पमाला | ७ | | ७ |
| ५ | पूर्वाभाद्रपदा | २ | अर्द्धवापी | ८ | | ८ |
| ६ | उत्तराभाद्रपदा | २ | अर्द्धवापी | १५ | आश्विन | १/१४ |
| ७ | रेवती | ३२ | नौकासंस्थान | १५ | | १५ |
| ८ | अश्विनी | ३ | अश्वस्कंध | १५ | कार्त्तिक | १/१४ |
| ९ | भरणी | ३ | भगसंस्थान | १५ | | १५ |
| १० | कृत्तिका | ६ | क्षुरधारा | १५ | मागसीर | १/१४ |
| ११ | रोहिणी | ५ | शकटोद्धी | १५ | | १५ |
| १२ | मृगशीर्ष | ३ | मृगशीर | १५ | पोस | १/१४ |
| १३ | आर्द्रा | १ | रुधिरबिन्दु | ८ | | ८ |
| १४ | पुनर्वसु | ५ | तुला | ७ | | ७ |
| १५ | पुष्य | ३ | वर्द्धमानक | १५ | माहा | १/१४ |
| १६ | अश्लेषा | ५ | पताका | १५ | | १५ |
| १७ | मघा | ७ | प्राकार | १५ | फागुण | १/१४ |
| १८ | पूर्वा फा० | २ | अर्द्धपल्यंक | १५ | | १५ |
| १९ | उ० फा० | २ | अर्द्धपल्यक | १५ | चैत्र | १/१४ |
| २० | हस्त | ५ | हस्ततल | १५ | | १५ |
| २१ | चित्रा | १ | मुखमंडन सुवर्णपुष्प | १५ | वैशाख | १/१४ |
| २२ | स्वाति | १ | कीलक | १५ | | १५ |
| २३ | विशाखा | ५ | पशुदामन | १५ | ज्येष्ट | १/१४ |
| २४ | अनुराधा | ४ | एकावली | ७ | | ७ |
| २५ | ज्येष्टा | ३ | गजदंत | ८ | | ८ |
| २६ | मूल | ११ | वृश्चिकपुच्छ | १५ | अषाढ | १/१४ |
| २७ | पूर्वाषाढा | ४ | गजविक्रम (पाद) | १५ | | १५ |
| २८ | उत्तराषाढा | ४ | सिंहनीषदन | १५ | आ० | १/१४ |